આશ્રમપત્રિકા
સંવત ૧૯૮૯ પુસ્તક ૧૨ મું.

Registered No. B. 1484

# શ્રીમદ્ ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

અ. ૩૧ થી ૪૨

મૂળ શ્લોકો, અન્વય, અર્થ અને વિવેચન

[ [illegible] સમાધાન, સ્થાન દૃષ્ટાંતો અને પદો, સર્વધર્મ વિચાર..
ગુજરાતી ભાષામાં આ પ્રથમ આવે છે ]

આશ્રમમંદિર—અમદાવાદ.

કિંમત ૨-૬-૦

મોક્ષપત્રિકા
સંવત ૧૯૮૬ પુસ્તક ૧૧ મું.

Registered No. B. 1434

# શ્રીમદ્ ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

અ. ૩૧ થી ૪૨

મૂળ શ્લોકો, પદચ્છેદ, અર્થ અને વિવેચન.

[ વિવેચનમાં—શંકાનાં સમાધાન, રસીલાં દૃષ્ટાંતો અને પદો, સર્વધર્મી વિચારો.
ગુજરાતી ભાષામાં આ પ્રથમ પ્રયત્ન છે. ]

રચી પ્રસિદ્ધ કર્તા,
રામશંકર મોનજી ભટ્ટ.
મોક્ષમંદિર—અમદાવાદ.



આવૃત્તિ ૧ લી    સને ૧૯૩૧    પ્રત ૧૬૦૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટીંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કીંમત ૨-૬-૦

Registered No. B. 1434.

• નં. ૧૪૬

શ્રીસદ્ગુરવે નમઃ।

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ—રાસલીલા.

તંત્રી અને પ્રકાશકઃ—**રામશંકર મોનજી ભટ્ટ**, ઠે. મોક્ષમંદિર-**અમદાવાદ.**
મુદ્રક—**દેવીદાસ છગનલાલ પરીખ**, ધી ડાયમંડ જ્યુબિલી પ્રેસ-**અમદાવાદ.**

પુસ્તક ૧૧ મું.] મહા માસ, ૧૯૮૬. [અંક ૧ લો.

### લ્યો ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

વ્હાલાં હરિજનો! પ્રભુકૃપાથી આપણે ફરી મળ્યા. આ અંકની સાથે આ માસીકનું અગીયારમું વરસ શરૂ થાય છે; અને મોક્ષમંદિર ખોલ્યાને બારમું વરસ શરૂ થાય છે. નવા વરસના પ્રભાતમાં, આપને સૌને ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહીને કાર્ય શરૂ કરીએ—

**ગઇ સાલના અંકો**—ગઈ સાલના અંકો પુસ્તકના રૂપમાં બંધાવી લેશોજી. કોઇ અંક ખૂટતો હોય, તો મંગાવી લેશોજી. અહીં હશે તો જરૂર મોકલવામાં આવશે.

**વેદાંતનો ફરમો**—વેદાંતનો ફરમો ખાસ વાંચવા જેવો છે. આઠ આનામાં આવી વાતો તમને કોઇ નહીં કરે. માટે હજી ઇચ્છા થાય, તો આઠ આના છ પાઇ ત્વરાથી મોકલી દ્યો.

**પાછલાં પુસ્તકો**—આ કોઈ ન્યુસપેપર નથી. આ સત્સંગ ગંગાની સેર છે. પાકા પુંઠાથી બાંધેલાં પાછલાં પુસ્તકો હજી મળી શકે છે; માટે જોઇએ તો ઉંઘશો નહીં. પછી રૂપૈયા સો દેતાં, એક નકલ પણ નહીં મળે. બંધામણી સાથે દરેકની કીંમત રૂ. ૨-૬-૦

**દશમસ્કંધ**—દશમસ્કંધ ૮૩ ના મહાથી શરૂ થયો છે. માત્ર ભાષાંતર વાંચો છો, તેના કરતાં આ ઠીક જણાય, તો ઉંઘશો નહીં-મંગાવી લેજો. ૮૩-૮૪ અને ૮૫ નાં પાકા પુંઠાથી બંધાવેલાં પુસ્તકો તૈયાર છે. બંધામણી સાથે દરેકના રૂ. ૨-૬-૦

**ધ્યાન ખેંચો**—માસીક વાંચીને રાજી થયા હો, તો જીજ્ઞાસુઓનું ધ્યાન ખેંચો. હજી ઘણા ભાવિક લોકો આ માસીકથી અજ્ઞાત છે. લવાજમ જેવી જુજ રકમ તેઓ ઘણે ઠેકાણે વાપરી નાંખે છે.

**ધંધાની હાય**—ધંધાની હાયમાં અગર સમયની અગવડતામાં, ઘણા ભાવિક લોકો કથાવાર્તામાં જઈ શકતા નથી. તેમને ઘેર બેઠાં અહીંની કથા સંભળાય, તેવી આ ગોઠવણ છે. ફુરસદ મળે ત્યારે તેઓ વાંચી શકે, અને થોડામાં તેમને ઘણું મળે.

**દેશાવરમાં**—દેશાવરમાં રહેનારા તમારા સગા, ઘણાં છાપાં વાંચતા હશે; પણ આવું કોઇ ધાર્મીક માસીક તેમને મળે છે? ન મળતું હોય, તો આ માસીક તેમને મોકલો.

**ગામડાંની ખબર લ્યો**—ખડ ખાઇને ઢોર ધંધો કરે, તેમ રોટલા ખાઇને ગામડામાં માણસો ધંધો કરે છે. તેમને સત્સંગનો લાભ નથી. ગામડે એક માસીક આપો, તો આખા ગામના ભાવિક લોકો, એક ઠેકાણે બેસીને સાંભળી શકે. પાણીના પરબ કરતાં જ્ઞાનના પરબની કીંમત વધારે ગણાય.

**અંત્યજાદિ વર્ણો** આવી વાતો ક્યાં સાંભળશે? આવું સરલ અને સસ્તુ માસીક તેમને ઘણુંજ ઉપયોગી થઈ પડશે. તેમના વાસમાં એક વાંચશે, અને અનેક સાંભળશે.

**વેપાર સાથે વેપાર**—આખા વરસમાં ઘણો વેપાર કરતા હશો. તમારા પોતાના ધંધા તરફ લોકોનું ધ્યાન ખેંચતા હશો, ત્યારે પ્રેમ સ્વરૂપ શ્રીકૃષ્ણ પ્રત્યે-દશમસ્કંધની આ સુંદર ટિકા પ્રત્યે-તમારા ગ્રાહકોનું ધ્યાન કેમ ખેંચતા નથી? જ્ઞાનની દલાલી કેમ કરતા નથી? યોગ્ય લાગે તો કરજો.

**હવે છેલ્લી આપની વાત**—માસીક મંગાવો છો, તે બરાબર વાંચો છો? કે શેઠ આવ્યા, તો નાંખો વખારે? દુનિયાભરના સંતો, શાસ્ત્રો અને ડાહ્યા ડાહ્યા મનુષ્યો કહે છે કે—'સ્વસ્વરૂપને ઓળખવા પ્રયત્ન ન કર્યો, તે જીવ માનવ જીવનના બગીચામાં, ગુલાબની ગંધ તજીને, છાણના પોદળામાં લોભાણો છે.' આપ ગમે તે હશો-ગમે ત્યાં હશો-પણ હમણાં સમય પૂરો થઈ જશે; અને સ્ટેશન આવતાં માનવજીવનની મેઇલમાંથી ઉતરી જવું પડશે. અત્યારે તમને જે તદ્દન સાચું જણાય છે-જેને માટે તમે મરી પીટો છો; તે તમામ [ સ્ટેશન આવી પહોંચતાં ], તમને પોતાને, તદ્દન ખોટું જણાશે; માટે સમયનો સદ્ઉપયોગ કરી લેશોજી. લ્યો-ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

---

## આ વરસમાં શા શા વિષયો આવશે?

૩૧ મો અધ્યાય—ગોપીકાગીત.
૩૨ મો અ.—પ્રભુનાં દર્શન. ગોપિકાઓની શાંતિ અને જ્ઞાનચર્ચા.
૩૩ મો અ.—રાસલીલા અને જળલીલા.
૩૪ મો અ.—અજગરનો મોક્ષ અને શંખચૂડનો વધ.
૩૫ મો અ.—ગોપીઓએ ગાયેલું ગીત.
૩૬ મો અ.—અરિષ્ટાસુરનો વધ; અને શ્રીકૃષ્ણ બળદેવને મથુરા તેડી લાવવા, કંસની અક્રુરને આજ્ઞા.
૩૭ મો અ.—શ્રીકૃષ્ણે કેશી અને વ્યોમાસુરને માર્યા.
૩૮ મો અ.—અક્રુરનું ગોકુળમાં આવવું.
૩૯ મો અ.—ગોપીઓનો વિરહ વિલાપ.
૪૦ મો અ.—અક્રુરે ભગવાનની કરેલી સ્તુતિ.
૪૧ મો અ.—શ્રીકૃષ્ણ-બળભદ્ર મથુરા આવ્યા.
૪૨ મો અ.—શ્રીકૃષ્ણે કુબ્જાનો ઉદ્ધાર કર્યો.
૪૩ મો અ.—શ્રીકૃષ્ણે કુવલીયાપીડ હાથીને માર્યો અને મલ્લના અખાડામાં પ્રવેશ કર્યો.

સાંભળો:— પદ–રાગ–કવિત.

ગર્જહિ અર્જુન હિજરે[1] અન્યો, અરૂ ગર્જહિ ગોવિંદ ધેન ચરાવે;
ગર્જહિ દ્રૌપદી દાસિ ભઇ, અરૂ ગર્જહિ ભીમ રસોઇ પકાવે.
ગર્જ વડી સબ લોકનમેં, ગર્જ બિના કોઇ આવે ન જાવે;
કવિ ગંગ કહે સુન શાહ અકબ્બર, ગર્જસેં બીબી ગુલામ રીઝાવે.

અણદીઠી અને અણમાણી વસ્તુમાં પ્રીતિ કેમ થાય ?—'ગોપીઓએ ભગવાન્ શ્રીકૃષ્ણને દીઠા–થોડીવાર માણ્યા પણ ખરા, તેથી ગોપીઓને કૃષ્ણમાં પ્રીતિ થાય, તે વ્યાજબી છે; પણ અમે ભગવાનને દીઠા નથી, સાંભળ્યા નથી–માણ્યા પણ નથી; તેથી અમને ભગવાનમાં પ્રીતિ કેવી રીતે થાય ?' એવી શંકા મુમુક્ષુને થાય. તે સંબંધમાં યાદ રાખવું ઘટે છે કે–જેઓને ભગવાનનો અનુભવ થયો, તેઓએ તે વાત શાસ્ત્રદ્વારા જગતને વિદીત કરી. આપણે ભગવાનનો ખપ હોય, તો જેમને ભગવાનનો અનુભવ થયો, એવા શ્રીશુકદેવજી, કબીર, નાનક, નરસી, મીરાં, તુકારામ, દયારામ, શ્રીમદ્ શંકરાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રીસ્વામીનારાયણ વિગેરે મહાન્ વીતરાગી પુરૂષોનાં વચનોમાં, આપણે વિશ્વાસ રાખવો જોઇએ. તેઓનાં જીવનમાં ઉંડા ઉતરીને જોયા વિના, તેમને પાખંડી કહીને ફેંકી દેવા, એ ફુલના હારને સાપ સમજીને ફેંકી દેવા જેવી ભૂલ છે.

વિશેષ એમ પણ યાદ રાખવું ઘટે છે કે—જીવ પોતે અનાદિ છે, અને નવા નવા દેહ ધારણ કરે છે. ગર્ભોપનિષાદિ સદ્‌ગ્રન્થો કહે છે કે–'માતાના ગર્ભમાં જીવને શ્રીહરિનો મેળાપ થયો હતો. ગર્ભમાંથી બહાર આવતા માયાનો પવન વાયો. તે પવનમાંથી હું અને મારૂં બે પ્રગટયા. જીવ શ્રીહરિને ભૂલ્યો, અને ભવસાગરમાં ડબકાં ખાવા લાગ્યો–વિગેરે. ઘણા દિવસથી તેલવાળી થએલી પીતળની બરણી, પોતાનું સ્વરૂપ બતાવી શકતી નથી; પણ જો કોઈ તેને અગ્નિમાં થોડીવાર રાખે, તો તેનો મેલ બળી જાય, અને બરણી ચોખ્ખી પીતળની છે; એમ દેખાઈ આવે. તે પ્રમાણેજ ઘણા જન્મોથી માયામાં રમતો જીવ, પોતાના વાસ્તવ સ્વરૂપને બતાવી શકતો નથી; જો કોઇ સત્પુરૂષ, તેને જ્ઞાનવૈરાગ્યની અગ્નિમાં થોડીવાર રાખે, તો માયાનો મેલ બળી જાય, અને જીવ શિવસ્વરૂપે દેખાઈ આવે. તાત્પર્ય–શ્રીહરિ અણદીઠી અને અણમાણેલી વસ્તુ જેવા નથી. આપણે ઇશ્વરનાજ અંશ છઇએ. જેમ નદી વિકાસ પામતી પામતી સમુદ્રને મળે છે; તેમ જીવ વિકાસ પામતો પામતો, શિવમાં ભળી જાય છે. જીવનો વિકાસ ન થાય ત્યાં સુધી જીવ શિવથી અજ્ઞાત રહે છે.

વસ્તુની કીંમત વિયોગમાંજ થાય છે–ગોપીઓએ વિયોગમાં ગોપીકાગીત ગાયું. અત્યારે આપણે પણ શ્રીહરિનો વિયોગ છે, આપણે સ્વપ્નામાં પણ તેમને દેખતા નથી; માટે શ્રીહરિના સ્વરૂપને બને તેટલું સમજી લઈને, તેના ખપને જાગ્રત કરો. ખપ સમજાયા પછી–વિયોગનું ભાન થયા પછી–દીનતા પ્રગટશે. જેમ અરણીનાં બે લાકડાં ઘસાતાં અગ્નિ પ્રગટે; તેમ વિરહ અને દીનતા સામસામા ઘસાતાં–એક સાથે જાગ્રત્ થતાં–પ્રભુ પ્રગટે.

**ધીરજનું ખૂટી જવું, તેજ નિઃસાધનતા ?**–જ્યાં સુધી માણસ પોતાનું ધાર્યું કરી શકે, ત્યાં સુધી તે એમજ માને કે–'આ મેં કર્યું.' 'હું જે ધારૂં તે થાય' વિગેરે. શુભ કરણિવાળા શરણાંગત ભકતોને આ દોષમાંથી બચાવવા માટે, પ્રભુ ધીમે ધીમે તેમનાં સુખનાં સાધન

---

૧ વૈરાટનગરમાં સ્ત્રીનો વેશ પહેર્યો.

ખેંચી લે છે-એટલે-તેમને નિઃસાધન દશામાં મૂકે છે. તેને પરિણામે તે ભક્તનો ભક્તિભાવ એવી રીતે સુદૃઢ થાય છે કે-'જેમ ઘડીયાળમાં તમામ ચક્રોને અને કાંટાઓને ગતિ આપનાર, કમાનવાળું મૂખ્ય ચક્ર છે; તેમ જગતમાં તમામ શક્તિઓને ગતિ આપનાર, ઇશ્વરશક્તિ છે. તે મહાન્ શક્તિને શરણે રહેવું, એજ જીવના ડહાપણની હદ છે, એજ જીવને નિર્ભય રહેવાની ચાવી છે, એજ જીવને સુખનો સાગર છે.' એટલે-'આવા સર્વશક્તિમાન્ પ્રભુ આપણને કેવી રીતે મળે?' એવો ભાવ પ્રગટે. આવી સમજણ આવ્યા પછી-આવી ઓળખાણ થયા પછી-જીવ સમગ્ર ભાવથી ઇશ્વરને શરણે રહે છે. જેમ તાપના પ્રમાણમાં જળ ઉકળે, તેમ વિરહના પ્રમાણમાં હૃદય ઉકળે. બહુ તાપ થતાં જેમ જળ ઉકળીને ઉભરાય; તેમ વિરહની ઝલક વધી પડતાં, હૃદય ઉકળીને આંખોદ્વારા ઉભરાઈ જાય-નેત્રમાંથી આંસુડાં ખરી પડે.

નિઃસાધનનો અર્થ 'આળસુ' અગર 'પ્રમાદી' ન કરતાં, [ પતિવ્રતા સ્ત્રીની માફક શ્રીહરિને રીજવવા ] 'સદા તત્પર'-એવો અર્થ કરવો. કારણકે આળસુ અને પ્રમાદિને માટે આલોક પણ મોંઘો છે. નિઃસાધનનો ભાવ એ છે કે-રતુભાઇ મુંબઇ હાઇકોર્ટના જજની ખુરસી ઉપર બેસીને કામકાજ કરે છે, પણ તે માતાપિતા પાસે એક નિઃસાધન દાસ બનીને રહે છે-નીચામાં નીચી ટહેલ કરનારો નોકર-છે. ગૃહસ્થની ભણેલી ગણેલી સમજુ પુત્રી, જેમ નિર્ધન ધણી પાસે દાસીરૂપે રહે છે, અને કાંગલી ગરીબ સાસુની નિર્મળ ભાવથી સેવા કરે છે. તે પ્રમાણેજ યોગ, જ્ઞાન વૈરાગ્યાદિ સાધનોથી સંપન્ન હોય, તોપણ-'શ્રીહરિ પાસે હું કાંઇ નથી'-એવા ભાવથી શ્રીહરિને જે સેવે, તે નિઃસાધન ભક્ત ગણાય છે. ધાવણું નિઃસાધન બાળક (વિરહના દુઃખમાં) માતાને સાદ કરે. માતા જવાબ ન દે, તો રડી પડે; તેમ ભક્તો વિરહનાં દુઃખમાં શ્રીહરિને સાદ કરે. શ્રીહરિ જવાબ ન દે, તો રડી પડે. આવું બાળક માતાને બહુજ વ્હાલું લાગે, તેમ ઉપર જણાવ્યો તે નિઃસાધન ભક્ત, શ્રીહરિને બહુજ વ્હાલો લાગે. 'હું'ને ભુલીને 'તુ"ને ભજે, તેને પરિણામે 'હું' 'તુ" માં લય પામી જાય. દ્વૈતભાવ અ તમાં લય પામી જાય. એકમાં એક નાંખતા બે થવાને બદલે, સુદૃઢ-ઘાટો-એક થાય.

આવી નિઃસાધનતા કયાં કયાં દેખી?-અર્જુને હથીયાર હેઠાં મૂકયાં, એટલે પોતાનું ડહાપણ માત્ર તજી દીધું, ત્યારે શ્રીકૃષ્ણે જ્ઞાનામૃતનો ફુવારો ખુલ્લો મૂકયો. નિઃસાધન દ્રૌપદીને શ્રીહરિએ નવસેં નવાણું ચીર પૂર્યાં. નિઃસાધન પ્રહ્લાદને સ્થંભમાંથી નીકળીને બચાવી લીધો. નિઃસાધન ધ્રુવને મધુવનમાં મળ્યા. [ જીવને બાળક સમજવો નહીં, કારણ કે તે અનાદિ છે. દેહને બાળક સમજવો. ] નિઃસાધન શવરીને શ્રીહરિ તેણીની ઝુંપડીએ જઇને મળ્યા. નિઃસાધન રોહિદાસને અમર કરવા, પ્રભુ ઢેઢવાડે પધાર્યા. નિઃસાધન-દશામાં તુલસીદાસજીએ '**વિનયપત્રિકા**' નામનો ગ્રન્થ લખ્યો. નિઃસાધન દશામાં શ્રીગોંસાઇજીએ-શ્રીમદ્ વિઠ્ઠલનાથજીએ-'**વિજ્ઞપ્તિ**' નામનો ગ્રન્થ લખ્યો 'વિનયપત્રિકા' અને 'વિજ્ઞપ્તિ' એટલે વિરહ, દૃઢતા અને દિનતાનો ભરપૂર સાગર. જ્ઞાન, વૈરાગ્ય, કીર્તિ અને દ્રવ્ય અહંકારના મૂખ્ય મથકો છે. તે ચાર સાધનો જીવને જોતજોતામાં-ગમતમાં અને ગમતમાં-ગર્વની ગટરમાં ફેંકી દેછે. આ ચાર ગઢને જે તોડી શકે, તેજ શ્રીહરિને રસ્તે આવી શકે. નિઃસાધન નરસીની દાદ સાંભળી, મામેરૂં પૂરવા પ્રભુ પધાર્યા. નિઃસાધન નામદેવની આંતરડી કકળતી

જોઈને, તેનું દૂધ પીવા બેઠા. નિઃસાધન કરમાનો ખીચડો ખાધો. (વિરહ, દઢતા અને દીનતા કેળવવા માટે, તુલસીદાસજીની 'વિનયપત્રિકા' અને શ્રી ગુંસાઈજીની 'વિજ્ઞપ્તિ' અવકાશ લઈને વાંચજો. ]

સાધનદશા ક્યાં સુધી ?—એક સતી સ્ત્રી પતિને અનન્ય ભાવથી સેવે; મીઠાં મધુરાં વચનોથી વારંવાર રીજવે; છતાં પતિ બુદ્ધાવતાર ધારણ કરીને, બોલે ચાલે નહીં. હાથ પણ લાંબો ન કરે. પતિનું આવું બેપરવાવાળું વર્તન દેખીને, છ આઠ માસમાં સ્ત્રીને લાગી આવે. પતિ પાસે છે, છતાં તે મનગમતાં સુખ આપી શકતો નથી; તેથી સ્ત્રી રોઈ રોઈને મરે છે. તેણીનાં રૂંવાડામાં અગ્નિ ભભુકી ઉઠે છે. તાત્પર્ય-સ્ત્રીને સાધનદશામાં, સદા પડયું રહેવું ગમતું નથી. એથી હજી વિશેષ નજર કરો, તો દેખાશે કે-સ્ત્રીને પતિ સાથે દ્વૈતભાવે રહેવું ગમતું નથી. સ્ત્રીને પતિ સાથે અદ્વૈતભાવે રહેવું ગમે છે. એટલે તન, મન અને ધનથી -સ્ત્રીને પતિમાં સમાઈ જવું ગમે છે.

તમે ઘણાં વરસોથી શ્રીહરિનાં દર્શન કરો છો-પૂજન કરો છો-તેમના ગુણાનુવાદ સાંભળો છો, અને ગાઓ છો; પણ તન મન અને ધનથી-સમગ્ર વૃત્તિઓથી-શ્રીહરિમાં સમાઈ જવા કદિ વિચાર કરો છો ? શ્રીહરિ બોલે નહીં, ચાલે નહીં, અને સ્વપ્નામાં પણ આવે નહીં; તેથી કદિ તમને કાંઈ લાગી આવે છે ? આવા ભયંકર નુકસાનનો કદિ વિચાર કરો છો ? તેને માટે કદિ જીવ બાળો છો ? આવો વિચાર અવશ્ય કરવો જોઇએ. વસ્તુ-સ્થીતિનો બરાબર વિચાર કરશો, તો પ્રભુ સેવામાં કયે ઠેકાણે ભૂલ છે, કયો દોષ ભગવદ્ ભાવને આડરૂપ છે, તે જણાઈ આવશે. આ દોષને દૂર નહીં કરો, ત્યાંસુધી જ્યાં છો, ત્યાંથી એક ઇંચ પણ આગળ વધી શકશો નહીં.

ખપ વિના ખટકો થાય નહીં—તમારે અનેક પ્રાણી પદાર્થોનો ખપ પડે છે, અને તેને માટે તમે તનતોડ મહેનત કરો છો. તે પ્રમાણે તમારે પ્રભુનો ખપ પડે છે ? પ્રભુ માટે તમે કદિ તલપાપડ થાઓ છો ? શાસ્ત્રો અને સંતો પ્રભુનો મહિમા બતાવીને, પ્રભુનો ખપ કરવાનું શીખવે છે. આ ખપ જ્યારે જાગ્રત-તીવ્ર-થાય, ત્યારેજ તમે તેને માટે તન-તોડ મહેનત કરો. તમારૂં અંતર તપાસી જુઓ. પ્રભુનો ખપ જાગ્રત્-તીવ્ર-થયો છે ? પ્રથમ વિચારોદ્વારા **વસ્તુને** યથાર્થ ઓળખો. પછી તેનો ખપ તીવ્ર-કરો. ખપ જાગ્રત્ થતાં, ખટકો જાગ્રત્ થશે. જેમ પતંગની પાછળ દોર દોડયો આવે, તેમ ખપની પાછળ ખટકો દોડયો આવશે.

પ્રેમમાં ઉન્મત્તતા—ઉન્મત્તતા પ્રેમની ઉત્કૃષ્ટ ભૂમિકા છે. લૌકીક પ્રેમનાં દૃષ્ટાન્ત-પંચવટીમાં શ્રીરામચંદ્રે સીતાના સમાચાર, વૃક્ષોને, પર્વતોને અને વનચરોને પૂછયા. મેઘ-દૂતમાં સ્ત્રીથી વિયોગ પામેલા યક્ષે, મેઘ સાથે પોતાની પત્નિને સમાચાર મોકલ્યા. દમ-યંતીએ નળના સમાચાર વૃક્ષોને પૂછયા. ઉર્વશીના વિયોગમાં પુરૂરવા રાજા ગાંડો બન્યો. તેણે ઉર્વશીના સમાચાર મૃગ, ચક્રવાક, હાથી, ભ્રમર વિગેરેને પૂછયા. વિક્રમોર્વશીય નાટકમાં, પુરૂરવાની ઉન્માદ અવસ્થાને કવિ કાળીદાસે સુંદર રીતે ચીત્રી છે. ભવભૂતિ કવિએ માલતી માધવમાં, વિયોગમાં પ્રેમના ઉત્કૃષ્ટ ભાવનું ચિત્ર રજુ કર્યું છે. જેઓ મરણાધીન છે-જેઓ પરપોટા જેવા-આજ છે, અને કાલ નથી; જેમની પાસે પ્રેમનું જરા જેટલું ટીપું છે;

તેમની આ દશા છે; ત્યારે જ્યાં રસસાગર છોળો દેછે-જ્યાં કોટિકંદર્પને લજાવે એવો શ્રીકૃષ્ણ, પ્રેમનું પાત્ર બન્યો છે, ત્યાં ગોપીઓ ઉન્મત્ત થાય. તેમાં શી નવાઇ ?

હૈયું હાથ રાખજો—આ ગોપિકાગીતના અધ્યાયમાં પણ, ગોપિકાઓ પાંચમા શ્લોકમાં કહે છે કે-'આપનું હસ્તકમળ અમારે માથે મૂકો.' ૭મા શ્લોકમાં કહે છે કે-'હે શ્રીકૃષ્ણ! આપનું ચરણકમળ અમારા સ્તનો ઉપર મૂકો, અને અમારા કામજ્વરને દૂર કરો.' ૮મા શ્લોકમાં ગોપીઓ અધરામૃતની માગણી કરે છે. ૯મા શ્લોકમાં કહે છે કે-'હૃદયમાં લાગી આવે એવી તમારી એકાંતની વાતો.' ૧૨મા શ્લોકમાં કહે છે કે-'તમારૂં મુખ વારંવાર દેખાડીને, તમે અમારા મનમાં કામ ઉત્પન્ન કરો છો.' ૧૩મા શ્લોકમાં વળી કહે છે કે-આપનું ચરણકમળ અમારા સ્તન ઉપર મૂકો.' ૧૪મા શ્લોકમાં કહે છે કે-'હે સુરતને વધારનાર! આપનું અધરામૃત અમને આપો.' ૧૬ શ્લોકમાં કહે છે કે-'રાત્રિના સમયમાં આપના સિવાય બીજો કયો પુરૂષ સ્ત્રીઓનો ત્યાગ કરે!' ૧૭મા શ્લોકમાં કહે છે કે-'એકાંતમાં આપની સાથે થએલી વાતચીત, અને તેથી થએલા કામનો ઉદય.' ૧૮મા શ્લોકમાં કહે છે કે-'અમારા હૃદયના રોગોનો નાશ થાય, એવી કાંઈ દવા આપો.' ૧૯મા શ્લોકમાં કહે છે કે-'આપનું કોમળ ચરણકમળ, અમારા કઠણ સ્તન ઉપર અમે બીતી બીતી રાખીએ છીએ.' આ અને આવી બીજી વાતો સાંભળીને, હૈયું હાથ રાખજો. આ હસ્તકમળ તે લક્ષ્મીજીએ ગ્રહણ કરેલું; અને આ ચરણકમળ તે બ્રહ્માજીએ પૂજેલું. લક્ષ્મી જેના હસ્તને ગ્રહણ કરે, અને બ્રહ્મા જેના ચરણરજને પૂજે, તે કોઇ વ્યભિચારી હશે? વળી જે અધરામૃત છે, તે **इतररागविस्मारणं**-મનુષ્યોની બીજી તમામ વાસનાઓને ભુલાવી દેનાર છે. આવા અધરામૃતવાળો લૌકિક પુરૂષ હશે? જેની શાસ્ત્રો અને સંતો નિંદા કરે, એવો તે કામી હશે? વળી સર્વ વિષયોનો ત્યાગ કરીને આવેલી ગોપીઓને વ્યભિચારી કહેવી! જે કામ અને કામજ્વરને, કુલીન બાળ વિધવાઓ આવા ભયંકર યુગમાં પણ બાળીને ભસ્મ કરે છે; તે કામ અને કામજ્વર, જેનાં વખાણ વીતરાગી સંતો કરે છે-એવી ગોપીઓને, પીડતો હશે! તાત્પર્ય-આમાં કાંઇક છે, તે ધીરજ રાખીને તપાસો—

હવે અધ્યાય શરૂ કરીએ—ગયા અધ્યાયના છેલ્લા શ્લોકામાં એમ કહ્યું કે-ગોપીકાઓ થાકીને યમુનાજીને તટે પાછી આવી; અને શ્રીકૃષ્ણમાં સંપૂર્ણ મન રાખી ગાન શરૂ કર્યું, તે હવે સાંભળો— રાગ-લલિત.

**गोप्य ऊचुः ॥**

**जयति तेऽधिकं, जन्मना व्रजः, श्रयत इन्दिरा, शश्वदत्र हि ॥**
**दयित दृश्यतां, दिक्षु तावकास्-त्वयि धृतासवस् त्वां विचिन्वते ॥१॥**

૧ પદચ્છેદ—**हे दयित !**-હે પ્યારા ! **ते [तव] जन्मना व्रजः अधिकं जयति**-તમારા જન્મથી વ્રજનો મહિમા વધ્યો છે. **हि**-કારણકે **इंदिरा**-લક્ષ્મીજી. **अत्र**-આ વ્રજને **शश्वत् श्रयते**-નિરંતર સેવે છે. **तव इमेः तावकाः**-અમે કે જેઓ આપની છીએ તે. **त्वयि**-તમારા માટે **धृताः असवः याभिः ताः धृतासवः**-પ્રાણ ધારણ કરી રાખ્યા છે તે. **त्वां दिक्षु विचिन्वते**-આપને ચારે દિશામાં શોધે છે. તેથી **त्वया दृश्यतां**-આપ દર્શન આપો.

**અર્થ—હે પ્યારા! તમારા જન્મથી વ્રજનો મહિમા વધ્યો છે. તેથીજ લક્ષ્મીજી આ વ્રજને નિરંતર સેવે છે. અમે કે જેઓ આપની છઇએ, તેઓએ તમારા માટે પ્રાણ ધારણ કરી રાખ્યા છે–એટલે તેઓ તમારાં દર્શન માટેજ જીવે છે. તેઓ આપને ચારે દિશામાં શોધે છે; તેથી આપ (હવે) દર્શન આપો. [૧]**

૧ વિવેચન—

આ શ્લોકોમાં પદ લાલિત્ય અને ભાવ, બહુ ઉંચા પ્રકારનો છે.

શ્રીકૃષ્ણના જન્મથી વ્રજ વૈકુંઠથી અધીક બન્યું.

પદ.

વ્રજ વહાલુંરે–વૈકુંઠ નહીં આવું—(૨)
ત્યાં નંદકુંવર ક્યાંથી લાવુંરે—વ્રજ૦ ટેક૦
ત્યાં લલિત ત્રિભંગી નથી ગિરધારી, (૨) સંગે સોહીએ રાધા પ્યારી; (૨)
એમને નિરખતાં આંખ ઠરે મારીરે—વ્રજ૦
ત્યાં જમુના શ્રી ગિરિવર કુંજ નહીં, (૨) મારૂં મન ત્યાં સત્ય ઠરેજ નહી; (૨)
મારા પ્રાણ પ્રસન્ન ત્યાં રહેજ નહીંરે—વ્રજ૦
ત્યાં શ્રીવૃંદાવન રાસ નહીં, (૨) વ્રજવનિતાની સંગે વિલાસ નહીં; (૨)
વિષ્ણુ વેણુ વાયાનો અધ્યાસ નહીંરે—વ્રજ૦
સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું, (૨) મને ન ગમે બ્રહ્મ સદન અડવુંરે; (૨)
ધિક્ ધિક્ એ સુખ પામીને પડવુંરે—વ્રજ૦

થોડી પૃથ્વીનો પતિ–એક રાજા, જ્યાં મુકામ કરે; ત્યાં તેની સેવામાં રહેલી થોડી સરખી લક્ષ્મી, આમતેમ દોડે; ત્યારે કોટિ બ્રહ્માંડનો નાથ મુકામ કરે, ત્યારે તેની સેવામાં રહેલી સમગ્ર લક્ષ્મી કેમ આમ તેમ ન દોડે!–કેમ શોભામાં વધારો ન કરે! **क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं, रमणीयतायाः** ॥ જે ક્ષણે ક્ષણે નવીનતાને પ્રાપ્ત કરે, તેજ ખરેખર રમણીયતાનું રૂપ છે. ભાવ–' આવા ભાગ્યશાળી વ્રજમાં અમારૂંજ આમ કેમ? અમને આપ કાં કકડાવો? આપે ઉછેરેલી અમારી આશારૂપી લતાને આપ કાં ઉખેડી નાંખો?'

**दयित**! આ શબ્દ પ્રેમની હદ સૂચવે છે. આ શબ્દ સ્ત્રીઓ પોતાના પતિ માટેજ વાપરે. ગોપિકાઓએ શ્રીકૃષ્ણમાં પતિભાવથી આ શબ્દ વાપર્યો છે.

**तावकाः** અને **धृतासवः**–અમે તમારી, અને તમારે માટેજ અમે પ્રાણને ધારણ કરી રાખનારી. આ શબ્દો સંપૂર્ણ દીનતા સૂચવે છે. પ્રભુનો વિયોગ થતાં ગોપિકાઓએ, પ્રાણનો ત્યાગ કેમ ન કર્યો? તે પ્રશ્નનો ઉત્તર **धृतासवः** શબ્દ આપે છે. તે એમ સૂચવે છે કે–ગોપીઓએ પ્રભુના દર્શનની લાલચથી પ્રાણ ટકાવી રાખ્યા હતા.

કીર્તનભક્તિ—આ અધ્યાય કીર્તનભક્તિનો છે. **गुणगाने सुखावाप्तिर्गोविंदस्य प्रजायते । यथा तथा शुकादीनां नैवात्मनि कुतोन्यतः** ॥ 'ગોવિંદ ભગવાનના ગુણ

ગાવામાં શ્રીશુકદેવજીને જેવું સુખ મળ્યું, તેવું સુખ આત્મામાં મળ્યું નહીં. ત્યારે બીજાની તો શી વાત કરીએ!' તેમાં એ વળી આ યુગ માટે કીર્તનભક્તિ આવશ્યક છે, કારણકે લોકોનાં ચિત્ત ઘણાંજ વ્યગ્ર રહે છે. ચિત્તની વૃત્તિઓને એકદમ સમેટી લેવાની શક્તિ, કીર્તનભક્તિમાં છે. પવિત્ર જીવન ગાળનાર સ્ત્રી પુરૂષની, સમેટી લીધેલી વૃત્તિઓ, અનાયાસે શ્રીહરિના ચરણમાં વળે છે. કલ્પવૃક્ષની માફક તે ભક્તના સર્વ મનોરથ સિદ્ધ કરી આપે છે. શ્રીકૃષ્ણના ગુણમાં આવેશવાળાં મુમુક્ષુઓ, ઘડી તડી સંસારથી મૂક્ત બની જાય છે.

હવે શ્રીકૃષ્ણને સુરતનાથ કહીને બોલાવે છે—

**शरदुदाशये साधुजातसत्-सरसिजोदरश्रीमुषा दृशा ॥**
**सुरतनाथ तेऽशुल्कदासिका, वरद निघ्नतो नेह किं वधः ॥२॥**

**અર્થ—હે સંભોગના પતિ ! હે મનોરથ પૂરનાર ! અમે કે જેઓ વિના મૂલ્યે પ્રાપ્ત થએલી-એટલે નિષ્કામ-દાસીઓ છઇએ, તેઓને શરદ્ ઋતુના સરોવરમાં સારી રીતે ઉગેલા, અને પ્રફુલ્લીત થએલા કમળના ગર્ભની શોભાને હરિ લે-લજવે-એવી આપની દૃષ્ટિથી, હણી નાંખનારા એવા જે આપ, તેને આ વધ ન કહેવાય ! એટલે આપે અમને કટાક્ષથી ઘાયલ કરેલી છે. તાત્પર્ય-અમને એ દૃષ્ટિ વિના કાંઇ ગમતું નથી. [૨]**

૨ વિવેચન—

**सुरतनाथ** !—'હે સંભોગના પતિ !' ગયા શ્લોકમાં '**दयित**-પ્યારા' શબ્દથી શ્રીકૃષ્ણને સંબોધન કર્યું, અને આ શ્લોકમાં હે સંભોગના પતિ કહીને શ્રીકૃષ્ણને બોલાવ્યા.

તાત્પર્ય—અમે આપને અભેદ ભાવે ભજીએ છઇએ-અમે આપનામાં સમાઇ જવા ઇચ્છીએ છઇએ. વળી જગતમાં જે જે સંભોગનાં સુખ છે; તે રસસાગરનાં ટીપાં છે; તેથી સમગ્ર સંભોગસુખના આપ પતિ છો, એ ભાવ છે.

**दृशा**—દૃષ્ટિથી. નેત્રને ઘણીવાર કમળની ઉપમા આપવામાં આવે છે, પણ આ શ્લોકમાં 'કમળ કરતાં પણ નેત્ર સુંદર છે,' એમ કહ્યું. આ પ્રતીપ નામનો અલંકાર છે. દૃષ્ટિનાં વખાણ કરીને સૂચવે છે કે-'અમે આપની દૃષ્ટિથી ઘાયલ-વિહ્વળ-લાચાર-બની ગઇ છઇએ. જે કોઇ હથિયારથી ઘાયલ કરે, તે દુશ્મન ગણાય, અને જે દૃષ્ટિથી ઘાયલ કરે,

---

૨ પદચ્છેદ—**हे सुरतनाथ** !-હે સંભોગના પતિ ! **हे वरद** !-હે મનોરથ પૂરનાર. **शरदः उदाशयः** (સરોવર) **तस्मिन-शरदुदाशये**-શરદ્ ઋતુના સરોવરમાં. **साधुजातं** (સારી રીતે ઉગેલું) **यत सत** (વિકાસ પામેલું) **सरसिजं** (કમળ) **तस्य उदरं तस्य श्रीः** ( શોભા ) **तां मुष्णाति** ( ચોરે છે-હરિ લે છે ) **इति साधुजातसत्सरसिजोदरश्रीमुट् तया इति दृशा**-સારી રીતે ઉગેલા પ્રફુલ્લિત કમળના ગર્ભની શોભાને હરિ લે એવી આપની દૃષ્ટિથી. **अशुल्कदासिकाः**-વિના મૂલ્યે પ્રાપ્ત થએલી એટલે નિષ્કામ દાસીઓને. **निघ्नतः**-હણનારા. **इति ते-तव**-એવા જે આપ તેને. **इह किं वधः न**-આ વધ ન કહેવાય ?

તે પ્રાણુથી અધિક પ્યારો લાગે. હથિયારથી ઘાયલ કરનાર દૂર જાય, તો ગમે; અને દૃષ્ટિથી, ઘાયલ કરનાર દૂર જાય, તો જરા પણ ગમે નહીં. તાત્પર્ય-હવે વિરહ સહન થતો નથી.

૫૬.

ઠુમરી-ખમાચ.

દર્શન બિન તરસે નૈના—ટેક૦
શામળી સુરત પ્યારી, વનમાલ ગલ ધારી;
જબસેં નિહારી સારી, તનકી વિસારી સુખ,
પડત ન ઘડી પલ ચૈના— દર્શન૦
જમુનાકે તીરે તીરે, વિમલ સમીરે સખી;
ધીરે ધીરે ગાવે નંદ-લાલ ગ્વાલબાલ સંગ,
મધુર મધુર સ્વર વૈના— દર્શન૦

**अशुल्कदासिकाः**—વગર પૈસે દાસી થએલી. એટલે નિષ્કામ અગર રાજી ખુશીથી આપને શરણે આવેલી. 'આપ સિવાય કોઈ પણ પ્રકારની વાસનાથી રહિત-એવી અમે આપની દાસીઓ છઈએ. નિષ્કામ ભક્તોનો સર્વત્ર વિજય થાય છે, ત્યારે અમારો અહીં પરાજય કેમ? આપ અમને કેમ હજી મળતા નથી?'

દાસીઓના સંબંધમાં યાદ રાખવું ઘટે છે કે-દેવ મંદિરોમાં અગર સદ્દગુરૂ પાસે, સ્ત્રી પુરૂષો સેવા કરવા રહે છે. તેઓ પણ નિષ્કામ હોવાં જોઇએ-કોઇપણ પ્રકારની લૌકિક ચાહનાથી રહિત હોવાં જોઈએ. પ્રસાદનો રસાસ્વાદ અને કીર્તિ, દેવમંદિરની અને સંતોની સેવામાં વિઘ્નરૂપ છે.

**वरद**!—'હે વરદાન આપનાર!' વસ્ત્રાહરણની લીલા વખતે, 'શરદની રાત્રીઓમાં રમવાનું' આપે વચન આપ્યું હતું, તે શું આપને પાળવું નથી? તે શું અમારે યાદ દેવડાવવું પડે? **वरान् द्यति इति वरदः**-વચન તોડે તે પણ વરદ કહેવાય છે. એવો ભાવ લેવો હોય; તો પણ લેવાય!

ભક્તોનું રક્ષણ કરવું એ આપનો ધર્મ છે. એમ હવે કહે છે—

**विषजलाप्ययाद्व्यालराक्षसाद्-वर्षमारुताद्वैद्युतानलात्॥**
**वृषमयात्मजाद्विश्वतोभया-दृषभ ते वयं रक्षिता मुहुः॥३॥**

અર્થ—[કાલિયનાગના] ઝેરવાળા જળથી થએલા નાશમાંથી, અઘાસુરથી,

૩ પદચ્છેદ—**विषेण युक्तं जलं तेन अप्ययः** (નાશ) **तस्मात् विषजलाप्ययात्** (કાલિયનાગના) ઝેરવાળા જળથી થએલા નાશથી. **व्यालराक्षसात्**-અઘાસુરથી **वर्षेण युक्तः मारुतः तस्मात्**-વરસાદ અને પવનની. **विद्युतः अयं इति-वैद्युतश्चासौ अनलः तस्मात्**-વિજળીઓમાંથી અને દાવાનલથી. **वृषश्च मयात्मजश्च एतयोः समाहारः वृषमयात्मजं तस्मात्**-અરિષ્ટાસુરથી અને વ્યોમાસુરથી **विश्वतः भयात्**-અને બીજા પ્રકારના ભયોથી પણ. **हे ऋषभ**!-હે શ્રેષ્ઠ પુરૂષ. **ते-त्वया-वयं मुहुः रक्षिताः**-આપે અમારી ઘણીવાર રક્ષા કરી છે.

**વરસાદ, પવન અને વિજળીના ભયમાંથી, દાવાનળમાંથી, અરિષ્ટાસુરથી અને વ્યોમાસુરથી, અને એવા બીજા અનેક ભયમાંથી, હે પુરૂષશ્રેષ્ઠ ! આપે અમારી ઘણીવાર રક્ષા કરી છે. (ત્યારે આજ કેમ આમ પીડો છો ? એ ભાવ છે.) [૩].**

૩ વિવેચન—

'શરણાંગતની રક્ષા કરવી, તે આપનો પ્રાચીન ધર્મ છે,' એમ ગોપીઓ કહે છે—

**પદ.**

રાગ—કસુરી તાલ ૩.

દીનાનાથ દયાલ સુને, તુમ હે ભક્તન હિતકારી;
હિરણ્યાકંસને બાંધ ભક્તકો, ચાબુક જબ મારી;
થંભ ફોડકર પ્રગટ ભયે હરિ, નખસે કમર ફાડી—દીનાનાથ૦
ગજકો પકડલે ચલા ગ્રાહ જબ, જલમેં બલકારી;
માર ચક્ર ગ્રહકા સિર કાટા, ગજકી વિપત ટારી—દીનાનાથ૦
બીચ સભાકે નગન કરી, જબ પાંડવકી નારી;
દુઃશાસનકી ભુજા ચીરકો, ખેંચ ખેંચ હારી—દીનાનાથ૦
ધ્રુવને નામ લિયા જબ દીયા, અચલ ધામ ભારી;
બ્રહ્માનંદ દેર નહિ કીજે, અબ મેરી વારી—દીનાનાથ૦

વિભીષણને આવતો દેખીને, સુગ્રીવે શ્રીરામને સલાહ આપી કે—' આ રાક્ષસ છે, તેથી તે આપણને કાંઇક વિઘ્ન કરશે; માટે તેને શરણે ન લેવો.' તેના જવાબમા શ્રીરામ બોલ્યા કે—

જુઓ મોક્ષવાણી પાનુ ૪૬ A.

ચોપાઇ—" સખા ! નીતિ તુમ નીક વિચારી, **મમ પણ શરણાંગત ભયહારી;**

+ + + + +

સન્મુખ હોય જીવ મોહિ જબહિ, જન્મ કોટિ અઘ નાશીં તબહી."

'આ કૃષ્ણાવતારમાં પણ, આપે અનેક રીતે વ્રજની—એટલે અમારી—રક્ષા કરી છે. ત્યારે અત્યારે કેમ સંતાઇને ઉભા છો ? કેમ ! માણિગર ! મોંઘા થાઓ છો ?"

પ્રભુના અમળાટના સંબંધમાં, ઉદેપુરના ગોખમાંથી મીરાં બોલ્યાં છે કે—

**પદ.**

નંદલાલ મેલોને મનના આમળા, પ્યારા લાગો છો મને શામળારે વહાલા—નંદ૦ ટેક૦
પાંડવોની તમે પ્રતિજ્ઞા પાળી, લાખાભુવનમાં ઉગારવારે વ્હાલા—નંદ૦
તાતી કઢાઇ તમે શીતળ કીધી, સુધન્વાને બચાવવારે વ્હાલા—નંદ૦
ઝેર હતાં તે અમૃત કીધાં, મીરાંની લજ્જા રાખવારે વ્હાલા—નંદ૦
કુંવરબાઇનાં તમે મામેરાં પૂર્યાં, નરસીનો મહિમા વધારવારે વ્હાલા—નંદ૦
હિરણ્યાકશ્યપને નખે વધેર્યો, પ્રહ્લાદને ઉગારવારે વ્હાલા—નંદ૦
રાજા રાવણને રણમાં રોળ્યો, વિભીષણને રાજ આપવારે વ્હાલા —નંદ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, ચરણકમળ ચિત્ત રાખવારે વ્હાલા—નંદ૦

હવે ગોપિકાઓ કહે છે કે-આપને ઓળખવામાં અમારી ભૂલ થઇ નથી—

**न खलु गोपिकानन्दनो भवा-नखिलदेहिनामन्तरात्मदृक् ॥**
**विखनसाऽर्थितो विश्वगुप्तये, सख उदेयिवान् सात्वतां कुले ॥४॥**

**અર્થ**—'હે મિત્ર ! તમે કાંઈ માત્ર યશોદાજીના પુત્ર નથી; પણ **સર્વ પ્રાણીઓની બુદ્ધિના સાક્ષી આપ ઈશ્વર છો.** જગતના રક્ષણ માટે **બ્રહ્માજીની** પ્રાર્થનાથી આપ યાદવોના કુળમાં અવતર્યા છો.' (જગતના રક્ષણ માટે અવતરીને, આપ ભક્તોને પીડો, તે અયોગ્ય છે-એવો ભાવ અહીં છે. [૪]

૪ વિવેચન—

રેખતા-તાલ-દાદરા.

તેરે દેદારકે લિયે-બંદા હેરાન હૈ. [૨]
સુનતે નહિં હો અરજ, ક્યોં દયાનિધાન હૈ!—ટેક૦
કાશી ગયા દ્વારકા, મથુરામેં ફિર લિયા; [૨]
મિલા નહિં મુઝકો તેરા, અસલી મકાન હૈ—તેરે૦
ફિરા તેરી તલાસમેં, જંગલ પહાડમેં; [૨]
દેખા નહિં તેરા કિસી, જગા નિશાન હૈ—તેરે૦
પુછા જો [૧]આલિમોંસે તેરા, ખાસ કર પતા; [૨]
**રહતા હે તેરે પાસ,** યહ ઉનકા બિયાન હૈ—તેરે૦
કર મહેરકી નજર મુઝે, અબ દરસ દીજિયે; [૨]
બ્રહ્માનંદ તેરે ચરણમેં, કુર્બાન જાન હૈ—તેરે૦

**ગોપિકા** એટલે યશોદા, અને ગોપિકાનંદન એટલે શ્રીકૃષ્ણ. **खलु**નો અર્થ 'ખરેખર' કરવા કરતાં 'માત્ર' કરીએ, તો કાંઇ ખોટું નથી. એટલે 'આપ માત્ર યશોદાજીના પુત્ર નથી પણ-' 'શું આ કૃષ્ણ સાક્ષાત્ પરબ્રહ્મ ?-**अंतरात्मदृक्** ? અને બ્રહ્માજીની પ્રાર્થનાથી જગતના રક્ષણ માટે યાદવકુળમાં અવતરેલા ?' એવી શંકા કરનારા હજી છે. જે દેશમાં શ્રીકૃષ્ણને ઓળખવાનાં અનેક સાધન, તે દેશની પ્રજા ઉપર પ્રમાણે શંકા કરે, તે કેવું ગાંડપણ ગણાય ! વળી તેમાંએ હિંદુઓ આવી શંકા કરે, ત્યારે તો એમજ ખાત્રી થાય કે-'ખભે જગલો, અને જગલો ક્યાં ?'-'માથે ટોપી અને ટોપી ક્યાં ?'-'હાથમાં છત્રી અને છત્રી ક્યાં?' એવી ભૂલ ગણાય. 'શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે,' તે સંબંધમાં ગીતા અને ઉપનિષદાદિની અનેક વાતો કરવા કરતાં, મહાન્ તત્ત્વવિદ્ શ્રી મધુસૂદન સરસ્વતી શું બોલ્યા, તે

૪ પદચ્છેદ—**सखे**-હે મિત્ર ! **भवान् गोपिकायाः नंदनः न खलु**-તમે કાંઇ-માત્ર-યશોદાજીના પુત્ર નથી; પણ. **अखिलदेहिनां अंतरात्मदृक्**-સર્વ પ્રાણીઓની બુદ્ધિના સાક્ષી ઇશ્વર છો. **अंतरात्मानं पश्यति इति अंतरात्मदृक् ॥ विशेषेण खनति इति विखनाः-विखनस्**-બ્રહ્મા. **विखनसा विश्वगुप्तये अर्थितः**-જગતના રક્ષણ માટે બ્રહ્માએ પ્રાર્થના કરાએલા આપ. **हे सख**-એવા હે સખા ! **सात्वतां कुले उदेयिवान्**-યાદવોના કુળમાં આપ અવતર્યા છો.

૧ તત્ત્વજ્ઞાની પુરૂષોને.

સાંભળો-**कृष्णात् परं किमपि तत्त्वमहं न जाने**'-'શ્રીકૃષ્ણથી ઉત્તમ બીજું કોઇ તત્ત્વ હોય, એમ હું જાણતો નથી.'

શ્રી આદ્યશંકરાચાર્ય 'પ્રબોધસુધાકર' નામના પોતાના ગ્રન્થના 'સગુણનિર્ગુણયોરૈક્યમ્' નામના પ્રકરણમાં લખે છે કે—

**श्रुतिभिर्महापुराणैः, सगुणगुणातीतयोरैक्यम् ।**
**यत्प्रोक्तं गूढतया, तदहं वक्ष्येऽतिविशदार्थम् ॥१९४॥**
**भूतेष्वंतर्यामी, ज्ञानमयः सच्चिदानंदः ।**
**प्रकृतेः परः परात्मा, यदुकुलतिलकः स एवायम् ॥१९५॥**

× × × ×

**इतरे दृश्यपदार्था लक्ष्यंतेऽनेन चक्षुषा सर्वे ।**
**भगवाननया दृष्ट्या, न लक्ष्यंते ज्ञानदृग्गम्यः ॥१९७॥**
**यद्विश्वरूपदर्शनसमये, पार्थाय दत्तवान भगवान् ॥१९८॥**

× × × ×

**यद्यपि साकारोऽयं, तथैकदेशी विभाति यदुनाथः ।**
**सर्वगतः सर्वात्मा, तथाप्ययं सच्चिदानंदः ॥२००॥**
**एको भगवान् रेमे युगपद्गोपीष्वनेकासु ॥**
**अथवा विदेहजनकश्रुतदेवभूदेवयोर्हरियुगपत् ॥२०१॥**
**अथवा कृष्णाकारां स्वचमूं, दुर्योधनोऽपश्यत् ॥**
**तस्माद्व्यापक आत्मा भगवान् हरिरीश्वरः कृष्णः ॥२०२॥**

આ તમામ શબ્દો યદુકુળમાં ઉત્પન્ન થએલા, અને ગોપીઓના પ્યારા શ્રીકૃષ્ણને પરબ્રહ્મરૂપ માને છે.

**विखनस्**—બ્રહ્મા. બ્રહ્મતત્ત્વને વિશેષ વડે ખોદે-બહુ સારી રીતે વિચારે-તે વિખનસ્-બ્રહ્મા. વિખનસ્ ઉપરથી **વૈખાનસમત** ચાલે છે. વ્યંકટાદ્રિ [દક્ષીણ હિંદ]માં વૈખાનસમત પ્રમાણે ભગવાનનું પૂજન થાય છે.

**अंतरात्मदृक्**—'અમારા મનની વાત આપ જાણો છો, તેથી વિશેષ શું કહીએ? કદિ અમારી પરીક્ષા કરવા આપ સંતાયા હો, તો તે કાર્યને હવે પૂરૂં થએલું માનો; કારણ કે અમારા અંતરમાં રહીને, આપે અમારૂં અંતર તપાસી લીધું હશે; વિશેષમાં પ્રાર્થના એટલી છે કે-આપ અંતરમાં છો, તેથી અમને સંતોષ નથી. આપ બહાર પ્રગટો, તો અમને સંતોષ થાય. ડાબલામાં મુકી રાખેલા પેંડાથી બાળક રીઝે નહીં. પટારામાં સાચવી રાખેલા દાગીનાથી, નાની વહુ રીઝે નહીં. દાગીના કાઢીને તેણીને પહેરવા આવે, તો મલકાય-છલકાય વિગેરે. પ્યારાનો પત્ર, હંમેશાં ટપાલમાં આવે; પણ તે પત્ર **પોતે** નહીં. તે પોતેની મજા જુદી. પ્રભુના પ્રગટ અને અપ્રગટ સ્વરૂપ સંબંધી, ભક્તરાજ દયારામભાઇ [ડભોઇ] બોલે છે—

**પદ.**

પ્રગટ મળે સુખ થાય-શ્રી નટવર-પ્રગટ મળે સુખ થાય;
અંતર્યામી અખિલમાં બેઠો, કહો કોનું દુઃખ જાય!—શ્રી નટવર૦

તેલ વિના બહુ તલ પુરેથી, દીપક કેમ પ્રગટાય;
પ્રગટ પાવક વિના કાષ્ટને ભેટે, શી પેરે શીત સમાય—શ્રી નટવર૦
પૃથ્વી ચાટે તૃષા છીપે નહીં, અંતરજળ શ્રુતિ ગાય;
દીવાસળી પાષાણુ સ્પર્શથી, કદિ જ્વાળા ન જણાય—શ્રી નટવર૦
સુરભિ પેટમાં પય તેમાં ઘૃત, તેથી પુષ્ટિ ન પામે રાય;
દોહી મથી માખણુ તાવ્યે, ઘી ખાધે સુખ થાય—શ્રી નટવર૦
વ્યાપકથી વાતો નવ થાએ, તે વિના જીવ અકળાય;
રસિયાજનમનરંજન નટવર, દયા પ્રીતમ વ્રજરાય—શ્રી નટવર૦

આવી ગોપિકાઓને અજ્ઞાન અને વ્યભિચારી ગણવી, એ વ્યાજબી જણાય છે? કદિ એમ જણાય; તો પૈની પેદાશ નહીં, અને નગરશેઠની ઠઠ્ઠા કરવી; તેના જેવી આ ભૂલ છે. નારદ ભક્તિ સૂત્રમાં ગોપીકાઓના જ્ઞાનની પ્રશંસા છે.

રાગ—સવૈયા.

જિહિં શેષકિ સૈજમેં શૈન કિયો, પદ કોમલ કોમલતી કમલાહી;
કરમેં દર[1]-ચક્ર-સરોજ[2] ગદા, [3]ભૃગુપાદ ધરે સ્રક્[4] અંગદ[5] બાંહી;
જિહિં [6]પાદકો વારિ સુચારૂ વિચારી, ધર્યો ત્રિપુરારિ સદા શિરમાંહિ;
અસરૂપ જિસે ઉર[7] ભીતર હૈ, ભવભીત રહે કછુ તા ઉર માંહી?

જેનાં રૂંવાડે રૂંવાડાંમાં કૃષ્ણુ બીરાજે, તેને અજ્ઞાની વ્યભિચારી, વિગેરે કેમ કહેવાય?

હજી એજ વિષય ચાલે છે—

**विरचिताभयं वृष्णिधुर्य ते, चरणमीयुषां संसृतेर्भयात् ॥**
**करसरोरुहं कान्त कामदं, शिरसि धेहि नः श्रीकरग्रहम् ॥५॥**

**અર્થ—'હે યાદવોમાં ઉત્તમ! હે પ્યારા! આપનું હસ્તકમળ કે જે સંસારના ભયથી શરણે આવેલાઓને અભય આપનારૂં છે; વળી મનોરથોને પૂરનારૂં છે; અને તે લક્ષ્મીજીનો હાથ ગ્રહણુ કરનારૂં છે; તે હસ્તકમળ આપ અમારે માથે મૂકો.'** [૫].

૫ વિવેચન—

'હસ્તકમળ અમારે માથે મૂકીને અમને નિર્ભય કરો. એટલે અમને દર્શન દ્યો.'

---

૧ શંખ. ૨ કમળ. ૩ વક્ષ:સ્થળમાં ભૃગુલંછન. ૪ વૈજયંતીમાળા. ૫ બાજુબંધ. ૬ ચરણોદક-ગંગાજળ. ૭ અંતરમાં.

૫ પદચ્છેદ—**वृष्णिषु धूर्यः तत् संबुद्धौ**—હે યાદવોમાં શ્રેષ્ઠ. **हे कांत**!—હે પ્યારા! **ते**-આપનું. **करः एव सरोरुहं**-હસ્તકમળ. **संसृतेः भयात्**-સંસારના ભયથી. **चरणं**-ચરણકમળને. **ईयुः इति ईयिवांसः तेषां ईयुषां**-પામેલા પુરૂષોને. [**ईयिवस्** મૂળ શબ્દ.] **विरचितं** (આપેલું છે) **अभयं येन तत्**-અભય આપનારૂં. **कामदं**-મનોરથને પૂરનારૂં. **श्रियः करं गृह्णाति इति श्रीकरग्रहम्**-લક્ષ્મીજીનો હાથ ગ્રહણુ કરનારૂં. **नः शिरसि धेहि**-અમારે માથે મૂકો.

**'लक्ष्मीवंतो न पश्यंति प्रायेण परवेदनां** ધનવાન્ પારાકાની વેદનાની દરકાર કરતા નથી, એવો જે લૌકીક ભાવ છે, તે ભાવ આપને લાગુ પડતો નથી.'

કાંત—શબ્દથી ગૌરીપૂજનના વ્રતની યાદી આપે છે. એટલે–'આપ અમારા પતિ થાઓ.' એવું અમે ગૌરીપૂજન વખતે માંગ્યું હતું. અમારે અને તમારે આવો સંબંધ છે, તેથી આપ અમારો સ્પર્શ કરીને, અમારે માથે આપનો હાથ મૂકો. અમે કે જેઓ અહીં એકલી છઈએ–સભય છઇએ, તેમને આપ અહીં આવીને નિર્ભય કરો. પછી અમારો મનોરથ પણ પૂરો. કારણ કે આપનો હસ્તકમળ માત્ર ભયનેજ હરે છે, એટલું નહીં; પણ ભક્તોના મનોરથોને પણ પૂરે છે.

હવે કહે છે કે—'આપનું મુખકમળ અમને દેખાડો'—

**व्रजजनार्तिहन् वीर योषितां, निजजनस्मयध्वंसनस्मित ॥**
**भज सखे भवत्किंकरीः स्म नो, जलरुहाननं चारु दर्शय ॥६॥**

**અર્થ—'હે વ્રજવાસીઓનાં દુઃખોને હરનાર! હે વીર! હે પોતાના ભક્તોના ગર્વનો મદ હાસ્યથી નાશ કરનાર! હે મિત્ર! અમે કે જે આપની દાસીઓ છઇએ, તેમને આપ સેવો. અમે કે જેઓ સ્રીયો છઇએ, તેમને આપનું સુંદર કમળ સરખું મુખડું બતાવો.' [૬].**

૬ વિવેચન—

અમે આપની દાસીઓ છઇએ'–'દાસીઓ' એટલે 'સ્રીયો.'

કુલીન સ્રી પતિને પત્રમાં લખે કે–'ખાવાપીવા અને ઓઢવા પહેરવાની કમી નથી–અહીં જે જોઈએ તે છે; પણ–પણ–હવે આપ આ તરફ ક્યારે પધારશો?'

(ગજલ તાલ–૩).

સુનરી સખી મોહનકી, વો બંસરી પિયારી;
જમુનાકે તીર બનમેં, ગાયન કરે મુરારી—ટેક.
જબસેં ધ્રુની સુનાઈ, તનકી ખબર ભુલાઈ;
મનમેં બસે કન્હાઈ, નહિ ચૈન રૈન સારી—સુનરી સખી૦ ૧
મીઠી સ્વરોંસે ગાવે, દિલકો મેરે લુભાવે;
કોઇ આનકે મિલાવે, મોહે સાંવરો બિહારી—સુનરી સખી૦ ૨
+ + + + +
મેરે નૈનોંકા તારા, બંસી બજાને હારા;
બ્રહ્માનંદ દે દિદારા, દાસી હું મૈં તુમારી—સુનરી સખી૦ ૩

---

૬ પદચ્છેદ—**व्रजजनानां आर्ति हंति इति व्रजजनार्तिहन्–हे व्रजजनार्तिहन्**–હે વ્રજવાસીઓના દુઃખોને હરનાર! **हे वीर**–હે વીર! **निजजनानां यः स्मयः तस्य ध्वंसनं स्मितं यस्य सः तत् संबुद्धौ**–હે પોતાના ભક્તોના ગર્વનો મંદહાસ્યથી નાશ કરનાર! **हे सखे**–હે મિત્ર! **भवतः किंकर्यः ताः भज**–અમે કે જે આપની દાસીઓ છઈએ તેમને સેવો–યાદ કરો. **नः योषितां**–અમે કે જે સ્રિયો છઇએ તેમને **चारु**–સુંદર. **जलरुहं** (કમળ) **इव आननं जलरुहाननं स्म दर्शय**–કમળ સરખું મુખ બતાવો.

**निजजनस्मयध्वंसनस्मित** !—પોતાના જનના ગર્વને હરનારૂં જેનું સ્મિત છે એવા હે કૃષ્ણ ! પોતાના ભકતોનો ગર્વરૂપી દોષ, પ્રભુ મંદમંદ હસતાં દૂર કરે.' એવો ભાવ છે.

**किंकर्यः**—શબ્દ મૂકીને વિશેષમાં એમ પણ જણાવી દીધું કે-'હવે અમારે ગર્વ નથી.'-'હવે અમે નિરાભિમાની છઇએ.' અભિમાન મનનો ધર્મ છે. મનનું હરણ થયા પછી, અભિમાનને ઉભા રહેવાની જગ્યા નથી. આપનાં દર્શનથી આપે અમારૂં મન હરિ લીધું છે; અને ફરી દર્શન આપી અમારા મનને હરિ લ્યો, એટલે અભિમાન અનાયાસે હારી જશે.

**ये यथा मां प्रपद्यंते** વિગેરે શબ્દોથી શ્રીકૃષ્ણે ગીતામાં પ્રતિજ્ઞા કરી છે, તે પ્રતિજ્ઞા પાળવાનું ગોપિકાઓ શ્રીકૃષ્ણને કહે છે. ' વળી આપનો અવતાર જગતની રક્ષા માટે છે, તો અમે આ જગતમાં છઈએ. વળી આપ વ્રજજનના દુઃખને હરનારા છો, તો અમે વ્રજજન છઇએ.'

**वीर** !—શબ્દને **योषितां** શબ્દ સાથે જોડીને, 'સ્ત્રીયોનો વીર' એવો અર્થ કરવો નહીં. હે વીર ! એટલે-હે કામાદિ શત્રુઓને તોડવા સમર્થ-એવો ભાવ લેવો.

**योषितां** શબ્દને **नः** સાથે લઇને-'અમે કે જેઓ સ્ત્રિયો છઇએ, અબળા છઇએ- આપને આશ્રયે આવી છઇએ. આપનાં દર્શનની પ્યાસી છઇએ' તેમને [દર્શન દ્યો] એવો અર્થ કરવો.

આપનું સુંદર મુખડું બતાવો—**रसवर्जं रसोऽप्यस्य, परं दृष्ट्वा निवर्तते ।** [ગીતા અ. ૨] અમને લાગ્યું કે-અમો વિષયોનો ત્યાગ કરીને આવી છઈએ; તોપણ અભિમાન રૂપી દોષ આપે દેખ્યો. હજી એવો કોઇ દોષ હશે, તો તે દોષ સર્વ રસોના રસરૂપ અને સુખોના સુખરૂપ પરમાત્મા, એવા આપનો સાક્ષાત્કાર થતાં, અવશ્ય નિવૃત્ત થઇ જશે; પતિને દેખીને સ્ત્રી ભયથી મૂક્ત થાય, તેમ આપને જોઇને અમે ભયથી મૂક્ત થશું.'

તાત્પર્ય—આશકમાશુકની માન્યતા જુદા પ્રકારની હોય છે. સાંભળો તે સંબંધી કાંઇ ગાઇએ—

રેખતા તાલ દાદરા.

આશક હૂયા જો દિલ તો, કયા દૂનિયાકી શરમ હૈ;<br>
કરના ઇશકકા જગતમેં, નહિં સહજ કરમ હૈ—ટેક૦<br>
દીપકકો દેખકે પતંગ, પ્રેમવશ ભયા; [૨]<br>
પડકે અગનમેં જલ ગયા, કયા શીત ગરમ હૈ—આશક૦<br>
ભ્રમર સુગંધકે લિયે, ફૂલનમેં જા બસા; [૨]<br>
ફસકે કમળમેં રહ ગયા, ગરચે વો નરમ હૈ—આશક૦<br>
જાકરકે રણમેં શૂરમા, આગે ચરણ ધરે;<br>
ઘાયલ હૂયા બદન નહીં, મરણેકા ભરમ હૈ—આશક૦<br>
ઇશુ તથા મનસૂરકો, શૂલી ચડા દિયા;<br>
બ્રહ્માનંદ ગઇ જાન તો, છોડા ન ધરમ હૈ—આશક૦

અગ્નિ ઓલવવાના બંબાની પાઇપમાં ઘણું બળ હોય છે. તે બળ જ્યારે યોગ્ય ઠેકાણે કામે લાગે, ત્યારે જુજ વખતમાં ધાર્યું કામ કરી આપે; તે પ્રમાણેજ આસક્તિમાં

ઘણું બળ છે. આ આસક્તિ જ્યારે યોગ્ય ઠેકાણે–શ્રીહરિના ચરણમાં–જોડાય, ત્યારે જીવનની સુગંધ માલ કરતાં વધી પડે.

હવે કહે છે કે–આપનું ચરણકમળ અમારા સ્તન ઉપર મૂકો.' પણ ચરણકમળ તે કેવું તે યાદ રાખજો—

**प्रणतदेहिनां पापकर्शनं, तृणचरानुगं श्रीनिकेतनम् ॥**
**फणफणार्पितं ते पदाम्बुजं, कृणु कुचेषु नः कृन्धि हृच्छयम् ॥७॥**

**અર્થ—'આપનું ચરણકમળ કે જે શરણે આવેલા જીવોના પાપનો નાશ કરે છે; કૃપાને લીધે પશુઓની પાછળ પાછળ ચાલે છે; સૌભાગ્યને લીધે લક્ષ્મીજીના સ્થાનકરૂપ છે; અને પરાક્રમને લીધે કાલિયનાગની ફણાઓ ઉપર નાચ્યું હતું; તે ચરણકમળ અમારા સ્તન ઉપર ધારણ કરો; અને અમારા કામજ્વરને દૂર કરો.' [૭].**

૭ વિવેચન—

ચરણકમળ સ્તન ઉપર મૂકવાનું કારણ શું? તેના જવાબમાં કહે છે કે–'હૃદયમાં ચોરની માફક રહેલા કામને દૂર કરવા.' કુચ શબ્દ બહુ વચનમાં મૂકીને સૂચવ્યું કે–'અમે તમામ સરખા દુઃખથી પીડાઇએ છીએ, તેથી દરેક ગોપિ આપનું ચરણકમળ પોતાના સ્તન ઉપર મુકવા ચાહે છે.

**ચરણકમળ કેવું?—**

**प्रणतदेहिनां पापकर्षणं**—શરણે આવેલાના પાપનો નાશ કરનારૂં. તાત્પર્ય–અમારાં કોઇ પાપ, આપનાં દર્શનમાં અંતરાય કરતાં હોય, તો તે પાપનો આપે નાશ કરવો ઘટે છે; કારણ કે અમે આપને શરણે આવેલાં છીએ.

**तृणचरानुगं**—'શરણાંગત ભક્તો આપને એટલા બધા વ્હાલા છે કે-પશુઓ સુધી આપની કૃપાનો પ્રવાહ ચાલ્યો જાય છે. તો તે કૃપાના પ્રવાહમાંથી અમને ટીપું જળ કેમ ન મળે?

**श्रीनिकेतनम्**—નાનામોટા, સ્ત્રી–પુરૂષ, વિદ્વાન્–અભણ, અને આજકાલ તો ત્યાગીઓ પણ, લક્ષ્મીજી માટે ફાંફાં મારે છે. તે લક્ષ્મીજી આપના ચરણમાં દાસી થઈને રહે છે. એટલે આપ ઐશ્વર્યનું પણ ઐશ્વર્ય છો.

---

૭ પદચ્છેદ—**ते–तव–पदांबुजम्**–આપનું ચરણકમળ કે જે. **प्रणतदेहिनां पापकर्षणं**–શરણ આવેલા જીવોના પાપનો નાશ કરે છે. **तृणचरान् अनुगच्छति इति–तत् तृणचरानुगं**–[કૃપાને લીધે] પશુઓની પાછળ પાછળ ચાલે છે તે. **श्रीनिकेतनम्**–[સૌભાગ્યને લીધે] લક્ષ્મીજીના સ્થાનકરૂપ છે. **फणिनः फणासु अर्पितं**–કાળીનાગની ફણાઓ ઉપર મૂકેલું છે તે. **कुचेषु कृणु**–અમારા સ્તનો ઉપર મુકો. **हृदये शेते इति हृच्छयः तम्**–કામજ્વરને. **कृंधि**–દૂર કરો.

**फणिफणार्पितं**—કાલિય નાગને માથે મૂકેલું. એટલે-નિર્ભય અને વિષને પણ શમાવનાર. આપના ચરણે કાલિયનાગનું ઝેર શમાવી દીધું, તો અમારા હૃદયનો કામ કેમ ન શમાવે ? એ ભાવ છે.

બે પાંચ હજારનો આશામી, તે ગામડામાં મોટો શેઠ; તેમ ગોપીઓ તો ગામડાની સ્ત્રિયો, તે જ્ઞાનની વાતમાં શું સમજે? વિદ્વાનો કૃષ્ણના ચરણનાં વખાણ કરે, તો અમે સાંભળીએ; એમ શંકા થાય, તેના નિવારણ માટે, એક સમર્થ સંત કહે છે, તે સાંભળો કે—

**शरीरं सुरूपं, तथा वा कलत्रं; यशश्चारु चित्रं धनं मेरुतुल्यम् ।**
**मनश्चेन्न लग्नं हरेरंघ्रिपद्मे, ततः किं ततः किं ततः किं ततः किं । १**
**कलत्रं धनं पुत्रपौत्रादि सर्वं; गृहं बांधवा, सर्वमेतद्धि जातम्-मनश्चेन्न० २**
**षडंगादिवेदो मुखे शास्त्रविद्या; कवित्वादि गद्यं, सुपद्यं करोति-मनश्चेन्न० ३**
**विदेशेषु मान्यः, स्वदेशेषु धन्यः; सदाचारवृत्तेषु, मत्तो न चान्यः-मनश्चेन्न० ४**
**सभामंडले, भूपभूपालवृंदैः; सदा सेवितं यस्य पादारविंदम्-मनश्चेन्न० ५**
**यशो मे गतं दिक्षु, दानप्रतापाज्-जगद्वस्तु सर्वं करे यत्प्रसादात्-मनश्चेन्न० ६**
**न भोगे न योगे, न वा वाजिराजौ; न कांतामुखे नैव वित्तेषु चित्तम्-मनश्चेन्न० ७**
**अरण्ये न वा स्वस्य, गेहे न कार्ये; न देहे मनो वर्तते मे त्वनर्घ्ये-मनश्चेन्न० ८**
**अनर्घ्याणि रत्नानि, भुक्तानि सम्यक्; समालिंगिता कामिनी यामिनीषु ॥मन० ९**
**हरेरष्टकं यः पठेत् पुण्यदेही: यतिर्भूपतिर्ब्रह्मचारी च गेही ।**
**लभेद्वांछितार्थं पदं ब्रह्मसंज्ञं, गुरोरुक्तवाक्ये मनो यस्य लग्नम् ॥**

ભાવાર્થ—સુંદર શરીર, સ્ત્રી, ઘણી કીર્તિ, મેરૂ જેટલી ઘણા પ્રકારની લક્ષ્મી હોય, તોપણ શ્રીહરિના ચરણમાં ચિત્ત ચોટયું ન હોય, તો તે તમામથી શું ?-કાંઇ નહીં. [૧] સ્ત્રી, ધન પુત્રાદિ સર્વ પરિવાર, ઘર, બાંધવો વિગેરે તમામ મળ્યું હોય; તોપણ શ્રીહરિના ચરણમાં ચિત્ત ચોટયું ન હોય, તો તે તમામથી શું ?–કાંઈ નહીં. [૨] છ અંગ સાથે વેદો ભણ્યા હોય, શાસ્ત્રોની વિદ્યા મુખે હોય, કવિત્વ શક્તિથી ગદ્ય પદ્ય બનાવી શકતા હોય; તોપણ શ્રીહરિના૦ [૩] પરદેશમાં ઘણું માન હોય, દેશમાં વાહ્‌વાહ્‌ કહેવાતી હોય, સદાચારનું પાલન કરતા હોય; તોપણ શ્રીહરિના૦ [૪] સભામંડળમાં રાજાઓના રાજા મોટા સમ્રાટ્‌ના ટોળાંઓથી, તેનું ચરણકમળ સેવાતું હોય; તોપણ શ્રીહરિના૦ [૫] દાનના પ્રતાપથી ચારે દિશાઓમાં કીર્તિ ફેલાણી હોય, અને જેની કૃપાથી જગત્‌ની સમગ્ર વસ્તુ પોતાને આધીન હોય; તોપણ શ્રીહરિના૦ [૬] કદિ કોઈ વૈરાગ્યવાન્‌ હોય, અને તેનું ચિત્ત ભોગમાં, યોગમાં, ઘોડાઓની હારમાં, સ્ત્રીના મુખમાં અને ધનમાં અનાસક્ત હોય, તોપણ શ્રીહરિના૦ [૭] કદિ કોઈ વૈરાગ્યવાન્‌ પુરૂષનું મન, અરણ્યમાં, અથવા પોતાના ઘરમાં અથવા કાર્યમાં અથવા અમૂલ્ય દેહમાં અનાસક્ત હોય, તોપણ-શ્રીહરિના૦ [૮] અમૂલ્ય રત્નો સ્વતંત્રપણે ભોગવવા મળ્યા હોય, રાત્રીઓમાં સુંદર સ્ત્રીનું સંતોષપૂર્વક ભેટવું થયું હોય; તોપણ શ્રીહરિના૦ [૯] ગુરૂના વચનમાં જેનું મન લાગી રહ્યું હોય, એવો કોઇ પુણ્યશાળી યતિ, રાજા, બ્રહ્મચારી અગર ગૃહસ્થાશ્રમી, શ્રીહરિઅષ્ટકનો પાઠ કરે, તો બ્રહ્મ નામનું ઇચ્છેલું પદ તેને મળે.

હવે શ્રીહરિનાં મીઠાં મધુરાં વેણુની વાત કરે છે—

**मधुरया गिरा वल्गुवाक्यया, बुधमनोज्ञया पुष्करेक्षण ॥**
**विधिकरीरिमा वीर मुह्यती–रधरसीधुनाप्याययस्व नः ॥ ८ ॥**

અર્થ—'હે કમળ સરખાં નેત્રવાળા! હે વીર! **વિદ્વાનોને** ગમે એવી સુંદર વાક્યો વાળી આપની મધુર વાણીથી, મોહ પામેલી અને દાસી બનેલી—આ અમે-તેમને, અધરામૃતના પાનવડે આપ જીવાડો. [૮]

૮ વિવેચન—

પદ

વ્હાલા—લાગો—છો વ્રજલાડીલા—પ્યારા લાગો છો-વ્રજલાડિલા.
તારૂં મુખડું તે કમળ સરીખડું રે લોલ.
**તારા મીઠા મધુરા વેણુજો—** વ્હાલા લાગો છો. × × ×

બાળકની કાલી બોબડી વાણી સાંભળીને, માતાપિતા હરખે; સ્ત્રીના પ્યારનાં વચનો સાંભળીને, પતિ હરખે; પતિનાં માનનાં વચનો સાંભળીને સ્ત્રી હરખે; રાજા અગર શેઠના શાબાશીનાં વચનો સાંભળીને નોકર હરખે; પણ શ્રીહરિનાં વચનો સાંભળીને કોણ હરખે?—કોણ મલકાય? કોણ છલકાય? શ્રીહરિની વાણી કેવી? તેના જવાબમાં કહ્યું કે—**बुधमनोज्ञा**—વિદ્વાનોના મનને રૂચે એવી—આત્મતત્ત્વ જાગ્રત થાય એવી.

શંકા—જ્યાં શ્રીહરિનાં દર્શન થતાં નથી, ત્યાં તેમને તેમનાં વચનની પ્રાપ્તિ ક્યાંથી હોય?—સાંભળો—જેમ દીવાસળી અગ્નિને પ્રગટ કરનાર વસ્તુ છે; તેમ શાસ્ત્રોનાં વચનો—પ્રભુના ગુણાનુવાદ—શ્રીહરિને પ્રગટ કરનાર વસ્તુ છે. તમારે શાસ્ત્રોનાં વચનોમાં પ્રીતિ છે? પ્રીતિ તે આ નહીં. આ તે કેવી?—રજાના રજાના અહીં કથામાં આવો છો તે નહીં. સાંભળ્યું ન સાંભળ્યું કરીને ચાલતા થાઓ છો તે નહીં. એક ધાયજાની તમે જેટલી ગરજ રાખો છો, તેટલી કથા વાંચનારની ગરજ રાખતા નથી. જેટલી ખંતથી હજામત કરાવો છો, તેટલી ખંતથી કથાવાર્તા સાંભળતા નથી. યાદ રાખજો કે—અહીં કરેલો પ્રમાદ પછી નડશે. ખેડુએ ખેતરની ખબર ન રાખી; તેથી ખળામાં ૨૫ મણને બદલે બે મણ દાણો આવ્યો. પ્રભુ ગુણાનુવાદ જેઓ બરાબર સાંભળે છે, તેમને કેવી અસર થાય છે? તે સંબંધમાં શ્રી રામ કહે છે—

ચોપાઇ—"મમ ગુણ ગાવત પુલક શરીરા, ગદ્ ગદ્ ગિરા નયન બહ નીરા.
કામ આદિ મદ દંભ ન જાકે, તાત નિરંતર વશ મેં તાકે—"

[ મોક્ષવાણી પાનું. ૩૩ A. ]

---

૮ પદચ્છેદ—[**पुष्करे इव ईक्षणे** (નેત્રો) **यस्य सः तत् संबुद्धौ**] **हे पुष्करेक्षण** !—હે કમળ સરખાં નેત્રવાળા! **हे वीर** !—હે વીર! **वल्गुवाक्यया**—મધુર વાક્યવાળી. **बुधानां मनोज्ञा तया-मधुरया गिरा**—વિદ્વાનોની મનને રૂચે એવી મધુર વાણીથી **मुह्यतीः**—મોહ પામેલી. [**विधिं कुर्वंति इति विधिकर्यः ताः**] **विधिकरीः इमाः नः**—દાસી બનેલી આ અમે તેમને **अधरः एव सीधु** (અમૃત) **तेन अधरसीधुना**—અધરામૃત વડે. **आप्याययस्व** [**आ+प्याय्** ધાતુ.)—જીવાડો.

પદ.

હરિના બોલની બલિહારી, હરિના કાલની બલિહારી.
હરિનું નામ સ્મરે ક્ષણક્ષણમાં, હરિમાં પ્રાણ ભરે ઉર ભારી.
પ્રાણ ભરે ઉર ભારી, હરિના નામ ઉપર જાઉં વારી— હરિના૦
નિર્ભયતા છે-નિશ્ચિંતતા છે-અંતરમાં તેને દઢતા છે,
નિજની, પરની, હરિપર મૂકી, જેણે જવાબદારી— હરિના૦
શાસ્ત્ર સંતની વાણી ઉપર, રાખી શક્યા વિશ્વાસ ન તેણે;
જરૂર જાણો જગે જન્માને, જીવન ભર જખમારી— હરિના૦

વિદ્વાન્—જેમણે ભણીગણીને અનાચાર કર્યા; માતાપિતાનો અને સ્વધર્મનો ત્યાગ કર્યો; જેઓ એક બીજાને પાછા પાડવા વાણીવિલાસ કરતા થાક્યા નહીં; કામક્રોધાદિને તજવા પ્રયત્ન કર્યો નહીં; વૈરાગ્યનું રહસ્ય સમજ્યા નહીં; અવકાશ લઈને શાસ્ત્રોનું અવલોકન કર્યું નહીં; અને તે અવલોકન દ્વારા **હું** અને **મારૂં** રૂપી બેડીને શીથિલ કરી શક્યા નહીં; હું કોણ છઉં? મારે કેવી રીતે મરવું? એવો કદિ વિચાર પણ કર્યો નહીં-તેઓ ભલે કરોડો કમાયા; પણ તેમને મરણ વખતે ખાત્રી થશે કે-તેઓએ પાણીમાં મુઠીઓ ભરી છે.

અધરામૃત એટલે ચુંબનનું દાન. ચુંબનદ્વારા સ્પર્શસુખ થાય. 'અધરામૃતથી સજીવન કરો-' એટલે આપના સ્પર્શ અને ચુંબન વિના અમે બેહાલ બની ગઇએ છઇએ-લાચાર બની ગઇએ છઇએ; તેમને સનાથ કરો. અધરામૃતનો આધ્યાત્મિક અર્થ-પ્રભુનાં વચનો, અગર જ્ઞાન પણ થઇ શકે.

હે શ્રીકૃષ્ણ! આપનામાં ઘણું વિશેષ છે. એટલે આપ સર્વશક્તિમાન્ છો, તે અમે ક્યાંથી જાણ્યું? તે હવે કહે છે—

**तव कथामृतं तप्तजीवनं, कविभिरीडितं कल्मषापहम् ॥**
**श्रवणमङ्गलं श्रीमदाततं, भुवि गृणन्ति ते भूरिदा जनाः ॥ ९ ॥**

**અર્થ—આપનું કથામૃત કે જે- [ત્રિવિધ તાપથી] તપી ગએલાને જીવન આપનાર છે; બ્રહ્માદિ તત્ત્વવિદ્ પુરૂષોએ તેની પ્રશંસા કરી છે; પાપનો નાશ કરનાર છે; સાંભળવાથી કલ્યાણ પ્રાપ્ત થાય એવું છે; વળી શોભાવાળું છે, તથા [ગમે તે ધર્મ અગર સંપ્રદાયોમાં] ફેલાઇને રહેલું છે-તે કથામૃતનું જે લોકો આ સંસારમાં વિસ્તારથી નિરૂપણ કરે છે-ગાયા કરે છે; તે લોકો મોટા દાની છે. [૯]**

૯ પદચ્છેદ—**तव कथामृतं**-તમારૂં કથામૃત કે જે **तप्तजीवनं**-તપી ગએલા લોકોને જીવન આપનાર. **कविभिः ईडितं**-બ્રહ્માદિ કવિઓથી-બ્રહ્મવિદ્ પુરૂષોથી-પ્રશંસા પામેલું-ગવાએલું. **कल्मषापहम्**-પાપનો નાશ કરનારૂં. **श्रवणमंगलं**-સાંભળવાથી કલ્યાણ પ્રાપ્ત થાય એવું. **श्रीमद्**-શોભા વાળું. **आततं**-ગમે તે ધર્મ અગર સંપ્રદાયમાં ફેલાઇને રહેલું. **ये जनाः भुवि गृणंति**-જે લોકો આ સંસારમાં વિસ્તારથી નિરૂપણ કરે છે-ગાયા કરે છે-તેઓ **भूरिदाः**-ઘણું આપનારા-મોટા દાની છે,

૯ વિવેચન—

કથા અમૃત છે ?—શ્રીમદ્ ભાગવતની શરૂઆતમાં [મહાત્મ્ય અ. ૧ માં] કહ્યું કે–'શ્રીશુકદેવજીએ ભાગવતની કથા શરૂ કરી ત્યારે, દેવોએ ત્યાં આવીને કહ્યું કે–' આ અમારા સ્વર્ગના અમૃતથી રાજાને અમર કરો, અને તે બદલે તમારૂં કથામૃત અમને આપો.' તેના જવાબમાં શ્રીશુકદેવજી બોલ્યા હતા કે–' **क सुधा क कथा लोके, क काचः क मणि-र्महान्** ' ॥ ક્યાં સામાન્ય કાચ અને ક્યાં મણિ; તેમ ક્યાં તમારૂં અમૃત અને ક્યાં આ કથા ?' એટલે–દેવોના અમૃતથી પણ કથા રૂપી અમૃત શ્રેષ્ઠ છે.

ગમે તે ધર્મ, સંપ્રદાય, મત અગર પંથ કથામૃતથી રહિત નથી; તેથી એમ જણાય છે કે–**भुवि आततं**–કથાની રૂઢી વ્યાપક છે, અને પ્રાચીન છે. નવા નવા સંપ્રદાયો થયા, તેમણે પણ ધર્મના મૂળ ગ્રન્થોમાંથી, પોતાને રૂચતો માલ લઇને, પોતાના સંપ્રદાય માટે નવા નવા ગ્રન્થો રચ્યા. અહીં યાદ રાખવું ઘટે છે કે–મતમતાંતરમાં તણાતા વિદ્વાનોએ લખેલા ગ્રન્થો, કોડીયાના દીવા જેવા છે. એટલે–જે તે મતમાં છે, તેમનેજ કામ જેટલા તે ગ્રન્થો છે. જેઓએ મતમતાંતરોના તંતથી મૂક્ત થઇને, ગ્રન્થો લખ્યા છે; તે સૂર્ય ચંદ્રની માફક સર્વને પ્રકાશ [જ્ઞાન] આપે છે.

**कथामृतं**—કથા રૂપી અમૃત કેવું ?—

**तप्तजीवनं**—સંસારના તાપથી તપી ગએલા જીવોને જીવન [શાંતિ] આપનાર. જેમ જખમથી પીડાતાને એકદમ દવાખાને લઈ જવો પડે છે; તેમ કોઇ પણ પ્રકારના માનસીક દુઃખથી જખમાએલાને, સંત મહાત્માઓ પાસે લઇ જવો જોઇએ. દુઃખ અનેક પ્રકારનાં છે. જેમને જન્મમરણ રૂપી દુઃખનો ખ્યાલ આવે, તે દુઃખ મટાડવા જેમને રૂચિ થાય; તો તેઓ ઉદ્ધવ અને અર્જુન જેવા–રહુગણ જેવા–પરીક્ષિત જેવા–પરીક્ષિતના દાદા યુધિષ્ઠિર જેવા–ભાગ્યશાળી ગણાય.

**कविभिः ईडितं**—માઘ આદિ અનેક કવિઓએ, શ્રીકૃષ્ણલીલામૃતનું પાન કર્યું અને કરાવ્યું. પંડિતોએ અને નરસી મીરાં આદિ ભક્તોએ પણ, કૃષ્ણલીલામૃતનું પાન કર્યું અને કરાવ્યું. મુસલમાન વેસ્યાઓ પણ, શ્રીકૃષ્ણલીલામૃતનું પાન કરે છે, અને કરાવે છે. બાદશાહ અકબરના દરબારમાં પણ શ્રીકૃષ્ણલીલામૃતને આવવાની છૂટ હતી. સાંભળો—

કવિત.

સોલ સિંગાર સજી ખૂબ સ્યામા, જતી હતી યમુના તટ પાની;
તબ નીર ભરી અટકી મટકી, ચિતસેં લગી કૃષ્ણકી બહુ ચટકી,
તબ સ્યામ ગલે લિપાટાઈ ગયો, સિરસેં ફિર ડાર દીઇ મટકી;
કવિ ગંગ કહે સુન શાહ અકબર, બાદરસેં બિજુલી ચમકી.

**कल्मषापहं**—પાપને નાશ કરનારૂં. ગમે એવા લોઢાને પારસમણિનો સ્પર્શ થતાં, પારસમણિ સોનું બનાવે; તેમ ગમે એવા પાપીને, જો તે સન્મુખ થાય, તો પ્રભુ પાવન કરે.

ચોપાઈ !—'સન્મુખ હોય જીવ મોહિ જબહી, જન્મ કોટિ અઘ નાશૌં તબહિ.'

[ મોક્ષવાણી પાનુ ૪૭ A. ]

તે સંબંધમાં ગીતાજી પણ કહે છે કે—

**अपि चेत्सुदुराचारो, भजते मामनन्यभाक् ।**
**साधुरेव स मंतव्यः, सम्यग्व्यवसितो हि सः ॥३०॥**
**क्षिप्रं भवति धर्मात्मा, शश्वच्छांतिं निगच्छति ।**
**कौंतेय प्रतिजानीहि, न मे भक्तः प्रणश्यति ॥३१॥** [અ. ૯].

ભાવાર્થ—' મને ભજનારા ગમે એવા પાપીઓને પણ, હું પાવન કરૂં છઉં.'

કરોડોમણ રૂના ઢગલાને, જેમ એક દિવાસળી સાફ કરી નાંખે; તેમ શ્રીહરિના ગુણાનુવાદ સાંભળ્યા પછી, પ્રગટેલો અનન્યભાવ, પાપના ઢગલાને સાફ કરી નાંખે.

કર્મનો વાંક—પાપનો નાશ કરવામાં જે સૌથી સબળ અને સહેલું સાધન છે; તે કરવું જીવને ગમતું નથી. કદિ તે કરે છે, તો વેઠીયા વેઠ જેવું કરે છે; અને જ્યાં ટિચાઇ ટિચાઇને જીવ નીકળી જાય છે-એવી યાત્રાઓ, એવા યજ્ઞાદિ મોટા સમારંભો, જીવ રાજી થઇને કરે છે. તે પણ જીવના કર્મનો વાંક સમજજો. કર્મનો વાંક સમજીને બેસી રહેશો નહીં; પણ કર્મને ઉથલાવવા પ્રયત્ન કરજો. આવતી જતી દોરડી કુવા ઉપરના કાળા પત્થરને કાપી નાંખે છે; તેમ તમારો સતત પ્રયત્ન, ગમે એવા કર્મને ઉથલાવી શકશે.

**श्रवणमंगलं**—ગાળો સાંભળીને ક્રોધ થાય, અને વખાણ સાંભળીને આનંદ થાય; તે પ્રમાણેજ-કથા શ્રવણ કરીને મંગળ-કલ્યાણ થાય. કોનું મંગળ થયું ?—

ચોપાઇ—"મજ્જનફલ દેખીય તતકાલા, કાક કોઇ પીક બકહુ મરાલા,
સુની આશ્ચર્ય કરે જનિ કોઈ, સત્સંગત મહિમા નહિં ગોઈ.
વાલ્મીકિ નારદ ઘટયોની, નીજનીજ મુખન કહિ નિજ હોની;
જલચર થલચર નભચર નાના, જે જડચેતન જીવ જહાના.
× × × × ×
શઠ સુધરહિ સત્સંગત પાઇ, પારસ પરસિ કુધાતુ સુહાઇ;
વિધિવશ સુજન કુસંગે પરહિ, ફણી મણિસમ નીજ ગુણ અનુસરહિ."
[ મોક્ષવાણી પાનુ ૯ ].

**શ્રીમદ્**—'**શ્રી**' નો અર્થ 'લક્ષ્મી' અને 'શોભા' બેઉ થઇ શકે. લક્ષ્મી અર્થ કરીએ તો તે પણ ઘટે. કારણકે બાળકની સંભાળ, જેમ માતાપિતા રાખે; તેમ ભગવદ્ ગુણાનુવાદમાં અનન્ય રહેનારની સંભાળ, શ્રીહરિ રાખે. શ્રીહરિ રાખે, એટલે શ્રીહરિની ધણીયાણી લક્ષ્મીબાઇને, ભકતોના ઘરમાં હાજર રહેવું પડે. '**શ્રી**' નો અર્થ શોભા કરીએ, તો તે પણ ઘટે. જેમણે શ્રીહરિની કથા ભાવથી સાંભળી, તેમની શોભા-કીર્તિ-નો પાર રહ્યો નથી. અનેક દષ્ટાંતમાંથી તુલસીદાસજીને લ્યો—

ચોપાઇ—'સો મોસન કહી જાત ન કૈસે, શાકવણિક મણિગુણગણ જૈસે.'

છંદ—જાકિ કૃપા લવલેશસેં, મતિમંદ તુલસીદાસ હું;
પાયો પરમ વિશ્રામ રામ-સમાન પ્રભુ નાંહિ કહૂઁ.

જ્યારે નિર્ધન રાજાની નોકરીમાં ફાવે, ત્યારે આખું ગામ ભાઇનાં વખાણ કરે. તેમ વ્યવહારની, નિંદાની અને અદેખાઈની અનેક વાતો, રસ લઈને સાંભળનારો નિર્ધન જીવ, રસ લઈને શ્રીહરિના ગુણાનુવાદ સાંભળે; ત્યારે તેની શોભાનો પાર રહે નહીં.

**યે ગૃણંતિ તે ભૂરિદાઃ જનાઃ**—કથામૃત વહેંચનારા-કથાકારો-મોટા દાની-દાતાર છે. મૂર્તિઓના કરતાં, તિર્થોના કરતાં, અને યજ્ઞાદિ ક્રિયાઓ અને ચાંદ્રાયણાદિ વ્રતોના કરતાં, સંતોનો મહિમા શાસ્ત્રો વધારે ગાય છે; કારણકે તિર્થો સંતોથી પાવન થાય છે. મૂર્તિઓનો મહિમા પણ, સંતોથી વધ્યો છે અને વધે છે.

ત્યારે આજકાલ કથાકારોનો ધંધો હલકો કેમ જણાય છે?—જે કથાકારો મોજે ચડયા છે-જેમને પોતાને જોઇએ, તેથી વધારેની જરૂર પડે છે; તેઓને ધનવાનોની ખુશામત કરવી પડે છે. કોઇ સંપ્રદાય ધનિક હોય; તો માત્ર લક્ષ્મીજી માટે, મોજીલા કથાકારો, તે સંપ્રદાયનું ટીલું કંઠી કરીને, તેઓ તેમાં જોડાય છે. જોડાયા પછી પણ ખુશામતનો ખજાનો ખુલ્લો રાખે છે. તેથી તેઓ પૈસે ટકે સુખી થાય છે; પણ તેઓ શ્રીહરીથી વિમુખ રહે છે. જે કુવામાં જળ ન હોય, તેના અવેડામાં જળ કયાંથી હોય! યાદ રાખવું ઘટે છે કે-લક્ષ્મી અને હરિ-બેઉ ધણીધણીયાણી છે, એક બીજાને અત્યંત વ્હાલાં છે, પણ તેમનો સંયોગ વિચિત્ર છે. એટલે-જ્યાં લક્ષ્મીનો આદર, ત્યાં શ્રીહરિની વિદાય; અને જ્યાં હરિનો આદર, ત્યાં લક્ષ્મીની વિદાય. તાત્પર્ય-માત્ર લક્ષ્મીજીના ઉપાસક-માત્ર ધંધાની નજરથી કામ કરનારા કથાકારો-નિંદાય, તેમાં કાંઇ નવાઇ જેવું નથી. પ્રથમ સિદ્ધાંત તો એ કે-કથાકાર ઉત્તમ પ્રકાકારનો **મુમુક્ષુ** હોવો જોઇએ. કથાકાર મહાત્મા અગર ગુરૂદેવ છેજ. છતાં-કથાકાર મહાત્મા થવા લલચાય; તો પ્રભુ તુરત તેમનાથી દૂર જઇને વસે. એટલે-આપણે જે (પ્રભુ)ની જરૂર છે, તે ત્યાંથી કયારનાએ વિદાય થયા હોય છે. આ ગેરસમજ જેવી તેવી નથી. પ્રભુ કૃપા હોય, તોજ કથાકારો, મહાત્મા-ગુરૂદેવ-વિગેરે બનવાની ગેરસમજથી મૂક્ત રહિ શકે. સાચા ક્ષત્રિઓને આંગણે, અભયદાનનાં સદાવ્રત હોય; સાચા વૈસ્યને આંગણે અન્નવસ્ત્રનાં સદાવ્રત હોય; તેમ સાચા બ્રાહ્મણને આંગણે-જ્ઞાન, વૈરાગ અને ભક્તિનાં સદાવ્રત હોય.

દૃષ્ટાંત—અજ્ઞાનપુરના ગર્વસિંહ રાજા પાસે, વૈરાગ્યશંકર કથા વાંચતા હતા. એક દિવસે કથા પ્રસંગ થઇ રહ્યા પછી, વર્ણાશ્રમની વાતો કરતાં કરતાં, ગર્વસિંહ બોલ્યા કે-'વૈરાગ્યશંકર! આપ ભલે પૂજ્ય ગણાઓ, પણ અમારા તો માગણ.'

વૈરાગ્યશંકર—હું તો માગણ છઉં; પણ આપ મને ક્ષમા કરો, તો તે વાતનો ખુલાસો કરૂં.

ગર્વસિંહ—સુખેથી ખુલાસો કરો.

વૈરાગ્યશંકર—જો જો નારાજ ન થતા. અમારે આપના રાજ્યાધિકારથી ન ડરવું જોઇએ; તોપણ દેશકાળને અનુસરીને, અમારે એમ કહેવું જોઇએ કે-આપ રાજા, અને અમે આ રાજના એક માગણ બ્રાહ્મણ.

ગર્વસિંહ—તમે સુખેથી ખુલાસો કરો. તમારાં વખાણ તમારે મુખે કરવાં, તે ઠીક નહીં; બાકી તમારી રેણીકરણીથી હું બહુ પ્રસન્ન છઉં. તમારી વૈરાગ્યવૃત્તિએ મને રાજી કર્યો છે. તમારો સ્વતંત્ર ખુલાસો સાંભળવાની આજ મને ઇચ્છા થઇ છે.

વૈરાગ્યશંકર—ત્યારે સાંભળો-એક ઘડીવાર રાજ્યાસનનો ગર્વ તજીને સાંભળો, તો ખાત્રી થશે કે-માગણ કોણ નથી? રાજા પ્રજા પાસે માગે, અને પ્રજા રાજા પાસે માગે; સ્ત્રી પતિ પાસે માગે, અને પતિ સ્ત્રી પાસે માગે; અમે તમારી પાસે માગીએ, અને તમે

અમારી પાસે માગો. આપ હજી બાળક છો, તેથી આપ અમારી પાસે માગતા નથી. પણ આપ બેડુ પાસે માગો છો-પ્રજા ઉપર કર વેરા નાંખીને પ્રજા પાસે માગો છો. વિગેરે

ગર્વસિંહ--ગઇ હુતાશણીએ અમને બાસઠમું વરસ બેઠું. જન્મ દિવસના ઉત્સવમાં તમને કાંઇ દક્ષણા પણ મળી હતી; છતાં તમે અમને બાળક કેમ કહ્યા ?

વૈરાગ્યશંકર—બાપુ ! આપ બાળકજ રહ્યા. આપે મોટા થવા પ્રયત્ન કર્યોજ નહીં.

ગર્વસિંહ—એટલે શું ? ખુલાસાવાર કહો.

વૈરાગ્યશંકર—આપ અમારા માગણ ન થયા-એજ આપની બાલ્યાવસ્થા. ગવરનર સાહેબ સાથે, આપને હવે બહુ તો પાંચદસ વરસ કામ હશે; પણ તેમની જેટલી ખુશામત કરો છો, એટલી અમારી ખુશામત કદિ કરતા નથી. યાદ રાખજો કે-અમારી પાસે જે દ્રવ્ય છે, તે મોટા સમ્રાટ્ પાસે પણ નથી. અમારી પાસે જે સુખ છે, તે ઇંદ્રની સ્વર્ગરૂપી ઝુંપડીમાં પણ નથી. તે દ્રવ્યની અગર તે સુખની આપને પરવા થાય; ત્યારે આપ બાળક મટીને મોટા ગણાઓ. હસ્તીનાપુરની ગાદી ઉપર બેસનારા યુધિષ્ઠરાદિ સમ્રાટો, નારદાદિ ધનવાનના ચરણ ધોઇને પીતા હતા. સિંધુ દેશનો રહુગણ રાજા, જડભરત પાસે દ્રવ્ય દેખીને, તે લેવા માટે, પાલખીમાંથી હેઠો ઉતરીને, જડભરતના પગમાં પડ્યો. મને આશા હતી કે-સાઠ વરસ પછી આપ બાળક મટીને વૃદ્ધ થશો. પણ—

ગર્વસિંહ—વૈરાગ્યશંકર ! આ બધું હું જાણું છઉં. મારો બાપ બેભાનસિંહ, હાય બોય કરતોજ મરી ગયો; અને મારે પણ આ બધું છોડવુંજ પડશે. પણ આ અજ્ઞાન મટે કેમ ? માયાનો બંધ છૂટે કેમ ? તેની કોઇ યુક્તિ છે ?

વૈરાગ્યશંકર—તેની કોઈ યુક્તિ હવે મારી પાસે નથી. સરકાર પાસે છે.

ગર્વસિંહ—સરકાર પાસે ? વળી કેમ અવળે રસ્તે ચાલ્યા ? હું ગર્વ તજીને ગોવિંદ ન ગાઉં, તેમાં સરકાર શું કરે ?

વૈરાગ્યશંકર—ખરૂં કહું છઉં. શાસ્ત્રોએ અને અમારા જેવા સંતોએ, આપને ઘણી વાતો કરી; પણ આપ વૃદ્ધ થયા નહી. સરકાર હમણાં આપને, અમુક કારણસર, ગાદીથી પદભ્રષ્ટ કરે; તો-આપને નસ્તર મુકવા જેવું-દુઃખ લાગે ખરૂં; પણ પછી-ઉઠતાં-બેસતાં, આપ શ્રીહરિને સંભારો. મારા જેવા ભીખારીને પણ નમ્રભાવથી પગે લાગો. મારા જેવા પાસે જે કાંઈ હોય, તેનો ખપ આપને ત્યારેજ થાય; અને તે આપ ત્યારેજ પ્રેમપૂર્વક માગો. વળી એમ કરવામાં આપની કીર્તિ પણ અમર થાય. હું રાજી થાઉં, અને મારો પ્રભુ પણ રાજી થાય.

આ શબ્દો સાંભળીને ગર્વસિંહનો ગર્વ ગળી ગયો. રાજ્યાસન ઉપરથી ઉઠીને વૈરાગ્યશંકરના પગમાં, સાષ્ટાંગ દંડવત કરીને પગે લાગ્યા. પગે લાગતાં આંખમાંથી જળની ધારા થઇ. આ ધારાએ વૈરાગ્યશંકરના પગ ધોઈ નાંખ્યા. દીવાન સાહેબે ગર્વસિંહને માંડ માંડ ઉભા કર્યા. રાજાની આ સ્થીતિ જોઇને, રાજસભા શાંત થઈ ગઇ. રાજા ઉભા થયા, પણ રાજ્યાસનપર ન બેઠા. સૌએ બેસવાની વિનંતિ કરતાં, આંખો લુછી નાંખીને ધીમે સ્વરે રાજા બોલ્યા-' હવે રાજ્યાસન મારૂં નથી-હવે મારૂં દર્ભાસન છે દર્ભાસન લાવો તો બેસું.'

થોડીવારમાં કોઈ દર્ભાસન લઈ આવ્યું. વૈરાગ્યશંકરની સામે દર્ભાસન નાંખી, દીન ભાવે રાજા બેઠા. [ રાજા શું બોલે છે, તે સાંભળવા સભા આતુર હતી. ]

રાજા—વૈરાગ્યશંકર ! જીવને માયા એટલી બધી મીઠી લાગે છે, કે-તેને યમરાજ મારી ઠોકીને બહાર કાઢે, ત્યારેજ તે માયાને છોડે. સ્ત્રીપુત્રાદિકને ડોસાની વાત ગમે નહીં; તોપણ ડોસો પોતાનું ડહાપણ રાજીખુશીથી છોડે નહીં. આપે મને અઘોર ઉંઘમાંથી ઉઠાડયો. આપે મને ભયંકર ભૂલમાંથી બચાવ્યો. હું આજથી આપનો માગણ છઉં. આ ભવબંધથી મુક્ત થાઉં-જન્મમરણ ઉત્પન્ન કરી આપે એવી મારી વાસનાઓ જે રીતે શમી જાય-તે તમામ ઔષધો આપ તૈયાર કરો. તેટલી વારમાં હું આ મારા રાજ્યભારથી મુક્ત થાઉં.'

વૈરાગ્યશંકર—દોહરો-' કરત કરત સત્સંગ, જડજન હોત સુજાન; રસડી આવત જાત પત્થર કરત નિશાન.' હે રાજન્ ! આજ તમારાં સુકર્મ પ્રગટયાં; તેથી તમે અમારી વાત માની. સુકર્મી સાંભળનારાં ભાગ્યેજ મળે છે.

પછી રાજાએ રાજ્યકારભાર સંબંધી જે કરવુ ઘટે, તે કરી લીધું; અને તે પ્રમાણે સરકારને ખબર આપી. આ વાત સાંભળીને પ્રજા તથા મિત્રો રાજી થયા; અને સૌ રાજાનાં દર્શને આવ્યાં.

તાત્પર્ય—વૈરાગ્યશંકર જેવા સ્પષ્ટ વક્તા મળે, અને શ્રોતાઓના કર્મનો ઉદય થાય, તોજ માયાની સાંકળો તુટી જાય.

આ શ્લોકમાં કથામૃતનો મહિમા બતાવીને ગોપીઓ સૂચવે છે કે-' આપ કોઈ સામાન્ય વ્યક્તિ નથી. સમગ્ર દુનિયા જેની સ્તુતિ કરે છે, તે આપ છો. સમગ્ર દુનિયાના પતિ થઇને અમને કાં પીડો ?-અમને કાં દર્શન ન દ્યો. સમગ્ર દુનિયા દુઃખના સમયમાં, આપની કથાનું અવલંબન કરીને રહે છે. તેમ અમે પણ આપની કથાનું અવલંબન-એટલે ' તમે ભક્તવત્સલ છો '-'પરમ દયાળુ છો.'-'નોધારાના આધાર છો,' અને-' તમે તમારાને કદિ ભૂલતા નથી ' એવી જે આપની કથા-એવો જે આપનો મહિમા-છે, તેનું અત્યારે અમારે અવલંબન છે.

હવે ગોપિઓ પ્રભુને કપટી-ઠગારા-કહે છે—

**प्रहसितं प्रिय प्रेमवीक्षणं, विहरणं च ते ध्यानमङ्गलम् ॥**

**रहसि संविदो या हृदिस्पृशः, कुहक नो मनः क्षोभयन्ति हि ॥ १० ॥**

**અર્થ—હે પ્રિય ! હે કપટી ! [હે ચિત્તડાના ચોર ! ] તમારૂં હસવું, તમારૂં પ્રેમથી જોવું તે, તમારૂં આમતેમ હરવું ફરવું, તમારૂં ધ્યાન ધરવાથી થતું સુખ, હૃદયમાં સ્પર્શ કરે એવી તમારી એકાંતની વાતો, ખરેખર અમારા મનને ક્ષોભ કરે છે-બેચેન કરે છે-અમને ખટકે છે-અમને વલોવી નાંખે છે-પીડે છે. તાત્પર્ય-હવે કૃપા કરીને દર્શન આપો. [૧૦]**

---

૧૦ પદચ્છેદ—**हे प्रिय** !-હે પ્રિય ! **हे कुहक** !-હે કપટી ! **ते (तव) प्रहसितं**-તમારૂં હસવું. **प्रेमवीक्षणं**-તમારૂં પ્રેમથી જોવું તે. **च**-અને **विहरणं**-આપનું આમતેમ ફરવું તે. **ध्यानमंगलम्**-આપનું ધ્યાન ધરવાથી થતું સુખ. **[हृदि स्पृशः-हृदयारूढाः-हृदयंगमाः इति] हृदिस्पृशः याः रहसि संविदः**-હૃદયમાં સ્પર્શ કરે એવી આપની એકાંતની વાતો. **हि** ખરેખર-**नः मनः क्षोभयंति**-અમારા મનને ક્ષોભ કરે છે.

૧૦ વિવેચન—

**कुहकः**—'હે કપટી !' સ્ત્રીપુરૂષ પોતાના અત્યંત પ્યારમાં. એક બીજાને ધુતારા—ધુતારી—કપટી વિગેરે કહે છે—

જેમ લાડકો દિકરો મીઠી મીઠી ગાળો ખાય; તેમ શ્રીકૃષ્ણે પણ ગોપીઓની ઘણી ગાળો ખાધી. શ્રીકૃષ્ણે ગોપીઓના ટુંકારા પણ ખાધા.

સર્વાંગે રૂડા—તેને જોઈને કોણ મોહ ન પામે !

## ગરબી.

કિયે ઠામે મોહિની ન જાણીરે, મોહનજીમાં. કિયે ઠામે૦ ટેક.
ભ્રકુટિની મટકમાં, કે ચાલવાની લટકમાં;
કે શું નથી મોહની ભરેલી એની વાણી રે— કિયે ઠામે૦
ખીટલીયાળા કેશમાં, કે મદનમોહન વેશમાં,
કે મોરલી મોહનની પીછાણી રે— કિયે ઠામે૦
શું મુખારવિંદમાં ! કે મંદ હાસ્ય ફંદમાં !
કે કટાક્ષે મોહની વખાણી રે— કિયે ઠામે૦
શું અંગે અંગમાં ! કે લલિત ત્રિભંગમાં !
કે શું અંગ ઘેલી કરી શાણી રે— કિયે ઠામે૦
ચપળ રસિક નેનમાં ! કે છાની છાની [1]સેનમાં !
જે જોબનનું રૂપ કરે પાણી રે— કિયે ઠામે૦
દયાના પ્રીતમ પોતે, મોહિની સ્વરૂપ છે;
તન મન ધન હું લુંટાણી રે— કિયે ઠામે૦

**रहसि या हृदिस्पृशः संविदः**—પરદારાઓની સાથે ખાનગી વાતચિત કરવાનો અધિકાર, રાજાને પણ નહીં. ધર્માચાર્યો અગર ગુરૂને પણ નહીં. તે અધિકાર શ્રીકૃષ્ણને કયાંથી મળ્યો ?—સ્ત્રી સાથે આવી ખાનગી વાતચિત માત્ર પતિજ કરી શકે. અહીં શ્રીકૃષ્ણ પ્રાણી માત્રનાં પતિ રૂપે ઉભા છે. વળી આ વાતચિત તે કેવી ?—**हृदि स्पृशः**—હૃદયમાં પ્રેમની તાલાવેલી કરી મૂકે એવી; પુનમનો ચંદ્ર જોઈને સમુદ્ર ખળભળે, એવી વાતચિત. પ્રભુની આવી ખાનગી વાતચીત, યાજ્ઞવલ્કયાદિ ઋષિઓએ ગંગાના તટે સાંભળી; જનકાદિ જીવન્મુકતોએ રાજગાદી ઉપર બેસીને સાંભળી; તુલાધારાદિ વૈશ્યોએ ધંધારોજગારમાં રહીને સાંભળી. શંકરાચાર્ય આદિ આચાર્યોએ કાશીમાં સાંભળી. ગૌતમ બુદ્ધે બુદ્ધગયામાં સાંભળી; જીસસ ક્રાઈસ્ટે જેરૂસાલમમાં સાંભળી. મહમદ પેગંબરે મક્કામાં સાંભળી. નરસીમહેતાએ જુનાગઢમાં સાંભળી; મીરાંએ મેવાડમાં સાંભળી; તુકારામે મહારાષ્ટ્રમાં સાંભળી. તુલસીદાસજીએ અસિઘાટ [કાશી] ઉપર સાંભળી. તાત્પર્ય—પ્રભુ સાથે આવી ખાનગી વાતચિત, યોગિઓ, ભકતો અને જીવન્મુકતો કરી શકે. તેથી વિશેષ અધિકાર અહીં ગોપીઓને મળેલો છે.

આ શ્લોકનો અંતીમ ભાવ એ છે કે—'હે મોહક ! આ બધું બતાવીને આપે અમને ઘણો મોહ ઉત્પન્ન કર્યો; આપે અમને અદ્ધર ટાંગી દીધી. અમને કયાંઈ ચેન પડતું નથી; તેથી હવે આપે સંતાઈ રહેવું ઘટતું નથી—આપ જલદીથી પ્રગટ થાઓ.'

---

૧ ઇસારો; સનકારો.

શ્રીકૃષ્ણ ગાયો ચારવા જતા, ત્યારે ગોપિકાઓની કેવી સ્થિતિ હતી? તે હવે કહે છે—

**चलसि यद्व्रजाच्चारयन् पशून्–नलिनसुन्दरं नाथ ते पदम् ॥**
**शिलतृणाङ्कुरैः सीदतीति नः, कलिलतां मनः कान्त गच्छति ॥ ११ ॥**
**दिनपरिक्षये नीलकुन्तलैर्–वनरुहाननं बिभ्रदावृतम् ॥**
**घनरजस्वलं दर्शयन् मुहुर्–मनसि नः स्मरं वीर यच्छसि ॥ १२ ॥**

અર્થ—"હે નાથ! હે પ્યારા! આપ જ્યારે પશુઓને ચારવા માટે વ્રજમાંથી પધારો છો, ત્યારે કમળ સરખું કોમળ આપનું ચરણ, કાંકરીઓથી, ખડથી અને અંકુરોથી પીડાતું હશે. એ પ્રમાણે વિચાર કરતું અમારૂં મન, અસ્વસ્થ બની જાય છે–ચિંતામાં ડુબી જાય છે." 'આવી રીતે અમે આપના ઉપર પ્રેમ રાખીએ છઈએ, છતાં આપ કેમ અમારી સાથે કપટથી રમો છો?–' એ ભાવ છે. [૧૧] "હે વીર! સાયંકાળે કાળા વાળથી ઘેરાએલું, અને ગાયોની રજથી ધુસર–ભુખરૂં–બનેલું મુખકમળ જેનું છે, એવા આપ, તે મુખને વારંવાર બતાવીને, અમારા મનમાં કેવળ કામદેવને ઉત્પન્ન કરો છો." 'કામદેવને કેમ શમાવતા નથી?–કેમ સંગ આપતા નથી?' એ ભાવ છે. [૧૨]

૧૧–૧૨ વિવેચન—

ગોપાલ તે ગોપાલ—અણુવણુ પગે–ઉઘાડે પગે–પ્રભુ ગાયો ચારવા જાય છે. સેવા કરવી તે બરાબર કરવી, નહીં તો ન કરવી, એ ભાવ છે. વગડામાં આમતેમ ફરતાં ફરતાં ચરણમાં કાંકરીઓ–કાંટા વિગેરે વાગે, તે માટે ગોપિકાઓના દિલ ગભરાય છે. 'જેમ કમળ સરોવરમાં ઉગ્યા પછી, ત્યાંજ સ્થિર રહે છે; અને ચાહના કરનારને મળે છે; તેમ કૃષ્ણનું ચરણ ગોકુળમાંજ રહેવું જોઇએ; અને અમારા જેવી ચાહના કરનારીઓને મળવું જોઇએ'.

---

૧૧ પદચ્છેદ—**हे नाथ!** હે નાથ! **कांत!**–હે પ્યારા! **यत्**–જ્યારે **व्रजात् पशून् चारयन्**–પશુ ચારવા માટે વ્રજમાંથી, **चलसि**–આપ પધારો છો ત્યારે **नलिनं इव सुंदरं**–**नलिनसुंदरं ते––तव–पदं**–કમળ સરખું કોમળ આપનું ચરણ. **शिलाश्च तृणानि च अंकुराश्च तैः–शिलतृणांकुरैः सीदति**–કાંકરીઓ ખડ અને અંકુરોથી પીડાતાં હશે. **इति नः मनः**–એ પ્રમાણે (વિચાર કરતું) અમારૂં મન. **कलिलतां गच्छति**–અસ્વસ્થ થઈ જાય છે, ચિંતાતુર બની જાય છે. [**कलिं लाति** (ગ્રહણ કરે છે) **इति कलिलं, तस्य भावः कलिलता.** ]

૧૨ પદચ્છેદ—**हे वीर!**–હે વીર! **दिनपरिक्षये**–સાયંકાળે. **निलकुंतलैः आवृतम्**–કાળાવાળોથી ઘેરાએલું. અને [**घनरजः अस्ति अस्य इति घनरजस्वलं. स्वलं**–વાળું.] **घनरजस्वलं–गोरजच्छुरितं**–ગાયોની રજથી ભુખરૂં થએલું. **वनरुहाननं बिभ्रत्**–એવું કમળ સરખું મુખ ધારણ કરતા–અથવા એવું કમળ સરખું જેનું મુખ છે તે મુખને. **मुहुः दर्शयन्**–વારંવાર બતાવીને **नः मनसि स्मरं यच्छसि**—અમારા મનમાં કેવળ કામદેવને ઉત્પન્ન કરો છો.

[ પાનુ ૧૧૮૦ ] કવિગંગે શાહ અકબરને કહ્યું કે–' ગર્જહિ ગોવિંદ ધેનુ ચરાવૈ '. તો તે સંબંધમાં વિચારવાનું કે–ગાયો ચારવામાં ગોવિંદને કઈ ગરજ હતી ?–સાંભળો–પૃથ્વીને પાવન કરવાની ગરજ; આપેલા વરદાનો પુરવાર કરવાની ગરજ; સરખે સરખા ગોપ બાળકો સાથે ખેલવાની ગરજ, અને તે દ્વારા તેમને લાડ લડાવવાની ગરજ; તથા કંસે મોકલેલા અસુરોને અનુકુળતા કરી આપવાની ગરજ. ઇશ્વરનો અવતાર થઇ ચૂકયો છે, એમ બ્રહ્માને ઇંદ્રને સૂચવવાની ગરજ. મહી વેચવા જતી રાધિકા વિગેરે ગોપીઓને મળવાની ગરજ; તેમને લુંટવાની ગરજ. તેમની ગાળો ખાવાની પણ ગરજ. કલિયુગના જીવોને યાત્રાનાં સ્થાન બનાવી દેવાની ગરજ. બોલો શ્રીકૃષ્ણચંદ્ર દેવકી જય. હર હર મહાદેવ હર.

પ્રભુનાં દર્શનની આતુરતાનાં આ વચનો છે. પ્રભુનાં દર્શનના સંબંધમાં બ્રહ્માનંદ સ્વામીજી ગાય છે. સાંભળો—

### પદ.

રાગ–રેખતા–તાલ–દાદરા.

આશક હુવા જો દિલ, તો કયા કાયરપણા કરે ?
**[1]ઉખલ મેં દિયા શિશ, તો [2]ચોટનસેં કયોં ડરે ?—ટેક૦**
માશુકકા મિલના બડા હે, કઠિન સમઝ લે; [૨].
પાવેગા સો દિદાર, જો જીતા હુયા મરે—આશક૦
અગર મુકામ પારકે, જાના જરૂર હૈ; [૨]
જાતા હૈ [3]વક્ત બીતતા, ફિર ધીર કયા ધરે ?—આશક૦
ચ્હાતા હૈ દેખના જબી, દિલદારકો અપને; [૨]
દુનિયાંકી તરફમેં સદા, ફિર કયોં નજર ભરે ?—આશક૦
તૃષ્ણા નદીકી ધારમેં, જો ડૂબતા ફિરે; [૨]
બ્રહ્માનંદ વો ભવસિંધુનીર, પાર કયા તરે ?

ગોપિકાઓ કહે છે કે—

એ ઘનસ્યામ–સુંદર સ્યામ–અમારો પ્યારો—રી૦
પ્રાણ પીયારો છલ બલ વાળો,
નેનનકી સેનન દે, ચિતવા ચુરાય લીયો;
જાદુ અમપેં ડાર્યો–રી–એ ઘનસ્યામ૦
મોર મુગટ સિરપેં સોહે, કુંડલ–હલન–ચલન—મન મોહે;
વ્રજધર, ગિરિધર, મુરલી અધરધર,
જીવન પ્રાણ હમારો—રી–એ ઘનસ્યામ૦
નાચત સબ વ્રજબાલ લાલ સંગ,
છુમછુમ છુમછુમ છનનનનનન–ન;
ધાકીટ ધુમકીટ તકીટ તકતક, ધુમીકિટ ધુમીકિટ–તકધા,
લેત અનાગત ન્યારો—રી—એ ઘનસ્યામ.

---

૧ ખાંડણીયો. ૨ સાંબેલાના ઘાથી. ૩ સમય.

જેમ કમળની આસપાસ કાળા ભમરો ઉડે, તેમ શ્રીહરિના મુખની આસપાસ કાળા કેશ ઉડતા હતા. 'ગાયો ચારવા જાઓ, ત્યાં તો સાયંકાળે આપનાં દર્શન ચોક્કસ થશે, એમ અમને આશા હતી. અહીં અમારે શું કરવું? ક્યાં સુધી અમારે અહીં તમારી વાટ જોવી? શું આપ અમારા નિશ્ચયનો ભંગ કરશો?'—

વનરૂહ એટલે વનમાં ઉત્પન્ન થતું કમળ. જલરૂહ એટલે જળમાં થાય છે તે કમળ. વનરૂહ ભુખરા રંગનું હોય છે. શ્રીકૃષ્ણનું મૂખ ધુળ ઉડવાથી ભુખરા રંગનું બની જતું હતું, તેથી તેને વનરૂહ સાથે સરખાવ્યું છે.

'હે કૃષ્ણ! આપનું ચરણકમળ અમારા સ્તન ઉપર મૂકો' એમ ફરી કહે છે—

**प्रणतकामदं पद्मजार्चितं, धरणिमण्डनं ध्येयमापदि ॥**
**चरणपङ्कजं शंतमं च ते, रमण नः स्तनेष्वर्पयाधिहन् ॥१३॥**

અર્થ—હે મનની પીડાને હરનાર! હે પ્યારા! આપનું ચરણકમળ કે જે -શરણે આવેલાઓની કામનાઓને પૂ[illegible]; જે ચરણકમળને બ્રહ્માજી પૂજે છે; જે ચરણકમળ પૃથ્વીના શણગારરૂપ છે; વળી જે આપત્તિ કાળમાં ધ્યાન ધરવા લાયકછે; તથા સેવાના સમયમાં પરમસુખરૂપ છે, તે ચરણકમળને (કપટ તજીને) અમારા સ્તન ઉપર મૂકો." તાત્પર્ય-અમારા કામાગ્નિને શાંત કરો.(૧૩).

૧૩ વિવેચન—

ગોપિકાઓ ક્યાં ઉભી છે?—દેખાય છે? તે સંબંધમાં રૈદાસ નામના ભક્ત કહે છે, તે સાંભળો—

પદ.

અબ કૈસે છુટે! મુજે લેહ લાગી. ટેક૦

પ્રભુજી! તુમ ચંદન હમ પાની, જાકી અંગ અંગ બાસ સમાની;
પ્રભુજી! તુમ ધન હમ વનમોરા, જૈસે ચિતવત ચંદ્ર ચકોરા.
પ્રભુજી! તુમ દીપક હમ બાતી, જાકી જ્યોત બરે દિન રાતી;
પ્રભુજી! તુમ મોતી હમ ધાગા, જૈસે સોનહિં મિલત સોહાગા,
પ્રભુજી! તુમ સ્વામી હમ દાસા, એસી ભક્તિ કરે રૈદાસા.

સ્તન શબ્દ—માત્ર સ્તન શબ્દ સાંભળીને ભડકશો નહીં. [૭મા શ્લોકમાં પણ ચરણ-કમળને સ્તન ઉપર ધારણ કરવાની પ્રાર્થના કરી હતી.] સ્તન તો જ્યાં ત્યાં છે. પશુઆદિ

---

૧૩ પદચ્છેદ—**हे आधिहन**-હે મનની પીડાને હરનારા! **हे रमण**-હે પ્યારા! **ते-तव-चरणपंकजं**-આપનું ચરણકમળ કે જે. **प्रणतकामदं**-શરણે આવેલાઓની કામનાઓને પૂર્ણ કરનાર. [**पद्मजः**-બ્રહ્મા. **पद्मजा**-લક્ષ્મી. અહીં બેઉ અર્થ લઈ શકાય.] **पद्मजार्चितं**-બ્રહ્માજીએ પૂજેલું. **धरणिमंडनं**-પૃથ્વીના શણગારરૂપ **आपदि ध्येयं**-આપત્તિકાળમાં ધ્યાન કરવા લાયક. **च**-અને **अतिशयेन शम् इति शंतमं**-સેવાના સમયમાં પરમ સુખરૂપ. **नः स्तनेषु अर्पय** [કપટ તજીને] અમારા સ્તન ઉપર મૂકો.

અવતારોમાં પણ માદાઓને સ્તન છે. આ ચરણ કેવું છે, તે સાંભળો—

**प्रणतकामदं**—સમ્રાટ્ આદિ મહાન્ વ્યક્તિઓ અમુક પ્રમાણમાં મનોરથો પૂર્ણ કરી શકે; પણ સંપૂર્ણ રીતે નહીં. સંપૂર્ણ રીતે તો શ્રીહરિજ મનોરથો પૂર્ણ કરી શકે. આ શબ્દનો એવો અર્થ પણ થાય છે કે-**प्रकर्षेण नम्रेषु कामं यति सः तं**-જે ઘણા નમ્ર જીવોના કામનું ખંડન કરે છે તે. પ્રલ્હાદ, ધ્રુવ વિગેરે તેનાં દષ્ટાંતો છે.

**पद्मजार्चितं**-બ્રહ્માજીએ પૂજેલું. કોઇ ભક્ત, કોઈ ગુરૂ અગર કોઈ આચાર્ય શ્રીકૃષ્ણ બનીને, સ્ત્રીયો સાથે કૃષ્ણલીલાનું અનુકરણ કરતા હોય, તો તેમને પૂછી જોજો કે-'આપનું ચરણ બ્રહ્માજીએ પૂજેલું છે? પરદારા સાથેના અવિવેકની નિંદા, જંગલી પ્રજા પણ કરે છે, તે અવિવેકનાં વખાણ, ભાગવતમાં અગર ધર્મમાં સંભવે?'

**धरणिमंडनं**—સંસારના શણગારરૂપ. ગમે તે ધર્મના લોકો હોય, પણ તેઓ પરમાત્માના ચરણના દાસ થવામાં મોટાઈ માને. વૃંદાવનાદિ પૃથ્વી પ્રભુનાં ચરણકમળથી વંદનીય ગણાય છે. વળી **તે** હોય, તોજ આ બધું જગત્ ગમે; શરીરમાંથી **તે** ઉદયા-કે અંધારૂં.

**आपदि ध्येयं**—આપત્ કાળમાં મનુષ્ય પોતાની નજર પહોંચે, ત્યાં સુધી બળ કરે. છેવટે પ્રભુચરણમાં આવીને વિરમે. ગજરાજ, દ્રૌપદી વિગેરે તેનાં દષ્ટાંત છે.

**शंतमं**—સંસારમાં અનેક પ્રકારના કારભાર કરે; પોતાને સૌથી સુખી માને, પણ જ્યારે જીવ પ્રભુ ચરણમાં વિરમે, ત્યારે તે પરમાનંદ ભોગવે.

વસંતતિલકા—

**त्यक्तैषणात्रयमवेक्षितमोक्षमार्गाः, भैक्ष्यामृतेन परिकल्पितदेहयात्रा ।**
**ज्योतिः परात्परतरं, परमात्मसंज्ञं, धन्या द्विजा रहसि हृद्यवलोकयंति ॥८॥**

[શ્રી શંકરનું ધન્યાષ્ટકમ્ સ્તોત્ર].

અર્થ—પુત્ર, ધન અને કીર્તિ-ત્રણે પ્રકારની વાસનાઓ તજીને, જેઓએ મોક્ષમાર્ગના ક્રમને જાણેલો છે, એવા સન્યાસીઓ ભિક્ષારૂપી અમૃતથી દેહનો નિર્વાહ કરે છે; અને પરથી પર, એવું પરમ જ્યોતિસ્વરૂપ જે પરબ્રહ્મ તત્ત્વ, તેને એકાંતમાં બેસીને હૃદયમાં અવલોકીને અનુભવે છે; તે દ્વિજોને ખરેખર ધન્ય છે.

**आधिहन**—હે મનના દુઃખને હરનાર! મન અનેક ઠેકાણે સુખ મેળવે છે; પણ તે સુખ અનિત્ય હોય છે. નિત્ય સુખની પ્રાપ્તિ, પ્રભુ ચરણ વિના સંભવતી નથી. 'ઉપર જણાવ્યું, તે ચરણકમળ, સૌને સુખ આપે; તો અમારા મનની પીડાને કેમ ન શમાવે?' એ ભાવ છે. **रमण** શબ્દ શૃંગારી છે.

પુનરૂક્તિ—૭મા શ્લોકમાં ચરણને સ્તનો ઉપર મુકવા પ્રાર્થના કરી હતી, અને આ શ્લોકમાં પણ એ પ્રકારનીજ પ્રાર્થના છે. તે ગોપિકાઓની વિહ્વળતાનું ભાન કરાવે છે, એટલુંજ નહીં, પણ ચરણકમળનો મહિમા પોતે કેટલો સમજે છે, તે વિદીત કરે છે. વળી અમારા તમારા જેવાને પણ ઇસારો કરે છે કે-'આમાં કાંઇક લેવા જેવું છે-'**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज**'-ગીતાના એ શબ્દો આ વાતને ટેકો આપે છે.

હવે અધરામૃતની માગણી કરે છે—

**सुरतवर्धनं शोकनाशनं, स्वरितवेणुना सुष्ठु चुम्बितम् ॥**
**इतररागविस्मारणं नृणां, वितर वीर नस्तेऽधरामृतम् ॥१४॥**

**અર્થ—હે વીર ! આપનું અધરામૃત કે જે-સંભોગને વધારનાર, શોકનો નાશ કરનાર, અવાજ કરતી વેણુ વડે સારી રીતે ચુંબન કરાતું-ચુસાતું, અને મનુષ્યોને બીજાં સર્વ સુખોને ભુલાવનાર-તે અધરામૃત અમને આપો.” તાત્પર્ય હવે અમને મળો, અને સંગનું સુખ આપો. [૧૪].**

૧૪ વિવેચન—

અધરામૃત કેવું ?—અધરામૃત એટલે અમુક જાતનું ઉત્તમ ઔષધ. સુરતવર્ધનં-સંભોગસુખને વધારનાર. પરસ્પરના સુખને વધારનાર. નરસી મહેતાએ સુરત સંગ્રામના ઘણાં પદો ગાયાં છે. આ સુરતસંગ્રામ કેવો ? આ મસ્તી કેવી ? વિગેરે વિચાર થતા હોય, તો સાંભળો—

પદ.

કોઇ હાલમસ્ત, કોઇ માલમસ્ત, કોઇ તૂતી મૈના સૂયેમેં,
કોઇ ખાનમસ્ત પહિરાનમસ્ત, કોઇ રાગરાગિની ધુયેમેં;
કોઇ અમલમસ્ત, કોઈ રમલમસ્ત, કોઇ સતરંજ ચોપાટ જુયેમેં[1],
ઇકિ ખુદ મસ્તીબિન, અઉર મસ્તી સબ, ગિરે અવિદ્યા કુવેમેં.
કોઇ અકલમસ્ત, કોઈ શકલમસ્ત,[2] કોઇ ચંચલતાઇ હાંસીમેં;
કોઈ વેદમસ્ત, કોઇ તિબ્બમસ્ત, કોઇ મક્કેમેં કોઇ કાસીમેં !
કોઈ ગામમસ્ત, કોઇ ઠામમસ્ત, કોઇ સેવકમેં કોઇ દાસીમેં;
ઇક ખુદ મસ્તી બિન, અઉર મસ્તી સબ, ફસે અવિદ્યા ફાસીમેં.
કોઇ [4]પાટમસ્ત, કોઇ ઠાઠમસ્ત, કોઇ ભૈરવમેં કોઇ કાલીમેં;
કોઇ ગ્રંથમસ્ત, કોઇ પંથમસ્ત, કોઇ શ્વેત પીત રંગ લાલીમેં,
કોઇ કામમસ્ત કોઇ ધામમસ્ત, કોઇ [5]પૂરણમેં કોઈ [6]ખાલીમેં;
ઇક ખુદ મસ્તી બિન, અઉર મસ્તી સબ, બંધે અવિદ્યા જાલીમેં.

× × × ×

કોઇ રાજમસ્ત, [7]ગજવાજિમસ્ત, કોઇ છપ્પરમેં કોઇ [8]ફુલેમેં;
કોઇ યુદ્ધમસ્ત, કોઈ ક્રુદ્ધમસ્ત, કોઈ ખડગ કુઠાર [9]બસુલેમેં ।
કોઇ પ્રેમમસ્ત, કોઇ નેમસ્ત, કોઈ [10]છીકેમેં કોઈ [11]ઝુલેમેં;
ઇકિ ખુદ મસ્તી બિન અઉર મસ્તી સબ, પડે અવિદ્યા ચૂલેમેં ॥

× × × ×

૧ જુગાર. ૨ ચહેરો. ૪ રાજગાદી. ૫ સાકાર. ૬ નિરાકાર. ૭ હાથી ઘોડા. ૮ બગિચા. ૯ હથિયારનું નામ. ૧૦ પલંગ. ૧૧ હિંચકો.

૧૪ પદચ્છેદ—**हे वीर** !-હે વીર. **ते अधरामृतं**-આપનું અધરામૃત કે જે **सुरत वर्धनं**-સંભોગને વધારનાર. **शोकनाशनं**-શોકનો નાશ કરનાર. **स्वरितवेणुना सुष्ठु चुंबितं**-અવાજ કરતી વેણુ વડે સારી રીતે ચુંબન કરાતું. **नृणां [इतरेषु रागः तं विस्मारयति इति-तं] इतरागविस्मारणं**-મનુષ્યોને બીજાં તમામ સુખને ભુલાવી દેનારૂં. **नः वितर**-અમને આપ.

યહ લૌકિક મસ્તી કહાઁ લૌં વરણોં, હે માયાકે [12]દંગલમેં;
કૌન કરે, તિનકી ગિનતી, સબ જકડે હૈં દઢ [13]સંકલમેં।
છિનમે રૂષ્ટ, તુષ્ટ એક છિનમેં, સ્થિતિ સદા અમંગલમેં;
ઇક ખુદ મસ્તી બિન અઉર મસ્તી સબ, ડાલે અવિદ્યા જંગલમેં.

અખો—જ્ઞાની વિહારી ગોપી જશા, **તેજ જ્ઞાની જેને ગોપીની દશા;**
ગોપી ભૂલી ઘરને બાર, ગોપી ભૂલી કુટુંબ પરિવાર.
પોતાની દેહ પણું ભૂલી ગઈ, અખા કામની કુળવંત થઈ.

લેભાગુ વેદાંતીઓ અને સુધારકો કહે છે કે-'ગોપી અને કૃષ્ણની કથાને જાનમની ખાડીમાં ફેંકી દ્યો.' ત્યારે મહાન્ વેદાંતી અખો કહે છે કે-**'તેજ જ્ઞાની જેને ગોપીની દશા.'** જેમને આંગણે જ્ઞાનનાં અમૃત વરસ્યાં, તે લોટો લઇને કુવે જળ ભરવા દોડયા.

આવી એક ખુદમસ્તીમાં કોણુ કોણુ રમ્યું?—સનકાદિકો રમ્યા; નારદ રમ્યા; શ્રી શુકદેવજી રમ્યા, ઋષભદેવ અને જડભરત રમ્યા. શ્રી શંકરાચાર્ય આદિ આચાર્યો રમ્યા. શ્રી વિદ્યારણ્ય સ્વામી અને મધુસૂદન સરસ્વતી રમ્યા. ગોપીઓ રમી ખરી-પણ હદ કરી. કારણુ કે ગોપીઓ સ્ત્રીઓ અને શ્રીકૃષ્ણ પુરૂષ-ગોપીઓ જીવ, અને શ્રીકૃષ્ણુશિવ-ગોપિઓ તરંગ અને શ્રીકૃષ્ણુ સાગર-ગોપિઓ રસનાં ઉછળતાં મોજાં, અને શ્રીકૃષ્ણુ રસનો સાગર. ચૈતન્ય ગૌરાંગ, તુલસીદાસ, નરસિ, મીરા, દયારામ, સુરશ્યામ વિગેરે રસના ભોગી, જે અત્યારે સંભળાય છે; તે ગોપિઓએ વલોવેલી રસસાગરની ગોળીની. મીઠી મધુરી-માખણુભરી છાશ છે.

આ મસ્તીના મૂળમાં કોણુ?—શ્રીકૃષ્ણનું અદ્દ્ભુત સ્વરૂપ. વેણુનાદ, અધરામૃત વિગેરે.

**नृणां इतररागविस्मारणं**—આ અધરામૃતનું જે પાન કરે, તેમને બીજું કાંઇ ગમેજ નહીં. તેને દુનિયાની મજામાં મજા પડે નહીં. જેને સોનું મળે, તે કથીરના કોથળા ભરે નહીં. દોહરો—કામી નારી પિયારી જિમિ, લોભી પ્રિય જિમિ દામ;
તિમિ રઘુનાથ નિરંતર, પ્રિય લાગુ મોહી રામ—સિયાવર૦

કામી—જેવી કામીની દશા, તેવીજ કામીનીની પણુ દશા. સાંભળો-અભ્યાસ મંદ જોઈને, લેડી સુપ્રીન્ટેન્ડન્ટ મીસ હીલે પૂછયું કે-'ધનુ બ્હેન! કેમ તમારો અભ્યાસ મંદ પડી ગયો છે? દોઢ માસની રજા ભોગવીને આવ્યા પછી, તમારૂં ચિત્ત રજળતું જણાય છે.

ધનુ—અભ્યાસ મંદ છે, તે વાત ખરી; પણુ મારૂં ચિત્ત રજળતું નથી. તે એકજ ઠેકાણે છે.

મીસ હીલ—કયે એકજ ઠેકાણે?

આ પ્રશ્ન સાંભળીને ધનુ શરમાઇ ગઈ. આગળ બોલી શકી નહીં. તેનો ઉત્તર તેની બ્હેનપણી કમળાએ આપ્યો-'એમનું મન તો ધુતારો ધુતી ગયો છે-ચોર ચોરી ગયો છે-તે પાછું આપે, ત્યારે ધનુ બ્હેન અભ્યાસ કરી શકે. રજા ઉપરથી આવ્યા પછી ખાવું-પીવું, ઉઠવું-બેસવું, પહેરવું-ઓઢવું વિગેરે બધું મંદ થઈ ગયું છે, ત્યાં અભ્યાસ બાપડો શું કરે!

મીસ હીલ—હાં-હવે હું સમજી. મને પણુ કોઇ ધુતારો-માઇ ડીયર-મળશે; ત્યારે મારી પણુ એજ સ્થિતિ થવાની કે?-તે વખતે હું પણુ ઈતરરાગને વિસરી જવાની.

લોભી—લોભીઆને મોસમ આવે, ત્યારે તે પણુ ઇતરરાગને વિસરી જાય.

'આવો રંગ અમને નિરંતર લાગે,' એમ તુલસીદાસજી બોલ્યા. ભર્તૃહરિ કહે છે કે-

૧૨ અપરંપાર. ૧૩ સાંકળ.

રાગ–શાર્દુલ૦

**रे कंदर्प करं कदर्थयसि किं, कोदंडटंकारवैः ।**
**रेरे कोकिल कोमलैः कलरवैः, किं त्वं वृथा जल्पसि ॥**
**मुग्धे स्निग्धविदग्धमुग्धमधुरैर्-लोकैः कटाक्षरलं ।**
**चेतश्चुंबितचंद्रचूडचरण-ध्यानामृतं वर्तते ॥९८॥** [વૈરાગ્યશતક].

અર્થ—હે કામદેવ! તું ધનુષના ટંકારથી હાથને શા માટે પીડા કરે છે? [તાત્પર્ય-હવે તારામાં અમને રાગ નથી.] હે કોયલડી! તું મનોહર અવ્યક્ત મધુર શબ્દો વડે શા માટે વૃથા ટૌકા કરે છે? [કારણ કે તારા ટાકામાં હવે અમને પ્રીતિ નથી.] હે સુંદરી! તું સ્નેહ ભરેલા ચતુર મનોહર અને પ્રિય કટાક્ષથી શા માટે મારા તરફ જુવે છે? [તેથી હું હવે લલચાઉં તેમ નથી. તારા સુખના કરતાં વિશેષ સુખની પ્રાપ્તિ મને થઇ છે.] કારણ કે હવે તો મારૂં ચિત્ત, શંકરના ચરણના ધ્યાનરૂપી અમૃતનું પાન કરી રહ્યું છે. (૯૮).

'અહો! લોઢાને સોનું બનાવનારી–આવી–પારસમણી અમને ક્યાં મળે? આવા સદ્દવિચારોની હીંચોળાખાટમાં અમે ક્યારે ઝુલીએ? ક્યારે અમારાં ચિત્ત આ સંસારથી અવળાં ચાલે? અને શ્રીહરિને સન્મુખ થાય? શું મરણ પર્યંત, અમારે આ પાપડીનો ગાભો, માથે લઇને ફર્યા કરવું? શું મરણ પર્યંત અહંતા મમતારૂપી બેડીથી અમારે અમારા હાથ પગ બાંધી રાખવા? શું આ કેદમાંથી છૂટવાનો અમારે માટે દિવસ મુકરર થયો નથી? **હું જે આ દેખાઉં છઉં, તે નહીં,** એવો અનુભવ મને ક્યારે થશે?' આવા વિચાર કદિ કરો છો? કોઇ વખત તો ખોંખારો મારીને બે પાંચ દિવસ બહાર નીકળો, અને તમારા સદ્દગુરૂને શરણે જઇને રહો. જે અંતરાય કરી રહ્યું છે; તેને તજીને સદ્દગુરૂને શરણે જજો. નહીં તો પુષ્પના બગીચામાં પણ, ગેંગાને છાણનો પોદળો ગમ્યો, એવું થશે. ભ્રમર બનીને ગુરૂને ઘેરથી સાર લેજો. રસ લેજો–અમૃત પીજો.

વેશ્યા બડી ચતુર, પણ પતિવ્રતાનો ધર્મ સમજે નહીં; તેમ તમે બડા ચતુર હશો, પણ જો તમારે ગુરૂના ઢગલા હશે–તમે જ્યાં ત્યાં રઝળતા હશો–તો સદ્દગુરૂ શી વસ્તુ છે, તેનો તમને ખ્યાલ આવશે નહીં. માટે પ્રથમ જ્યાં ગમે ત્યાં, ચિત્તને એકાગ્ર કરો. પછી આગળ વધો. કયો વિષય ચાલે છે, તે તો ભૂલ્યા નથીને?–'આપનું અધરામૃત ઇતરરાગને વિસરાવી દે એવું છે,' એમ ગોપિઓ શ્રીકૃષ્ણને કહે છે. તે કથા ચાલે છે.

**પદ.**

રાગ–ગજલ તાલ ૩.

જો ભજે હરિકો સદા, સોઇ પરમ પદ પાયગા—જો ભજે૦
દેહકે માલાતિલક, અરૂ છાપ નહિં કિસુ કામકા;
પ્રેમ ભક્તિ કે બિના, નહિં નાથકે મન ભાયગા—જો ભજે૦
**દિલકે દર્પણકો સફા કર, દૂર કર અભિમાનકો;**
**ખાખ હો ગુરૂકે કદમકી, તો પ્રભુ મિલજાયગા**—જો ભજે૦
છોડ દૂનિયાકે મજે સબ, બેઠ કર એકાંતમેં;
ધ્યાન ધર હરિકે ચરણકા, ફિર જનમ નહિં આયગા—જો ભજે૦
દૃઢ ભરોસા મનકે કરકે, જો જપે હરિ નામકો;
કહતા હૈ બ્રહ્માનંદ, બ્રહ્માનંદ બીચ સમાયગા—જો ભજે૦

યાદ રાખવું ઘટે છે કે—શ્રીહરિનો રસ્તો અટપટો છે. ખાવા જતાં ખવાઇ જઇએ એવો, છોડવા જતાં બંધાઇ જઇએ એવો, લેવા જતાં દેવાઇ જઇએ-એવો છે.

**અખો**— દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં થઇ ગયું શેર;
ચરચા વદતાં તોલું થયો, ગુરૂ થયો ત્યાં મણમાં ગયો.
અખા એમ હલકાથી ભારે હોય, આત્મજ્ઞાન તે મૂળગું ખોય.

હે કૃષ્ણ! તમારો જરા જેટલો વિયોગ, અમે કેવી રીતે સહન કરીએ છઇએ, તે સાંભળો—

**अटति यद्भवानह्नि काननं, त्रुटिर्युगायते त्वामपश्यताम् ॥**
**कुटिलकुन्तलं श्रीमुखं च ते, जड उदीक्षतां पक्ष्मकृद्दृशाम् ॥ १५ ॥**

**અર્થ—જ્યારે દિવસમાં આપ વનમાં આમતેમ ફરો છો, ત્યારે આપને નહીં દેખનારી અમોને, એક ત્રુટિ (ક્ષણનો સત્તાવીશમો ભાગ) યુગજેવી (લાંબી) જણાય છે; અને સાયંકાળે પાછું વાંકા કેશવાળું આપનું મુખ, જ્યારે અમે જોઇએ છઇએ, ત્યારે અમારી આંખોની પાંપણો ઘડનારો બ્રહ્મા અમને જડ જેવો જણાય છે." તાત્પર્ય—'આપને જોવામાં અમને અમારી પાંપણો વિઘ્ન કરે છે. પાંપણો ઘડનાર બ્રહ્મા છે; માટે બ્રહ્મા ઠપકાને પાત્ર છે. એક પળ પણ અમે તમારાથી વિખુટાં રહી શકતાં નથી, અને આપ અમારો ત્યાગ કરીને નાસી જાઓ છો? તે કેમ બને? શું અમારા વૈરાગ્યમાં કાંઇ ખામી છે? [૧૫]**

૧૫ વિવેચન—

આપનાં દર્શન થાય છે, ત્યારે અમારી પાંપણો ઉંચી નીચી થાય, તે પણ અમને ગમતું નથી. યોગીઓ ત્રાટક સાધીને આપને નિરખે છે, તેમ અમે કરીએ છઇએ-એ ભાવ છે. 'બ્રહ્માએ અમારી પાંપણો બનાવી; પણ 'શ્રીકૃષ્ણ આ વ્રજમાં આવવાના છે, અને ગોપીઓ તેમની પાછળ ઘેલી થવાની છે;' તે વાત બાપડો બ્રહ્મા શું જાણે!' એમ ગોપીઓ સૂચવે છે.

શ્રીકૃષ્ણને કપટી કહીને પોતાના ત્યાગનું સૂચન કરે છે—

**पतिसुतान्वयभ्रातृबान्धवा-नतिविलङ्घ्य तेऽन्त्यच्युतागताः ॥**
**गतिविदस्तवोद्गीतमोहिताः, कितव योषितः कस्त्यजेन्निशि ॥१६॥**

---

૧૫ પદચ્છેદ—**यत्**-જ્યારે. **अह्नि**-દિવસમાં **भवान् काननं अटति**-આપ વનમાં આમતેમ ફરો છો. **त्वाम् अपश्यतां**-તે વખતે આપને નહીં દેખનારી અમોને **त्रुटिः युगायते**-એક પળ યુગજેવી જણાય છે. **च**-અને સાયંકાળે પાછું **कुटिलाः कुंतलाः यस्मिन् तत् इति श्रीमुखं**-વાંકા કેશવાળું આપનું મુખ. **उदीक्षतां**-અમે કે જેઓ જોનારાં છઇએ તેમની. **दृशां पक्ष्मकृत्**-આંખોની પાંપણોનો બનાવનાર બ્રહ્મા. **जडः**-મૂર્ખ જણાય છે.

૧૬ પદચ્છેદ—**हे अच्युत**-હે પ્રભુ! **पतयश्च सुताश्च अन्वयाश्च** (સંબંધીઓ) **भ्रातरश्च बांधवाश्च तान् अतिविलंघ्य**-ધણી, પુત્રો, સગા, ભાઇઓ અને કુટુંબીઓને વટીને-તેમની ના છતાં. **ते अंति** (સમીપે) **आगताः**-આપની પાસે આવેલી છઇએ.

**અર્થ—"હે પ્રભુ! અમે કે જેઓ પતિ, પુત્રો, સગાઓ, ભાઇઓ અને કુટુંબીઓની ઉપરવટ થઇને-તેમની આજ્ઞાનો અનાદર કરીને-આપની પાસે આવેલી છઇએ. વળી આપ અમારા આવવાના કારણને જાણો છે. અમે કે જેઓ, આપના ગાયનથી મોહ પામેલી છઇએ, તેમનો રાત્રીના સમયમાં, હે ધુતારા! (તમારા સિવાય બીજો) કોણ ત્યાગ કરે?" તાત્પર્ય-અમો આટલી બધી ઓશીયાળી-ત્યાગી-બની જઇએ; છતાં આપ આમ નમેરા કાં બનો? [૧૬]**

૧૬ વિવેચન—**अच्युत** કહીને સૂચવે છે કે—'આપ કોઈ કામી-વિકારી-નથી.'

**गतिविद्**—આપ અમારા આગમનનું કારણ જાણો છો. અમારી ઇચ્છા પૂર્ણ કરવા, આપે અમારૂં મન પણ હરિ લીધું-આપે બરાબર રસ જમાવ્યો. આમ કરીને આપ અંતર્ધ્યાન થયા; માટે આપ કપટી.

'પતિ, સુત વિગેરેના ઉપરવટ થઇને અમે આવી.' આ શબ્દ તીવ્રત્યાગનું સૂચન કરે છે.

'સર્વસ્વનો ત્યાગ કરે, તેને શ્રી હરિ મળે,' એવી શાસ્ત્રસિદ્ધ વાતને, શું તમારે ખોટી પાડવી છે?' એવો ભાવ છે. સર્વસ્વના ત્યાગ સંબંધી નિશ્ચલદાસજીના ગુરૂ દાદુ ગાય છે તે સાંભળો—

**પદ.**

તૂ સાહિબ મેં સેવક તેરા, ભાવે સિર દે સૂલી મેરા;<br>
ભાવે કરવત સિરપર સારિ, ભાવે લેકરિ ગરદન મારિ.<br>
ભાવૈ ચહુદિશિ અગિ લગાઈ, ભાવૈ કાલ દસો દિસિ ખાઇ;<br>
ભાવૈ ગિરિવર ગગન ગિરાઈ, ભાવૈ દરિયામાંહિ બડાઈ.<br>
ભાવૈ કનકકસોટી દેહુ, દાદુ સેવક કસિ કસિ લેહું.

**तव उद्गीतमोहिताः**—તમારા ગીતથી અમે મોહ પામીને આવી છઇએ. વેણુ ગીત [અ. ૨૧ મો] યાદ છે ને?

**कः निशि योषितः त्यजेत्**—રાત્રીએ સ્ત્રીઓનો કોણ ત્યાગ કરે?-'વીતરાગી પુરૂષોને પણ વૈરાગ્ય શીખવનાર-એવા આપ અચ્યુત છો. તેથીજ પાસે આવેલી-પ્રેમઘેલી-અમારા જેવી સ્ત્રીયોનો આપ ત્યાગ કરી શકો.' મીઠા ઠપકાના રૂપમાં લઇએ, તો-'રાત્રી અને વન ભયનાં સ્થાન છે. ત્યાં તમારા જેવો નિર્દય-કપટી-ધુતારોજ-અમારૂં મનરૂપી દ્રવ્ય ધૂતીને ચાલ્યો જાય.'

શ્રીકૃષ્ણના સ્વરૂપમાં થએલા મોહનું હજી સૂચન કરે છે—

**रहसि संविदं हृच्छयोदयं, प्रहसिताननं प्रेमवीक्षणम् ॥**

**बृहदुरः श्रियो वीक्ष्य धाम ते, मुहुरतिस्पृहा मुह्यते मनः ॥१७॥**

**અર્થ—"આપનું હસતું મુખડું, આપનું પ્રેમપૂર્વક જોવું તે, અને લક્ષ્મીના સ્થાનરૂપ આપનું વૃક્ષઃસ્થળ જોઇને, અને કામદેવનો ઉદય થાય એવી, આપની**

---

**गतिं वेत्ति इति गतिविद् तस्य इति तव** આપ કે જે અમારા આવવાના કારણને જાણો છો તેના. **उद्गीतेन** (ગાયન) **मोहिताः इति योषितः**-અમે સ્ત્રીયો કે જેઓ આપના ગાયનથી મોહ પામેલી છઇએ તેમને. **हे कितव !**-હે કપટી! ધુતારા **निशि कः त्यजेत्**-અંધારી રાત્રીએ (તમારા સિવાય બીજો) કોણ તજે?

૧૭ પદચ્છેદ—**प्रहसिताननं**-આપનું હસતું મુખડું. **प्रेमवीक्षणम्**-પ્રેમપૂર્વક જોવું. **श्रियः धाम इति ते बृहत् उरः**-લક્ષ્મીના સ્થાપનરૂપ આપનું મોટું વૃક્ષઃસ્થળ. **वीक्ष्य**-

**એકાંતની વાતચીત સાંભળીને, (આપને ભેટવાની અમને) તીવ્ર ઇચ્છા થઈ છે; (પણ આપ દેખાતા નથી,) તેથી અમારૂં મન વારંવાર ગભરાઈ જાય છે." [૧૭]**

૧૭ વિવેચન—જે સ્ત્રીને પોતાના પતિમાં મોહ થાય તે સતી, અને જે સ્ત્રીને પર પુરુષમાં મોહ થાય તે કુલટા કહેવાય. જે પુરૂષને પોતાની સ્ત્રીમાં મોહ થાય, તે પતિ; અને પરદારામાં મોહ કરે, તે પામર નાલાયક. તે પ્રમાણેજ જીવને શિવમાં મોહ થાય, તો તે નિજાનંદનો લાભ લે.

'હે કૃષ્ણ ! તમારા કર્તવ્યનો વિચાર કરો, અને અમને આ રોગ મટાડવા કાંઇ દવા આપો' એમ હવે કહે છે—

**व्रजवनौकसां व्यक्तिरङ्ग ते, वृजिनहन्त्र्यलं विश्वमङ्गलम् ॥**
**त्यज मनाक्च नस्त्वत्स्पृहात्मनां, स्वजनहृद्रुजां यन्निषूदनम् ॥१८॥**

**અર્થ—" હે કૃષ્ણ આપનો અવતાર, વ્રજમાં રહેનારાં ગોપલોકોનાં અને વનમાં રહેનારા ઋષિયોના દુઃખના નિવારણ માટે છે, અને આ અવતાર વિશ્વના અતિ મંગળરૂપ છે; તેથી અમે કે જેઓનાં મન આપની કામનાથીજ વ્યાપ્ત છે, એટલે અમે કે જેઓ તમારીજ આશા રાખીને બેઠી છઇએ-તેઓને, તમારા ભકતોના હૃદયના રોગનો નાશ કરવા, જે અત્યંત ગુપ્ત ઔષધ આપ વાપરો છો, તે ઔષધ થોડુંક આપો." [૧૮]**

૧૮ વિવેચન—કામનારૂપી ભયંકર રોગ-આ રોગ નાના મોટા સૌને પીડે. જેમ જેમ બાહ્યમાં પ્રગતિ થાય; તેમ તેમ આ રોગ વૃદ્ધિ પામે. યાદ રાખવું કે ગોપિકાઓને લૌકીક કામના નથી. ગોપિકાની કામનાનો વિષય શ્રીકૃષ્ણ પોતેજ છે. કૃષ્ણ મળે, એટલે તેમની કામનો અંત આવ્યો એમ સમજવું.

કૃષ્ણચરણને માટે ગોપિકાઓ કેટલી સંભાળ રાખે છે તે હવે કહે છે—

**यत्ते सुजात चरणाम्बुरुहं स्तनेषु, भीताः शनैः प्रिय दधीमहि कर्कशेषु ॥**
**तेनाटवीमटसि तद्व्यथते न किंस्वित्, कूर्पादिभिर्भ्रमति धीर्भवदायुषां नः ॥१९॥**

**॥ इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे रासक्रीडायां गोपीगीतं नामैकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥**

---

જોઇને. **हृदि शेते इति हृच्छयः** (કામદેવ) **तस्य उदयः येन सः तं इति रहसि ते संविदं**-વળી કામદેવનો ઉદય થાય એવી આપની એકાંતની વાતચીત સાંભળીને. **अतिस्पृहा**-આપને ભેટવાની અમને તીવ્ર ઇચ્છા થઇ છે પણ તમે દેખાતા નથી તેથી **मनः मुहुः मुह्यते**-અમારૂં મન વારંવાર ગભરાઇ જાય છે.

૧૮ પદચ્છેદ—**हे अंग !**-હે કૃષ્ણ ! **ते व्यक्तिः**-આપનો અવતાર. **व्रजवनौकसां वृजिनहंत्री**-વ્રજમાં રહેનારા ગોપ લોકોનાં અને વનમાં રહેનારા ઋષિયોના દુઃખનો નાશ કરવા માટે છે. **अलं विश्वमंगलम्**-વિશ્વના અત્યંત મંગળરૂપ છે. **स्वजनानां हृदयानि तेषां रुजः** (રોગ) **तासां स्वजनहृद्रुजां**-પોતાના ભકતોના હૃદયના રોગને મટાડનારૂં **यत् निषूदनम्**-જે ઔષધ છે તે. **त्वत्स्पृहात्मनां इति नः**-અમે કે જેઓ તમારામાં સ્પૃહા રાખનારી છઇએ તેમને. **मनाक् त्यज**-જરા આપો.

૧૯ પદચ્છેદ—**प्रिय !**-હે પ્યારા ! **यत्**-જે **ते तव**-આપનું **सुजातञ्च** (રમ્ય)

**અર્થ—[ હવે અત્યંત પ્રેમથી વ્યાકુળ થઇને રોતી રોતી બોલે છે- ] "હે પ્યારા ! આપના રમ્ય ચરણ કમળને, અમે અમારા કઠણ સ્તન ઉપર, બીતાં બીતાં ધીરેધીરે, ધારણ કરીએ છઇએ. જ્યારે આપ પૃથ્વી ઉપર ફરો છો, ત્યારે તે ચરણકમળ ઝીણી કાંકરીઓ આદિથી વ્યથા નહીં પામતું હોય ! આવી રીતે અમે કે જેમના જીવનરૂપ આપ છો, તેમની બુદ્ધિ ભમે છે." તાત્પર્ય-અમને તમારા સિવાય બીજું કાંઈ દેખાતું નથી. [૧૯]**

૧૯ વિવેચન—ગોપિકાઓ સૂચવે છે કે-'અમે આપને માટે આટલી બધી લાગણી રાખીએ છઇએ. અને તમે આમ અબોલડા કાં લીધા ?-કાં આટલા બધા મોંઘા ?'

**कर्कशेषु स्तनेषु**—કઠણ સ્તનમાં 'સ્તનના કરતાં પણ આપનું ચરણ કોમળ છે. તે ગાયોની પાછળ, દર્ભના કાંટા જેવા અંકુરોમાં અને કાંકરીઓમાં, દોડે-તે અમને ગમતું નથી,' એ ભાવ છે. ગાયો પાછળ દોડો, ત્યારે તો ઠીક; પણ અત્યારે શામાટે ચરણને જ્યાં ત્યાં મૂકો છો ? અત્યારે તો આપનું ચરણ, અમારા સ્તન ઉપર ધારણ કરો.

**नः भवदायुषः**—આપ જેમનું જીવન છો એવાં અમને. આ મહાન્ સતી ધર્મ છે.

**नः धीः भ्रमति**—'અમારી બુદ્ધિ ભમે છે. હવે અહીં અમારે શું કરવું ? તે અમને સૂઝતું નથી. તમે અમારા નિશ્ચયમાં દૃઢ છઇએ; પણ જ્યાં અમારા નિશ્ચય ઘડાય છે, ત્યાં ત્યાં તમે વસો છો. ત્યાં તમારી સત્તા છે. ત્યાં રહીને અમારા નિશ્ચયને આઘા પાછા કરવા આપ **अंतरात्मदृक्**—સમર્થ છો. તેથી તમારી સાથે અમારે કેવી રીતે કામ લેવું, તે અમને સુઝતું નથી.

આવી મુંજવણ સુતીક્ષ્ણને થઇ હતી. તેનો જવાબ તેના અંતરમાંથી મળ્યો હતો કે-

**ચોપાઇ**-' એક બાનિ કરૂણાનિધાનકી, સો પ્રિય **જાકે ગતિ ન આનકી.'**

હવે તો પ્રભુ પધારો— [ રાગ-શેરી વળાવી સજ કરૂં. ]

આ શરદ ખીલી શત પાંખડી-હરિ ! આવોને,

આ સૃષ્ટિએ ધરિયા સોહાગ-હવે તો હરિ આવોને. વિગેરે—[જુઓ ગયો અંક.]

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધનો ૩૧ મો અ. સંપૂર્ણ. બોલીયો હરિ. બોલો શ્રીરામચંદ્ર દેવકી જય. બોલો શ્રીદ્વારકાધીશકી જય. હર હર મહાદેવ હર. જ્યાં જ્યાં આ કથા વાંચો, ત્યાં સૌને અમારા ઘણાંજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેશોજી.

મોક્ષમંદિર, અમદાવાદ.
૧૯૮૬ મકરસંક્રાંતિ. } **લી. રામશંકર મોનજી ભટ્ટ.**

**વેદાંતનો ફરમો**—ગોપિકાગીતનો વિષય પૂરો કરવાનો હોવાથી, આ અંકમાં માસીકના ૪ ને બદલે ૫ ફરમા આપ્યા છે. આવતા અંકમાં માસીકના ૩ ફરમા અને વેદાંતના બે ફરમા સાથે મળશે.

---

**तत् चरणांबुरुहं**-રમ્ય ચરણકમળ. **कर्कशेषु स्तनेषु**-કઠણ સ્તન ઉપર. **भीताः शनैः दधीमहि**-બીતી બીતી ધીરે ધીરે ધારણ કરીએ છઇએ. **तेन**-તે ચરણવડે **अटवीं अटसि**-આપ આ પૃથ્વી ઉપર ફરો છો. **तत्**-ત્યારે તે ચરણ **कूर्पादिभिः किंस्वित् न व्यथते.** ઝીણી કાંકરીઓ આદિથી વ્યથા નહીં પામતું હોય ? **भवान् एव आयुः यासां ताः तासां भवदायुषां इति नः**-એવી રીતે અમે કે જેમના જીવનરૂપ આપ છો તેમની. **धीः भ्रमति**-બુદ્ધિ ભમે છે.

ફ. નં. ૧૫૧ Registered No. B. 1434.

श्रीसद्गुरवे नमः।

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ—રાસલીલા.

તંત્રી અને પ્રકાશકઃ—રામશંકર મોનજી ભટ્ટ. ઠે. મોક્ષમંદિર—અમદાવાદ.

પુસ્તક ૧૧ મું.] ફાગણ માસ, ૧૯૮૬. [અંક ૨ જો.

ક્યાં સુધી ગ્રાહકો રહેશો?—દસ વરસ થયાં. હવે તો હરિજન થઈ જાઓ. વી. પી. કરવાં, તે ગ્રાહકોને હોય. હરિજનને ન હોય. હજી થોડાં વી. પી. થાય છે. અમારી અને તમારી વચ્ચે નકામી તકલીફ બંધ પડી જવી જોઈએ. આ કોઈ પેપર નથી. આ કોઈ વેપારબુદ્ધિ નથી. આ તો સંતસંગ ગંગાની સેર તમારા ઘર સુધી પહોંચાડવાની સગવડ છે. લવાજમ માત્ર સગવડની કીંમત છે. મહેનતની કીંમત નથી. કારતક શુદી ૧ થી લવાજમ માટે સૂચના અપાય છે; ત્યારે તે કામ ફાગણ સુધી કેમ પહોંચે? ફાગણમાં તો આપણે તે કામથી પરવારીને શ્રીહરિને શરણે બેઠાં હોઈએ. હવે તેમ ન કરશોજી.

---

**વેદાંતનો વધારો**—ગયા અંકમાં છેડે સૂચના આપી હતી કે—'ગોપીકાગીતનો વિષય પૂરો કરવાના હેતુથી, આ અંકમાં માસીકના ૪ ને બદલે પાંચ ફરમા [૩૨ ને બદલે ૪૦ પાનાં] આપ્યા છે. હવે આવતા ફાગણના અંકમાં માસીકના ચારને બદલે ત્રણ અને વેદાંતના એકને બદલે બે ફરમા મળશે.' તે પ્રમાણે આ અંકમાં છે. માસીકને બરાબર વાંચો. એટલે નકામો પત્રવહેવાર અટકી જશે.

**આઠ આનામાં અઢળક લાભ**—આ અંક સાથે 'તત્ત્વજ્ઞાનની પ્રથમ પોથી' નીકળી છે. રૂ. એંશી દેતાં આવી પોથી મળશે નહીં. જે જાણ્યા વિના હિંદુપણું શોભતું નથી—એવી આ પોથી છે. હજી વિચાર થાય, તો તુરત સાડાઆઠ આના મોકલો.

પાછલા અંકો—પાછલાં તમામ પુસ્તકોની ફાઈલો મેળવીને ખાત્રી કરો. કયા કયા અંકો ખૂટે છે. ખૂટતા અંકો અહીંથી મંગાવી લ્યો. હશે તો મોકલવામાં આવશે. દરેક વરસની ફાઇલો કંપલીટ થાય, તો બંધાવી લ્યો. બંધામણી બચાવતાં પુસ્તક ખોશો.

**પાછલાં પુસ્તકો**—આ માસીકની દર વરસની ફાઈલો હજી મળી શકે છે. જોઇએ તો તુરત લખો; પછી રૂપૈયા સો દેતાં એક ફાઇલ નહીં મળે. પાકા પુંઠાથી બંધામણી સાથે દર વરસની ફાઈલના રૂ. ૨-૬-૦

---

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૩૨ મો—રાસલીલા.

**વિષય**—આ અધ્યાયમાં-ગોપિકાઓના કાલાવાલા સાંભળીને શ્રીકૃષ્ણ પ્રગટ થાય છે. શ્રીકૃષ્ણનાં દર્શન કરીને ગોપિકાઓનાં હૃદય ઉભરાય છે. ગોપિકાઓ પ્રભુને પ્રેમના પ્રકાર પુછીને, સાચા ભક્ત પ્રત્યે પ્રભુનો પ્રેમ કેવો હોય છે, તેનો નિર્ણય કરે છે. પ્રેમમાં પ્રભુ હારે છે, અને કહે છે કે-'હે સ્ત્રિઓ! પ્રેમની બાબતમાં હું હાર્યો-તમે છતી. હું તમારો ઋણી છે. આ ઋણમાંથી તમે તમારી ખાનદાનીથી મને બચાવો, તોજ હું બચી શકું.'

હજી કાલાવાલાનો વિષય ચાલે છે—

॥ श्रीशुक उवाच ॥

**इति गोप्यः प्रगायंत्यः, प्रलपंत्यश्च चित्रधा ॥**

**रुरुदुः सुस्वरं राजन्, कृष्णदर्शनलालसाः ॥ १ ॥**

**અર્થ—હે પરીક્ષિત રાજા! ઉપર પ્રમાણે ગાતી અને અનેક પ્રકારે વિલાપ કરતી ગોપીઓ, ભગવાનનાં દર્શનની લાલસાથી ઉંચે સ્વરે રોવા લાગી. (રોવું-એટલે નિઃસાધનપણું બતાવવું.) [૧]**

૧ વિવેચન—

પદ.

[સાવધાન થઇ જાઓ. આસપાસ જુઓ કોઇ ઉંઘતું તો નથી ને? બરાબર ઉપાડજો.]

હાંરે કાન! ઓરા આવો-તો-કહું વાતડી;
ચાલી જાયે-આ ચાલી જાયે-સરદની રાતડીરે—કાન! ઓરા૦ ટેક૦
વાંસળી સુણીને-મન મોહ્યું માહરૂં (૨)
ખિલિ હૃદયકમળની પાંખડીરે—કાન! ઓરા૦
વિશ્વાસ દઇને હવે કેમ તરસાવો; (૨)
રોઈ રોઇ ખોઇ છે-અમે આંખડીરે—કાન! ઓરા૦
રખડી રખડીને-પગ હવે થાક્યા; (૨)
અંતે આવ્યાં જુમનાજીની ઘાટડીરે—કાન! ઓરા૦
ભક્તવત્સલ છતાં, કેમ થાઓ મોંઘા? (૨)
વીતી જાશે રહીયાળી રૂડી રાતડીરે—કાન! ઓરા૦
સુરના સ્વામી પ્રભુ! કૃષ્ણ મોરારી; (૨)
તમને નિરખતાં ઠરશે, મારી આંખડીરે—કાન! ઓરા૦

---

૧ પદચ્છેદ—**हे राजन!**-હે પરીક્ષિત રાજા! **इति प्रगायंत्यः**-ઉપર પ્રમાણે ગાતી અને **चित्रधा प्रलपंत्यः**-અનેક પ્રકારે વિલાપ કરતી. **कृष्णस्य दर्शने लालसा यासां ताः इति गोप्यः**-શ્રીકૃષ્ણના દર્શનમાં જેમને લાલસા છે તે ગોપીઓએ **सुस्वरं रुरुदुः**-ઉંચે સ્વરે રોવા માંડયું.

'પતિ, સુત વિગેરેના ઉપરવટ થઇને અમે આવી' આ શબ્દ તીવ્રત્યાગનું સૂચન કરે છે. 'સર્વસ્વનો ત્યાગ કરે, તેને શ્રી હરિ મળે,' એવી શાસ્ત્રસિદ્ધ વાતને, શું તમારે ખોટી પાડવી છે ?' એવો ભાવ છે.

આ ભક્તિ કેવી કહેવાય ?--

શ્રુતિ કહે છે કે—'**एतस्यैवानंदस्यान्यानि भूतानि मात्रामुपजीवंति** ।–આ આનંદના અંશથી અન્ય તમામ જીવો જીવે છે.' ગોપિકાઓ કહે છે કે-અમે આ આનંદ વિના કેવી રીતે રહી શકીયે ? વળી '**चक्षुषः चक्षुः श्रोत्रस्य श्रोत्रमुत प्राणस्य प्राणं मनसो ये मनो विदुः** ।' શ્રુતિ કહે છે કે-'આપ આંખની આંખ છો, કાનના કાન છો, પ્રાણના પ્રાણ અને મનના મન છે.' એટલે અમારા અંતરની વાત આપ જાણો છો–અમારી વિહ્વળ દશા આપનેજ વિદીત છે, છતાં દયા કેમ આવતી નથી ? શું આપ દયાળુ નથી ?'

**नायमात्मा प्रवचनेन लभ्यो, न बहुना श्रुतेन ।**
**यमेवैषः वृणुते तेन लभ्यम्-तस्यैष आत्मा वृणुते तनुं स्वाम्** ॥ શ્રુતિ.

અર્થ—આ આત્મા પ્રવચન કરવાથી એટલે મોટાં મોટાં વ્યાખ્યાનો કરવાથી, પ્રાપ્ત થતો નથી; બુદ્ધિથી અગર બહુ કથા શ્રવણથી પણ પ્રાપ્ત થતો નથી. પણ જેના ઉપર તે કૃપા કરે છે; તેનેજ આ આત્મા પોતાનું દાન કરે છે.

હાર આપતાં શ્રીહરિએ ઢીલ કરી. નરસિં મહેતો ગભરાણો. ગભરાઇને મહેતાજીએ પ્રભુને બોલાવ્યા—

પદ.

વહાલા વેગે આવોરે—હો—દયા દિલે લાવોરે—ભીડો મારી ભાંગવા-હોજી.
નહિં આવો તો છાનાં ઉઘાડું બધાં છિદ્ર [૨]—વહાલા નહીં૦

સાખી—આહિરડામાં ઉછર્યાં, ગોવાળીયામાં વાસ;
ખાંધે કાળી કામળી, માગી પીતા છાશ;
અનેકને ઉધારીયા—તેમ પૂરો મારી આશ.
હું કરૂં છઉં તમથી દાવોરે—દયા દિલે લાવોરે—ભીડો મારી૦ વહાલા૦ નહીં૦

સાખી—બે માના બે બાપના, નકટા નિરલજ બાળ;
મહી માખણના ચોરટા, કંસ તણા હે કાળ;
ધણી ધાર્યો મેં વીઠ્ઠલો, કેમ દુરીજન આપે આળ,
વીરા વેગે આવોરે, દયા દિલે લાવોરે—ભીડો મારી૦ વહાલા૦ નહીં૦

તાત્પર્ય—અહીં પાસેજ છો; અને શોધ્યા ક્યાંઈ જડો એમ નથી; માટે કૃપા કરીને દર્શન દ્યો. શ્રીહરિ કૃપાથીજ પ્રસન્ન થાય છે, તે બાબતમાં ગીતાજી કહે છે કે—

**नाहं वेदैर्न तपसा, न दानेन न चेज्यया ॥**
**शक्य एवंविधो द्रष्टुं, द्रष्टवानसि मां यथा ॥**

અર્થ—હે અર્જુન ! તું જેવી રીતે મને જોઇ શકયો, તેવી રીતે વેદથી, તપથી, દાનથી, તથા યજ્ઞોથી હું કદિ જોઈ શકાતો નથી.

તેનો ઉત્તર ત્યાંજ આપે છે—

**भक्त्या त्वनन्यया शक्यः, अहमेवंविधोऽर्जुन ।**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन, प्रवेष्टुं च परंतप ॥**

**અર્થ—**કેવળ અનન્ય ભક્તિથીજ [નિર્ગુણા પ્રેમલક્ષણા ભક્તિથીજ] પ્રભુ ઓળખી શકાય છે, તેમનાં દર્શન કરી શકાય છે, અને તત્ત્વે કરીને તેમનામાં પ્રવેશ કરી શકાય છે.

પ્રેમલક્ષણા ભક્તિ ક્યાં રહેતી હશે?—દિનતામાં.

દિનતા ક્યાં રહેતી હશે?—નિર્મળ અંતઃકરણમાં. નહીં તો—

'નમે નમે મેં ફેર હે, બોત નમે નાદાન;
દગલબાજ દોનુ નમે, ચિત્તા ચોર કમાન.'

દૃષ્ટાંત—મંડળી લઈને ભક્તરાજ ડાકોર ગયા. કલ્યાણ બાગમાં ઉતર્યા. એક તરફ રસોઈ થતી હતી, અને બીજી તરફ ભજનની ધૂન મચી હતી. તે વખતે ત્યાં બે ભગત આવ્યા. તેઓએ આવીને મંડળીને દસ દંડવત્ પ્રણામ કર્યા. પછી ભક્તરાજના ચરણની રજ બે પાંચવાર લીધી. ફરી ઉભા ઉભા મંડળીને પ્રણામ કર્યા. પછી મંડળીમાં બેઠા, અને હાથમાં કાંસી જોડું લઈને સૌની સાથે રંગભેર ગાવા લાગ્યા. માળા અને તિલકનો દેખાવ પણ ઠીક હતો; તેમની ભજન ગાવાની ઢબ અને નમ્રતા જોઈને આખી મંડળી રાજી થઈ. ભક્તરાજે તેમને સાથે ભોજન કરવા આગ્રહ કર્યો. પેલા બેએ આમંત્રણ સ્વિકાર્યું. બપોર થતાં પાતળ પડી. સૌ જમવા બેઠા. તે વખતે ભક્તરાજે પૂછ્યું-'પેલા ભક્ત ક્યાં ગયા?'

એક ભાઈએ કહ્યું કે—ગોમતીએ નહાવા ગયા છે; પણ વાર ઘણી થઈ.

ભક્તરાજ—નાહીને કાંઈ નિત્ય કર્મ બાકી હશે, તે હજી કરતા હશે.

વળી કલાક પછી ભક્તરાજે પૂછ્યું-'પેલા ભગત આવ્યા?'

કોઇએ કહ્યું કે—ના-હજી નથી આવ્યા.

ભક્તરાજ—ત્યારે મણિભાઇ! ગોમતીને આરે તપાસ કરોને. શી વાર છે? આપણે તેમને જમવાનું કહ્યું; તેથી ચીવટ રાખીને તેમને જમાડવા જોઇએ.

મણિભાઈ—[ગોમતીને આરે જઇ આવીને]-ગોમતીને આરે ઘણી તપાસ કરી; પણ ત્યાં તેઓ નથી.

'ત્યારે ભાગ્ય તેમનાં. તેમને જમવું નહીં હોય.' એમ કહીને ભક્તરાજે વાત માંડી વાળી.

એટલામાં મોદી હીસાબ લેવા આવ્યો. રણછોડભાઈ હીસાબ આપવા બેઠા. હીસાબ નક્કી કરીને, બંડીના ગજવામાંથી પૈસા કાઢવા જાય, ત્યાં ખબર પડી કે-રૂ. પચાસની નોટો ગૂમ થઈ. તેણે ભક્તરાજને વાત કરી. ભક્તરાજ કહે-'જાય ક્યાં? તપાસ કરો.' સૌ એકબીજાને પૂછવા લાગ્યા. તેટલામાં રણછોડભાઈને વિચાર થયો કે—"પેલા મોટી માળાવાળા ભકતો તો લઈ નહીં ગયા હોય! ત્રણ વાગવા આવ્યા છે. ગાડીનો સમય છે, તેથી લાવ સ્ટેશને આંટો ખાઈ આવું." આવો વિચાર કરી, ભાડાની ગાડી કરીને રણછોડભાઈ સ્ટેશને પહોંચ્યા. ત્યાં પેલા બે ભકતોનાં દર્શન થયાં. પૂછપાછ કરતાં ભકતો ગુરૂના અને કંઠીના સોગન ખાવા લાગ્યા; તો પણ રણછોડભાઇએ બળ કરીને તેમનું ગજવું તપાસ્યું. તો નોટોનું બંડલ જડયું. રણછોડભાઇએ તે બંડલ પોતાના ગજવામાં મૂકયું. 'ત્યારે તમારૂં હોય,

તો તમે લઈ જાઓ.' એમ કહીને પેલા બે ભક્તો વીલે મોંયે ચાલતા થયા. કાર્ય સિદ્ધ થઈ ગયું છે, એમ જાણીને, રણછોડભાઈ વધારે ઉંડા ઉતર્યા નહીં. બાગમાં આવીને ભક્તરાજને વાત કરી. ભક્તરાજે મંડળીને કહ્યું કે—'આવી દીનતાથી લોકો ઠગાય; પણ શ્રીહરિ ઠગાય નહીં; માટે તમારે શ્રીહરિને ઠગવા હોય, તો નિર્મળ અંતઃકરણવાળી દીનતા પ્રાપ્ત કરજો. માત્ર ભજન ગાવાથી અને માત્ર ચરણરજ લેવાથી, અંતઃકરણ નિર્મળ થાય એમ નથી.

કારણકે— **ગરબી.**

શ્યામ સેવીએરે, ગોવિંદ ગાઇએરે—
કોરી કથનીથી શું થાય—શ્યામ૦ ટેક૦
વિષતણી વાતો કર્યે, કોઇનું મોત ન થાય;
અમૃતની વાતો થકી, અમર કદી ન થવાય—શ્યામ૦ કોરી૦
તેલ છોટું ઘૃત મોટું કહે, તેથી પુષ્ટિ ન પમાય;
જ્યારે તે ખાવા મળે, અને રૂચે તો પુષ્ટ થવાય—શ્યામ૦ કોરી૦
સહુ કોઈને શિખામણ દે, ને આપ ચાલે અન્યાય;
શિષ્યને સ્ત્રીનો દોષ બતાવે, ને પોતે લાગે પાય—શ્યામ૦ કોરી૦
લખી અંગારા દારૂમાં ચાંપે, તેથી ન લાગે લ્હાય;
કહેણી તેવી **દયા** રહેણી મળે નહીં, કેમ રીઝે વ્રજરાય—શ્યામ૦ કોરી૦

પોતાના દોષ સ્ફુરે—દેખાય, અને તે શમાવવા પ્રયત્ન થાય, ત્યારે ધીમે ધીમે અંતઃકરણની નિર્મળતા વધે.

ગોપિકાઓ જેમ શ્રીહરિનાં દર્શનની અપેક્ષા રાખે છે, તેમ આપણે પણ પ્રભુનાં દર્શનની અપેક્ષા રાખવીજ જોઇએ. સૌ સાવધાન થઈ જાઓ, તો પ્રાર્થના કરીએ. અરજી નાંખતા રહેશો, તો કોઈ દિવસ સરકારને જવાબ આપવો પડશે.

**ગઝલ.**

શરણ આવી પડેલાંને, પ્રભુ ! સંભાળશો ક્યારે ?
અમીની આંખડી વહાલા ! અમોપર ઢાળશો ક્યારે ?
તમારા ભક્ત અર્જુનને, કુરુક્ષેત્રે દીધેલાં જે;
પ્રભો ! તે આપનાં વચનો, હવે તો પાળશો ક્યારે ?
થતી સદ્ધર્મની ગ્લાનિ, છવાતું પાપથી ભારત;
સનાતન ધર્મનું ડિંડિમ, ફરી વગડાવશો ક્યારે ?
**परित्राणाय साधूनाम्**, કહેલું શ્રીમુખે સ્વામિન્ !
ધરી અવતાર કલિયુગમાં, પ્રકટ દર્શાવશો ક્યારે ?
**अनन्याश्चिन्तयंतो माम्**, વગેરે ભાવનાં વચનો;
પુનઃ તે યાદ લાવીને, બિરદ બતલાવશો ક્યારે ?
કહ્યુંતું 'સર્વ ધર્મોને, ત્યજી લે શરણ તું મારું;
બચાવીશ સર્વ પાપોથી,' કહો છોડાવશો ક્યારે ?

સુરક્ષા ગાયની કરવા, સ્વયં ગોપાલ કહેવાયા;
હવે એ ગાયને માટે, સુદર્શન ધારશો ક્યારે ?
ગયા પાતાલમાં વેદો, ગયા યાજક અને યજ્ઞો;
ગયા પર્જન્ય ભૂતલથી, કૃપાળો ! લાવશો ક્યારે ?
ગયું તે યોગબલ સાચું, અને અધ્યાત્મવિદ્યા ક્યાં ?
ગયું છે ક્ષાત્રબલ નાશી, પુનઃ પ્રકટાવશો ક્યારે ?
હતી આ સ્વર્ગસમ ભૂમી, તમે અવતાર લેતા જ્યાં;
અરેરે ! એ બિચારીને, પ્રભો ! ઉદ્ધારશો ક્યારે ?
લુંટાતી લાજ ને લક્ષ્મી, સહસ્રાક્ષે નિહાળો છો;
દયાસિંધો ! દયા દીલની, પુનઃ રેલાવશો ક્યારે ? [ દીલ. ]

### ગરબો.

કૃષ્ણ તારી છબી તે-મારી નજરે તરે;
નજરે તરે રે-મારા મનમાં ફરે (૨)—કૃષ્ણ૦
સાખી—મોર પીછાનો મુગટ ધર્યો, કાને કુંડળ સોહાય;
હાથે શોભે બંસરી, ગૌધન ચારવા જાય—
વેણુ નાદ તે જીવને ઘેલાં કરે—કૃષ્ણ તારી છબી૦
સાખી—બાંહે બાજુબંધ બેરખા, ઉર લટકે વેજંતી માળ;
બહુ શોભામાં દીપતા, જોઇ મોહી વ્રજનાર;
ઘર છોડી ગોપી વનમાં ફરે—કૃષ્ણ ! તારી છબી૦
સાખી—પીળાં પીતાંબર પહેરીયાં, જુક્તે જગદાધાર;
ગોપીજનને બહુ ગમ્યા, નટવર નંદકુમાર;
મહીડાનાં માટ વહાલો ફોડતા ફરે—કૃષ્ણ ! તારી છબી૦
સાખી—નરસી મહેતાનો સ્વામી શામળો, પાય અધરના પાન;
ગોપી શોધે કૃષ્ણને, ભૂલ્યાં દેહનાં ભાન;
ગોપીઓ વનમાં રોઇ રોઇ મરે—કૃષ્ણ ! તારી છબી૦

હવે પ્રભુ પ્રગટ થાય છે—

**तासामाविरभूच्छौरिः, स्मयमानमुखांबुजः ॥**
**पीतांबरधरः स्रग्वी, साक्षान्मन्मथमन्मथः ॥ २ ॥**

**અર્થ**—[તે વખતે] પિતાંબર જેણે ધારણ કર્યું છે, કંઠમાં (વૈજયંતી) માળા પહેરી છે, સાક્ષાત્કામદેવને પણ મોહ પમાડે એવું જેનું રૂપ છે, અને

---

૨ પદચ્છેદ—**पीतं अंबरं धरति इति पीतांबरधरः**—પીતાંબરધારી. **स्रक् अस्ति अस्य इति स्रग्वी**—માળા ધારણ કરનાર. **साक्षात्**—સાક્ષાત્. **मन्मथस्य मन्मथः**—કામદેવનો પણ કામદેવ. **स्मयमानं मुखाबुजं यस्य सः इति शौरिः**—જેમનું મુખ કમળ હસતું હતું તે શ્રીકૃષ્ણ **तासां आविर्भूत्**—તેઓની વચ્ચે પ્રગટ થયા.

જેમનું મુખડું મંદમંદ હસે છે, એવા શ્રીકૃષ્ણ, ગોપીઓની વચ્ચે પ્રગટ થયા. [૨]

૨ વિવેચન—

પ્યારાનાં દર્શન થતાં ગોપીઓ ગાંડી બની ગઇ.

[સૌ સાથે રહેજો. વૃંદાવનમાં વિખુટાં પડશો નહીં.] સાંભળો—

ધૂન.

હું તો થનગન નાચું રે, નિહાળી ઘનશ્યામ. [૨]
નિહાળી ઘનશ્યામ-નિહાળી સુંદિર શ્યામ—હુંતો૦
[થવાદ્યો-થવા દ્યો-થવા દ્યો-]
હુંતો થનગન નાચું રે-નિહાળી ઘનશ્યામ. [૨]
[કેમ કયાં હતા? ઘેર કે વૃંદાવનમાં?]

હવે પ્રેમથી પ્રભુની આરતિ ઉતારીએ. સાવધાન થઈ જાઓ [થોડાં પુષ્પો હાથમાં રાખજો.]

આરતિ.

કમલનયન શ્રીપતિ, પુરૂષોત્તમ પ્યારા; પ્રભુ! પુરૂષોત્તમ પ્યારા.
નટવર નંદદુલારા [૨] જય જય રઢીયાળા.
જય રાધારમણા-પ્રભુ! જય રાધારમણા.
કુંજ બિહારી દયાળુ, [૩] જય પાતક હરણા-જય રાધા૦
સહસ્ર ફેણ રાજુ, ત્રિભુવન ત્રીપુરારી, પ્રભુ! ત્રિભુવન ત્રિપુરારી.
શ્રીધારી મોરારી, જય મોરલીવાળા-જય રાધા૦
ગોવર્ધન તોળ્યો, ગોકુળને તારી, પ્રભુ! ગોકુળને તારી;
ઈંદ્રનો ગર્વ ઉતાર્યો, જય જય ગિરધારી-જયરાધા૦
શ્રી રણછોડરાયા, મોહનવનમાળી, પ્રભુ! મોહન વનમાળી.
મન મંદિરમાં વસીયા, વસતા સુખકારી-જય રાધા૦

[પ્રભુને પુષ્પથી વધાવો.]

હવે કાંઇક સ્તુતિ કરીએ. શ્રીશંકરાચાર્ય શ્રીકૃષ્ણની સ્તુતિમાં કાંઇક બોલ્યા છે. સાંભળો-

કૃષ્ણાષ્ટકમ્

ભજે વ્રજૈકમંડનં, સમસ્તપાપખંડનં, સ્વભક્તચિત્તરંજનં, સદૈવ નંદનંદનં ।
સુપિચ્છગુચ્છમસ્તકં, સુનાદવેણુહસ્તકં; અનંગરંગસાગરં, નમામિ કૃષ્ણનાગરમ્ ॥
મનોજગર્વમોચનં, વિશાલલોલલોચનં, [૧]વિધૂતગોપશોચનં, નમામિ પદ્મલોચનમ્ ।
[૨]કરારવિંદભૂધરં, સ્મિતાવલોકસુંદરં, મહેંદ્રમાનદારણં, નમામિ કૃષ્ણ[૩]વારણમ્ ॥
કદંબસૂનકુંડલં, [૪]સુચારૂ ગંડમંડલં, વ્રજાંગનૈકવલ્લભં, નમામિ કૃષ્ણદુર્લભં ।
યશોદયા સમોદયા, સગોપયા સનંદયા, યુતં સુખૈકદાયકં, નમામિ ગોપનાયકં ॥
સદૈવ પાદપંકજં, મદીયમાનસે નિજં; દધાનમુત્તમાલકં[૫], નમામિ નંદબાલકં ।

૧ શોકનો નાશ કરનાર ૨ ગોવર્ધ ધારણ કરનાર ૩ હસ્તી ૪ પુષ્પ ૫ કેશ, વાળ.

સમસ્તદોષશોષણં, સમસ્તલોકપોષણં, સમસ્તગોપમાનસં, નમામિ કૃષ્ણ [6]લાલસં ॥૪॥
ભુવો ભરાવતારકં, ભવાબ્ધિકર્ણધારકં[7], યશોમતીકિશોરકં, નમામિ દુગ્ધચોરકં ।
દગંત[8]કાંતભંગિનં, સદા [9]સદાલસંગિનં, દિને દિને નવં નવં, નમામિ નંદસંભવમ્ ॥
ગુણાકરં સુખાકરં, કૃપાકરં કૃપાવરં, સુરદ્વિષન્નિકંદનં, નમામિ ગોપનંદનં ।
નવીનગોપનાગરં, નવીનકેલિલંપટં,[10] નમામિ મેઘસુંદરં, તડિત્પ્રભાલસત્પટં ॥૬॥
સમસ્તગોપનંદનં, [11]હૃદંબુજૈકમોહનં, નમામિ કુંજમધ્યગં, પ્રસન્નભાનુશોભનમ્ ।
[12]નિકામકામદાયકં, દગંત[13]ચારૂસાયકં, રસાલવેણુગાયકં, નમામિ કુંજનાયકં ॥૭॥
[14]વિદગ્ધગોપિકામનો-મનોજ્ઞતલ્પશાયિનં, નમામિ કુંજકાનને, [15]પ્રવૃદ્ધવહ્નિપાયિનં ।
યદા યદા તથા તથા, તથૈવ કૃષ્ણસત્કથા, મયા સદૈવ ગીયતાં, તથા કૃપા વિધીયતાં ।
પ્રમાણિકાષ્ટકદ્વયં, જપત્યધીત્ય યઃ પુમાન્, ભવેત્ સ નંદનંદને, ભવે ભવે સુભક્તિમાન્ ॥૮॥

મોટા મોટા પંડિતો પણ શી ઇચ્છા રાખે ?

**अहं हरे तव पादैकमूल-दासानुदासो भवितास्मि भूयः ।**
**मनः स्मरेताऽसुपतेर्गुणानां, गृणीत वाक् कर्म करोतु कायः ॥**

હે હરિ ! આપના ચરણકમળને વારંવાર સેવનારા દાસનો હું દાસ થાઉં. આપ કે જે પ્રાણપતિ છો, તેના ગુણોનું સ્મરણ મારૂં મન કર્યા કરે; મારી વાણી આપનાં કીર્તન કર્યા કરે, અને મારૂં શરીર સદા આપની સેવામાં લાગ્યું રહે.

**शौरिः**—યાદવકુળમાં શૂરવંશ છે. તે વંશમાં ઉત્પન્ન થએલા, માટે કૃષ્ણ શૌરિ કહેવાય છે.

**स्मयमानमुखांबजः**—હસતા મુખવાળા કૃષ્ણ. મુખને કમળ સાથે સરખાવ્યું. કમળ સૂર્ય અગર ચંદ્રને દેખીને વિકસે છે. તેમ પ્રભુ ભક્તોનાં જ્ઞાન અગર ભક્તિ દેખીને વિકસે છે. મંદ મંદ હસે છે. આ એંધાણે અનેક ભક્તો શ્રીહરિને ધ્યાનમાં લેછે. હસવામાં એ ભાવ છે—કે 'મારે તમારી સાથે વૈર નથી—હું તમારોજ છઉં. માત્ર કસોટી કરીને લેવાનો મારો સ્વભાવ છે.'

પીતાંબર અને કમળની માળા કૃષ્ણના ખાસ એંધાણ છે. આ એંધાણેજ કાળયવન કૃષ્ણની પાછળ દોડયો હતો. પિતાંબર અને પગ સુધી લબડતી કમળની માળાઓ પહેરનારી, શ્રીકૃષ્ણની રઢીયાળી મૂર્તિઓ ડાકોરમાં અને શ્રીનાથજીમાં છે. તમે હજારો વાર ત્યાં જતા હશો, પણ તેને હૈયામાં ઘાલીને ઘેર લાવો છો ? ઘેર લાવીને એકાંતમાં બેસીને કોઈ વાર તેને ભેટો છો ? જે સ્ત્રી પતિને એકાંતે ન મળે, તેને સંતાનનો લાભ કદિ મળી શકતો નથી; તેમ જે મુમુક્ષુ શ્રીહરિને એકાંતે ન મળે, તેને જ્ઞાન અગર ભક્તિનો લાભ મળી શકતો નથી.

**स्रग्वी**—પ્રભુએ પુષ્પની માળા પહેરી હતી. આ માળા ક્યાંથી આવી ?—શ્રીકૃષ્ણ રાધાજી સાથે વનમાં એકલા ફરતા હતા; ત્યારે 'રાધાજીના વાળમાં ગુંથવા માટે, પ્રભુ

૬ ભક્તોની લાલચ રાખનારા અગર ભક્તોને લલચાવનારા ૭ નાવીક ૮ દૃષ્ટિના ખુણાને સુંદર રીતે ભાંગનાર ૯ રાધા સહિત કૃષ્ણ ૧૦ ઘણોજ પ્રેમી ૧૧ હૃદય કમળને મોહ પમાડનાર ૧૨ અત્યંત કામ આપનાર, મનોરથો પૂરનાર ૧૩ મનોહર નેત્રબાણવાળા. ૧૪ ચતુરગોપિકાઓના મનરૂપી મનોહર શૈય્યા ઉપર સુનાર.

પુષ્પ વીણતા હતા,' એમ આગળ કહ્યું છે. તે વખતે રસઘેલી રાધાજીએ, પુષ્પો વીણીને, શ્રીકૃષ્ણને પુષ્પની વરમાળ પહેરાવીને, ગાંધર્વ લગ્નથી,શ્રીકૃષ્ણને પોતાના કર્યા હોય, એમ જણાય છે.

**साक्षात् मन्मथमन्मथः**—'શ્રીકૃષ્ણ કામદેવના પણ કામદેવ છે.' એમ કહેવામાં બે ભાવ છે. એક તો કૃષ્ણ એટલે 'સુંદરતાનો છેડો.' તુલસીદાસજી પણ કહે છે કે–'રૂપ અપાર મારમદમોચન.' તેનો બીજો ભાવ એ છે કે–સિંહ જેવા પુરૂષોના કાન, કામદેવ થોભે છે. શિવ બ્રહ્માદિને પણ કામદેવ નચાવે છે. તે કામદેવને નચાવનાર આ પરમાત્મા સ્વરૂપ શ્રીકૃષ્ણ છે. તાત્પર્ય—આ કોઇ કામી પૂરૂષ નથી. શ્રીકૃષ્ણની સૌંદર્યતામાં જેમને મોહ થાય, તેમનો લોકિક કામ શમી જાય, એટલુંજ નહીં; પણ કામદેવને ઉત્પન્ન કરનારી લૌકિક વાસનાઓ પણ શમી જાય.

ભક્તિ—ગોપિકાઓને ઘણી તાવી, તોપણ—

ચોપાઇ—ધર્મને વિરતી-યોગતે જ્ઞાના, જ્ઞાનમોક્ષપ્રદ વેદ બખાના;

તોપણ—

જાતે વેગિ દ્રવૌં મેં ભાઇ, સો મમ ભક્તિ ભક્તસુખદાઈ.

[મોક્ષવાણી પાનું ૩૩ A]

શ્રીરામચંદ્ર લક્ષ્મણજીને કહે છે કે—"ધર્મના શ્રવણ અને પાલનથી વૈરાગ્ય પ્રાપ્ત થાય. તે ક્રિયામાં યોગ સાધવાથી-લાગ્યા રહેવાથી-જ્ઞાન પ્રાપ્ત થાય. 'જ્ઞાનથી મોક્ષ પ્રાપ્ત થાય છે,' એમ વેદ સાક્ષી પૂરે છે; તોપણ-હું જલદીથી પ્રસન્ન થઇ જાઉં, એવું કોઇ સાધન હોય, તો તે મારી ભક્તિ છે."

ભક્તિ તે કઇ?—એકાદશીને પડતી મેલીને, આરોગવા બેસે તે? જેનું તેનું ખાય તે? પરિગ્રહથી મોટા માલદાર બને તે? પરદારાઓને પોતાના કબજામાં લેતાં શીખે તે? ના–તે નહીં. ત્યારે?

ચોપઇ—પ્રથમહી વિપ્ર ચરણ અતિ પ્રીતિ, નિજ નિજધર્મ નિરત શ્રુતિરીતિ.
ઇહિકરફલ પુનિ વિષયવિરાગા, તબ મમ ચરણ ઉપજ અનુરાગા.
શ્રવણાદિક નવભક્તિ દઢાઈ, મમ લીલારતિમતિ અધિકાઈ;
સંતચરણ પંકજ અતિપ્રેમા, મનક્રમ વચન ભજન દઢનેમા;
ગુરૂ પિતુ માતુ બંધુ પતિ દેવા, સબ મોહક જાને દઢ સેવા.
મમ ગુણ ગાવત પુલક શરીરા, ગદ્દગદ્દ ગિરા નયનબહ નીરા;
કામ આદિ મદ દંભ ન જાકે, તાત નિરંતર વશ મેં તાકે.

ઘણા દિવસથી ભક્તિ કરો છો; તો આ ઘડીયાળ સાથે તમારી ઘડીયાળ મેળવી જુઓ.

પ્રભુના દર્શન થતાં ગોપિકાઓની સ્થીતિ કેવી થઇ, તે હવે કહે છે—

**तं विलोक्यागतं प्रेष्ठं, प्रीत्युत्फुल्लदृशोऽबलाः ॥**
**उत्तस्थुर्युगपत् सर्वास्-तन्वः प्राणमिवागतम् ॥ ३ ॥**

---

૩ પદચ્છેદ—**तं प्रेष्ठं आगतं विलोक्य**-તે પ્યારા શ્રીકૃષ્ણને આવેલા જોઇને. **प्रीत्या उत्फुल्लाः दृशः यासां ताः प्रीत्युत्फुल्लदृशः अबलाः**-જેઓની દષ્ટિ પ્રીતિથી

**काचित् करांबुजं शौरेर्-जगृहेंऽजलिना मुदा ॥**
**काचिद्दधार तद्बाहु-मंसे चंदनभूषितम् ॥ ४ ॥**
**काचिदंजलिनाऽगृह्णात्-तन्वी तांबूलचर्वितम् ॥**
**एका तदंघ्रिकमलं, संतप्ता स्तनयोरधात् ॥ ५ ॥**

**અર્થ**—તે પ્યારા શ્રીકૃષ્ણને આવેલા જોઇને, પ્રીતિથી જેમનાં નેત્રો પ્રફુલ્લીત થઈ ગયાં હતાં એવી ગોપીઓ, જેમ પ્રાણ આવવાથી ઇંદ્રિયો ઉઠે, તેમ એકદમ ઉભી થઇ ગઇ. [૩] કોઇ ગોપીએ પ્રીતિથી ભગવાન શ્રીકૃષ્ણનું હસ્તકમળ પોતાના હાથમાં લીધું. વળી કોઈએ ચંદનથી શોભી રહેલા શ્રીકૃષ્ણના હાથને પોતાના ખભા ઉપર મૂકયો. [૪] બીજી કોઈ કોમલાંગી સ્ત્રીએ, ભગવાનનું ચાવેલું પાન પોતાના હાથમાં લીધું. વળી કામજ્વરથી તપી ગએલી એક બીજી ગોપીએ, શ્રીકૃષ્ણનું ચરણકમળ, પોતાના સ્તન ઉપર ધારણ કર્યું. [૫]

૩-૪-૫ વિવેચન—

જેમ ઈંદ્રિયોમાં પ્રાણ મૂખ્ય છે, તેમ ગોપિકાઓને શ્રીકૃષ્ણ મૂખ્ય હતા. જેમ જીવનું જીવન પ્રાણને અવલંબીને રહે છે, તેમ ગોપિકાઓનું જીવન કૃષ્ણને અવલંબીને રહ્યું હતું. તાત્પર્ય-ગોપિકાઓને—

'કૃષ્ણ તે કંઠ કેરા ઝુમણું રે લોલ;
હરિ હૈયા કેરા હાર મ્હારા વહાલા.'

હરિ અને હરિના જનને દેખીને, જીવ સંભ્રમ-અચાનક-ઉઠે, એ મુમુક્ષુપણાની ઉત્કૃષ્ટ ભૂમિકા છે.

એક ગોપિકા ગાવા લાગી કે—

પદ.

અયે કૃષ્ણ તેરે નામપે. કુર્બાન હો રહી;
સુરતકો તેરી દેખ, પરેશાન હો રહી (૨)—અયે કૃષ્ણ૦

---

પ્રફૂલ્લીત થઇ ગઇ હતી એવી ગોપીઓ. **आगतं प्राणं तन्वः इव**-જેમ પ્રાણ આવવાથી ઇંદ્રિયો ઉઠે તે પ્રમાણે. **सर्वाः युगपत् उत्तस्थुः**-સર્વે એકદમ ઉભી થઇ ગઇ.

૪ પદચ્છેદ—**काचित्**-કોઈ ગોપીએ **शौरेः करांबुजं**-શ્રીકૃષ્ણના હસ્ત કમળને. **अंजलिना मुदा जगृहे**-પોતાના હાથમાં પ્રેમથી લીધું. **काचित्**-વળી કોઇએ. **चंदन भूषितम् बाहुं अंसे दधार**-ચંદનથી શોભી રહેલા શ્રીકૃષ્ણના હાથને પોતાના ખભા ઉપર મૂકયો.

૫ પદચ્છેદ—**काचित् तन्वी**-કોઈ કોમલાંગી સ્ત્રિએ. **चर्वितं तत् तांबूलं तांबूल चर्वितं**-શ્રીકૃષ્ણનું ચાવેલું પાન **अंजलिना अगृह्णात्**-પોતાના હાથમાં લીધું. **संतप्ता एका**-કામજ્વરથી તપી ગએલી એક બીજી સ્ત્રીએ. **तस्य अंघ्रिः एव कमलं**-શ્રીકૃષ્ણનું ચરણ કમળ. **स्तनयोः अधात्**-પોતાના સ્તન ઉપર ધારણ કર્યું,

સિરપર વો મોરકી મુકુટ, કાનોમેં હે કુંડલ;
વો અધર બંસરીકી મધુર, તાન હો રહી—અયે કૃષ્ણ૦
ફૂલોંકી માલ હૈ ગલેમેં, તિલક ભાલહૈ;
મુખચંદ મંદ હાસસેં, બેભાન હો રહી—અયે કૃષ્ણ૦
નહીં ખાનપાનકે સુધી, ન લોકલાજ હૈ;
તેરે દિદારકે લિયે, હૈરાન હો રહી—અયે કૃષ્ણ૦
ન ભૂલિયે મુઝે, દીનનકે નાથ તુમ સુને;
બ્રહ્માનંદ તેરે દરકી, મૈં દરવાન હો રહી—અયે કૃષ્ણ૦

અઢળક દોલત દેખીને લોભી લલચાય, તેમ અઢળ રૂપ દેખીને, ગોપીઓ લલચાણી. આવો જબકારો શવરીની ઝુંપડીએ થયો હતો—

ચોપાઇ—'શ્યામગૌર સુંદિર દોઉ ભાઇ, શવરી પરી ચરણુન લપટાઈ;
પ્રેમમગન મુખ બચન ન આવા, પુનિ પુનિ પદસરોજ શિરનાવા,'

આવો જબકારો ઋષ્યમુક પર્વત પાસે હનુમાનને થયો હતો—

ચોપાઈ—પ્રભુ પહિચાની પર્યો ગહિ ચરણા, સો સુખ ઉમા જાય નહિં બરણા.
પુલકિત તનુ મુખ આવ ન વચના, દેખત રૂચિર વેશકી રચના.

[મોક્ષવાણી પાનુ ૩૯ A]

આવો જબકારો વિદુરને ત્યાં કર્યો. અંદરથી પૂછ્યું કે કોણ ? જવાબ મળ્યો કે—'હું—કૃષ્ણ.' 'કૃષ્ણ' શબ્દ સાંભળતાં સ્નાન કરતી વિદુરપત્નિ દોડી. વસ્ત્ર પહેરવાનું પણ ભાન રહ્યું નહીં. [દુર્યોધને પોતાને બારણેથી ધક્કા મારીને કૃષ્ણને કાઢ્યા, અને વિદુરને બારણે શ્રીકૃષ્ણને દેખીને વિદુરપત્નિ ઘેલી થઈ ગઈ. આ પણ કર્મના સંયોગ સમજવા. આંખે દેખાય પણ ઓળખાય નહીં. ખોળામાં હોય પણ ખવાય નહીં.' માટે કહીએ છઇએ કે—સત્કર્મ કરો, અને ખોટાં કર્મથી બચો. તો સત્ય વસ્તુ સમજાશે.]

હાથ લાંબો કયારે થાય ? સ્પર્શ કયારે થાય ? જેવોતેવો સ્નેહ હોય, તો હાથ લાંબો ન થાય; જેવોતેવો સ્નેહ હોય, તો સ્પર્શ કરવો પણ ગમે નહીં. હૃદય ઉભરાય, ત્યારેજ હાથ લાંબો થાય. હૃદય ઉભરાય, ત્યારેજ સ્ત્રી પુરૂષપ્રત્યે હાથ લાંબો કરે, પુરૂષનો સ્પર્શ કરે. પતિસાથે દ્વૈતભાવ મટે, ત્યારેજ સ્ત્રીઓ પતિનો હાથ, પોતાના હાથમાં લે, અગર પોતાના સ્તન ઉપર ધારણ કરે. લજ્જા પ્રેમમાં અંતરાયરૂપ છે. લજ્જાનો ત્યાગ ન થાય, ત્યાં સુધી પ્રેમ જામે નહીં. ઈશ્વિરભક્તિ પણ લજ્જાનો ત્યાગ થયા વિના જામે નહીં; એ ભાવ છે.

પ્રભુ ચંદનભૂષિત હાથ ક્યાંથી લાવ્યા ?—થોડા વખત ઉપર પ્રભુ રાધાજીની સાથે એકાંતમાં હતા. રાધાજીના સ્તન ઉપર કેસરચંદનનો લેપ હોવો જોઇએ. રાધાજીના સ્તનને સ્પર્શ કરતાં, શ્રીકૃષ્ણનો હાથ ચંદનવાળો થયો હોય, એમ જણાય છે. હસ્તને કમળની ઉપમાં આપી, તથા હસ્તને ચંદનથી ભુષિત કહેવામાં આવ્યો, તેમાં ભાવ એ છે કે—ગોપીઓના વિરહાગ્નિને ઠારવા માટે હસ્તમાં શીતળતા હતી.

એક ગોપીએ શ્રીકૃષ્ણે ચાવેલું પાન, પોતાના હાથમાં લીધું—આ પાન ગોપીએ પોતાના હાથમાં લઇને, પોતાના મોંમાં મૂક્યું હશે. 'ગોપીઓએ શ્રીકૃષ્ણનું ચાવેલું પાન ખાધું, માટે અમે અમારા સંતનું, અગર ગુરૂનું ચાવેલું પાન વિગેરે ખાઇએ છઇએ,' એમ ગાંડી બ્હેનો

ઘણીવાર કહે છે, અને કરે છે. આ ગેરસમજના નિવારણ માટે, શ્રીશુકદેવજી આગળ કહેશે કે–'શ્રીકૃષ્ણ જે રીતે ગોપીઓ સાથે વર્ત્યા; તે રીતે જો કોઇ પુરૂષ પરદારાઓ સાથે વર્તે, તો તે નરકનો અધિકારી થાય.' કુલીન સ્ત્રીઓએ પોતાના પતિ સિવાય કોઇનું અજીઠું ખાવું ઘટતું નથી. જેમને કલ્યાણમાં પ્રીતિ હોય; જેમને પ્રભુ વ્હાલા કરવા હોય; તે સ્ત્રીપુરૂષોએ, આવા ખોટા છંદમાં ફસાવું નહીં.

યાદ રાખજો કે–કૃષ્ણ વસ્તુ કાંઈ જુદીજ છે. બે હાથ જોડી જાઓ, તો ફરી સ્તુતિ કરીએ—

**પ્રભુસ્તુતિ.**

રાગ–જીલાટોડી તાલ ૩.

પ્રભુજી તેરી કિસબિધ, કરૌં મેં વડાઈ. (૨) (ટેક)
બ્રહ્મા નિશદિન વેદ ઉચારે, શંભુ ધ્યાન સમાધિ ધારે;
સનકાદિક નારદમુનિ ભારે, અજહું પાર નહિં પાઇ—પ્રભુજી૦
ભૂમિ–અગન–પવન–જલ–અંબર, સરવર સાગર પર્વત કંદર;
સૂરજચાંદ સિતારે સુંદર, તુમ સબ સૃષ્ટિ બનાઈ—પ્રભુજી૦
દેવ દનુજ માનવ નરનારી, પ્રશુપક્ષી જલથલ નભચારી;
સકલ જીવ સંતાન તુમ્હારી, તુમ પાલક સુખદાઈ—પ્રભુજી૦
વિશ્વ બનાકર નાશ કરાવે, નાશ કરાકર ફિર ઉપજાવે;
બ્રહ્માનંદ પાર નહિં પાવે, અચરજ ખેલ રચાઈ—પ્રભુજી૦

એક પ્રેમી ગોપી ક્રોધના આવેશમાં પ્રભુ સામે કડક નજરથી જુએ છે—

**एका भ्रुकुटिमाबद्ध्य, प्रेमसंरंभविह्वला ॥**
**घ्नंतीवैक्षत् कटाक्षेपैः, संदष्टदशनच्छदा ॥ ६ ॥**

અર્થ—સ્નેહના કોપથી પરવશ થએલી બીજી કોઇ ગોપીએ, હોઠડસીને, અને ભ્રકુટિ ચડાવીને, કટાક્ષ નાંખવાથી જાણે [ શ્રીકૃષ્ણને] તે હણુતી હોય, તેમ જોવા લાગી. (૬)

૬ વિવેચન—

આ સમયે આ ગોપીમાં પ્રેમનો રૌદ્રરસ એટલો બધો વ્યાપી ગયો હતો કે-કેણીનું ચિત્ત વિકળ બની ગયું હતું. આ એક પ્રકારનું રીસામણું છે. તે શું કહે છે?—

**પદ.**

જાઓ જાઓ કપટી કાનારે! તમ સાથે કોણ બોલે? [૨]
તમ સાથે કોણ બોલે?–તમ સાથે કોણ ચાલે?—જાઓ૦

---

૬ પદચ્છેદ—**प्रेम्णः संरंभेण** (ક્રોધ) **विह्वला प्रणयकोपावशेन**–પ્રેમના કોપથી પરવશ થએલી કોઇ ગોપીએ. **संदष्टः दशनच्छदः** ( દાંતને ઢાંકનાર–નીચલો હોઠ) **यया सा**–જેણીએ હોઠ ડસ્યો છે એવી ગોપી અને **भ्रुकुटिं आबद्ध्य**–ભ્રકુટિ ચડાવીને. **कटानां आक्षेपाः तैः**–કટાક્ષ નાંખવાથી. **घ्नंती इव पैक्षत्**–જાણે હણુતી હોય એમ તે જોતી હતી. [**घ्नतिने** બદલે **घ्नंति** શબ્દ વાપર્યો છે.]

દિલમાં રાખો છો દગા, તમે નથી કોઇના સગા;
અમને એકલાં મેલ્યાંરે, તમ સાથે કોણ બોલે—જાઓ૦
તમ સાથે કોણ બોલે ?-તમ સાથે કોણ ચાલે ?—જાઓ૦
શરણાંગતના બેલી બનીને, શરણાંગતને મેલ્યાં રખડતાં.
અહીં અમને એકલાં મેલ્યાંરે-તમસાથે કોણ બોલે ?—જાઓ.

આવા ઠપકા કદિ પ્રભુને દ્યો છો ? તમારે પણ આમજ બન્યું છે. તમને પણ લટકો દેખાડીને સંતાયા છે. વિચાર કરીજોજો.

**કટાક્ષ**—આંખનો ચાળો. સ્ત્રીઓ અબળા ગણાય છે; પણ તેઓ કટાક્ષરૂપ બાણુથી મોટા મરદને વીંધી નાંખે છે-કામી પુરૂષને રીબી રીબીને મારે છે. શ્રીકૃષ્ણ આવા કટાક્ષથી વિહ્વળ થયા નથી, કારણકે તે કામી નથી. ઉત્તમ કોટિના સંતો લલનાના કટાક્ષ અને હાવભાવથી લલચાતા નથી; ત્યારે જેમને ઉત્તમકોટિના સંતો નિરંતર ભજે છે, તે પુરૂષ લલનાઓના કટાક્ષથી કેવી રીતે લલચાય !

હવે શ્રીકૃષ્ણના દર્શનનો મહિમા બતાવે છે—

**अपराऽनिमिषद्दृग्भ्यां, जुषाणा तन्मुखांबुजम् ॥**
**आपीतमपि नातृप्यत्, संतस्तच्चरणं यथा ॥ ७ ॥**
**तं काचिन्नेत्ररंध्रेण, हृदि कृत्य निमील्य च ॥**
**पुलकांग्युपगुह्यास्ते, योगीवानंदसंप्लुता ॥ ८ ॥**
**सर्वास्ताः केशवालोक–परमोत्सवनिर्वृताः ॥**
**जहुर्विरहजं तापं, प्राज्ञं प्राप्य यथा जनाः ॥ ९ ॥**

---

૭ પદચ્છેદ—**अनिमिषंत्यौ** ( નહીં વિંચાએલી-ઉઘાડી. ) **च ते दृशौ च अनिमिषद्दृशौ ताभ्यां-अनिमिषद्दृग्भ्यां**-નહીં વીંચેલી આંખો વડે. **तन्मुखांबुजं**-શ્રીકૃષ્ણના મુખને, **आपीतं अपि सम्यक् पीतम् अपि**-સારી રીતે જોઇ લીધું તો પણ **जुषते इति जुषाणा**-વારંવાર જોતી, **अपरा**-બીજી કોઇ ગોપી. **संतः तस्य चरणं यथा न अतृप्यत्**-જેમ કૃષ્ણના ચરણસેવનથી સત્પુરૂષો તૃપ્તિ ન પામે, તેમ તૃપ્તિ પામી નહીં.

૮ પદચ્છેદ—**काचित्**-વળી બીજી **नेत्ररंध्रेण तं हृदि कृत्य**-નેત્રદ્વારથી શ્રીકૃષ્ણને હૃદયમાં લઇને **च** અને **निमील्य**-આંખ વીંચી જઇને, **पुलकानि अंगानि यस्याः सा पुलकांगी**-જેનાં રૂવાડાં ઉભાં થઈ ગયાં હતાં એવી કોઈક ગોપી. **योगी इव**-યોગીની પેઠે. **उपगुह्य**-ભગવાનનું આલિંગન કરીને. **आनंदसंप्लुता आस्ते**-આનંદથી વ્યાપ્ત-એટલે સાગરમાં ડુબી ગઇ.

૯ પદચ્છેદ—**केशवस्य आलोकेन परमः उत्सवः तेन निर्वृताः**-શ્રીકૃષ્ણના દર્શનના પરમ ઉત્સવથી રાજી થએલી. **इति सर्वाः ताः**-એવી તેઓ. **विरहजं तापं जहुः**-વિરહથી ઉત્પન્ન થએલા તાપને તજી દીધો. **प्राज्ञं प्राप्य यथा जनाः**-જેવી રીતે ઇશ્વરને પામીને મુમુક્ષુ લોકો તાપ તજી દે અથવા બ્રહ્મવેત્તાને પામીને સંસારી લોકો પોતાનાં દુઃખ વિસરી જાય, અથવા સુષુપ્તિના સાક્ષીને પામીને વિશ્વસ્ અને તૈજસ્ જીવ તાપ છોડી દે.

અર્થ—નહીં મિંચાએલી આંખોથી શ્રીકૃષ્ણના મુખારવિંદને, બીજી કોઈ ગોપીએ, સારી રીતે જોઈ લીધું; તો પણ તે મુખને વારંવાર જોતી, જેમ શ્રીકૃષ્ણના ચરણસેવનથી સત્પુરૂષો તૃપ્તિ ન પામે, તેમ તૃપ્તિ પામી નહીં. [૮]

અર્થ--નેત્રદ્વારથી ભગવાનને હૃદયમાં લઇને, પછી આંખો મીંચી જઈને, અને એમ કરવાથી, જેનાં રૂવાંડાં ઉભાં થઇ ગયાં હતાં-એવી કોઇ ગોપી, યોગીની પેઠે ભગવાનને આલિંગન કરીને આનંદસાગરમાં ડુબી ગઈ. [૮]

અર્થ—જેમ ઇશ્વરને પામીને, મુમુક્ષુઓ ત્રિવિધતાપને તજીદે; અથવા-બ્રહ્મવેત્તાને પામીને સંસારી લોકો પોતાનાં દુઃખ વીસરી જાય; અથવા સુષુપ્તિના પ્રાજ્ઞને-સાક્ષીને-પામીને, વિશ્વસ્ અને તૈજસ્ જીવ, પોતાના તાપ તજીદે, તે પ્રમાણે શ્રીકૃષ્ણના દર્શનના પરમ ઉત્સવથી રાજી થએલી તે ગોપિકાઓએ, શ્રીકૃષ્ણના વિરહથી ઉત્પન્ન થએલા તાપને તજી દીધો. [૯]

૭-૮-૯ વિવેચન.

સાતમા શ્લોકમાં કહ્યું કે-જેમ સત્પુરૂષો, શ્રીહરિનું ચરણકમળ સેવતાં તૃપ્ત ન થાય, તેમ ગોપિકાઓ શ્રીકૃષ્ણનું મુખ દેખીને તૃપ્તિ થઇ નહીં. ત્યારે આ મૂર્તિ કેવી હશે?—દેખી હોય, તેમને પૂછો. દયારામભાઇએ દેખી, અને દેખી એવી લખી—સાંભળો—

ગરબો.

શોભા સલુણા શ્યામની, તું જોને સખિ શોભા સલુણા શ્યામની.
કોટિ કંદર્પને લજાવે જેનું મુખડું, ફીકી પડે છે કળા કામની-તું જોને૦
સદ્‌ગુણ સાગર નટવર નાગર-ઓ-હો-હો-[થવાદ્યો]
સદ્‌ગુણસાગર નટવર નાગર, બલિહારી છે જેના નામની-તું જોને૦
કોટિ આભુષણનું જે છે ભૂષણ, સીમા જે છે અભિરામની-તું જોને૦
જે તેને ઓળખે, તે ધન્ય જગતમાં, (તેને) બીજી વસ્તુ નથી કામની-તું જોને૦
અનૂપમ એ અલબેલો રસીયો, જીવન મૂડી છે દયારામની-તું જોને૦

ગોપિકાઓની વચ્ચે ઉભેલા શ્રીકૃષ્ણને જોઇને, શ્રીવલ્લભ મહાપ્રભુજી પણ કાંઇક બોલ્યા છે. પ્રેમથી સાંભળો—

दरप्रादुर्भूत-द्विजगणमहःपूरितघने ।
चरन् [1]कुह्वां राका-रुचिरतरशोभाधिकरुचि ॥
हरिर्यस्तस्मिन् स्त्री-गणपरिवृतो नृत्यति सदा ।
रतिप्रादुर्भावो, भवतु सततं श्रीपरिवृढे ॥ ६ ॥
स्फुरद्गुंजापुंजा[2]-कलितनिजपादाब्जविलुठत् ।
स्रजि श्यामाकामा-स्पदपदयुगे [3]मेचकरुचि ॥
[4]वरांगे शृंगारं, दधति शिखिनां पिच्छपटलैः ।
रतिप्रादुर्भावो, भवतु सततं [5]श्रीपरिवृढे ॥ ७ ॥

[ પરિવૃઢાષ્ટકમ્ ]

અર્થ—કંઇક ઉદય પામેલા તારાગણનો પ્રકાશ, જેમાં પથરાયેલો છે; એવા અને રાત્રિની રળિયામણી શોભાથી અધિક શોભા ધારણ કરનાર વૃંદાવનમાં, જે હરિભગવાન્ [1]રાત્રે ફરે છે; અને સર્વદા સ્ત્રિયોના સમુહથી ઘેરાએલા નૃત્ય કરે છે; તેવા લક્ષ્મીનાપતિ ભગવાન્‌માં મારી રતિનો પ્રાદુર્ભાવ થાઓ. [૬] જેમનો હાર સ્ફુરાયમાન થતી ગુંજાની માળાથી [2]શબ્દ કરતો, નિજચરણ રૂપી કમળ સુધી લટકે છે; જેમના ચરણનું જોડું ગોપિકાઓના કામનું સ્થાન છે; જેમની કાંતિ [3]શ્યામ છે; જે મોરના પિંછાના પટલથી પોતાના [4]શિર ઉપર શૃંગાર ધારણ કરે છે. એવા [5]લક્ષ્મીના પતિ ભગવાન્‌માં મારી રતિનો પ્રાદુર્ભાવ થાઓ. (૭)

આઠમા શ્લોકમાં શ્રી શુકદેવજી કહે છે કે-એક ગોપી યોગીની માફક શ્રીકૃષ્ણને હૃદયમાં ઉતારતી હતી.

નિર્ધન ડોસી પુત્રને પરણાવીને, નવવધુના સામું જોયા કરે; પણ તૃપ્ત થાય નહીં; તેમ એક ગોપી શ્રીકૃષ્ણના સામે ટગર ટગર જોઇ રહી, પણ તૃપ્ત થઇ નહીં. લાવણ્યમૃતથી ધરાણી નહીં. ડાકોર જાઓ છો, ત્યારે કોઇ વખત આ પ્રમાણે કરો છો ? શ્રી રણછોડરાયના લાવણ્યમૃતનું નેત્ર-દ્વારા પાન કરો છો ? નેત્ર રૂપી અંજલીમાં લાવણ્યામૃતને કદિ ઝીલો છો ? ડાકોર જતાં હશો, ત્યારે ખાવા પીવા વિગેરેની મોટી ખટપટ, તમારી પહેલાં ગાડીમાં ચડી બેસતી હશે. હોકા, બીડીયો, વિગેરે વ્યસનો તમારી આગળ દોડતાં હશે. યાત્રાઓમાં સાત્વિક જીવન ગાળો, અને જરૂર જેટલી ખટપટ [ઉપાધી] સાથે લ્યો; તોજ ચિત્ત નિવૃત્ત રહી શકે. ચિત્ત નિવૃત્ત રહી શકે; તોજ શ્રીહરિનું મુખકમળ દેખાય-તોજ શ્રીહરિના મુખ કમળમાં ચિત્ત ઠરે. ચિત્ત ઠરે, તોજ મુખકમળમાંથી અમૃત-દ્રવે. કાંઈક પ્રાપ્ત કરવું હોય, તો આવા અખતરા કરતા રહો. આવા અખતરામાં જે ફાવ્યા, તે સંત કહેવાયા. પૂર્વે ગોપિકાગીતમાં કહ્યું છે કે-'**न खलु गोपिकानंदनो भवान्**'-એટલે આપ આત્મદૃક્-અંતર્યામી છો.' દેવસેવા વખતે અને મંદિરોમાં થતાં દર્સન વખતે, સંસારમાંથી જરા પાછા હઠી જઇને, એટલે લૌકિક ઉપાધિઓને ઘડી પળ વિસરી જઇને, પ્રભુને નિહાળતાં શીખો. આખો દિવસ ન બની શકે; તો રાત્રે સાયં નિત્યકર્મ કરતી વખતે, અગર રાત્રે સુવા પહેલાં, જે મૂર્તિ આપને વ્હાલી હોય; તેને હૃદયમાં ઉતારતાં શીખો. યાદ રાખજો કે—

ચોપાઇ-'નિજસુખ બિનુ મન હોઇ કી થીરા, સ્પર્શકી હોઇ વિહીન સમીરા.' પોતાના સુખ વિના મન સ્થિર થાય નહીં. આ યોગાભ્યાસનો વિષય છે. અહીંથી પ્રગટ થએલી ઘણીજ સાદી પાતંજલ યોગદર્શનની ટીકા કદિ વાંચો છો ? અવકાશ નહીં હોય. અવકાશને તમે નહીં પકડો, ત્યાં સુધી તે નહીં પકડાય.

ગોપિઓના હૃદયમાં પ્રભુ કેમ પેસે છે ?

ચોપાઇ—જાતિ પાંતિ ધન ધર્મ બડાઇ, પ્રિય પરિવાર સદન સમુદાઈ;
સબ તજી તુમહિ રહહિ લવલાઇ, તાકે હૃદય બસહું રઘુરાઇ.

[મોક્ષ વાણી પાનુ ૨૪ A]

રામાવતારમાં વાલ્મીકિએ શ્રીરામને કહ્યું હતું કે-'જાતિ, પાંતિ [પ્રતિષ્ઠા], ધન અને ધર્મની બડાઇ, વ્હાલો પરિવાર અને ગૃહાદિ-તે તમામને તજીને, તમારી સાથે જેઓ લવ લીન રહે; તેમનાં હૃદયમાં હે રઘુરાઇ, આપ વાસ કરજો.'

રામાવતારમાં વાંદરા ફાવ્યા, અને કૃષ્ણાવતારમાં ગોપિકાઓ ફાવી. બ્રહ્માજીએ રામને સુવેલુ ઉપર કહ્યું હતું કે—

છંદ—'કૃતકૃત્ય વિભો સબ વાનર એ, નિરખંતિ તવાનન આદર જે.
ધિક્ જીવન દેવ શરીર ધરે, તવ ભક્તિવિના ભવ ભૂલી પરે.'

ગોપિકાઓનાં નામ—શ્રીમદ્ ભાગવતકારે ગોપિકાઓનાં નામ આપ્યાં નથી. કોઈ કોઇ ટિકાકારો કહે છે કે-'ગોપિકાઓનાં નામ નીચે પ્રમાણે હતાં-રાધા, ચંદ્રાવલી, શ્યામલા, શૈબ્યા, પદ્મા, લલિતા, વિશાખા, ભદ્રા, વિગેરે.' ગોપાલતાપિનીમાં રાધાને 'ગાંધર્વી' નામ આપ્યું છે.

**प्राज्ञं प्राप्य** [નવમો શ્લોક] પ્રાજ્ઞને પાતીને. પ્રાજ્ઞ એટલે 'ઇશ્વર,' 'બ્રહ્મવેત્તા,' અથવા સુષુપ્તિનો સાક્ષી. સુષુપ્તિ સંબંધી થોડી વાત કરીએ—

સુષુપ્તિ શું?—જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ અને તૂર્યા એમ ચાર અવસ્થાઓ છે. પહેલી ત્રણ અવસ્થાઓમાં મનુષ્યો વારા ફરતી રહે છે. તૂર્યાવસ્થામાં કોઇ વિરલા યોગીઓજ જઇ શકે છે. 'જાગ્રત્' એટલે-દસ ઈંદ્રિયો અને અગીઆરમા મન સહિત આપણે જે વ્યવહાર કરી રહ્યા છઇએ તે. સ્વપ્ન એટલે-જોયેલો અગર સાંભળેલો પ્રપંચ, ઉંઘમાં અનુભવાય તે. સ્વપ્નામાં સ્થૂલ શરીર અને સ્થૂલ ઇંદ્રિયો ક્રિયા સહિત હોય છે, અને સૂક્ષ્મ શરીર અને સૂક્ષ્મ ઇંદ્રિયો ક્રિયાશીલ હોય છે. સુષુપ્તિ અવસ્થા એટલે-જેમાં સ્વપ્ન જેવું કાંઇ પણ વિઘ્ન નહોય, એવી ગાઢ નિદ્રા. તુર્યાવસ્થા-યોગિઓની નિર્બીજ સમાધિદશા. જાગ્રતમાં સાક્ષીરૂપે રહેલો આત્મા, 'વિશ્વસ્' એવા નામથી ઓળખાય છે. સ્વપ્નાવસ્થામાં સાક્ષી રૂપે રહેલો આત્મા, 'તૈજસ્' એવા નામથી ઓળખાય છે. સુષુપ્તિ અવસ્થામાં સાક્ષી રૂપે રહેલો આત્મા, 'પ્રાજ્ઞ' એવા નામથી ઓળખાય છે. તુર્યાવસ્થામાં પોતે પરબ્રહ્મમાં લીન થઇ ગયો હોય છે. દ્વૈત મટીને અદ્વૈતરૂપે પ્રકાશ કરી રહ્યો હોય છે.

અવસ્થાઓમાં દેખાતો ફરક—જાગ્રતમાં અને સ્વપ્નમાં ઈંદ્રિયોનો વ્યવહાર, ઉપાધિઓ અને પ્રપંચ કાર્યશીલ હોય છે. સુષુપ્તિમાં અને તર્યાવસ્થામાં, ઇંદ્રિયોનો વ્યવહાર, ઉપાધિઓ, અને પ્રપંચ વિરમી જાય છે. જાગ્રતમાં ઇંદ્રિયો સાવધ દશામાં વ્યવહાર ખેલે છે; અને સ્વપ્નાવસ્થામાં અસાવધ દશામાં ઇંદ્રિયો વ્યવહાર ખેલે છે. તૂર્યાવસ્થામાં ઇંદ્રિયો, ઉપાધિઓ અને પ્રપંચ જ્ઞાનદ્વારા વિરમી જાય છે; અને સુષુપ્તિ અવસ્થામાં, તે ત્રણે અજ્ઞાનદ્વારા વિરમી જાય છે. ગોપિકાઓની આ અવસ્થાને સુષુપ્તિ અવસ્થા સાથે સરખાવવામાં, અજ્ઞાનનું સૂચન નથી; પણ વિરહતાપનું અમુક સમય માટે તદ્દન વિરમી જવાનું સૂચન છે.

ચોપાઈ—સરિતા જલ જલનિધિમેં જાઈ, હોઇ અચલ જિમિ જીવ હરિ પાઇ.

નદીના જળે સમુદ્રમાં મળી જઇને, પોતાનાં નામ, રૂપ, ગુણ વિગેરે વિસારી દીધાં-તે તમામનું અભિમાન તજી દીધું. તે પ્રમાણેજ ગોપિઓએ સુખ સાગરને ભેટીને, દુઃખ સાગરને વિસારી દીધો. યાદ રાખવું ઘટે છે કે-ગોપિઓ જેમ લૌકિક નથી, તેમ તેઓ મુક્તિની જીજ્ઞાસુઓ-ઘણુ નથી. નરસીમહેતાએ તે સંબંધમાં ગાયું છે કે—

પદ.

ભુતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાંહી રે; [૨]
પુણ્ય કરી અમરાપુર પામ્યા, અંતે ચોરાશી માંહી રે— ટેક૦

હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મો જન્મ અવતારારે;
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદ દુલારારે- ભૂતળ.
ભરતખંડ ભૂતળમાં જન્મી, જેણે ગોવિંદના ગુણુ ગાયારે;
ધન્ય ધન્ય એના માતપિતાને, સફળ કરી તેણે કાયારે- ભૂતળ૦
ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજનાવાસીરે;
અષ્ટમા સિદ્ધિ આંગણીએ ઉભી, **મુક્તિ તો એની દાસીરે-** ભૂતળ૦
એ રસનો સ્વાદ શંકર જાણે, જાણે શુકદેવ જોગીરે;
બહુ બહુ જાણે વ્રજની ગોપી, ભણે નરસયો ભોગીરે- ભૂતળ૦

તાત્પર્ય—મુક્તિના અધિકારીઓ કરતાં, ગોપિઓની દશા વિલક્ષણુ છે.

શ્રીકૃષ્ણુ ગોપિકાઓની વચ્ચે કેવા શોભતા હતા, તે કથા હવે શ્રીશુકદેવજી કહે છે-

**ताभिर्विधूतशोकाभिर्-भगवानच्युतो वृतः ॥**
**व्यरोचताधिकं तात, पुरुषः शक्तिभिर्यथा ॥१०॥**

**અર્થ—સાત્ત્વિક શક્તિઓથી જેમ પરમાત્મા શોભે, ઉપાસક પુરૂષ જેમ જ્ઞાન વૈરાગ્યાદિ શક્તિઓથી શોભે, તેમ હે રાજન્! શોક રહિત થએલી તે વ્રજાંગનાઓથી વિંટાએલા શ્રીકૃષ્ણુ, અત્યંત શોભવા લાગ્યા. [૧૦]**

૧૦ વિવેચન—

પ્રાકૃત દષ્ટિથી જોનારાઓને, શ્રીકૃષ્ણુ અને ગોપિકાઓ પ્રાકૃત દેખાય. તેના નિવારણુ માટે, શ્રીશુકદેવજી કહે છે કે-આ શ્રીકૃષ્ણુ તે **'भगवान्' 'अच्युतः' 'शक्तिभिः पुरुषः यथा'**, ભગવાન્, અચ્યુત [નિર્વિકાર]; અને માયાદિ શક્તિઓથી જેમ પરમપુરૂષ (શોભે) તેવા. આ શંકામાંથી પરીક્ષિત રાજાને બચાવી લેવા માટે, **हे तात**! એવું માનનીય-પુખ્તતા ભરેલું-સંબોધન કર્યું.

**अधिकं** શબ્દ સૂચવે છે કે-ગોપિકાઓના સમુહથી ભગવાન વધારે શોભતા હતા. ભગવાન્ પોતે પૂર્ણકામ છે; નટવર છે; કામદેવના પણુ કામદેવ છે. તેમની શોભામાં વધારો કરનાર ગોપીકાઓ કોણુ?-પોતાની શોભા વધારવા, શું ભગવાને ગોપિકાઓનો આશ્રય લીધો?-આ શંકાના નિવારણુ માટે આ અધ્યાયનો છેલ્લો ૨૨ શ્લોક બસ છે. ત્યાં કૃષ્ણુ બોલ્યા છે કે-'હે ગોપિઓ! હું તમારો ઋણી છઉં.' મયુર [મોર] સજીવ છે, અને પીંછા નિર્જીવ છે, તોપણુ મોર, પીંછાથી શોભે છે. દેહ તપ અને પવિત્રતાંથી શોભે છે; વાણી વિનય અને સત્યથી શોભે છે; રાજા પ્રજાથી શોભે છે; તેમ ભગવાન્ મહાન્ વીતરાગી ભક્તોથી શોભે છે. આગળ એકાદશ સ્કંધમાં [અ. ૧૪ શ્લો, ૧૫ થી ૨૫ માં] શ્રીકૃષ્ણુ ઉદ્ધવને કહેશે કે-શિવ, બ્રહ્મા અને લક્ષ્મીજી કરતાં પણુ, તમે અને તમારા જેવા ભક્તો, મને વ્હાલા છે.'

---

૧૦ પદચ્છેદ—**तात**-હે રાજન્! **विधूतः शोकः याभिः ताः ताभिः इति ताभिः वृतः**-જેમનો શોક નાશ પામી ગયો છે એવી તે ગોપીકાઓથી વિંટાએલા **भगवान् अच्युतः**-અચ્યુત ભગવાન્ શ્રીકૃષ્ણુ **शक्तिभिः पुरुषः यथा व्यरोचत**-પરમાત્મા જેમ તત્ત્વાદિક શક્તિઓથી શોભે. **अधिकं व्यरोचत**-વિશેષ શોભવા લાગ્યા.

ચોપાઇ—ભક્તિહીન વિરંચી કીન હોઇ, સબ જીવન સમ પ્રિય મોહી સોઇ.'
ભક્તિવંત અતી નીચૌ પ્રાણી, મોહી પરમપ્રિય યહ મમ વાણી.

તાત્પર્ય—પતિ પત્નિથી, અને પત્નિ પતિથી અધિક શોભે છે; **मणिना वलयं वलयेन मणिः**-મણિથી કંકણ, અને કંકણથી મણિ અરસ્પરસ શોભે છે, તેમ ભક્ત ભગવાનથી અને ભગવાન્ ભકતોથી અધિક શોભે છે.

શ્રીકૃષ્ણ પોતાના કાર્યમાં આગળ શું કરે છે, તે સાંભળો—

**ताः समादाय कालिंद्या, निर्विश्य पुलिनं विभुः ॥**
**विकसत् कुंदमंदार-सुरभ्यनिलषट्पदम् ॥ ११ ॥**
**शरच्चंद्रांशुसंदोह-ध्वस्तदोषातमः शिवम् ॥**
**कृष्णाया हस्ततरला-चितकोमलवालुकम् ॥ १२ ॥**

**અર્થ—તે સમયે શ્રીકૃષ્ણ ગોપિયોને સાથે લઇને, યમુનાજીના તટ ઉપર પધાર્યા. તે કાઠામાં, ખીલતાં કુંદ અને મંદાર પુષ્પોની સુગંધીવાળા પવનને લીધે, ભ્રમરો ઉડતા હતા. [૧૧] તે સુખાકારી કાંઠા ઉપર શરદ્ ઋતુના ચંદ્રમાના કિરણોના સમુહોથી, રાત્રીનું અંધારૂં નાશ પામી ગયું હતું. તે કાંઠા ઉપર યમુનાજીએ પોતાના હાથ રૂપી તરંગોથી, કોમળ રેતી પાથરી દીધી હતી. [૧૨]**

૧૧-૧૨ વિવેચન—

કુંદ પુષ્પો અને મંદાર પુષ્પો સુગંધથી ભરપૂર હોય છે. કુંદ એટલે ડોલર.

**विकसत** શબ્દ સૂચવે છે કે-શ્રીકૃષ્ણ તે તટ ઉપર આવતાં, કુંદમંદાર ખીલવા લાગ્યાં. એટલે-તે પહેલાં આ પુષ્પો ખીલ્યાં નહોતાં. પુષ્પોની સુગંધથી પવન સુગંધવાળો થયો હતો. રસલોભી ભ્રમરો પણ ત્યાં આમતેમ ઉડતા હતા. એક રાજા પધારે ત્યાં અનેક નવીન ઠાઠ ખડા થાય; ત્યારે આ તો રાજાઓના રાજા-બાપુઓના બાપુ.

**विभुः**—શ્રીકૃષ્ણને 'વિભુ'–'વ્યાપક'-કહેવામાં એવો ભાવ છે કે-તે વખતે સ્ત્રીઓનું ટોળું મોટું હતું; તોપણ શ્રીકૃષ્ણ અનેક રૂપે તેઓની વચ્ચે જ્યાં ત્યાં ઉભા હતા.

---

૧૧ પદચ્છેદ—**विभुः ताः समादाय**-શ્રીકૃષ્ણ પરમાત્મા તેમને સાથે લઇને. **कालिंद्याः पुलिनं निर्विश्य**-યમુનાજીને કાંઠે આવ્યા. **विकसंतः कुंदमंदाराः तैः सुरभिः यः अनिलः तेन षट्पदाः यस्मिन तत् इति पुलिनं**-તે કાંઠામાં ઉઘડી રહેલાં કુંદ અને મંદારના પુષ્પોની સુગંધી વાળા પવનને લીધે, ભ્રમરો ઉડતા હતા.

૧૨ પદચ્છેદ—**शरदः चंद्रांशूनां** (ચંદ્રના કિરણોના) **संदोहैः** (સમુહોથી) **ध्वस्तं** (નાશ પામ્યું હતું) **दोषातमः** (રાત્રીનું અંધારૂં) **यस्मिन् तत इति शिवं पुलिनं**-તે સુખકારક કાંઠા ઉપર શરદ્ઋતુના ચંદ્રમાના કિરણોના સમુહોથી રાત્રીનું અંધારૂં નાશ પામી ગયું હતું. **कृष्णायाः हस्ताः इव तरलाः तैः आचिताः** (પાથરી) **कोमलाः वालुकाः यस्मिन तत् इति पुलिनं**-તે કાંઠા ઉપર યમુનાજીએ પોતાના હાથ રૂપી તરંગોથી કોમળ રેતી પાથરી દીધી હતી.

**कोमलवालुकम्**—નદી તો હોય, પણ તેમાં કોમળ [ઝીણી] રેતીવાળા તટપ્રદેશ બહુજ થોડા હોય.

આ બે શ્લોકમાં યમુનાજીના તટપ્રદેશની શોભાનું વર્ણન છે. શરદ્ ઋતુના ચંદ્રોદયથી રમણીય રાત્રિ, સુંદર યમુના તટ, કુંદમંદાર પુષ્પોની ગંધ, મંદમંદ પવન, ભમરોનો મધુર ગુંજારવ, વિગેરે સામગ્રિઓ રાસક્રીડાની તૈયારી કરી રહી હતી.

**कृष्णा**—યમુનાજીનાં જળ કાળાં છે-ઘાટાં છે; તેથી યમુનાજીને 'કૃષ્ણા' કહ્યાં. અથવા કૃષ્ણ જેમ શરણે આવનારને મુક્તિ આપે છે; તેમ યમુનાજી પણ શરણે આવનારને મુક્તિ આપે છે; તેથી યમુનાજીને 'કૃષ્ણા' કહ્યાં જણાય છે. વૈષ્ણવો કહે છે કે—

પદ.

યમુનાજીનું પાન કરને તું પ્રાણીરે—
તેને અધમ ઉદ્ધારણ જાણી— યમુનાજીનું૦
એનું મહાત્મ્ય છે પદ્મ પુરાણેરે, પૃથ્વીપર શ્રીવારાહજી વખાણેરે;
એ તો વ્રજવાસી સુખ માણે— યમુનાજીનું૦
એ તો મથુરાજી નીકટ બિરાજેરે, મંદ મંદ મહા ધ્વનિ ગાજેરે;
એનાં દરસનથી દુઃખ ભાજે— યમુનાજીનું૦
વિશ્રામ ઘાટે તે આરતિ થાયરે, વૈષ્ણવ સાંભળી દોડયા જાયરે;
[1]જળજંતુઓ દર્શને ધાય— યમુનાજીનું૦
જે કોઇ યમુનાનાં જળપાન કરશેરે,-તેને જમકીંકર ભય ટળશેરે;
કહે છે વૈષ્ણવ રાધાવર વરશે— યમુનાજીનું૦

હવે ગોપિકાઓ પ્રભુને આસન પાથરીને બેસાડે છે—

वंशस्थ—

**तद्दर्शनाह्लादविधूतहृद्रुजो, मनोरथान्तं श्रुतयो यथा ययुः ॥**
**स्वैरुत्तरीयैः कुचकुङ्कुमाङ्कितै-रचीक्लृपन्नासनमात्मबन्धवे ॥१३॥**

અર્થ—કર્મમાર્ગમાં પરમાત્માને નહીં દેખવાથી, તે તે કામનાઓથી અપૂર્ણ જેવી જણાતી શ્રુતિઓ, જ્ઞાનમાર્ગમાં પરમાત્માને દેખીને, તેના આનંદથી પૂર્ણ થવાને લીધે, (તે શ્રુતિઓ) સઘળી કામનાઓને તજી દે છે; તે પ્રમાણે પ્રથમ ભગવાનના અદર્શનથી આતુર થએલી ગોપીઓ-એટલે કામનાવાળી ગોપીઓ, પછી ભગવાનના દર્શનના આનંદથી મનોરથોને છેડે પહોંચી; એટલે ગોપીઓએ પોતાના સઘળા મનોરથો છોડી દીધા. આવી સ્થીતિને ગોપીઓ પહોંચી; તોપણ-શ્રીકૃષ્ણ કે જે અંતર્યામી છે, તેમને માટે, સ્તન ઉપર ચોપડેલાં કેસરથી રંગાએલાં પોતાનાં ઓઢવાનાં વસ્ત્રોથી આસન કરી આપ્યું. [૧૩]

૧ માછલાં, કાચબા વિગેરે કાંઠે આવીને આરતિનાં દર્શન કરે.

૧૩ વિવેચન—

**हृद्रुक्**—હૃદયનો રોગ. પ્રભુ હવે અમને મળશે કે નહીં?–આ ચિંતાને અહીં હૃદયનો રોગ સમજવો. આ રોગ પ્રભુનાં દર્શનથી શમી ગયો.

**श्रुतयः यथा मनोरथांतं ययुः**—પરમાત્માની પ્રાપ્તિ ન થાય, ત્યાં સુધી શ્રુતિઓની દોડાદોડ-શ્રુતિઓની ચર્ચા થાયછે.એટલે શ્રવણ મનન વિગેરે રહે.પરમાત્માની પ્રાપ્તિ થતાં શ્રુતિઓની ચર્ચા વિરમી જાય; તે પ્રમાણેજ શ્રીકૃષ્ણ મળ્યા નહોતા, ત્યાં સુધી ગોપિકાઓની તાલાવેલી હતી; શ્રીકૃષ્ણનાં દર્શન થતાં-શ્રીકૃષ્ણ હાથમાં આવી જતાં–ગોપિકાઓ શાંત થઇ ગઇ. શ્રુતિઓને અને ગોપિકાઓને મનોરથોના અંતરૂપ પરમાત્મા છે 'ગોપિકાઓ વેદની ઋચાઓ છે,' એમ આગળ કહ્યું છે, તે પણ યાદ રાખવું.

**आत्मबंधुः**—'ભયમાંથી બચાવે, તે ભાઇ,' એવો બંધુનો સામાન્ય અર્થ. 'આત્મબંધુ' એટલે 'આત્મિક ભયમાંથી બચાવે તે ભાઇ.' 'આત્મા સંબંધી થએલા અજ્ઞાનમાંથી બચાવે તે આત્મબંધુ કહેવાય.' આ શબ્દ સદ્‌ગુરૂને લાગુ પડે. અહીં પરમાત્મા પોતે સદ્‌ગુરૂનું કામ કરવા હાજર થયા છે; માટે અહીં શ્રીકૃષ્ણને 'આત્મબંધુ' કહ્યા છે.

આસન શેનું આપ્યું?—પોતે જે વસ્ત્રો ઓઢયાં હતાં, તે પાથરી આપ્યાં. આ વસ્ત્રોનું નામ ચુંદડી અથવા ઓઢણી.

બ્હેનોને પૂછીએ–આવું હેત કદિ પતિ ઉપર આવે છે? પતિને આવતા દેખીને,ઉભા થાઓ છો? આસન નાંખી આપો છો? પતિને ભાજીમૂળા જેવા માનશો, ત્યાં સુધી તમે પવિત્ર પ્રેમને પારણે ઝુલી શકશો નહી. ત્યાં સુધી તમે ગોપીતત્ત્વને ઓળખી શકશો નહીં. ત્યાંસુધી કૃષ્ણતત્ત્વ તમારાથી દૂર નાસશે. પતિ અને માતાપિતા બહુજ દયાળુ અને પ્રેમી છે; તોપણ સદાના સહવાસને લીધે, તમે તેમનો અનાદર કરો છો. કલ્યાણને ચાહનારા જીવે, આ ભૂલ સુધારવી જોઇએ. વિવેક અને વૈરાગ્યથી સત્પુરૂષ પ્રભુને રીજવે છે, અને સતી પતિને રીજવે છે.

સ્ત્રીઓએ ઓઢવાનાં વસ્ત્રો તજીને, પરપુરૂષ પાસે ઉઘાડાં બેસાય?—એક પુરૂષમાં પ્રભુત્વ સ્થાપીને, સ્ત્રી તે પુરૂષને, લગ્નક્રિયા દ્વારા, પોતાનો પતિ બનાવે છે. આ પ્રભુતુલ્ય પતિ પાસે, સ્ત્રી ઘણીવાર ઉત્તરિય (ઓઢવાનું) વસ્ત્ર તજીને બેસે છે. ત્યારે આ તો સાક્ષાત્ પ્રભુ, અને ગોપિકાઓને કૃષ્ણમાં પતિભાવ છે. તેથી ગોપિઓ તેમની સાથે અદ્વૈતભાવે વર્તે છે.

---

૧૩ પદચ્છેદ—**श्रुतयः यथा मनोरथांतं ययुः**–કર્મમાર્ગમાં પરમાત્માને નહીં દેખવાથી તે તે કામનાઓથી અપૂર્ણ જેવી જણાતી શ્રુતિઓ જ્ઞાનમાર્ગમાં પરમાત્માને દેખીને, તેના આનંદથી પૂર્ણ થવાને લીધે સઘળી કામનાઓને છોડી દે છે તે પ્રમાણે. **तस्य दर्शनेन यः आह्लादः तेन विधूताः हृद्रुजः** (મનની પીડા) **यासां ताः**–પ્રથમ ભગવાનના દર્શન માટે આતુર થએલી ગોપીઓ પાછળથી ભગવાનના દર્શનના આનંદથી પૂર્ણકામ થઇ. આ પ્રમાણે પૂર્ણકામ થતાં ગોપીઓ મનોરથોને છેડે પહોંચી. તોપણ-**आत्मनः बंधुः तस्मै**–શ્રીકૃષ્ણ કે જે અંતર્યામી છે તેમને માટે. **कुचानां कुंकुमेन अंकितानी तैः स्वैः उत्तरीयैः**–સ્તન ઉપર ચોપડેલા કેસરથી રંગાએલી પોતાની ચુંદડીયોથી. **आसनं अचीक्लृपन्**—આસન કરી આપ્યું.

આ વસ્ત્રોની શોભા માટે કહે છે કે-'તે વસ્ત્રો સ્તન ઉપરના કેસરથી રંગાએલાં હતાં. અત્યારે ઘણાં સારાં સારાં કુટુંબોમાં, ભાલમાં તિલક કરવા કેસર મળતું નથી, ત્યારે પ્રાચીન ભારતની ભરવાડો, પોતાના સ્તન ઉપર કેસરનો લેપ કરતી હતી.

હવે ગોપિઓ શ્રીકૃષ્ણને પોતાની વચ્ચે બેસાડે છે—

**तत्रोपविष्टो भगवान्स ईश्वरो, योगेश्वरान्तर्हृदि कल्पितासनः ॥**
**चकास गोपीपरिषद्गतोऽर्चितस्-त्रैलोक्यलक्ष्म्येकपदं वपुर्दधत् ॥१४॥**

**सभाजयित्वा तमनङ्गदीपनं, सहासलीलेक्षणविभ्रमभ्रुवा ॥**
**संस्पर्शनेनांककृतांघ्रिहस्तयोः, संस्तुत्य ईषत्कुपिता बभाषिरे ॥१५॥**

**અર્થ**—ગોપીઓએ માન આપેલા, ગોપીઓની સભામાં બેઠેલા, ત્રૈલોકયની શોભાના એક સ્થાનકરૂપ શરીરને ધારણ કરનાર (શ્રીકૃષ્ણ), વળી યોગેશ્વરોનાં અંતઃકરણના ઉંડાણમાં આસન કરનારા-બેસનારા, અને ગોપીઓએ આપેલા આસનમાં બેઠેલા-ભગવાન્ શ્રીકૃષ્ણ શોભતા હતા. [૧૪].

**અર્થ**—શ્રીકૃષ્ણના ચરણોને અને હાથોને પોતાના ખોળામાં લઇને, ચાંપતાં ચાંપતાં, હાસ્ય તથા લીલાસહિત જોવાથી, પ્રફુલ્લીત થએલી ભ્રકુટિ વડે, કામ ને વધારનાર શ્રીકૃષ્ણનો સારી રીતે સત્કાર કરીને, [એટલે-પોતાની વચ્ચે જરા પણ સંકોચ વિના પ્રેમથી બેસાડીને.], અને પછી વખાણ કરીને, જરા ખીજાઇને સ્ત્રિયો બોલી. [૧૫].

૧૪-૧૫ વિવેચન—

ગોપીઓએ આપેલા આસનમાં મૂખ્ય શું હતું ?-વસ્ત્ર, તાંતણા કે પ્રેમ ?-મૂખ્ય પ્રેમ

---

૧૪ પદચ્છેદ—**गोपीभिः अर्चितः**-ગોપીઓએ માન આપેલા **गोपीपरिषद्गतः**-ગોપીઓની સભામાં બેઠેલા. **त्रैलोक्यलक्ष्म्याः एकपदं इति वपुः दधत् (कृष्णः)**-ત્રૈલોકયની શોભાના એક સ્થાનકરૂપ શરીરને ધારણ કરનારા કૃષ્ણ. **योगेश्वरांतर्हृदि**-યોગેશ્વરોના અંતઃકરણના ઉંડાણમાં **कल्पितं आसनं येन सः**-આસન કરનારા. **तत्र**-ગોપીઓએ આપેલા આસનમાં **उपविष्टः भगवान् स ईश्वरः**-બેઠેલા ભગવાન્ શ્રીકૃષ્ણ **चकास**-શોભતા હતા.

૧૫ પદચ્છેદ—**अंके कृतौ यौ अंघ्रिहस्तौ तयोः संस्पर्शनेन**-શ્રીકૃષ્ણના ચરણોને અને હાથોને પોતાના ખોળામાં લઇને ચાંપવાથી-એટલે-ચાંપતાં ચાંપતાં. **सहासं च तत् लीलया ईक्षणं च तेन विभ्रमः** (પ્રસન્નતા) **यस्यां सा सहासलीलेक्षणविभ्रमा या भ्रूः** (ભ્રકુટિ) **तया-सहासलीलेक्षणविभ्रमभ्रुवा**-હાસ્ય તથા લીલાસહિત જોવાથી પ્રફુલ્લીત થએલી ભ્રકુટી વડે. **अनंगं दीपयति इति अनंगदीपनः इति तं**-કામને વધારનાર શ્રીકૃષ્ણનો. **संभाजयित्वा**-સારી રીતે સત્કાર કરીને. **संस्तुत्य**-(પછી) વખાણ કરીને. **ईषत् कुपिताः बभाषिरे**-જરા ખીજાઇને બોલી.

હતો. શવરીના આશ્રમમાં પ્રેમથી આપેલી સડેલી ગોદડી ઉપર પ્રભુ બેઠા. રોહીદાસની ઝુંપડીમાં પ્રેમથી આપેલી ગંધાતી ગાદી ઉપર બેઠા.

શું ભગવાન્ સ્ત્રીયોના ટોળાની વચ્ચે બેઠા?–ગોપીઓ તો ગાંડી હતી; પણ ભગવાન્ ન સમજ્યા?–તેના જવાબમાં કહે છે કે-**योगेश्वरान्तर्हृदि कल्पितासनः**–યોગેશ્વરોના હૃદયના ઉંડાણમાં જે આસન વાળીને બેસે છે તે આ કૃષ્ણ છે. વળી એમ પણ કહ્યું કે **त्रैलोक्यलक्ष्म्येकपदं वपुः दधत्**–ત્રૈલોક્યની શોભાના સ્થાનરૂપ શરીર ધારણ કર્યું હતું. તે કૃષ્ણ. [રઢીયાળા રણછોડની મૂર્તિ, આપણને ઘણીવાર મંદિરમાંથી બહાર નીકળવા દેતી નથી; ત્યારે આતો હસ્તે પોતે; અને વળી ગોપીઓની વચ્ચે.]'

**अर्चितः**—પૂજન બે પ્રકારે થાય; ચંદન પુષ્પાદિથી અને સત્કારનાં મધુર વચનોથી થાય. અહીં બીજા પ્રકારનું પૂજન થયું જણાય છે. ['ઇશ્વરાવતાર અને શ્રીકૃષ્ણતત્ત્વ' નામનું પુસ્તક અહીંથી બહાર પડયું છે. તેમાં સીતાજી જગતની સ્ત્રીઓને સંદેશો આપે છે કે– 'તમે તમારા પતિનું પૂજન ન કરી શકો, તો ભલે; પણ મીઠાં મધુરાં વચનોની માળા પતિને પહેરાવવાનું ભૂલશો નહીં.' આ પુસ્તકનો પોસ્ટેજ સાથે માત્ર ૦–૧–૦ છે. જોઈએ તો તુરત ૦–૧–૦ મોકલો.]

હાસ્ય, લીલા, ઈક્ષણ, વિલાસ અને કટાક્ષ અગર ઈસારા કરવા, તે પાંચે કામને જાગ્રત્ કરે છે. તે ઉપરાંત ગોપિકાઓએ કૃષ્ણના ચરણ પોતાના ખોળામાં લીધા, અને કૃષ્ણના હાથ પોતાના હાથમાં લીધા. હાથ પગ ચાંપવાને બ્હાને સ્પર્શ સુખ અનુભવ્યું.

પંદરમા શ્લોકમાં **ईषत्** શબ્દ **कुपिताः** ની સાથે મૂકીને, પ્રેમનું સૂચન કર્યું. તે ઉપરાંત આપણને એમ પણ સૂચવ્યું કે–જ્યાં પ્રેમ કરવો ઘટે, ત્યાં કોપ કરાય નહીં. કદિ કોપ કરવો પડે, તો તેને નાનામાં નાના રૂપમાં આવવા દેવો.

હવે ગોપીકાઓ શ્રીકૃષ્ણને કાંઇક પૂછે છે—

॥ गोप्य ऊचुः ॥

**भजतोऽनुभजन्त्येक, एक एतद्विपर्ययम् ॥**
**नोभयांश्च भजन्त्येक, एतन्नो ब्रूहि साधु भोः ॥१६॥**

અર્થ—હે શ્રીકૃષ્ણ! કેટલાએક પુરૂષો પોતાને ભજનારાને, તેઓના ભજનના પ્રમાણમાં ભજે છે. કેટલાએક એથી ઉલટું કરે છે, એટલે પોતાને નહીં ભજનારાને પણ ભજે છે. અને કેટલાએક પુરૂષો ભજનારાઓને અને નહીં ભજનારાઓ બેઉને–ભજતા નથી. આ ત્રણમાં સારૂં શું? તે બાબતનો અમારી પાસે ખુલાસો કરો. [૧૬].

---

૧૬ પદચ્છેદ—**भोः**–હે કૃષ્ણ **एके भजतः अनुभजंति**–કેટલાએક પુરૂષો પોતાને ભજનારાને, તેઓના ભજનના પ્રમાણમાં ભજે છે. **एके**–કેટલાએક. **एतस्मात् इति एतद्–विपर्ययम्**–એથી ઉલટું કરે છે. એટલે નહીં ભજનારાને પણ ભજે છે. **च एके** અને કેટલાએક **उभयान न भजंति**–ભજનારાઓને અને નહીં ભજનારાઓને–બેઉને–ભજતા નથી. **एतत्–एतेषु त्रिषु नः साधु ब्रूहि**–આ ત્રણે બાબતમાં ઉત્તમ કોણ? તે અમારી પાસે કહો.

૧૬ વિવેચન—

કેટલા પ્રશ્ન કર્યા ?—

૧ કેટલાએક ભજનારાઓનેજ ભજે છે. એટલે અરસપરસ ભજે છે.

૨ કેટલાએક નહીં ભજનારાઓને ભજે છે. એટલે સામા પક્ષમાં પ્રેમ હોતો નથી, તોપણ તેમને ભજે છે.

૩ કેટલાએક ભજનારાઓને અને નહીં ભજનારાઓને-એમાંથી એકેને ભજતા નથી.

ઉપર પ્રમાણે ત્રણ પ્રશ્ન જુદા જુદા દેખાય છે, તો પણ ભાવ એ છે કે-'હે પ્રભુ ! અમે તમારે માટે તલપાપડ થઇએ છઈએ, અને તમે નાસતા ફરો છો. તમારે અમારી દરકાર નથી, એવી રીતે તમે અમારી સાથે વર્તો છો, ત્યારે આપનો પ્રેમ કેવો ? આપ કેવા પ્રકારના પ્રેમી ગણાઓ ?'' વિગેરે.

આ શ્લોકમાં વિશેષ દૃષ્ટિ કરો, તો જણાશે કે-પ્રેમ વિના આ સંસાર ટકી શકે નહીં. પ્રેમ હોય તોજ એકબીજાનો સંબંધ હોય, અને સંબંધ હોય ત્યાં સુધીજ સંસાર હોય. વળી-આ સંસારમાં અનેક પ્રકારના પ્રેમ છે. તેમાં કયો પ્રેમ કરવા જેવો છે ? તેનો ખુલાસો ગોપીકાઓ શ્રીહરિના સ્વમુખથી કરાવીને, આપણને આપે છે. આ પ્રશ્નોથી ગોપિકાઓ સમજુને ઇસારો કરે છે. સાચો સ્નેહ કરવા જેવું કયું સ્થાન છે ? તથા ભકતોની વચ્ચે અને ભગવાનની વચ્ચે, કેવા પ્રકારનો પ્રેમ હોવો જોઇએ ? તેનો પ્રશ્ન કરે છે.

હવે શ્રીકૃષ્ણ તેનો ખુલાસો કરે છે—

**श्रीभगवानुवाच ॥**

**मिथो भजन्ति ये सख्यः, स्वार्थैकान्तोद्यमा हि ते ॥**
**न तत्र सौहृदं धर्मः, स्वार्थार्थं तद्धि नान्यथा ॥१७॥**

અર્થ—હે સખીઓ ! જેઓ અરસપરસ એકબીજાને ભજે છે, તેઓ ખરેખર પોતાના સ્વાર્થ માટેજ, એકબીજાને ભજે છે. તે ચાહના ગમે તે પ્રકારના સ્વાર્થ માટેજ હોય છે, તેથી તેમાં સાચો સ્નેહ હોતો નથી, અને તેમાં ધર્મ પણ હોતો નથી. [૧૭]

૧૭ વિવેચન—

પ્રેમમાં સ્વાર્થ જ્યાં આગળ આગળ દોડતો હોય; ત્યાં સાચો પ્રેમ ટકી શકતો નથી. સાચા પ્રેમને પગ મુકવાની ત્યાં જગ્યા નથી. ત્યાં જે પ્રેમ દેખાય છે તે વેશ્યા અને ધનવાનના પ્રેમ જેવો કૃત્રીમ પ્રેમ છે. પ્રેમની કૃત્રીમતાને હઠાવીને, પવીત્ર પ્રેમના પ્રવાહને

---

૧૭ પદચ્છેદ—**हे सख्यः**-હે સખીઓ ! **ये मिथः भजंति**-જેઓ અરસપરસ એકબીજાને ભજે છે. **ते**-તેઓ **हि**-ખરેખર **स्वार्थे एकांतः** (મુખ્ય) **उद्यमः येषां ते इति स्वार्थैकांतोद्यमाः**-પોતાના સ્વાર્થ માટેજ એક બીજાને ભજે છે. **तत्र सौहृदं न**-તેમાં સાચો સ્નેહ નથી. **तत् अन्यथा स्वार्थार्थं हि**-તે ગમે તે પ્રકારના સ્વાર્થ માટેજ છે. તેથી **तत्र धर्मः अपि न**-તેમાં ધર્મ પણ નથી.

જીવનમાં આવવા દેવા માટે, લગ્નક્રિયા યોજી જણાય છે. સતીઓ અને રામચંદ્ર જેવા એક પત્નિવ્રત પુરૂષો, પ્રેમની ઉત્કૃષ્ટતાનું ભાન કરાવે છે. દુકાનદારો ગ્રાહકો સાથે કૃત્રીમ પ્રેમ રાખે છે. કામી પુરૂષો અને લંપટ સ્ત્રીઓ, અરસ્પરસ કૃત્રીમ પ્રેમનેજ પોષે છે. સ્વાર્થી મિત્રો આવા પ્રેમમાંજ મલકાય છે.

ધર્મ અને કૃત્રીમ પ્રેમ–મંદિરોમાં, સંતોમાં અને સદ્ગુરૂઓમાં લૌકિક ઉપાધિઓ વધે છે, ત્યારે સ્વાર્થની વૃત્તિ જાગ્રત થાય છે. જેમ ઉધાઇ કાગળને અને વસ્ત્રોને સપાટાબંધ ખાઇ જાય, અને બચે તેને બેડોળ કરી નાંખે; તેમ સ્વાર્થ વૃત્તિ પવિત્ર પ્રેમને તાબડતોપ ખાઇ જાય; અને જે બચે, તેને બેડોળ કરી નાંખે. મંદિરોમાં ધનવાન્ આવે, તો 'પધારો–પધારો–આવો ભિતર આવીને દર્શન કરો.' વિગેરે; અને નિર્ધન આવે–તો 'એ ડોસા!' 'એ ડોકરી!' વિગેરે અઘટિત શબ્દો. યાદ રાખવું ઘટે છે કે–મંદિર, સંત અને સદ્ગુરૂ એટલે સાત્વિકતાનું મીઠું–મધુરૂં ઝરણું; નમ્રતાનો નમુનો, અને વૈરાગ્યની સૃષ્ટિ. ત્યાં રજો–તમોના રંગ ન ઘટે. જો ત્યાં રજોને પેસવા દેશો, તો ત્યાં સ્વાર્થ વણતેડયો દોડયો આવશે. સ્વાર્થની પાછળ તમોગુણ પણ ડોકીયાં કરશે. મંદિરના રાજભોગ માટે રૂપૈયો લીધા પછી, પુજારીને પ્રસાદમાં બે આનાનો માલ આપવો ગમે; અને પ્રસાદ લેનારને સત્તર આનાનો માલ લેવો ગમે. તેમાં જ્યારે વાંધો પડે, ત્યારે તમોગુણ દોડયો આવે. તાત્પર્ય–અન્યોન્યના ભજનમાં–સેવામાં, સ્વાર્થ છે–ધર્મ નથી. કીર્તિ માટે ધર્મ કરો, તો તે પણ ધર્મ નથી. દહીં દુધને માટે ગાય ભેંશ પાળો, તો તે પણ ધર્મ નથી. દવાની ગોળીઓ માટે, મણિશંકર વૈદ્યને લાડુ જમાડવા, તે પણ ધર્મ નથી. સ્વર્ગાદિ સુખ માટે યજ્ઞાદિ થાય, તે પણ વણિકવૃત્તિ છે–ધર્મ નથી.

નહિં ભજનારાઓને કેટલાએક ભજે છે, તેનો ખુલાસો હવે શ્રીકૃષ્ણ કરે છે—

**भजंत्यभजतो ये वै, करुणाः पितरो यथा ॥**
**धर्मो निरपवादोऽत्र, सौहृदं च सुमध्यमाः ॥ १८ ॥**

અર્થ—શ્રીકૃષ્ણ આગળ બોલ્યા કે–' હે સુંદરીયો ! નહીં ભજનારાઓને જેઓ ભજે છે, તેમના બે પ્રકાર છે. એક તો દયાળુ, અને બીજા માતાપિતા. દયાળુ લોકો નિર્દોષ ધર્મથી ભજે છે; અને માતપિતા સ્નેહથી–વાત્સલ્યભાવ રૂપી દોષથી–ભજે છે. [૧૮]

૧૮ વિવેચન—

જેઓ નહીં ભજનારાઓને ભજે છે, તેમના બે પ્રકાર છે–એક લૌકિક અને બીજું વૈદિક. લૌકિક એટલે માતા પિતાની માફક પ્રીતિથી બાળકોને સેવવા તે. આ પ્રેમ પશુપક્ષીઓમાં પણ છે. અપૂર્ણ.

૧૮ પદચ્છેદ—**હે सुमध्यमाः** ! હે સુંદરીયો ! **अभजतः ये भजंति**–નહીં ભજનારાઓને જેઓ ભજે છે. (તેમના બે પ્રકાર છે.) **करुणाः** એકતો દયાળુ લોકો. **यथा पितरः**–અને માતાપિતા. **अत्र**–આ બાબતમાં કરૂણાળુઓને **निरपवादः धर्मः**–અપવાદરહિત–દોષરહિત–ધર્મ છે. **च**–અને માતા પિતાઓના પ્રેમમાં **सौहृदं**–સ્નેહ રૂપી દોષ છે.

ફ્રે. નં. ૧૫૪ Registered No. B. 1434.

શ્રીસદ્‌ગુરવે નમઃ ।

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્‌ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ–રાસલીલા.

તંત્રી અને પ્રકાશકઃ—રામશંકર મોનજી ભટ્ટ. ઠે. મોક્ષમંદિર–અમદાવાદ.

પુસ્તક ૧૧ મું.] ચૈત્ર માસ ૧૯૮૬. [અંક ૩ જો

**નવસારી–શાંતાક્રુઝ.** "સીંધુ રાગ સોહામણો, ઘર મન હરખ ન માય;
શિરપડે ધડ લડે, તેનાં વધામણાં વૈકુંઠ જાય."

અમારે અને તમારે કામકાજનાં તો ઢગલા. પ્રભુ બે સૈકા જીવવા દે; તો પણ પુરૂં ન થાય, એટલું કામ; છતાં ઘણાં આમંત્રણ આવતાં, હરિજનનાં દર્શને અમે અહીંથી નીકળ્યા; અને નવસારી શાંતાક્રુઝ અને તેની આસપાસના ગામોનાં ઘણાં જીજ્ઞાસુઓ અમને મળ્યાં. જેમ કંકુ કેસરની કોટડીમાં આવજા કરનારના હાથ પગ અનાયાસે રંગાય–રાતા થાય; તેમ હરિજનોના સમાગમમાં અનાયાસે ભગવદ્ ભાવ ઉભરાય. જીવભાવ ઘટીને બ્રહ્મભાવ વધે. ચિંતામણી વેશ્યા પણ બૂમ પાડીને બોલી હતી કે–"સંતો તણા સહવાસમાં ગુણ કૃષ્ણના ગાવા દીયો." જ્યાં જ્યાં ગયા, ત્યાં સવારમાં ૮ થી ૯ સાધન પંચક વિગેરે વેદાંતના વિષયો, અને રાત્રે ૮ થી ૯–૩૦ અગર દસ સુધી તુલસીકૃત રામાયણના રંગ સાથે ભજન કીર્તન. રોતીતી અને પીપરીયાં મળ્યાં–હરખ અને વળી હરિજન મળ્યાં.

તા. ૬—૩–૩૦ ના રોજ સવારમાં નવસારી પહોંચ્યા. વૈદ્યરાજ દલપતરામ પ્રેમાનંદને ત્યાં મુકામ કર્યો. તેમનું કુટુંબ સુશીલ અને સંસ્કારી છે. તેમનો સહકુટુંબ પ્રેમ વીસરાય તેવો નથી. નવનીતભાઇ પણ ભુલાય તેવા નથી. તા. ૯–૩–૩૦ ના રોજ બીલીમોરા અને ગણદેવી જઈ આવ્યા. બીલીમોરામાં રાઇસ મીલવાળા શેઠ મંચ્છારામ લક્ષ્મીદાસ સોનવાડીવાળાને ત્યાં મુકામ કર્યો. સંસ્કૃત પાઠશાળામાં મંત્રી ડાહ્યાભાઇ મંચ્છારામને મળ્યા. ગણદેવીમાં મહારાણીશંકર શર્માનો બાલિકાશ્રમ જોયો. તા. ૧૦–૩–૩૦ સોમવારે દેસાઈ મકનજી શંકરજીનો આગ્રહ થતાં, બપોરના અચ્છામે (વેડછા સ્ટેશન થઇને) મુકામ કર્યો. ટેકરી ઉપર રામજી મંદિરમાં ૩ થી ૪–૩૦ ભગવદ્ રંગ ઉછાળ્યો. પ્રજા ઘણીજ પ્રેમી. તા. ૧૬–૩–૩૦ ના રોજ નવસારીમાં સવારમાં ૧૦–૩૦ થી ૧૨ વડોદરા રાજ્યના અમીર દેસાઈ સોરાબજી મનચેરજીને મળ્યા. તેઓ ઘણાજ વિદ્યાવિલાસી છે. તેમનો પુસ્તક ભંડાર ખાસ જોવા જેવો છે. તેમનો વિનય વિસરાય એવો નથી. તેજ દિવસે સાંજે ખરસેદ વાડીમાં, થીઓસોફીકલ સોસાઇટીના મંડળ પાસે–'ઇશ્વર કેવી ભક્તિથી રીઝે?' તે સંબંધી વાતો કરીને 'તમે ક્યાં છો?' એ નામનું પુસ્તક દરેકને વહેંચ્યું. આ મંડળમાં

પારસીઓની સંખ્યા ઘણી છે. તેજ દિવસે રાત્રે અમ્બામાના પરમ ભગવદીય શાસ્ત્રી મણિશંકર ગણપતરામનાં દર્શન થયાં. તેઓશ્રી અમ્બામેથી નવસારી ખાસ મળવા પધાર્યા હતા. શાસ્ત્રીમણિશંકરનું કુટુંબ વિદ્યામાં અને ભગવદ્ભાવમાં પ્રશંસાપાત્ર છે. કલિયુગમાં ગોવિંદ ડમાકમાં રહી શકતા નથી; પણ ગાભામાં–સાદા ગૃહસ્થાશ્રમમાં–રહે છે, તેની તેઓશ્રી ખાત્રી પૂરે છે. નવસારીમાં તળાવ કાંઠે સત્યનારાયણના મંદિરમાં વ્યાખ્યાનની ગોઠવણ કરી હતી. વ્હાલાં હરિજનોએ અમને હરિરસમાં રોળ્યા. ત્યાં એક સત્સંગ મંડળ સ્થાપ્યું છે. ઉત્સાહથી અને ખંતથી લાગ્યા રહે, તો ભગવદ્ભાવ વધે એવું છે.

**શાંતાક્રુઝ**—તા. ૧૭–૩–૩૦ બપોરે બે વાગે શાંતાક્રુઝ પહોંચ્યા. રા. રા. ડાહ્યાભાઇ એન. દેસાઇ અને ઝવેરી ઝવેરચંદ જાદવજી અંધેરી સુધી સામે આવ્યા હતા. મળતાંની સાથે ડાહ્યાભાઈ **રડી પડયા.** પૂર્વની પીછાણ ઉખલી; જુનાં સગપણ તાજાં થયાં. મોક્ષ-પત્રિકામાંથી કાંઇક લીધું છે–પત્રિકા વાંચીને કાંઈક ખાટયા છે, એવી ખાત્રી થઇ. હૃદય ઉભરાય, ત્યારેજ આંખે જળ ભરાય. [પત્રિકા વાંચીને આવા બે પાંચ રત્ન પાકે, તો પત્રિકા લખવાનો પ્રયત્ન સફળ માનું. જે કાંઇ જાણવા જેવું હોય–કરવા જેવું હોય–તે કહી દેવું; તે અમારૂં કામ છે; પણ તે સાંભળીને અગર પત્રિકામાં વાંચીને, આત્મતત્ત્વ ખીલવવું, તે આપનું પોતાનું કામ છે. યાદ રાખજો કે–'જેમ પાઘડીનો વળ છેડે આવે; તેમ આ પ્રમાદ તમને અંતકાળ વખતે નડશે. આ પ્રમાદ તમને રાજી ખુશીથી મરવા નહીં દે.'] ડાહ્યાભાઇનાં બાળગોપાળ પણ સુશીલ અને ભગવદીય છે. સવારે અને રાત્રે, તેમને ઘેર, નિયમસર સત્સંગ થતો હતો. સવાર કરતાં રાત્રીએ વિશેષ લોકો લાભ લેતાં હતાં. શાંતાક્રુઝ સુધારામાં આગળ વધેલું ગણાય છે; તો પણ નવીન યુગનાં ઘણાં સ્ત્રી પુરૂષો, પ્રેમથી તાળી પાડીને પ્રભુને રીઝવતાં હતાં. તા. ૨૧–૩–૩૦ ના રોજ બપોર પછી, મુંબઇકોટમાં હોળી ચકલા પાસે, સોની ઝવેરચંદ જાદવજીના આગ્રહથી તેમને ઘેર ગયા. ત્યાં ઘણાં હરિજનો મળ્યાં. પરમ ભગવદીય રોહા-વાળા વીઠ્ઠલદાસ લાલદાસ ત્યાં હાજર હતા. તેઓએ પ્રથમ તો લૌકિક નિયમ મુજબ પ્રણામ કર્યા; પણ પછી તુરત કાંઈક ઉભરાયું. ઉભરાતાં ભેટી પડયા. ગદ્‌ગદ્ કંઠે વિખુટા પડયા. જુની ઓળખાણ તાજી થઇ હોય, એમ જણાયું. ત્યાં બે ત્રણ ભજન ગવરાવીને રંગ ઉડાડયો. પછી 'ગીતા કોને ફાયદો કરે ?' [ગીતા અ. ૧ પાનુ ૪] તે સંબંધી ખુલાસા કર્યા. બીજે દિવસે બપોર પછી વિલેપારલેના સત્સંગ મંડળમાં હાજરી આપી; ત્યાં પણ ઉપલા વિષયની ચર્ચા કરીને, બે ત્રણ ભજન ગવરાવતાં હરિરસ છલકાયો. ગમે એવો જમાનો બગડી ગયો છે; તો પણ હજી હરિજનો છે. ફૂંક મારીને રાખ ઉડાવી નાંખો, તો હજી અગ્નિ છે–શ્રીહરિને ભજવાની ધગશ હજી છે. અરણીના લાકડાં બાર વરસ સુધી પાસે પાસે પડયાં રહે; પણ અગ્નિ પ્રગટે નહીં; અને જો તે લાકડાંને ઘસવા માંડો; તો થોડીવારમાં તણખા ખરે; તેમ ભગવદીયજનો સંસારી જેવા જણાય; પણ સાથે મળીને હરિ ભજે; તો ભગવદ્ભાવ જબકારા મારે. એટલે–હૃદય ઉભરાય, હાથ તાળી પાડે, નાદાનુંસંધાન થાય, અને પરિણામે ઘડી બે ઘડી જગત્ વિસરી જવાય. આ સિવાય મુંબઇ, અંધેરી, મલાડ, માટુંગા, ઘાટકોપર મલુંદ, નાસીક વિગેરે સ્થળના હરિજનો પણ શાંતાક્રુઝ આવ્યાં હતાં. દેસાઇ ડાહ્યાભાઇનું ઘર દિવસે દેવ મંદિર બન્યું, અને રાત્રે સત્સંગ વખતે વૃંદાવન બન્યું. **"અમે રાજનગરથી આવીયા, રૂડાં હરિજન દર્શનકાજ"** એ અમારી મુરાદ કેટલેક અંશે સંપૂર્ણ થઈ. તા. ૨૬–૩–૩૦ ના રોજ રાત્રે અમદાવાદ હાજર થયા.

---

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૩૨ મો ચાલુ.

[ ગયા અંકના ૧૨૨૦ મા પાનાથી ચાલુ ].

**वृद्धौ च मातापितरौ, साध्वी भार्या शिशुः सुतः ।**
**अप्यनर्थशतं कृत्वा, भर्तव्या मनुरब्रवीत् ॥**

મનુ કહે છે કે—'વૃદ્ધ માતાપિતા, સાધ્વી સ્ત્રી, અને બાળક પુત્ર અનર્થ કરે, તો પણ તેમનું પાલન પોષણ કરવું, એ પુરૂષની ફરજ છે.' ફરજથી આગળ વધીને જોઇએ, તો જણાય છે કે–બાળકો પ્રત્યેના પ્રેમના ઉંડાણમાં, જીવને બંધન કરનારો રાગ છે. આવો રાગ પશુપક્ષીઓને પણ છે. આવા રાગે જડભરતને પણ બંધન કર્યું હતું. કોઈ પણ પ્રકારની આસક્તિ રહિત પ્રીતિ થાય, તે વૈદિક પ્રીતિ. હજી આગળ વધીને જોઇએ તો જણાય છે કે–જીવનો ઈશ્વર સાથેનો સંબંધ માતાપિતાના સંબંધ કરતાં વધે છે.

પદ—'જન્મ્યા પહેલાં જગના નાથે ઉપાય શોધ્યો શુદ્ધ જોને, હાડમાંસના હૈયા મધ્યે દૈવે સરજ્યું દુધ જોને.'–'માતાના ગર્ભમાંથી જીવ બહાર આવ્યો, તે પહેલાં માતાના સ્તન દુધથી ભરી રાખ્યાં.'

હવે ત્રીજા પ્રશ્નનો ખુલાસો કરે છે—

**भजतोऽपि न वै केचिद्, भजन्त्यभजतः कुतः ॥**
**आत्मारामा ह्याप्तकामा, अकृतज्ञा गुरुद्रुहः ॥ १९ ॥**

અર્થ—હવે ત્રીજા પ્રશ્નનો ઉત્તર આપું. જેઓ ભજનારાઓને પણ ભજતા નથી, ત્યારે નહિં ભજનારાઓને તો કયાંથીજ ભજે ! તેમના ચાર પ્રકાર છે. ૧ આત્મારામ [તેઓ સમાધિદ્વારા આત્મામાંજ આરામ લેનારા હોવાથી, બહિર્દૃષ્ટિ વગરના હોય છે.] ૨ પૂર્ણકામ [તેઓની સર્વ કામનાઓ સંપૂર્ણ હોવાથી, તેમને બાહ્ય પદાર્થોની સ્પૃહા રહેતી નથી.] ૩ અકૃતજ્ઞ [બીજાએ કરેલા ઉપકારને નહીં જાણનારા મૂઢ લોકો] ૪ ગુરૂદ્રોહી [ગુરૂ એટલે ઉપકાર કરનાર–વડીલ. ઉપકાર કરનારને ભજે નહીં એટલુંજ નહીં, પણ તેમનો દ્રોહ કરનારા, એટલે અત્યંત મલીન અંતઃકરણવાળા.] [૧૯].

---

૧૯ પદચ્છેદ—**केचित्**–કેટલાએક **भजतः अपि न वै भजंति**–કેટલાએક ભજનારાઓને પણ ભજતા નથી. [તેમના ચાર પ્રકાર છે.] **अभजतः कुतः**–ત્યારે ન ભજનારાઓને તો કેમ ભજે! **आत्मारामाः**–આત્મારામી પુરૂષો. **आप्तकामाः**–પુર્ણ કામ. **अकृतज्ञाः**–કરેલા ઉપકારને નહીં જાણનારા. **गुरुद्रुहः**–ઉપકાર કરનારનો પણ દ્રોહ કરનારા.

૧૯ વિવેચન—

આત્મારામી—આત્મા કે જે સુખનો સાગર છે, તેમાંજ રમનારા—આરામ લેનારા—સમાધિસ્થ પુરૂષો, અગર જીવન્મુક્ત પુરૂષો.

આપ્તકામી—નિસ્પૃહ,

આ બે ઉત્તમ પ્રકાર છે. તેઓ ભજનારાઓને અને નહીં ભજનારાઓને ભજતા નથી, તેમાં તેમનો કોઇ પણ પ્રકારનો માનસીક દોષ નથી.

ઉપકારને નહીં જાણનાર અને ગુરૂદ્રોહી પુરૂષો અધમ છે; કારણ કે તેઓ તદ્દન સ્વાર્થી છે.

માતાપિતા, વડીલબંધુ, સ્ત્રીને પતિ—અને પતિને સ્ત્રી, તથા ધંધામાં જોડી દેનાર—આ ચાર લૌકિક ઉપકાર કરનારાઓમાં મૂખ્ય છે. તેમનો જેઓ દ્રોહ કરે છે, તેઓ અધમથી પણ અધમ છે. તેમના આગલા ઉપકારો યાદ રાખીને, એટલે તેમની જમા બાજુ યાદ રાખીને, તેમના ઋણમાંથી મુક્ત થવા પ્રયત્ન કર્યા કરવો. ધાર્મિક દૃષ્ટિથી તેઓ અધમ છે, એટલું જ નહીં; પણ લૌકિક દષ્ટિથી આ ભયંકર બેવકુફી છે. ગુણચોરોની આ બેવકુફીએ અરસપરસ અવિશ્વાસ ઉત્પન્ન કર્યો છે. રાખેંગારે પોતાના ભાણેજ દેશળ અને વિશળને ઉછેરીને મોટા કર્યા. તેઓએજ દગો દઇને રાખેંગારને મરાવ્યો. પરિણામ એ આવ્યું કે—સિદ્ધરાજે જય પ્રાપ્ત કર્યો; પણ દેશળવિશળને વિશ્વાસઘાતી ગણીને કેદ કર્યા.

૪ ગુરૂદ્રોહી—વડીલોનો દ્રોહ કરનાર. ગુરૂનો અર્થ સદ્દગુરૂ પણ થઈ શકે. સદ્દગુરૂએ કરેલા ઉપકારનો બદલો, સોનાના કરોડો મેરૂ આપતાં પણ, વળે એવો નથી. કુમારિલ ભટ્ટે ગુરૂનો દ્રોહ કર્યો હતો, તેથી તેમણે પોતે ફોતરામાં બળી મરીને પોતાના દેહનો ત્યાગ કર્યો હતો. આ પાપમાંથી બચવા માટે, જ્યાં ત્યાં ગુરૂ કરી લેશો નહીં. આજકાલ ગુરૂઓનો રાફડો ફાટયો છે. ત્યાગી—બાવા—સાધુ અને સન્યાસીઓ પણ, પાસના મૂકીને વાસનામાં વીંટાયા છે. તેઓ પણ ગુરૂ બનવા લલચાયા છે. બરાબર તપાસ કરીને ગુરૂ કરજો, **'पतिरेव गुरुर्भर्ता'** વિગેરે મનુના વચનોથી, સન્નારીઓને 'પતિજ ગુરૂ' છે. તેથી સન્નારીઓએ કદિ ગુરૂના ફંદમાં ફસાવું નહીં, [વિશેષ ખુલાસા માટે ૮૫ના વૈશાકનો અંક જુઓ.] સદ્દગુરૂ શી વસ્તુ છે? તેનો ખુલાસો શ્રીશંકરાચાર્યે 'વેદાંત કેસરી' નામના ગ્રન્થમાં બહુ સારી રીતે કર્યો છે. તે કથા આપને વેદાંતના વધારા દ્વારા મળશે.

હવે પ્રશ્નનો ઉત્તર ચાલે છે—

ઉપજાતિ

**नाहं तु सख्यो भजतोऽपि जंतून्, भजाम्यमीषामनुवृत्तिवृत्तये ॥**
**यथाऽधनो लब्धधने विनष्टे, तच्चिन्तयाऽन्यन्निभृतो न वेद ॥२०॥**

૨૦ પદચ્છેદ—**हे सख्य:**—હે સખિઓ! **अहं तु**—હું તો **भजत: जंतून् अपि न भजामि**—ભજનારા લોકોને પણ ભજતો નથી—દષ્ટિગોચર થતો નથી. **अमीषां**—આ લોકોનું **अनुवृत्तेः वृत्तिः तस्यै**—નિરંતર ધ્યાન મારામાં રહે એવા હેતુથી. **यथा निर्धन:**—જેમ નિર્ધન માણસ. **लब्धधने विनष्टे**—પ્રાપ્ત થએલા ધનનો નાશ થતાં. **तत्—तस्य चिंतया**—તેની ચિંતાથી **निभृत:**—વ્યાપ્ત થઈ ગએલો હોવાથી. **अन्यत् न वेद**—ભૂખ તરસ આદિ બીજાં સુખનું તેને ભાન રહેતું નથી.

**एवं मदर्थोज्झितलोकवेद-स्वानां हि वो मय्यनुवृत्तयेऽबलाः ॥**
**मया परोक्षं भजता तिरोहितं, माऽसूयितुं माऽर्हथ तत्प्रियं प्रियाः ॥२१॥**

**અર્થ—હે સખિઓ ! ભજનારાઓને પણ હું ભજતો નથી; એટલે હું તેમની દૃષ્ટિગોચર થતો નથી. તેમ કરવાથી તેઓનું ચિત્ત મારામાં રહે છે. જેમ પ્રાપ્ત થએલ ધન નાશ પામી જતાં, નિર્ધન ચિંતાથી એવો ઘેરાઇ જાય છે કે-તેને ભૂખ તરસનું પણ ભાન રહેતું નથી. એટલે તેનું ધ્યાન નિરંતર ધનમાં જ રહે છે. તે પ્રમાણે તમે કે જેઓએ, યોગ્ય અયોગ્ય નહીં જોવાથી લોકનો, ધર્મ અધર્મ નહીં જોવાથી વેદનો, અને સ્નેહ છોડી દેવાથી સંબંધીઓનો પણ, મારે માટે ત્યાગ કર્યો છે; તેઓનું ધ્યાન મારામાંજ નિરંતર રહે, એવા હેતુથી હું અંતર્ધ્યાન થઈ ગયો હતો. આવી રીતે અદૃશ્ય રહીને પણ તમારાં પ્રેમનાં વચનો હું સાંભળતો હતો. તેથી હે પ્રિય સ્ત્રિયો ! હું કે જેને એમ કરવુંજ વ્હાલું લાગે છે, તેના ઉપર તમારે દોષનો આરોપ ન મૂકવો જોઇએ. [૨૦-૨૧].**

૨૦-૨૧ વિવેચન—

શ્રીકૃષ્ણ કહે છે કે—'ઉપર જણાવેલા તમામ પ્રકારોથી મારો પ્રકાર જુદો છે. હું આત્મારામી અને આપ્તકામી છઉં; તોપણ મને ભકતો બહુજ વ્હાલા છે. મને ભકતો બહુજ વ્હાલા છે, તો પણ 'હું તેમને ભજતો નથી. એટલે દૃષ્ટિગોચર થતો નથી; કારણ કે જીવને અપ્રાપ્ત વસ્તુમાં વધારે મોહ હોય છે; અને પ્રાપ્ત વસ્તુમાં પૂર્વે થએલા મોહને જીવ ધીમે ધીમે તજી દેછે. સતી સ્ત્રીઓ પતિને નવીન નવીન પ્રેમથી સેવે છે, અને સામાન્ય સ્ત્રિયો સદા સાથે રહેવાથી પતિથી કંટાળે છે. સતી સ્ત્રી પતિને અંતરથી ચાહે છે; તોપણ પતિ પોતાને વિશેષ ચાહે, એવા લોભમાં, તે સ્ત્રી પતિને પોતાનું હૃદય ખોલીને બતાવતી નથી. એટલે સતી સ્ત્રી પતિ પાસે મોંઘાઇ કરે છે. તે પ્રમાણેજ હું ભકતોને બહુજ ચાહું છઉં; તોપણ જેમ રસ લોભી ભ્રમરો કમળમાં લોટપોટ રહે છે; તેમ ભકતો મારામાંજ લોટપોટ થઇને રહે: એવા હેતુથી, હું ભક્તો પાસે મોંઘો થાઉં છઉં. જેમ વેપારી ખખડાવીને નાણાં લે છે, તેમ હું ખખડાવીને-કસોટીએ ચડાવીને-ભક્તોને મારે શરણે લઉં છઉં. જેવા તેવા ભકતોને રિદ્ધિ સિદ્ધ આપીને; વૈભવોમાં લલચાવીને, મઠ, મકાન, ગાદી, કીર્તિ અગર ઘણા શિષ્યો આપીને, મારૂં સ્મરણ તેમને વિસરાવી દઉં છઉં. એટલે હું તેમનાથી વિખુટો પડી જાઉં

૨૧ પદચ્છેદ—**एवं**-એવી રીતે, **मदर्थे उज्झिताः** [તજ્યાં છે] **लोकवेदस्वाः** (સ્વજનો, **याभिः ताः तासां इति वः**-તમોએ યોગ્ય અયોગ્ય નહીં જોવાથી લોકનો ધર્મ અધર્મ નહીં જોવાથી વેદનો, અને સ્નેહ છોડી દેવાથી સંબંધીઓનો પણ મારે માટે ત્યાગ કર્યો છે, તેઓનું **हे अबलाः**-હે સ્ત્રિયો ! **मयि अनुवृत्तये**-મારામાં ધ્યાન રહે એવા હેતુથી. **परोक्षं**-પરોક્ષ રીતે-તમે મને દેખી ન શકો એવી રીતે **भजता मया**-હું કે જે તમારાથી ભજાઉં છઉં તેનાથી-હું કે જે તમારો વાર્તાલાપ સાંભળતો હતો; તેનાથી. **तिरोहितं**-અંતર્ધ્યાન થવાયું. તેથી **तत् प्रियं मा-मां**-હું કે જેને તે વ્હાલું છે, તેના ઉપર. **असूयितुं**-દોષ કાઢવો તે **प्रियाः**-હે પ્રિય સ્ત્રિયો ! **मा अर्हथ**-તમને ઘટતું નથી.

છઉં. જીવ જ્યારે કોઈપણ લાલચમાં લપટાય નહીં, અને મારે માટે જબરી ઝંખના ઉભી કરે; ત્યારેજ હું ત્યાં પ્રગટ થાઉં છઉં. કાચી રોટલી જેમ રૂડો પુરૂષ જમતો નથી; તેમ અપકવ પ્રેમનું પાન હું કદિ કરતો નથી. પ્રથમ હું તમને મળ્યો, ત્યારે તમારા અપકવ પ્રેમને, એટલે અભિમાનથી દોષીત થએલા તમારા પ્રેમને, વિરહાગ્નિથી પકવવા માટે, હું અંતર્ધ્યાન થયો હતો. હું અંતરધ્યાન થઈને તમારી પાસેજ હતો '**परोक्षं मया भजता**'-હું તમનેજ ભજતો હતો; તોપણ પ્રેમની પકવતાની રાહ જોતો હતો."

શ્રીકૃષ્ણના આ ખુલાસામાંથી આપણે જાણવા જેવું ઘણું છે. જ્યાં પ્રયત્ન કરીને આગળ વધવા જેવું છે, ત્યાં આપણે સંતોષનું ડોળ કરીને આગળ વધતા નથી; અને જ્યાં પ્રયત્ન અટકાવીને, પાછા વળવું ઘટે છે; ત્યાં પ્રયત્ન કરીને આપણે આગળ વધીએ છીએ. યાદ રાખવું કે-ભગવાન સહેજ પ્રયત્નથી હાથ થાય એવા નથી.

શ્રીરામકૃષ્ણ પરમહંસ કહે છે કે-"ઇશ્વરનાં દર્શન કરવા કોને તાલાવેલી થાય છે? ભોગની અપ્રાપ્તિમાં મનુષ્યો વારંવાર રડી પડે છે. પુત્રાદિની વ્યાધિઓમાં મનુષ્યો ગળગળાં બને છે; પણ 'હાય ! હજી ઈશ્વરનાં દર્શન થયાં નથી' એમ કહીને આંખમાં આંસુ લાવનારા ક્યાં છે? દર્શનને માટે જેઓ આંખમાં આંસુ લાવી શકે, તેઓજ શ્રીહરિનાં દર્શન કરી શકે."

હવે કહે છે કે હું તમારો ઋણી છઉં—

**न पारयेऽहं निरवद्यसंयुजां, स्वसाधुकृत्यं विबुधायुषापि वः ॥**
**या माऽभजनदुर्जरगेहशृंखलाः, संवृश्च्य तद्वः प्रतियातु साधुना ॥ २२ ॥**

**इति श्रीभागवते महापुराणे दशमस्कंधे पूर्वार्धे द्वात्रिंशोऽध्यायः ॥३२॥**

અર્થ—આ વાતને પડી મેલીને, હું હવે તમને સ્પષ્ટ ખુલાસો કરૂં. તમે કે જેઓ મારી સાથે નિર્દોષ રીતે જોડાએલી છો, તેઓનો બદલો વાળવા હું ઘણા કાળથી અસમર્થ છઉં. તાત્પર્ય-હું તમારો ઋણી છઉં. કાપી કપાય નહીં એવી ઘરરૂપી બેડીઓ બહુ સારી રીતે કાપી નાંખીને, તમોએ મારૂં સેવન કર્યું છે. હવે તો આ ઋણ તમારી સુશીલતાથી, મારા ઉપરથી ઉતરવું જોઇએ. એટલે-તમારે તમારી ખાનદાનીથીજ મને આ ઋણથી મૂક્ત કરવો જોઇએ. (૨૨)

૨૨ વિવેચન—

શ્રીકૃષ્ણે સૂચવ્યું કે-"થોડા જળની તુલના, ઝાંઝવાંનું ઘણું જળ કરી શકતું નથી;

---

૨૨ પદચ્છેદ—**निरवद्या**-(નિર્દોષ.) **संयुक्** (સંયોગ) **यासां तासां इति वः**-તમે કે જેઓ મારી સાથે નિર્દોષ રીતે જોડાએલી છો તેના. **स्वस्य साधुकृत्य**-તેનો બદલો વાળવા માટે **विबुधानां आयुः तेन विबुधायुषा**-ઘણાલાંબા કાળથી **अपि**-પણ **अहं न पारये**-શક્તિમાન નથી. **दुर्जराः गेहशृंखलाः ताः संवृश्च्य**-ન કાપી શકાય એવી ઘરરૂપી બેડીને અત્યંત છેદીને **याः**-જે તમે. **मा**-**मां अभजन्**-મારૂં સેવન કર્યું. **तत्**-તે કરેલા ઉપકારનું ઋણ. **वः साधुना**-તમારી સુશીલતાથીજ. **प्रतियातु**-મારા ઉપરથી ઉતરવું જોઇએ.

તેમ તમારા નિર્મળ પ્રેમ પાસે, મારો કળાયુક્ત પ્રેમ હિસાબમાં નથી. એટલે તમારૂં ભજન નિષ્કપટ છે, અને મારૂં ભજન સકપટ છે. તેથી હું તમારો ઋણી છઉં."

નરસીંહ મહેતાને હાર આપ્યા પછી, પ્રભુ બોલ્યા હતા કે—

રાગ પ્રભાતિયું.

પ્રાણથકી મને વૈષ્ણવ વ્હાલા, હરનિશ તેમને ગાઉંરે.
તપ તીરથ વૈકુંઠપદ મૂકી, મારા ભક્ત બોલાવે ત્યાં જાઉંરે—પ્રાણ૦
અંબરીષરાજા મને અતિ ઘણો વહાલો, દુર્વાસા માન ભંગ કીધુંરે;
મે મારૂં અભિમાન તજીને, ચક્રદર્શન વાળી લીધુંરે—પ્રાણ૦
ગજને માટે ગરૂડેચડી પળિયો, હરિજનની શુદ્ધ લેવારે;
ઉંચ ને નીચ હું તો કંઈ નવ જાણું, મને ભજે તે મુજ જેવારે—પ્રાણ૦
લક્ષ્મીજી અર્ધાંગના મારી, પણ મારા સંતની દાસીરે;
અડસઠ તીરથ મારા સંતને ચરણે, કોટિ ગંગા કોટિ કાશીરે—પ્રાણ૦
સંત ચાલે ત્યાં હું આગળ ચાલું, ને સંત સુવે તો હું જાગુંરે;
મારા સંતની નિંદા કરે તેની, જીભ સઘજ [1]કાપુંરે—પ્રાણ૦
મારારે બાંધ્યા વૈષ્ણવ છોડે, વૈષ્ણવે બાંધ્યા મેં નવ છૂટેરે;
કદિ કોઇ વૈષ્ણવ મને બાંધે તો, તે બંધન મેં નવ તૂટેરે—પ્રાણ૦
બેઠી ગાય ત્યાં હું ઉભો ઉભો સાંભળું, ઉભા ગાય ત્યાં હું નાચુંરે;
હું તો વૈષ્ણવથી ક્ષણ નહીં અળગો, ભણે નરસૈયો એ સાચુંરે—પ્રાણ૦

જેમ ગોપિકાઓએ પ્રેમમાં શ્રીકૃષ્ણને હરાવ્યા; તેમ અંગદે પ્રેમમાં શ્રીરામને હરાવ્યા. (જુઓ મોક્ષવાણી પાનું ૧૦૯ A) રાવણને જીતીને પ્રભુ પોતાના કેટલાએક સખા સાથે અયોધ્યામાં પધાર્યા. અયોધ્યાની શોભા અને શ્રીરામનો પ્રેમ જોઇને, સખાઓ ઘરબારનાં સુખ વિસરી ગયા. શ્રીરામે તેમને સમજાવીને પોતાને ઘેર જવા વિદાય આપી. વિદાય આપતી વખતે અંગદે પ્રભુની પાસેજ રહેવા, વિનંતી કરી-

ચોપાઈ—સુનુ સર્વજ્ઞ કૃપા સુખ સિંધો, દીનદયાકર આરતબંધો;
મરતીવાર નાથ ! મોહી વાલી, ગયો તુમ્હારે કોછે ઘાલી.
અશરણ શરણ બિરદ સંભારી, મોહિ જનિ તજહું ભક્ત ભયહારી;
મોરે પ્રભુ ! તુમ ગુરૂ પિતુ માતા, જાઉં કહાં તજી પદ જલ જાતા ?
તુમહિ વિચાર કરહું નરનાહા, પ્રભુ તજી ભવન કાજ મમ કાહા ?
બાલક અબુધ જાન બલ હીના, રાખહું શરણ જાની જન દીના.
નીચ ટહેલ ગૃહકી સબ કરિહોં, પદપંકજ વિલોકી ભવ તરિહોં;
અસ કહિ ચરણ પરે પ્રભુપાહિ, અબ જનિ નાથ કહહું ગૃહ જાહી.

દોહરો—અંગદ બચન વિનિત સુન, રઘુપતિ કરૂણાસિંવ
પ્રભુ ઉઠાય ઉર લાયઉ, સજળ નયન રાજીવ. સીયાવર૦

[1] આ અવતાર પછી તેને તુરત પશુપક્ષીના અવતારમાંજ મુકી દઉં છઉં.

અંગદની વિનંતી પ્રભુ સ્વિકારી શક્યા નહીં. અંગદ જીત્યો અને રામ હાર્યા. તેથી કાગભુશંડીએ ગરૂડજીને કહ્યું કે—

દોહરો—કુલીશહુ ચાહિ કઠોર અતિ, કોમલ કુસુમહુ ચાહિ;
ચિત્ત ખગેશ અસ રામકર, સમુઝિ પરે કહુ કાહુ ? સીયાવર૦

કજીયામાં હરાવનાર ઘણા મળે; પણ પ્રેમમાં હરાવનારા વિરલા મળે. પતિપત્નિ એકજ અંગ છે; અરસપરસ પ્રેમના સાગર છે; તે પણ ઘણે ઠેકાણે એકબીજાને કજીયાથી હરાવે, પણ પ્રેમથી હરાવી શકે નહીં. કેટલીએક ગાંડી બ્હેનો, ગોપિકાઓ બનીને, બાવાજીને અગર ગુરૂને પ્રેમમાં હરાવે; પણ આ તેમની ગેરસમજ છે. બ્હેનોને કહીએ કે-તમે કૃષ્ણમાં પ્રેમ કરો, તેતો ઠીક; પણ કૃષ્ણ બનીને બેઠેલા-બાવા, સાધુ અગર ગુરૂઓમાં પ્રેમ કરવા દોડશો, તો ફસાઈ જશો. ધાર્મિક ચેતનવ્યક્તિઓ તરફ, ડરી ડરીને ડગલાં ભરશો, તોજ શ્રીકૃષ્ણ તમારો અંગિકાર કરશે. મોક્ષમંદિરમાં આવનારી અને મોક્ષપત્રિકા વાંચનારી બ્હેનોને, જ્યારે અમે ધર્મને બ્હાને, જ્યાં ત્યાં રજળતી દેખીએ છીએ; ત્યારે અમને તેમના ઉપર બહુ દયા આવે છે. પત્થર ઉપર કથામૃત ઢોળાઈ ગયું, તે માટે અમને લાગી આવે છે.

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધનો ૩૨ મો અ. સમાપ્ત. બોલીયો હરિ. શ્રીરામચંદ્ર દેવકી જય. હર હર મહાદેવ હર. જ્યાં જ્યાં આ કથા વાંચો, ત્યાં આસપાસ બેઠેલાં હરિજનોને અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેશોજી.

નવસારી,
૧૯૮૬ ફાગણ શુદી ૧૧ } લી. રામશંકર મોનજી ભટ્ટ.

---

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૩૩ મો.

વિષય—આ અધ્યાયમાં રાસમંડળની કથા, તથા જળમાં અને સ્થળમાં શ્રીકૃષ્ણે ગોપીકાઓ સાથે જે જે ક્રીડાઓ કરી, તેનું વર્ણન આવશે.

શ્રીકૃષ્ણના વિયોગથી ગોપીકાઓને જે દુઃખ થયું હતું; તે દુઃખનું નિવારણ કરવા, ગોપિકાઓએ ગયા અધ્યાયમાં શ્રીકૃષ્ણને ઘણા પ્રશ્નો કર્યા હતા. તે પ્રશ્નોના ઉત્તર સાંભળીને ગોપિકાઓને શો લાભ થયો, તે શ્રીશુકદેવજી આ અધ્યાયના પ્રથમ શ્લોકમાં કહે છે—

**શ્રીશુક ઉવાચ ॥**

**इत्थं भगवतो गोप्यः, श्रुत्वा वाचः सुपेशलाः ॥**
**जहुर्विरहजं तापं, तदंगोपचिताशिषः ॥१॥**

---

૧ પદચ્છેદ—**तत [तदा] हे अंग!** તે વખતે હે રાજન્! [**तदंग** નો બીજી રીતે પણ અર્થ થાય છે-**तस्य अंगेन** ( કૃષ્ણના અંગથી ) **उपचिताः** ( પ્રાપ્ત થયા છે-સિદ્ધ થયા છે) **आशिषः** (મનોરથો) **यासां ताः** એવી ગોપીઓ]. **इत्थं भगवतः सुपेशलाः** (સુકોમળ) **वाचः श्रुत्वा**—શ્રીકૃષ્ણની ઉપર પ્રમાણે કોમળ વાણી સાંભળીને **उपचिताः आशिषः यासां ताः इति गोप्यः**—જેમના મનોરથો સિદ્ધ થયા છે એવી ગોપિકાઓએ **विरहजं तापं जहुः**-વિરહથી ઉત્પન્ન થએલા તાપને તજી દીધો.

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે–હે પરીક્ષિત રાજા! એ પ્રમાણે ભગવાનનાં અત્યંત કોમળ વચનો સાંભળીને, જેમના મનોરથ પૂર્ણ થયા હતા, એવી ગોપીઓનો વિરહથી ઉત્પન્ન થએલો તાપ શમી ગયો. [૧]**

૧ વિવેચન—

સ્ત્રી અગર પુરૂષ, પોતાની ચપળ અને કોમળ વાણીથી, સામાનું અરધું દુઃખ હરિ લે છે. કોમળ વાણીવાળો વૈદ્ય, મળતાંની સાથે, દરદીને ઘણો દિલાસો આપી શકે છે; ધંધાથી થાકીને આવેલો પતિ, સ્ત્રીનાં મધુરાં વચનો સાંભળીને, નવીન ઉત્સાહથી ઉભરાય છે. વિયોગથી ધવાએલી સ્ત્રી, પતિના મીઠાં મધુરાં વચનો સાંભળીને ફૂલી જાય છે; પાંખ વિનાનાં બચ્ચાં માને દેખીને મલકાય છે; ખીલે બાંધેલું વાછડું, સાંજે ગાયને આવેલી દેખીને હરખાય છે; ત્યારે આ તો શ્રીહરિનાં મધુરાં વચનો. સ્વપ્નથી જાગ્રત થએલા મનુષ્યને સ્વપ્નનું દુઃખ રહે નહીં; તેમ શ્રીકૃષ્ણ મળતાં ગોપિકાઓનું વિયોગદુઃખ નાશ પામ્યું.

**तदंगोपचिताशिषः**—શ્રીકૃષ્ણના અંગના સ્પર્શથીજ જેમના મનોરથો સિદ્ધ થયા હતા તે ગોપિકાઓ. આ શબ્દ શ્રીકૃષ્ણના અંગની કોમળતા સૂચવે છે. સુંદર સ્ત્રીનાં દર્શન અને સ્પર્શ, મુનીઓને પણ ચળાવે છે; ત્યારે આ તો સુંદરતા અને મૃદુતાનો સાગર.

હવે ગોપિકાઓ રાસની શરૂઆત કરે છે—

**तत्रारभत गोविन्दो, रासक्रीडामनुव्रतैः ॥**
**स्त्रीरत्नैरन्वितः प्रीतै–रन्योन्याबद्धबाहुभिः ॥ २ ॥**

**અર્થ—પછી ત્યાં શ્રીકૃષ્ણે પોતાને અનુસરનારી, રાજી થએલી અને પરસ્પરના હાથની સાથે હાથ ગુંથી લઇને–મેળવી લઇને–ઉભેલી, એ ઉત્તમ વ્રજાંગનાઓની સાથે, રાસક્રીડા રમવાનો આરંભ કર્યો. (૨)**

૨ વિવેચન—

રાસની શરૂઆત કેવી રીતે કરે છે?—

રાસેશ્વરીને પ્રાર્થના.

( ઢાળ—મા ! સુંદર ગિરિથી ઉતર્યાં બીરવાળી મા ! )

ગરબો.

આ શરદ્ પુનમ સોહામણી ! રાસેશ્વરી મા !
શો ચંદ્રતણો ચમકાર ! રાસ રમાડો મા.
તમે સ્વર્ગ સદનથી ઉતર્યા—રાસેશ્વરી મા !
આવ્યા રમવા વૃંદાવન—રાસ રમાડો મા.

---

૨. પદચ્છેદ—**तत्र**-પછી ત્યાં. **अनुव्रतैः**-પોતાને અનુસરનારી. **प्रीतैः**-પ્રીતિવાળી. **अन्योन्यं आबद्धाः बाहवः यैः तानि तैः स्त्रीरत्नैः**-પરસ્પરના હાથ સાથે ગુંથીલઇને ઉભેલી ઉત્તમ સ્ત્રીઓથી. **अन्वितः**-વિંટાએલા. **गोविंदः**-કૃષ્ણે. **रासक्रीडाम् आरभत**-રાસક્રીડા શરૂ કરી.

અમો અમૃત તરસ્યા હંસલા—રાસેશ્વરી મા !
તમે અમૃતરસની ખાણ—રાસ રમાડો મા !
તમ આંખડલીએ અમી ઝરે—રાસેશ્વરી મા !
દ્યો અમૃતકેરા દાન—રાસ રમાડો મા !
તમ પગલે પગલે ફૂલડાં—રાસેશ્વરી મા !
ફૂલડે ફૂલડે હરિ નામ—રાસ રમાડો મા !
મહામાયાકેરી બંસરી—રાસેશ્વરી મા !
તે ખેંચે રસેશ્વરને સુખધામ—રાસ રમાડો મા ! [વેદ]

પદ.

સખિ ! આજનો લ્હાવો લીજીએરે-કાલ કોણે દીઠી છે ?
ફુલની ગાદી ને ફુલના તકીયા, ફુલના બીછાનાં બીછાવીએરે—કાલ૦
સોનાનાં સોગઠાં ને રેશમની ચોપાટ, હીરલાના પાસા ઢળાવીએરે—કાલ૦
સોનાનું પારણું ને રેશમની દોરી, હરખે મારા લાલને ઝુલાવીએરે—કાલ૦
વાણીના મેહુલા ને આનંદની હેલી, સુખને સરવડે ભીંજાવીએરે—કાલ૦
વલ્લભના સ્વામી પ્રભુ રસીક શીરોમણી, વાળી વાળી મુખડાં નિહાળીએરે—કાલ૦

રાધિકા ગોપિકાઓને નોતરે છે.

અંતર્જ્યોતિનો ગરબો.

મ્હારા અંતરમાં જ્યોતિ એક જાગી, સુહાગી કોઈ રશ્મિ લ્યો—રશ્મિ લ્યો. [૨]
જેની દીપ્તિથી માયા દૂર ભાગી, સુહાગી કોઇ રશ્મિ લ્યો-રશ્મિ લ્યો—મારા૦

રશ્મિ એ અલૌકિક, જીવનને ઉજાળતી;
અંતરના તિમિરને, તે સહજમાં-ટાળતી;

પૂર્ણપણે તેમાં અનુરાગી, મહાભાગી-કોઈ રશ્મિ લ્યો-રશ્મિ લ્યો—મારા૦

જે કાંઇ જેવું છે, તેવું બતાવતી;
ભ્રાંતિને ટાળીને સ્વરૂપ જણાવતી;

અન્ય સર્વ આસક્તિ ત્યાગી-વિરાગી-કોઇ-રશ્મિ લ્યો. રશ્મિ લ્યો—મારા૦

પૂર્ણ અભિમુખતા, એ રશ્મિને ઝીલાવે;
તન્મય થાતાં હૃદય, જ્યોતિને જગાવે;

સિદ્ધિ સધાવે મ્હોં માગી, બડભાગી કોઈ-રશ્મિ લ્યો. રશ્મિ લ્યો—મારા૦

[ શ્રી ઉપેંદ્રાચાર્ય. ]

રાગ—સરોવર પાણીડાં ગઇતી સાહેલડી.

હૈયાના હોજ આ હેલે ચઢ્યાં હો, રેલ બ્રહ્માંડ રસ ધારા—રે લોલ.
ઝીલો-ઝીલાવો મનમહેલે રસિકડાં, નીતરે સંદેશ કાંઇ ન્યારા—રે લોલ. હૈયાના૦

× × × × ×

ચંદાની દૂર દૂર ચળકે કીકી જ્યાં, ઉછળે મહેરામણ ખારારે લોલ.
એવા સંકેત ઉર ધારો રસિકડાં, ઉંડા છે આત્મના ઉધારારે લોલ.

× × × × ×

હૈયાના હોજ આ હેલે ચઢ્યા હો, રેલે છે આત્મના ઓવારારે લોલ.
આવો આવો રસ આંગણ રસિકડાં, ઝીલજો સંદેશ કાંઇ ન્યારારે લોલ.

ખબરદાર.

**રાસ**—'શાસ્ત્રોમાં વળી રાસ શું ?' 'કલ્યાણની વાતોમાં વ્યભિચાર જેવું આ શું ?' એમ અનેક તર્ક વિતર્ક કરીને, ડાહ્યાં ડાહ્યાં સ્ત્રી પુરૂષો પણ, 'રાસ' શબ્દ સાંભળીને અનેક જમાનાઓથી ભડકે છે. દોરડી દેખીને ભડકયા, પણ દીવો આવતાં ખાત્રી થઇ કે-તે સાપ નથી. માણસે વૃક્ષનું ઠુંઠું દેખીને 'તે ચોર છે, એમ જણાતાં ડર લાગ્યો; પણ સૂર્યોદય થતાં ખાત્રી થઇ-કે તે ચોર નથી. તેમ સત્યશોધક સ્ત્રી પુરૂષોને કહીએ કે-તમને તર્કવિતર્ક થાય, તો તેની ના નથી; પણ તે શમાવા પ્રયત્ન કરજો. ઉતાવળા થઇને અભિપ્રાય બાંધશો નહીં. શ્રીકૃષ્ણ અને ગોપિકાઓનો વિશેષ પડતો અગર વાંધો પડતો સંબંધ, આ સ્કંધના ૨૨ મા અધ્યાયથી [ એટલે ૭૭૧ મા પાનાથી સંવત ૧૯૮૫ ના મહામાસના અંકથી ] શરૂ થાય છે. સત્યશોધકે આ ૩૩ મો અધ્યાય વાંચવા પહેલાં, ૭૭૧ મા પાનાથી આ વિષયને પ્રેમપૂર્વક વિચારી જવો. જેમ કોલસા ઉપાડતાં હાથ પગ કાળા થાય; ગુલાલ અને કંકુ ઉપાડતાં હાથ પગ લાલ થાય; કસ્તુરીનો વેપાર કરનારના હાથ સુગંધથી બહેંકી રહે; તેમ ૭૭૧ મે પાનેથી આ વિષયને પ્રેમથી વિચારી જનારના રૂંવાડે રૂંવાડામાં પ્રેમ ઉભરાય; હૈયું હરખાય; આ શું થાય છે ? તે તે પોતે પણ સમજી શકે નહીં. જેમ દહીં વલોવતાં માખણ ઉપર આવે; તેમ આ વિષય આ પત્રિકાદ્વારા વારંવાર પ્રેમથી વિચારતાં, માખણ ચોર-પ્યારા શ્રીકૃષ્ણ-આપણને કાંઇક અટપટું ભાન કરાવે.

[નવીન ગ્રાહકોને ટકોર મારીને કહીએ છીએ કે-તમારે દશમસ્કંધ બરાબર વાંચવો હોય, તો તમે ૮૩ થી જે પુસ્તક ખૂટતાં હોય તે તમામ મંગાવી લ્યો. પ્રમાદ ન કરો. દ્રવ્યની સગવડ ન હોય, તો દર વરસે એક એક વરસની ફાઇલ મંગાવી લ્યો. દરેક વરસની ફાઇલના પાકા પુંઠાથી બંધામણી સાથે રૂ. ૨-૬-૦ છે. ]

કદિ આપ એટલું બધું ન વાંચી શકો, તો ૭૭૧ મે પાને-વેણુગીતની પ્રસ્તાવના આપી છે, તે વાંચો. પછી ૧૦૦૨ મે પાને-ઓગણત્રીશમે અધ્યાયે રાસલીલાની પ્રસ્તાવના આપી છે, તે વાંચો. ૧૦૦૨ મે પાને સૂચવ્યું છે કે-રાસલીલાને યથાર્થ સમજવા માટે, નીચેની ૧૩ નોંધો વાંચો, અને વિચારો '[૧] રાસ એટલે શું ? [૧ A] રાસલીલા માટે બે મતો. [૨] ભયંકર માન્યતા-ભયંકર ભૂલ. [૩] રાસના ઉદ્દેશો. [૪] રાસ કે વ્યભિચાર ? [૫] શું રાસલીલાની કથા ભાગવતમાં પાછળથી ઉમેરાઇ છે ? [૬] રાસલીલાને ટેકો આપનારા સંતોના અભિપ્રાયોઃ [૭] લૌકીક આનંદનું બ્રહ્માનંદ સાથે માપ. [૮] બ્રહ્માનંદ અને ભજનાનંદ. [૯] શ્રીકૃષ્ણતત્ત્વ. (આ વિષયમાં સુધારો વધારો કરીને એક ખાસ પુસ્તક પ્રગટ કર્યું છે. કીંમત માત્ર (૭ પાઇ છે. પોસ્ટેજ-૭પાઇ વધારે.) [૧૦] રાધાતત્ત્વ. [૧૧]

ગોપીતત્ત્વ [૧૨] બંસી સાંભળીને ગોપિકાએ એકલી કેમ આવી? તે વખતે બંસી ગોપોને કેમ પ્રિય ન લાગી? [૧૩] ત્યારે શું ગોપીકાએ સન્યાસીનીએ છે?'

**રાસનો ઇતિહાસ**—રાસનો ઇતિહાસ અગર 'રાસની પરંપરા.' તે સંબંધી થોડી વાતો કરી લઇએ. હરિવંશમાં અને વિષ્ણુપુરાણમાં રાસલીલાના ઇસારા છે; અને શ્રીમદ્ ભાગવતના આ (૩૩ મા) અધ્યાયમાં રાસલીલાનું વર્ણન છે. આ વર્ણન, પરીક્ષિત રાજાને તર્ક-વિતર્ક કરતાં જોઈને, શ્રીશુકદેવજી એ કાંઈક ટુંકાવ્યું જણાય છે. જુઓ પાનું ૭૮૨–ત્યાં નરસીંહ મહેતો ટુંકાવવાની બાબતમાં ખાત્રી આપે છે. સામવેદના રાસ ભાગવતમાં ઉતર્યા. ભાગવતના રાસ પંચાધ્યાયીમાં સમાયા. એટલે દશમસ્કંધના ૨૯ થી ૩૩ અધ્યાયમાં, શ્રીવેદવ્યાસે અમૃતની અંજળીયો છાંટીને, સમાજમાં રાસ–ભાવના જાગ્રત કરી. ગુજરાતમાં રાસભાવનાના પ્રથમ દર્શન કરાવનાર નરસીમહેતો ગણાય છે. નરસીમહેતાએ ગોપનાથ મહાદેવને પ્રસન્ન કર્યા. મહાદેવજીએ નરસિંહને ગોલોકની રાસમંડળની ઝાંખી કરાવી. નરસીંહ મહેતાએ દીઠું તેવું ગાયું. નરસીંહમહેતાએ ગાયેલા 'સુરતસંગ્રામ' અને 'રાસ સહસ્રપદી'માં કૃષ્ણ ગોપીઓના સંબંધની લીલાનું વર્ણન ઘણુંજ સ્પષ્ટ કર્યું છે. હારમાળાના છેલા પદમાં–'સંવત પંદર બારોતરો, ચૈત્ર સપ્તમીને સોમવાર'–વિગેરે શબ્દોથી પોતાની હૈયાતીનો સમય સંવત ૧૫૧૨ સૂચવે છે. તે પછી શ્રીમદ્ વલ્લભાચાર્ય, વીર રાઘવાચાર્ય, જીવ ગોસ્વામી, અને બીજા વિદ્વાનોએ રાસપંચાધ્યાયી ઉપર સંસ્કૃત ટિકાઓ લખી. તે પછી મેવાડમાં માધવઘેલી મીરાંએ, અને ડભોઇમાં દયારામભાઇએ રાસલીલાનો રંગ ઉછાળ્યો–રંગ રેલાવ્યો. નરસી, મીરા અને દયારામનાં રાસનાં પદો, સમાજને સાકરના કટકા જેવા મીઠા લાગ્યા; અને રસઘેલાં ભગવદીય સ્ત્રી પુરૂષોને કંઠે, હીરામોતીના હાર જેવા શોભવા લાગ્યા તે પછી સમાજે વલ્લભના ગરબા ગાયા. પ્રીતમ, બ્રહ્માનંદ, પ્રેમાનંદ, રત્નો, ભાલણ, રાજે, વિગેરે અનેક ભકતોએ, રાસના ભજનો ગાયાં, અને ગવરાવ્યાં. પરિણામે વિરહની તાલાવેલી, દર્શનની ઝંખના, હૈયાના કોડ, મનના મનોરથો, મેળાપની આતુરતા, પ્રેમના આતમપોકાર, કવિતા, કલ્પના, ઉર્મિના ઉમળકા, હલકભરી મસ્તી, હલકભરી હીંચ–એમ અનેક રીતે **'कलौ तद् हरिकितंनात्'**-ભક્તિભાવ છલકાયો. આત્માઓ પરમાત્માની સાથે સંગીતદ્વારા વાતો કરવા લાગ્યા. આત્માઓ પરમાત્માના ભણકારા સંગીતદ્વારા સાંભળવા લાગ્યા ગામે ગામે શરદઋતુ [આશોશુદી ૧ થી ૧૫] શોભવા લાગી.

રાસ અને ગુજરાતનું સંગીત—સંગીત સામવેદમાંથી સંસ્કૃત ભાષાદ્વારા, ગુજરાતી ભાષામાં ઉતર્યું. દુહા, ચોપાઇ, છપય અને હરિગીત વ્રજભાષાએ ગુજરાતને આપ્યાં. ગજલોની પ્રવૃત્તિ ઉરદુ ફારસી ભાષામાંથી થઈ. અષ્ટપદીઓ વૈષ્ણવધર્મદ્વારા–જયદેવજીની ઝીલાઈ. ઉસ્તાદી રાગરાગણીઓ દક્ષીણના અને ઉત્તરના ઉસ્તાદોએ આપણને આપી. ભજન, ધોળ, ઢાળ, કીર્તન, કડવાં, રાજીયા, હાલરડાં, ગરબા–ગરબીઓ અને રાસડા તથા લગ્નનાં ગીત, ગુજરાતનો પોતાનો પરિવાર ગણાય છે.

રસોડે રાંધણકળા; શણગારે સૌભાગ્યકળા; શીવણમાં ભરતકળા; સેવામાં અંતરની નિર્મળકળા; જળ સીંચતી વખતે–અને જળ છાંટતી વખતે અંગની હિંડોલકળા; તેમ રાસમાં રસકળા; એમ અનેક કળાઓથી શોભતી બાળાઓ, પોતાનું તથા પોતાના કુટુંબનું જીવન, સુખરૂપ બનાવે છે. રાજાઓની રસીલી રાણીઓ પણ, પોતાના રાણીવાસમાં ગરબા ગાવાની ગોઠવણ કરે છે. વચ્ચે એક કળાકૌશલ્ય સ્ત્રી મધુરૂં ઢોલક વગાડે છે.

રાસ એટલે શું?—

**बहुनर्तकीयुक्तो, नृत्यविशेषो रासः। रसस्याभिव्यक्तिर्यस्मादिति। रसप्रादुर्भावार્થमेव नृत्यं, रासे क्रीडा लीला स्वस्य ॥**

વિગેરે શબ્દોથી શ્રીમદ્ વલ્લભાચાર્ય કહે છે કે–'નાચનારી જેમાં વિશેષ હોય, તેનું નામ રાસ. રસની અભિવ્યક્તિ તે રાસ. રાસના પ્રાદુર્ભાવ માટેજ નૃત્ય છે. રાસમાં પ્રભુની જે ક્રીડા તે રાસલીલા.' ઇશ્વરને રીજવવા માટે, અમુક વિધિસર ગાતાં ગાતાં, અમુક વિધિમાં નાચવું તે. રાસનો આત્મા તાલ છે. હીંચ અને વાજીંત્ર રાસના પ્રાણ છે. તાલ, હીંચ અને વાજીંત્ર સાથે, મીઠા મધુરા છતાં બુલંદ અવાજથી, જે ગરબા ગવાય છે, તે સંગીતની ઉત્કૃષ્ટ ભૂમિકા છે. કરડા, અંગુઠીયા, અણુવટ વીંછીયા, માછલીઓ, ઝાંઝર, ઘુઘરીયાળા ચણીયા, કાંબી અને કડલાં વિગેરે શણગાર સુધારો વધતાં ઓસરી ગયા છે. તેને બદલે દાંડીયા, ખંજરી, ઝાંઝ, મંજીરા, ઉરનાસૂર સમી વાંસળીયો અને એવાં બીજાં વાજીંત્રો કામ કરે છે. હિંચની જલક ગુજરાતે ઝાંખી છે. કાઠીયાવાડની રંગીલી સ્ત્રીયો, ઠમકતી ચાલથી જ્યારે હિંચ લેછે, સંગીતના રંગમાં રંગાય છે–સંગીતના પારણામાં ઝુલે છે; ત્યારે જાણે વસંતની વેલીઓ ફુદડી ફરવા લાગી. હિંચ, હમચી, હીંચકો, અને હીંચકવું એ સહુ એક ધાતુનો પરિવાર છે. અમદાવાદમાં લોદણોના ગરબા, રાજકોટમાં ભીલડીઓના ઝીલણિયાં, જામનગરમાં ખવાસણોના રાસડા, ગિરનારે ગિરનારી સ્ત્રીઓના રાસ, અને સમગ્ર કાઠીયાવાડમાં (નવરાત્રીમાં) ગામડે ગામડે ખેડુતોના ગરબા, અને રસઘેલી રબારણોના રાસ, પ્રાચીન ગુજરાતનું ગૌરવ સૂચવે છે. મીરાણીઓના કિન્નરકંઠ શોકના અને આનંદના અવસરે રાજદરબારના શણગાર છે. જન્માષ્ટમી અને રામનવમી એ વૈષ્ણવી રાસપર્વ; શીવરાત્રી અને શ્રાવણીયા સોમવાર, એ શૈવોના રાસપર્વ; વસંત પૂર્ણિમા અને શરદ પૂર્ણિમા સકલ સુંદરીઓના રાસપર્વ. લગ્ન પ્રસંગે રાંદલ માતા તેડાય છે; ત્યાં હમચી ખુંદાય છે. હમચી એટલે માતાજીને પ્રસન્ન કરવા–અગર માતાજી પાસે પોતાનું દેહાભિમાન તોડી નાંખવા માટે, કુલીન સ્ત્રીયોનો નર્મળ સાદો નાચ.

**રાસ અને નવીનયુગ**—મીરા, દયારામ પછી કેટલાએક સમય સુધી, અંગ્રેજી ભણેલા ગુજરાતના વિદ્વાનો રાસ શબ્દથી ભડકયા. રાસ ગાવાથી અગર રાસની પ્રશંસા કરવાથી, રખે આપણે કૃષ્ણના ઉપાસક (ભગતડાં) ગણાઇ જઇએ, એવી ભીતિમાં રહ્યા. આ ભીતિ ટાળવાનું પગરણ દલપતરામ કવિએ કર્યું. દલપતરામ કવિએ નાની નાની થોડી ગરબીઓ બનાવી. પછી સાહિત્ય સૃષ્ટિમાં નર્મદનાં દર્શન થયાં; તેમણે કુદરતના વર્ણનની ગરબીઓ લખી. પછી નવલરામે બાળ ગરબાવળી લખી. તે અદ્યાપિ પર્યંત કન્યાશાળાઓમાં વંચાય છે. તે પછી દિવાન બહાદુર રણછોડભાઇ, ગોવર્ધનરામ, મણિભાઇ નભુભાઇ, મણિશંકર રત્નજી ભટ્ટ, કવિશ્રી નાનાલાલ, રામમોહનરાય, દામોદરદાસ ખુ. બોટાદકર, વિગેરે વિદ્વાનો ગરબા ગરબી લખવા લાગ્યા. મોરબી કંપનીના માલેક વાઘજી આશારામે, 'પુનમ ચાંદની'નો ગરબો નાટક્ની રંગભૂમી ઉપર રંગભેર ગવડાવ્યો. તેનું અનુકરણ ડાહ્યાભાઇ ધોળશા અને એવા બીજી નાટક કંપનીવાળાઓએ પણ કર્યું. 'ઉગ્યો સખિ સૃષ્ટિનો શૃંગાર' અને 'શ્રી નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો', આ બે રાસ, ડાહ્યાભાઇ ધોળશાના છે. વાઘજીભાઈના સમકાલીન

દેવરામભાઈએ પંચપાંખડીનો રાસ–'નૈશધનાથ ! તજી ના જશો વને'–ગવરાવ્યો, અને ગુજરાતે તે રાસ ઝીલ્યો. બાપાલાલ ભાઇશંકર ભટ્ટે સુબોધ ગરબાવળીમાં, જસમાનો રાસ–'ગાજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણીરે'–આપ્યો. તે રાસે પતિવ્રતા સ્ત્રીઓને ઘણું પોષણ આપ્યું; અને નવીનયુગમાં નાતરા કરવા લલચાએલી બાળાઓને બોધ કર્યો. કન્યાશાળાઓનાં સંગીતનો વિષય દાખલ થયો. ફૅશનમાં ફસાએલી બાળાઓ પણ, મેળાવડાઓમાં ગરબા ગાવા લાગી. આ પ્રમાણે ધીમે ધીમે રાસ પ્રત્યે નવીન સ્ત્રીયોનો ભાવ વધ્યો. સુધારાના પવનમાં તણાતી પ્રજામાં, મરવા પડેલો રાસ સજીવન થયો. તેને સજીવ રાખવા કવિશ્રી નાનાલાલે ઇ. સ. ૧૯૧૦ માં રાસસંગ્રહ છપાવી આપ્યો. તે પછી કેશવ હ. શેઠ, બોટાદકર, રાયચુરા, લલીતજી, શ્રી. નરસીંગરાવ ભોળાનાથ, અ. ફ. ખબરદાર, અંધ કવિ હંસરાજ, કુસુમાકર, જનાર્દન, પાદરાકર, ડૉ. ચંદુલાલ દેસાઇ, મુળજીભાઈ વેદ, શ્રી દેશળજી પરમાર, શ્રી. મનહરરામ, સ્વ. વિજીયાગૌરી ત્રિવેદી, સ્વ. ચૈતન્યબાળા મજમુદાર, શ્રી મેઘાણી, વિગેરે અનેક કવિતાકાર સ્ત્રી પુરૂષોએ, રાસભૂમિમાં રંગ પૂર્યા. રાસના અભ્યાસમાં વૃદ્ધિ કરવા માટે–કવિશ્રી નાનાલાલે 'ન્હાના ન્હાના રાસ બે ભાગ', 'ગીતમંજરી', વિગેરે પુસ્તકો બહાર પાડયાં. બોટાદકરે, 'સ્રોતસ્વિની', નિર્ઝરિણી' વિગેરે પુસ્તકો સમાજને આપ્યાં; છોટીગૌરી નાનુભાઇ દીવાને 'મહિલાગરબાવળી', કેશવ હ. શેઠે 'રાસમંજરી' વિગેરે, દેશળજીએ 'ગૌરીના ગરબા', અને એવા બીજા સાક્ષરોએ, નાનાં નાનાં પુસ્તકોમાં, રાસની સામગ્રિ ભરી આપી. સૌ. શાંતિ ચુનિલાલ બરફીવાળા [અંધેરી મુંબઇ] બ્હેને, સંવત ૧૯૮૪ માં 'રાસકુંજ' નામનું પુસ્તક બહાર પાડયું. તેમાં નવીન સાક્ષરોના રસની ચુંટણી છે.

નવીનરાસયુગમાં કાંઇક ઉણપ—વસંતોત્સવમાં, શરદુત્સવમાં, કન્યાશાળાઓમાં, મહિલામંડળોમાં, ભગિની સમાજોમાં, અને એવાં બીજાં સ્ત્રીમંડળોમાં, નવીન યુગની નવસુંદરીયો સમાજને રાજી કરવા, અને પ્રસંગને દીપાવવા, રંગભેર ગરબા ગાઇ શકે છે. યાદ રાખવું ઘટે છે કે–આ તમામ સંસારના શોભા સમારંભો છે. સંસારના જીવનસમારંભો નથી.એટલે હજી આ નવીન રાસોત્સવ નગરમંદિરે ઉજવાય છે;ગ્રામ્યમંદિરે અને ધર્મમંદિરે ઉજવાતો નથી.સમારંભો દીપાવવા ખ્રિસ્તી પ્રજાઓમાં પણ, રાસ જેવું કાંઇક–ડેનસીંગ બોલ–છે. ભારતની પ્રજાએ ખ્રિસ્તી પ્રજાના રાસનું–નાચનું–અનુકરણ કરવું નહીં, એટલુંજ નહીં; પણ–નવીન યુગ જ્યાં–શોભાના સમારંભો સુધી–પહોંચ્યો છે; ત્યાંથી પણ આગળ વધીને, જીવનસમારંભો દીપાવવા પ્રયત્ન કરવો જોઇએ. વેસ્યા બહુ સારી રીતે નાચી શકે છે, ગાઈ શકે છે, અને સમાજને રીજવી શકે છે; તોપણ તે વેસ્યા છે. નાટકની રંગભૂમિ ઉપર અમુક એક્ટર પણ, સ્ત્રીનો પાઠ સારી રીતે ભજવી શકે છે; પણ તે એક્ટર છે. સમાજમાં આગળ પડતો ભાગ લેનારી બ્હેનોએ, તેથી આગળ વધવું ઘટે છે. તેથી આગળ વધીને એટલે–શ્રીહરિને શરણે આવવું ઘટે છે. મીરાંના પદો મન મુકીને ગાતા શીખવું જોઇએ. આ માસીકમાં મીરાનાં અનેક પદો છે.

સ્ત્રીજીવનમાં પ્રેમનાં પાણી, અને હલકના ઉછળતાં મોજાં, સામાન્ય રીતે સમાઇને રહેલાં છે. પૂર્ણિમાના ચંદ્રને દેખીને જેમ સમુદ્ર છલકાય–મલકાય અને ઉભરાય; તેમ શ્રીહરિનો મહિમા જાણીને, સ્ત્રીજીવન છલકાય–મલકાય અને ઉભરાય, ત્યારે મીરાંની પંક્તિમાં–અમરોના લીસ્ટમાં–સ્ત્રીઓનાં નામ નોંધાય. સાક્ષરોએ પણ સમાજને માત્ર સાહિત્ય પુરૂં પાડવા ઉપરાંત નરસી અને દયારામની માફક શ્રીહરિના રંગમાં ઉતરવું ઘટે છે.

**રાસ અને અધઃપાત**—રાસ ઉત્કૃષ્ટ ભૂમિકાની વસ્તુ છે. રાસ સ્વસ્વરૂપનું ભાન કરાવનારી વસ્તુ છે. રાસ લૌકિકમર્યાદાઓને ફેંકી દેનારી મસ્તી છે. રાસ તીવ્ર વૈરાગ્યનાં ફળરૂપ છે. રાસમાં ગાનારાં, વગાડનારાં અને જોનારાં, તીવ્ર વૈરાગી હોવાં જોઈએ. તેમ બનવું, ઘણુંજ મુશ્કેલ છે; તેથી જીવન્મુક્તપણાનો–બ્રહ્મમયતાનો–ડોળ કરીને, અગર કૃત્રીમ કૃષ્ણ અને કૃત્રીમ ગોપીકાઓ બનીને, **સ્ત્રીપુરૂષોએ શેળભેળ થઈને,** કદિ રાસ રમવા નહીં. કદિ કોઈ પુરૂષ સ્ત્રીનો પોશાક પહેરીને–સખી બનીને, અગર દેવપણાનો ડોળ કરીને, સ્ત્રીઓમાં સેળભેળ થઇને રમવા આવે, તો તેવા રાસમાં પણ, સુશીલ બ્હેનોએ કદિ રમવું નહીં. પુરૂષોના દેખતાં રાસ રમવામાં પણ સ્ત્રીયોને ભયંકર ભય છે. પાઇ લેવા જતાં રૂપૈયાનું નુકસાન થઇ જાય, એવી બાબત છે. નાચવાનો ધંધો કરનારી સ્ત્રીયો પણ, અમુક પુરૂષને પોતાના પતિ તરીકે સ્વિકાર્યા પછી, અન્ય પુરૂષો પાસે નાચતી નથી. મર્યાદાનું વિશેષ પાલન થાય એવા હેતુથી, બ્હેનોએ રાસ રમતી વખતે, વાજીંત્ર વગાડનાર પણ સ્ત્રીઓને રાખવી. બહુજ યાદ રાખવું ઘટે છે કે-વિદ્યા, વૈભવ, શણગાર અને રૂપના કરતાં, સ્ત્રિયોને વધારે દીપાવનાર શીયળ, લજ્જા, અને મર્યાદા છે. તાત્પર્ય–રાસને બને તેટલી મર્યાદાથી અને પવિત્રતાથી દીપાવજો.

અધ્યાત્મ દૃષ્ટિથી ગોપિકાઓને ઈંદ્રિયો અગર વૃત્તિઓ કહો–તો તેમની પણ પ્રભુ પાસે એવી જ માગણી છે કે—

જીવનવેલ.

**ગરબો.**

આ જીવનવેલને પોષો, હો ! વ્હાલા રસમાળી ! રસમાળી !
સ્નેહસુધા સલિલથી સીંચો, હો ! વ્હાલા રસમાળી ! રસમાળી !
સાખી—બ્રહ્મ ઉદ્યાને ઉપજી, સુંદર જીવનવેલ;
વિશ્વવાયુની સેરમાં, ખેલે જગના ખેલ;
અમીરસથી એ વેલડી ભીંજો, હો ! વ્હાલા રસમાળી ! રસમાળી !
જગકુંજે એ વેલડી સુહાવો, હો ! વ્હાલા રસમાળી ! રસમાળી !
સાખી—જ્ઞાનવૃક્ષની સાથમાં, અખંડ એની પ્રીત;
વળગી રહે એ વેલડી, ધરી નાથનું ચિત્ત;
એ વેલીને વૃક્ષે ચડાવો, હો ! વ્હાલા રસમાળી ! રસમાળી !
એ અરજી અનેરી સ્વિકારો, હો ! વ્હાલા રસમાળી ! રસમાળી !

(રાયચુરા.)

**अनुव्रतैः स्त्रीरत्नैः**—સ્ત્રીઓનો અવતાર અધમ ગણાય છે, તોપણ જો તેઓ શ્રી હરિને અનુસરે–સેવે–શ્રીહરિમાં તલ્લીન થાય, તો તે સ્ત્રીઓ રત્નો કરતાં પણ મોંઘી છે. રત્નશબ્દથી બીજો એવો પણ ભાવ છે કે–જેમ રેતીના ઢમલાઓમાંથી જરાપણ તેલ ઉત્પન્ન થતું નથી; તેમ સ્વચ્છંદમાં રમનારી–અનેક લૌકિક સ્ત્રીઓમાંથી, દિવ્યરસ ઉત્પન્ન થતો નથી. સ્ત્રીરત્નોમાંથી જ દિવ્યરસ ટપકે–ઝરે. તેઓ સર્વ વિષયોને તજીને શ્રીકૃષ્ણની પાસે આવી હતી. એટલે આ ગોપિકાઓ કોઈ સામાન્ય સ્ત્રીઓ નહોતી–પરમ ધામનાં પંખિડાં હતાં. રત્ન નપુસગલિંગ–નિર્ગુણ, અને બ્રહ્મ પણ નપુસકલિંગ–નિર્ગુણ. તેમનો આ રાસ હતો.

**ગોવિંદઃ**—ઇંદ્રિયો ઉપર વિજય મેળવનાર-જીતેંદ્રિય કૃષ્ણ. ગોપિકાઓની વચ્ચે શ્રીકૃષ્ણને દેખીને, શંકાના પુરમાં તણાવું નહીં એ ભાવ છે.

**રાસક્રીડાં**—શેરડીને અમુક રીતે પીલવાથી રસ નીકળે, તેમ નૃત્યાદિ ક્રીડાથી રાસ રમતાં રમતાં, રસ-પ્રેમ-ઝલક-વિગેરે ઉત્પન્ન થાય.

રાસમંડળમાં શ્રીકૃષ્ણે કેવી રીતે પેઠા ? તે કથા હવે કહે છે.

**रासोत्सवः संप्रवृत्तो, गोपीमण्डलमण्डितः ॥**
**योगेश्वरेण कृष्णेन, तासां मध्ये द्वयोर्द्वयोः ॥**
**प्रविष्टेन गृहीतानां, कण्ठे स्वनिकटं स्त्रियः ॥३॥**
**यं मन्येरन्नभस्तावद्-विमानशतसंकुलम् ॥**
**दिवौकसां सदाराणा-मौत्सुक्यापहृतात्मनाम् ॥४॥**

અર્થ-તમામ ગોપીઓ મંડળકારમાં ઉભી રહી; (એટલે ગોઠવાઇ ગઈ;) અને યોગેશ્વર એવા ભગવાન્ શ્રીકૃષ્ણે, ગોપીઓના મંડળથી શોભતો રાસોત્સવ શરૂ કર્યો. શ્રીકૃષ્ણ પોતાની અચિંત્ય યોગશકિતથી, દરેક બબ્બે ગોપીઓ વચ્ચે, એક એક રૂપથી પેઠા; અને તેમણે પડખામાં ઉભેલી દરેક ગોપિકાઓના કંઠમાં હાથ નાંખ્યા. આથી દરેક ગોપિ એમ માનવા લાગી કે-શ્રી કૃષ્ણ મારી પાસેજ ઉભા છે. આ પ્રમાણે રાસોત્સવ ચાલુ થયા પછી, ઉત્સાહથી જેમનાં ચિત્ત ખેંચાયાં હતાં, એવા દેવતાઓ, પોત પોતાની સ્ત્રીયો સહિત જોવા આવ્યા. તેઓનાં સેંકડો વિમાનોથી આકાશમાં ભીડ થઇ. [૩-૪]

૩-૪ વિવેચન—

**योगेश्वरः**—શ્રીકૃષ્ણ કેવા ? કે યોગેશ્વર-યોગીઓના પણ ઈશ્વર. તેથીજ બબ્બે ગોપીઓની વચ્ચે અનેક રૂપે શ્રીકૃષ્ણ ઉભા રહ્યા. માત્ર અનેક રૂપેજ નહીં; પણ પાસે ઉભેલી ગોપીઓના જેવડા ઉંચા નીચા પ્રભુ બન્યા. પોતે અનેક બન્યા છે; છતાં દરેક ગોપી અનેકપણું ન દેખતાં, એકજ કૃષ્ણને દેખે છે; અને તે પણ પોતાનીજ બાથમાં.

---

૩-૪ પદચ્છેદ—**योगेश्वरेण कृष्णेन**-યોગેશ્વર શ્રીકૃષ્ણથી **गोपीनां मंडलेन मंडितः**-ગોપીઓના મંડળથી શોભતો **रासोत्सवः संप्रवृत्तः**-રાસનો ઉત્સવ શરૂ કર્યો. **कंठे गृहीतानां तासां द्वयोः द्वयोः मध्ये**-કંઠમાં હાથ નાંખીને તે ગોપિકાઓમાં બબ્બે ગોપિકાઓની વચ્ચે **प्रविष्टेन कृष्णेन**—પેઠેલા શ્રીકૃષ્ણ **स्वस्य निकटः स्वनिकटः तं स्वनिकटं यं कृष्णं स्त्रियः मन्येरन्**-પ્રત્યેક ગોપી એમ માનવા લાગી કે ભગવાન્ મારી પાસે છે. **तावत्**-તે વખતે. **दारैः सह वर्तते इति सदाराः तेषां सदाराणां**-સ્ત્રીઓ સહિત દેવોમાં **औत्सुक्येन अपहृताः** (ચોરાયાં છે) **आत्मानः** (મન) **येषां ते, तेषां इति दिवौकसां**-ઉત્સાહથી જેમનાં ચિત્ત ખેંચાયા છે એવા દેવોનાં. **विमानशतेन संकुलं** (વ્યાપ્ત) **नभः** સેંકડો વિમાનોથી નભ વ્યાપ્ત થયું

મંડળમાં ભગવાન્ કેવી રીતે ઉભા રહ્યા હશે?—બીજા શ્લોકમાં કહ્યું કે-'સ્ત્રીઓ એક બીજીના હાથ થોભીને ઉભી હતી.' આ શ્લોકમાં કહ્યું કે-'પ્રભુ બબ્બે ગોપિકાઓની વચ્ચે ઉભા રહ્યા, અને પાસે ઉભેલી બેઉના ગળામાં હાથ નાખ્યા.' ગોપીકાઓએ એક બીજીના જે હાથ પકડયા હતા, તે હાથ પ્રભુના ઉદર પાસે રહેલા હોવા જોઇએ. કુંડાળામાં ફરતી વખતે ગોપિકાઓના હાથ, તાળી પાડવા માટે છૂટી ગએલા હોવા જોઇએ. શ્રીકૃષ્ણના બે હાથ ગોપિકાઓને કંઠે હતા, છતાં તેઓ મધુરી મોરલી વગાડતા હતા; તેથી રાસ વખતે બાપુ, ચાર હાથવાળા થયા હોય; અગર કંઠમાંથી હાથ કાઢી લઇને મોરલી વગાડતા હોય, એમ જણાય છે. વળી આગળ ૨૦ મા શ્લોકમાં કહે છે કે-'જેટલી ગોપી તેટલા પોતે બન્યા.' તેમ પણ હોય, કારણ કે ગૌરીના પૂજનના ફળ રૂપ, પોતે દરેકના પતિ થવા કબુલ કર્યું હતું. યાદ રાખવું ઘટે છે કે-આ 'કાનજી ઠક્કર' અગર આ 'કાનજી પટેલ' નથી; આ તો કાનજી યોગેશ્વર છે. એટલે તે ગમે તેમ કરવા સમર્થ છે. શ્રીકૃષ્ણે કેટલાં રૂપ લીધાં હતાં, તેની ગણત્રી કરવા, કેટલાએક ટિકાકારો લલચાયા છે; પણ તે વૃથા વાતો છે. તેવી વાતોમાં ગુંથાવા કરતાં, અમૃત ઝરતું શ્રીકૃષ્ણનું મુખડું નિહાળી લેવું.

**औत्सुक्यापहृतात्मनाम्**—ભગવદ્ માયામાં દેવો પણ ભુલા પડે; ત્યારે સામાન્ય જીવોની શી વાત કરીએ! પોતાને માથે કેટલા વાળ છે, તે ગણતાં ન આવડે; તે વાળ ઉગાડનારનો મહિમા કેવી રીતે જાણી શકે! દેવો પોતાની સ્ત્રીઓ સહિત રાસલીલા જોવા પધાર્યા. તે સૂચવે છે કે-રાસલીલા પવિત્ર હતી. એટલે બહિર્દષ્ટિથી રાસમાં જે કાંઈ ગેર-વ્યાજબી દેખાય છે; તે માત્ર સમજ ફેર છે-અજ્ઞાનજનક છે. દેવોને આ ક્રીડા બતાવવામાં, એવો પણ ભાવ છે કે, દેવ શરીર મળ્યું, છતાં જીતેંદ્રિય ન બન્યા, તો તે તમામ ફોતરાં ખાંડીને ચોખા કાઢવા, જેવો પરિશ્રમ છે. રાસમાં કેવો દેખાવ હશે?—

પદ.

વદન સોહામણાં, શામ શામા તણાં, રાસ રમત રમે વનમાંહે;
નાથ બાથે ભરે, અધર ચુંબન કરે, પ્રગટીયું પ્રેમસુખ કહ્યું ન જાયે—વદન૦
ચરણને પ્રહારે, ધરણી ધમધમી રહી, ઘુઘરાના ધમકાર થાએ;
તત્તા થૈ થૈ કરે, તાલ તરુણી ધરે, મદભરી માનની ગીત ગાએ—વદન૦
શ્રમજળ બિંદુને, સુભગ અંબર શીર, કંચુકી બંધ તે શીથિલ સોહે;
ભણે નરસૈંયો રંગ રસ ઉલટયો, ઉપર કુસુમની વૃષ્ટિ હોયે—વદન૦

બીજાઓ પણ રાસ જોવા આવ્યા છે. સાંભળો—

રાગ–ગજલ કવ્વાલી.

ચાલો સખિ! બિંદરાવનમેં, વો તો બંસરી શ્યામ બજાવત હૈ—ટેક૦
ધર્મકે પાલન કારણસેં, હરિને વ્રજમેં અવતાર લિયા;
મિલ ગ્વાલન બાલનકે સંગમે, જુમનાતટ ધેનુ ચરાવત હૈ- ચાલો૦
સિર મોરકે પાંખકો ટોપ ધરે, મકરાકૃત કુંડલ કાનનમેં;
ગલમેં વનમાલ બિરાજ રહી, કટિમેં પટપીત સુહાવત હૈ—ચાલો૦
વનકુંજનમેં હરિરાસ રચી, સખિયાં સંગમેં મિલ ગાન કરે;
ભાગ્ય બડે વ્રજ ગોપિનકે, હરિ હાથ મિલાય નચાવત હૈ—ચાલો૦

મધુરી મુરલી ધુનકો સુનકે, સબ દેવસમાજ ખડે નભમેં;
બ્રહ્માનંદ નિહાર છબી પ્રભુકી, અપને મનમેં સુખ પાવત હૈ—ચાલો૦

**હવે આરતિ તૈયાર કરો. રાસ રમતા પ્રભુની આરતી ક્યાં ઉતારશો? ભાવપૂર્વક ઉપાડજો—**

**આરતિ.**

જય જય નટવર વેષા, આરતિ ઉતારૂં જદુવર જગદીશા. જયદેવ જયદેવ.
મોરમુગટ મુસ્તક પર રાજે, કંઠે વનમાળા—પ્રભુ! કંઠે વનમાળા;
શ્રવણુ કુંડળ લળકે, (૨) સંગમેં વ્રજબાલા—જયદેવ જયદેવ૦
નૃત્ય કરે વૃંદાવન, ઘુઘરડી ઘમકે—પ્રભુ! ઘુઘરડી ઘમકે;
નાચે રાધા માધવ, (૨) પાવલ ઠમઠમકે—જયદેવ જયદેવ૦
ઘમઘમ ઘુઘરડી ઘમકે, તાલ પખાજ વાજે—પ્રભુ! તાલ પખાજ વાજે;
સુંદર સ્વર અતિ સારો, (૨) ઉંચે સ્વર ગાજે—જયદેવ જયદેવ૦
તાતા થેઈ તાતા થેઇ, શબ્દ થાય આજે—પ્રભુ! શબ્દ થાય આજે;
નપુર ઝાંઝર વાગે, (૨) કૌસ્તુભમણિ રાજે—જયદેવ જયદેવ૦
ઉંચે સ્વર ગાજે ગિરધારી, ઉંચે સ્વર ગાજે—પ્રભુ! ઉંચે સ્વર ગાજે;
મન મોહનની શોભા, (૨) મનમથ બહુ લાજે—જયદેવ જયદેવ૦
રાચ રચ્યો વૃંદાવન, જોવાને આવ્યાં—પ્રભુ! જોવાને આવ્યાં;
માધવ મુખ નિરખીને, નરસૈંને ભાવ્યાં—જયદેવ જયદેવ૦

હવે કહે છે કે—'આ રાસમાં દેવોના દુંદુભી વાગતાં હતાં, પુષ્પવૃષ્ટિ થતી હતી, અને સ્ત્રીયો સહિત ગંધર્વો ગાન કરતા હતા—

**ततो दुन्दुभयो नेदुर्–निपेतुः पुष्पवृष्टयः ॥**
**जगुर्गन्धर्वपतयः, सस्त्रीकास्तद्यशोऽमलम् ॥५॥**

**અર્થ—પછી** દુંદુભીયો વાગવા લાગ્યાં, પુષ્પની વૃષ્ટિઓ થવા લાગી, સ્ત્રિયો સહિત મોટા મોટા ગંધર્વો શ્રીહરિના નિર્મળ યશ ગાવા લાગ્યા. (૫).

૫ વિવેચન—

આ શ્લોક રાસની પવિત્રતાનું ભાન કરાવે છે, **गंधर्वपतयः**-ગંધર્વોના પતિઓ એટલે 'વિશ્વાવસુ' વિગેરે મોટા ગંધર્વો. દેવો અને ગંધર્વો બન્ને પોતાની સ્ત્રિયો સહિત, આ રાસ જોવા આવ્યા. તે સુચવે છે કે—આ ઉત્કૃષ્ટ રસનો વિષય છે. પતિપત્નિ પણ એકતાવિના ઉત્કૃષ્ટ રસ ભોગવી શકાતાં નથી. શિવ અને જીવના સંબંધથી બીજે નંબરે પતિપત્નિનો સંબંધ છે. અદ્વૈત ભાવે જીવ શિવરૂપ બને છે, અને શિવમાં સમાઇ જાય છે; તેમ અદ્વૈતભાવે ભજનારી સ્ત્રિ પતિરૂપ બને છે, અને પતિમાં સમાઇ જાય છે. તેમ કૃષ્ણ અને ગોપિકાઓનો નિર્મળ પ્રેમ પ્રશંસાપાત્ર છે. શ્રીકૃષ્ણ અને ગોપિકાઓના સંબંધમા **'अमलं यशः'** [નિ-

---

૫ પદચ્છેદ—**ततः दुंदुभयः नेदुः**-પછી દુંદુભીયો વાગવા લાગી. **पुष्पवृष्टयः निपेतुः**-પુષ્પની વૃષ્ટિઓ થવા લાગી. **स्त्रीभिः सहिताः सस्त्रीकाः**-સ્ત્રીઓ સહિત. **गंधर्वपतयः**-મોટા મોટા ગંધર્વો, **[तत्-तस्य.] अमलं तस्य यशः**-શ્રી હરિનો પવિત્ર યશ. **जगुः**-ગાવા લાગ્યા.

મંળી યશ] શબ્દો મૂકીને, રાસની પવિત્રતાનું સૂચન કરે છે. ગંધર્વો કેવું ગાતા હશે? તે પણ સાંભળો—

પદ.

રસ ઘેલીઓ રાસ વિશે રમતી,
દઇ તાલ પરિક્રમથી ફરતી;
રસગાન વડે રસ રેલવતી,
રસ રંગ વડે જગને ભરતી.

સૌંદર્ય કોને ગમતાં નથી? આ સૌંદર્ય કોનાં છે?

રાસડો.

સોહે સૌંદર્ય જગે, જૂજવા રે લોલ;
જૂજવાં જીવનવેણુ-સૂર જો, સજનિ! સૌંદર્ય મારે પૂજવાં રે લોલ-ટેક૦
નભનાં સૌંદર્ય તેજ તારલા રે લોલ, રત્ને છલકંત
નિધિ નૂર જો— સજનિ૦
સરની[1] સૌંદર્યકલા હંસલા રે લોલ, જળના સૌંદર્ય
કમળકુંજ જો— સજનિ૦
સૃષ્ટિ સૌંદર્ય બાગ ફૂલડાંરે લોલ, ફૂલનાં સૌંદર્ય
અલિવૃંદ જો— સજનિ૦
ગોપી સૌંદર્ય કૃષ્ણ કાનુડોરે લોલ, કૃષ્ણે સૌંદર્ય વેર્યાં
વિશ્વજો— સજનિ૦ [શઠ]

**परमा वा पषा या दुंदुभी** ॥ શ્રુતિ કહે છે કે—દુંદુભીની જે વાણી (અવાજ) છે, તે ઉત્તમ છે-શુભ સૂચક છે.

હવે રાસની શોભાનું વર્ણન કરે છે—

**वलयानां नूपुराणां, किंकिणीनां च योषिताम् ॥**
**सप्रियाणामभूच्छब्दस्-तुमुलो रासमण्डले ॥६॥**

અર્થ—રાસમંડળમાં પોતાના પ્યારા શ્રીકૃષ્ણ સહિત ગોપિકાઓનાં કંકણ, ઝાંઝર અને ઘુઘરીયોનો ઘણો અવાજ થવા લાગ્યો. [૬]

૬ વિવેચન—

**सप्रियाणां योषितां**—પતિઓ સહિત, સ્ત્રિયોનાં. 'પતિઓ' એટલે અનેક રૂપે બનેલા શ્રીકૃષ્ણ. રાસમાં કેવો રંગ જામ્યો હશે? તે પણ સાંભળો—

૬ પદચ્છેદ—**रासमंडले**-રાસ મંડલમાં. **प्रियेण** [કૃષ્ણ] **सहिताः सप्रियाः तासां सप्रियाणां इति योषितां**-પોતાના પ્યારા શ્રીકૃષ્ણ સહિત. ગોપિકાઓમાં **वलयानां नूपुराणां किंकिणीनां**-કંકણ, ઝાંઝર અને ઘુઘરીયોનો **तुमुलः शब्दः अभूत्** ઘણો અવાજ થવા લાગ્યો.

[1] સરોવર.

રાસ.

થેઈ થેઇકાર કરે છે કામા, વૃંદાવન મોઝારરે;
તાલમૃદંગ વેણાવંસ વાજે, નેપુરનો ઝમકારરે—થેઇ૦
મધુરૂં ગાન કરંતી ગોપી, ગોવિંદજીની સંગેરે;
ભુજ ઉપર ભુજ ધરી પરસ્પર, નૃત્ય કરે અતિ રંગેરે—થેઈ૦
આનંદ સાગર લહેરી ઝકોળે, મગન થઇ સહુ નારીરે;
નરસૈયાના સ્વામી સંગ રમતાં, દેહદશા વિસારીરે—થેઈ૦

રાગ–પ્રભાત.

થેઈ થેઇ કરે, અગણિત અંગના, ગોપી ગોપી પ્રત્યે સોહે કહાન;
ઝાંઝર નેપુર કટિતણી કીંકણી, તાલમદંગ રસ એક તાત—થેઇ થેઇ૦
નાચંતાં નાચંતાં છેલ છંદે ભર્યો, સપ્તસ્વરધ્વન તે ગગન ચાલી;
લટકે લટકાં કરે, નાથને ઉર ધરે, પરસ્પર બાંહોડી કંઠ ઘાલી—થેઈ થેઈ૦
પ્રગટ ભાવે ભજે, પૂરણ પુરુષોત્તમ, જેહનું મહામુનિ ધરતા ધ્યાન;
ભણે નરસૈયો વિહારરસ વિસ્તર્યો, ગોવિંદ ગોપી મળી કરતાં ગાન—થેઈ થેઇ૦

**તુમુલઃ શબ્દઃ**—નાચતી વખતે મોટો અવાજ થતો હતો. યાદ રાખવું કે આ અવાજ સ્વર્ગમાં સંભળાયો, પણ વ્રજમાં સંભળાયો નહીં. મથુરામાં કંસને પણ સંભળાયો નહીં.

આ રાસમાં શ્રીકૃષ્ણ કેવા શોભતા હતા, સાંભળો—

**तत्रातिशुशुभे ताभिर्–भगवान् देवकीसुतः ॥**
**मध्ये मणीनां हैमानां, महामरकतो यथा ।७॥**

અર્થ—જાણે સોનાના મણિઓની વચ્ચે, ઇંદ્રનીલમણિ જેમ શોભે; તેમ તે રાસમંડળમાં દેવકીજીના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાન, સ્ત્રિયોની સાથે બહુ શોભવા લાગ્યા. [૮]

૭ વિવેચન—

'કંદર્પદર્પહર'—'કામદેવના ગર્વને પણ હરિ લે–' એવું જેમનું વિશેષણ હોય, તેમની શોભાનો પાર નજ હોય. પ્રભુ કેવા શોભતા હતા, તે સાંભળો—

પદ.

ભજન તાલ કવાલી.

દેખો વૃંદાવનની કુંજમેં, હરિ નાચે નંદકુમાર (૨) ટેક૦
મોર મુગટ સિર ઉપર સોહે, ગલે ફૂલનકો હાર;
પિતાંબર કટિ બીચ બીરાજે, મુરલી અધર સુધાર— દેખો૦

---

૭ પદચ્છેદ—**हैमानां मणीनां मध्ये**—સોનાના મણિઓની વચ્ચે. **महामरकतः यथा शुशुभे**–ઈંદ્ર નીલમણિ જેવી રીતે શોભે. તેવી રીતે. **तत्र**–તે રાસમંડળમાં **देवकीसुतः भगवान्**–દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાન્ **ताभिः अतिशुशुभे**–સ્ત્રિયોની સાથે બહુ શોભવા લાગ્યા.

વીણા તાલ મૃદંગી બાજે, બાંજે ઝાંઝ સિતાર;
છન છન છન છન નેપૂર બાજે, કર કંકણુ ઝણુકાર— દેખો૦
સખિયાં કે સંગ રાધા નાચે, નાચે વ્રજકી નાર;
ગ્વાલબાલ સબ મિલ કર નાચે, કર કરકે સિંગાર— દેખો૦
જલચર મોહે થલચર મોહે, મોહે સબ સંચાર;
બ્રહ્માનંદ મુનિશ્વર મોહે, બંસીધુન નિર્ધાર— દેખો૦

**દેવકીસુતઃ**—દેવકીજીના પુત્ર. કારાગૃહમાં શ્રીકૃષ્ણે પોતાના જન્મ સમયે દેવકીજીને દર્શન દીધાં હતાં, તે ભગવાન્. તાત્પર્ય આ કોઈ કામી પુરૂષ નથી.

**મહામરકતઃ**—નીલમણી. આ મણિ સ્વાભાવિક રીતે સુંદર હોય છે; તો પણ આજુબાજુના મણિઓથી તે વધારે શોભે છે. તેમ ભગવાન્ શ્રીકૃષ્ણ સાધારણ રીતે નટવર છે; તો પણ આજુબાજુ ઉભેલી રસઘેલી સુંદરીઓની વચ્ચે વધારે શોભતા હતા. હારમાં પરોવેલાં અનેક સુંદર પુષ્પો, જેમ દોરાથી શોભે; રાજા પ્રજાથી શોભે; તેમ ભગવાન્ ભક્તિભાવથી ઉભરાતી ગોપીઓથી શોભતા હતા, એ ભાવ છે.

હવે રાસની શોભાનું વર્ણન કરે છે.

રાગ-મંદાક્રાંતા.

**पादन्यासैर्भुजविधुतिभिः सस्मितभ्रूविलासैर्-**
**भज्यन्मध्यैश्चलकुचपटैः कुण्डलैर्गण्डलोलैः ॥**
**स्विद्यन्मुख्यः, कबररशना, ग्रन्थयः कृष्णवध्वो ।**
**गायन्त्यस्तं, तडित इव ता, मेघचक्रे विरेजुः ॥८॥**

**અર્થ**—રાસમાં ફરતી વખતે પગ માંડવા, હાથ હલાવવા, મંદહાસ્ય સહિત ભ્રુકુટીના વિલાસ, જાણે કટકા થઇ જતી હોય તેમ વળતી કેડ્યો; ડોલતાં સ્તન, ઉડતાં વસ્ત્ર, ગંડસ્થલમાં ડોલતાં કુંડળો, અને પસીનાવાળાં મુખોથી શોભતી, ભગવાનનું ગાયન કરતી, અને જેઓના અંબોડાની ગાંઠો, અને કટિમેખ-

---

૮ પદચ્છેદ—**पादन्यासैः**-પગ માંડવા તે વડે. **भुजानां विधुतयः ताभिः**-હાથ હલાવવા વડે. **स्मितेन सहिताः सस्मिताः तैः इति भ्रूविलासैः**-મંદહાસ્ય સહિત ભ્રુકુટિના વિલાસો વડે. **भज्यन् मध्यैः**-કટકા થઇ જતી હોય તેવી રીતે વળતી કેડ્યો વડે. **कुचाश्च पटाश्च कुचपटाः चलाश्चते कुचपटाः तैः चलकुचपटैः**-ડોલતાં સ્તન અને ઉડતાં વસ્ત્રો વડે. **कुंडलैः गंडेषु लोलानि तैः गंडलोलैः**-ગંડસ્થળમાં હાલતાં કુંડળો વડે **स्विद्यंति मुखानि यासां ताः स्विद्यन्मुख्यः**-પસીના વાળા મુખવાળી **कबराश्च** (અંબોડા) **रशनाश्च** ( કંદોરા, કટિમેખળા અગર ચણિયાની નાડી ) **तासु ग्रन्थयः यासां ताः कबररसनाग्रंथयः इति कृष्णवध्वः**-જેમના અંબોડાની અને ચણીયાની નાડીની ગાંઠો ઢીલી પડી ગઇ હતી એવી કૃષ્ણની સ્ત્રીયો. **गायंत्यः**-ગાતી હતી. **ताः**-તે સ્ત્રિયો. **मेघचक्रे तडितः इव विरेजुः**-મેઘના સમુહમાં વિજળીઓ શોભે તેવી રીતે શોભતી હતી.

ળાઓની [અગર ચણીયાઓની] ગાંઠો, પોચી પડી ગઈ હતી-એવી ગોપીકાઓ, મેઘના સમુહમાં વિજળીયો શોભે, તેમ [ભગવાનૂના અનેક શરીરોથી વચ્ચે] શોભતી હતી. [ ૮ ]

૧૮ વિવેચન—

ગરબો.

શ્રી વૃંદાવનમાં થનકકાર થેઇ થેઇ. [૨]
રાધાકૃષ્ણ રમે રાસ, [૨] બીજું નહિં નહિં રે [૨]—વૃંદાવનમાં૦
નેપુર ચરણ કનક વર્ણ-ઝાંઝર જોડો;
ઘુઘરીયાળો ઓપે છે-અકેકો તોડો.
રે મુગટ મણિ વાંકડો અંબોડો,
રે કુંડળ કાન-કુંડળ કાન, ભ્રકુટિ ભાન-તિલક તાન, નેનબાન, કંપમાન-
ફુંદા ફેઈ-ફેઈ-ફેઈ—વૃંદાવનમાં૦ [૨]
વાગે તાલ ને કરતાલ મૃંદગ તાલી,
કોઇ તંબુરોને કોઇ મૃદંગવાળી,
સોળ સહસ્ર ગોપિકા છે વચે બાળી,
કે સુર સળકે, સુર સળકે, ઘુઘરી ધમકે,
નાચે થનક થનક બલ-બલ બલ, લઇ લઇ લઇરે—વૃંદાવનમાં૦ [૨]
કે કર કટિઓ દીધી છે વંક વાળી,
મદન ગાન મુખ્ય ગાય એ વનમાળી,
કે બોલે [1]બેન, બોલે બેન,[2] અમૃતએન,[3] સુધાસેન,[4] પ્રગટ ચેન;
થકે નહીં હૃદય-દઇ દઈ દઈ દઈ રે—વૃંદાવનમાં. [૨]
કે મુગટ માંહી રૂપ દીઠું છે રાધાએ,
કે મનમાં માનની વીસામણ થાએ,
કે હુંથી છાની રાખી કોને મુગટ માંહે,
કે તે બહુ બહાલી, લઇ ઝાલી, બેઠી બાળી, ઉઠી ચાલી, ઘુઘર વાળી, દીધી તાળી,
દયા પ્રભુ જે જે જે જે રે—વૃંદાવનમાં. [૨]

પદ.

રાગ-સામગ્રિ.

વાંસળી વાહેરે વાહરે, મધુરૂં ગાયે કલ્યાન;
સમ સુરને શબ્દ નાના વિધ, રાગ રાગણી ને તાન;
ઇહાં તતા થેઇરે, ઇહાં નનનન નહીં રે— વાંસલડી૦
ઇહાં માંહો માંહેરે, માનની રાખે રંગ;
ગણણ ગણણણ ઉપાંગ વાગે, હે તાળી વગાડે શંખ મૃદંગ;
ઇહાં રમઝમ રમઝમરે, ઈહાં ઝાંઝર ઝમકે રે:
ઇહાં ઠમઠમ ઠમકરે, ઇહાં વીંછીડા ચમકે રે— વાંસલડી૦
ઈહાં ધમ ધમ ધમકેરે, કર્ણ ઝબુકે ઝાલ;

એકને દે આલિંગન, ચાલે મધુરી ચાલ— વાંસલડી૦
અનિહાંરે વૃંદાવન રાસ રચ્યોરે, રાસ રચ્યોરે, મરકડા કરે બાળી;
કોટિ કલશ શશીઅરની શોભા, ઉગ્યો અજુઆલી— અનિહાંરે૦
અનિહાંરે સુરપતિ મોહી રહ્યા, સ્થિર થઇ ગયાં દેવ વિમાન;
નૃત નાચે રંભા પુષ્પ વૃષ્ટિ હોયે, જય જય જગત નિધાન—અનિહાંરે૦
અનિહાંરે રેણુ અધિક થઇ અધિક થઇ, પ્રગટ ન હોયે ભાણુ;
નરસૈંયાચો સ્વામિ રાસ રમે, ત્યાં મુનીજને મેલ્યાં ધ્યાન— અનિહાંરે૦

**भज्यन् मध्यैः**—કેડોના કટકા થઇ જતા હતા. એટલે કેડેથી નમી નમીને હાથ તાળી સહિત ઠુમકતી ચાલે ગરબો ગાય, ત્યારેજ ગરબો ચકે. આવા ગરબામાં ડોસીઓ ટકી શકે નહીં. આ ગરબા યુવતીઓના કહેવાય. રંગીલા પુરૂષો એ પણ આ પ્રમાણેજ ગરબા ચકાવવા જોઇએ.

વચ્ચે વચ્ચે ગોપિકાઓનો શ્રમ ઉતારવા માટે, અલબેલાની આંખલડીનો ચાળો ચમકતો હતો. ગોપિકાઓ મંદ મંદ હસીને નેત્ર બાણથી કનૈયાને લલચાવતી હતી—ફસાવતી હતી. લટકતાં અને ચળકતાં કુંડળોથી ગાલની શોભા વધતી જતી હતી. ગાલમાં ઉભરાતા રસનું પાન કરવા, (ચુંબન કરવા], તેઓ ભોગી ભ્રમરને (શ્રીકૃષ્ણને) લલચાવતી હતી. સ્તન ઉપરથી સરી પડતો વસ્ત્રનો છેડો, સ્પર્શ સુખ લેવા અને દેવા, શ્રીકૃષ્ણને બોલાવતો હતો. મુખ ઉપર આવેલાં પરસેવાનાં બિંદુઓ, શ્રમનું અને વિહ્વળતાનું—કામ જ્વરનું—ભાન કરાવતાં હતાં. જેમ વિજળીયો મેઘમાંજ શોભે, તેમ આ સુંદરીયો શ્રીકૃષ્ણના અનેક રૂપોમાં શોભતી હતી. વીજળીના જબકારા પાતળા લીસોટા જેવા હોય છે; તેમ ગોપિકાઓનાં શરીર, શ્રીકૃષ્ણની બાથમાં ચોળાઇ જવાથી, હતાં તેના કરતાં કાંઇક પાતળાં બન્યાં. પરિણામે અંબોડાની અને કેડે પહેરેલાં વસ્ત્રાભુષણોની ગાંઠો ઢીલી પડી ગઇ.

રસની લુંટ—રસની લુંટ બે પ્રકારે થાય છે. પાત્રરહિત, અને ૨ પાત્રસહિત.

૧ નાટકાદિમાં પાત્રરહિત રસનું લુંટ થાય છે; તેથી તે લુંટ લુપ્પી ગણાય છે. નાટયશાસ્ત્રના મૂળ પ્રવર્તક આંજનેય ( અંજનીના પુત્ર હનુમાન ) ગણાય છે. હનુમાન શ્રી રામના પરમ ભક્ત હોવાથી તેમની 'નાટય ચેષ્ટાઓ શ્રીરામને રાજી કરવા પુરતીજ હતી. નાટયશાસ્ત્રનો વિસ્તાર અને સંગ્રહ **ભરત** મુનિએ કર્યો. ભરત મુનિએ નાટકમાં આઠ રસને વર્ણવ્યા છે. તેમાં મુખ્ય રસ શૃંગાર છે. તોપણ 'નાટય શાસ્ત્રના જ્ઞાતાનો મોક્ષ થાય છે' એમ ભરત મુનિ કહે છે. તેમ કહેવામાં કારણ એ છે કે—શૃંગાર વિષ્ણુ રૂપ છે. વિષ્ણુ સ્યામ છે, તેથી શૃંગાર પણ સ્યામ છે. ઉપનિષદમાં રસાત્મક બ્રહ્મનું સ્વરૂપ સ્યામ છે. તાત્પર્ય—નાટકનું પ્રયોજન લૌકિક નથી; પણ અલૌકિક છે. અલૌકિક ભાવ પ્રગટ કરવા માટેજ, નાટક જોવું, એ ભાવ છે.

૨ પાત્ર સહિત—તેના પણ બે પ્રકાર છે. પરદારા સાથેજ અને સ્વદારા સાથે. પરદારા સાથે રસની લુંટ થાય, તે સદોષ લુંટ છે, નરક ગામી છે. તે ભયથી પણ કલંકીત છે; અને સ્વદારા સાથે રસની લુંટ થાય, તે દોષથી અને ભયથી મુક્ત છે, અને ગૃહસ્થોના ધર્મથી યુક્ત છે. ત્યારે આ દોષ કૃષ્ણને કેમ લાગુ પડતો નથી? તે સંબંધમાં વિચારવું કે—કૃષ્ણ પ્રાણીમાત્રના પતિ છે. કૃષ્ણ લૌકિક નથી, અલૌકિક છે. કૃષ્ણને અલૌકિક દ્રષ્ટિથી જુઓ, એટલે શંકાઓ શમી જશે.

નૃત્યની અસર વિશ્વ ઉપર કેવી થઇ તે કહે છે—

**उच्चैर्जगुर्नृत्यमाना, रक्तकंठ्यो रतिप्रियाः ॥**
**कृष्णाभिमर्शमुदिता, यद्गीतेनेदमावृतम् ॥९॥**

**અર્થ—નાચતી, અનેક પ્રકારના રાગોથી રંગાએલા કંઠવાળી, રતિમાં પ્રીતિ રાખનારી, શ્રીકૃષ્ણના સ્પર્શથી રાજી થએલી, ગોપીકાઓ ઉંચા સાદથી ગાવા લાગી. તેમના ગાયનથી આ જગત્ વ્યાપી ગયું-ભરાઇ ગયું. [૯]**

૯ વિવેચન—

બ્રહ્મરસ.

દગરસભર મોરે દિલ છાઈ રહી;
છાઈ રહી છલકાઇ રહી—દગ૦
આંખ ઝંપટ નિદ્રા નવ કાંઇ, પલક પલટ અણખાઈ રહી—દગ૦
પૂર્ણભરી મદ મંદ વિલાસિની, નવીન સુધા વરસાવી રહી—દગ૦
દુઃખી સુખી વળી વિધવિધરંગી, ખલક સુરંગ મચાવી રહી—દગ૦
ભીતર બાહેર ઉપર નીચે, મણિમય મોદ મચાવી રહી—દગ૦

[મણિલાલ ન૦]

**ગરબો.**

રાગ-કાનુડો કામણગારોરે.

ગગને આજ પ્રેમની ઝલક છાઇરે—ગગને૦
પૃથ્વી રહી છવાઈ, પરવતો રહ્યા નાહીં; સચરાચરે ભરાઇરે—ગગને૦
ભૂતને ભવિષ્ય ગયાં, વર્તમાન સર્વે થયા; એકમાં અનેક રહ્યાંરે—ગગને૦
કીડીથી કુંઝર સુધી, ગળી ભેદ બુદ્ધિ ઉંધી; વાટડી અભેદ સુધારે—ગગને૦
વાદને વિવાદ ગળ્યા, વેર વિખવાદ ટળ્યા; જૂદા સહુ ભેગા મળ્યારે—ગગને૦
વ્રત જોગ તપ સેવા, જૂદા છે પ્રસાદ મેવા; પંડિતો વેદાંતી તેવારે—ગગને૦
ધનભાગ્ય તેનાં જેણે, પ્રેમ પી નિહાળ્યો નેણે, સુખને શું કહેશે વેણેરે—ગગને૦
સાંભળશે-કોણ કે'શે ? શા થકી વખાણી લેશે ? ન કહ્યે કે'વાઈ રે'શેરે—ગગને૦
પ્રેમ જે કહી બતાવે, પ્રેમ જે કરી બતાવે; મણિ તેને મન ભાવેરે—ગગને૦

[મણિલાલ નભુભાઇ].

**रक्तकंठयः**—જેમનાં કંઠ રંગાઈ ગયેલા હતા તે સ્ત્રીઓ. ગીતાતી સ્ત્રીઓનાં કંઠ રકત કહેવાય છે. જેમનો કંઠ સંગીતદ્વારા સામાને રંજન કરે, તે રકતકંઠી.

---

૯ પદચ્છેદ—**नृत्यमानाः**-નાચતી. **रक्तः कंठः यासां ताः रक्तकंठ्यः**-અનેક પ્રકારના રાગોથી રંગાએલા કંઠવાળી. **रतिः प्रिया यासां ताः रतिप्रियाः**-રતિમાં પ્રીતિ રાખનારી. **कृष्णस्य अभिमर्शेन** (સ્પર્શથી) **मुदिताः**-કૃષ્ણના સ્પર્શથી રાજી થએલી. **उच्चैः जगुः**—ઉંચા સાદથી ગાવા લાગી. **यासां गीतेन यद्गीतेन**-જેમના ગાયનથી. **इदम्**-આ જગત **आवृतम्**-વ્યાપ્ત થઈ ગયું. ભરાઈ ગયું.

નાદના બે પ્રકાર—આહત અને અનાહત. અનાહતનાદ પ્રાણઘોષાત્મક છે-તે દેહની અંદર થાય છે. આહત નાદ દેહની બહાર થાય છે તે. તે પ્રથમ આત્મામાંથી સ્ફુરે છે. આ સ્ફુરણા મનમાં આવે છે. મન દેહમાં રહેલા અગ્નિને પ્રેરે છે. અગ્નિ પવનને પ્રેરે છે. બ્રહ્મગ્રંથિમાં રહેલો પવન ધીમે ધીમે ઉંચે ચડે છે, અને નાભિ, હૃદય, કંઠ, મસ્તક અને મુખદ્વારા ધ્વનિને પ્રગટ કરે છે.

ઉત્તમ ગવૈયાઓનું ગાન પશુ પક્ષિઓને સ્થિર કરી દેછે; ત્યારે શ્રીકૃષ્ણનું અને ગોપિકાઓનું ગાન મોહક હોય, તેમાં કાંઇ નવાઈ નથી.

હવે **काचित्समं मुकंदेन, स्वरजातिरमिश्रिताः** ॥ ગોપિકાઓ ભગવાનના નાદમાં નાદ મિલાવે છે—

**उन्निन्ये पूजिता तेन, प्रीयता साधु साध्विति ॥**
**तदेव ध्रुवमुन्निन्ये, तस्यै मानं च बह्वदात् ॥१०॥**

**અર્થ—શ્રીકૃષ્ણના સ્વરની સાથે પોતાના સ્વરની ગતીઓ નહીં મળવાથી, કોઈ ગોપીએ તે વખતેજ, ધ્રુવતાલ કરીને, પોતાના સ્વર ઉંચા કર્યા. તેથી રાજી થઇને શ્રીકૃષ્ણે 'વાહ-વાહ' કહીને, તેણીનાં વખાણ કર્યા, અને તેણીને બહુ માન આપ્યું. [૧૦].**

૧૦ વિવેચન—

નાદમાં નાદ મેળવતાં પ્રભુ રાજી થયા—લૌકિક વ્યવહારમાં પણ કોઇના નાદમાં (મતમાં) આપણો નાદ (મત) મેળવીએ ત્યારે તે રાજી થાય છે. તાત્પર્ય—સામાના નાદમાં નાદ મેળવનાર સામાને વશ કરી શકે છે. ધર્મશાસ્ત્રો પણ આજ્ઞા કરે છે કે—જીવન સુખરૂપ કરવું હોય, તો—પુત્રોએ માતાપિતાના નાદમાં પોતાનો નાદ મેળવવો. સ્ત્રીએ પતિના નાદમાં નાદ મેળવવો; કુલિન વધુઓએ સાસુના નાદમાં પોતાનો નાદ મેળવવો; ગુમાસ્તાએ શેઠના નાદમાં પોતાનો નાદ મેળવવો; નાના ભાઇઓએ મોટાભાઈના નાદમાં પોતાનો નાદ મેળવવો. અલૌકિક દૃષ્ટિથી જોઈએ, તો શિષ્યોએ ગુરૂના નાદમાં પોતાનો નાદ મેળવવો. અધ્યાત્મ દૃષ્ટિથી જોઇએ તો—જીવોએ શિવના નાદમાં પોતાનો નાદ મેળવવો. ભક્તોએ ભગવાનના નાદમાં પોતાનો નાદ મેળવવો, ભગવાનના નાદમાં નાદ મેળવવો, એટલે શાસ્ત્રો અને સંતોની આજ્ઞા પ્રમાણે જીવન લાઈન દોરવી. નાદની એકતાના પ્રમાણમાં જીવનની ઉત્કૃષ્ટતા માપી શકાય. ગૌતમબુધ્ધે, મહાવીર સ્વામીએ, શ્રી આદ્યશંકરાચાર્યે, શ્રીમદ્ રામાનુજાચાર્યે, શ્રીમદ્ વલ્લભાચાર્યે અને એવા બીજા મહાપુરૂષોએ ઇશ્વરના નાદમાં પોતાનો નાદ કાંઈક વિશેષ પ્રમાણમાં મેળવ્યો. આપણે જે કાંઈ ધર્મનું પાલન કરી રહ્યા છઇએ, તે ઇશ્વરના નાદમાં આપણો નાદ મેળવવાનો પ્રયત્ન છે. ઇશ્વરના નાદમાં નાદ મેળવવાની જેટલી બેદરકારી છે;

---

૧૦ પદચ્છેદ—**काचित्**-કોઇ ગોપીએ. **मुकुंदेन समं**-ભગવાનના સ્વરની સાથે. **स्वरजातीः अमिश्रिताः**-પોતાના સ્વરની ગતીઓ નહીં મળવાથી **तदा एव**-તે સમયેજ **ध्रुवं उन्निन्ये**-ધ્રુવતાલ કરીને. **ताः उन्निन्ये**-પોતાના સ્વર ઉંચા કર્યા. **प्रियता तेन**-તેથી રાજી થએલા કૃષ્ણથી. **साधु साधु इति पूजिताः**-બહુ સારૂં સારૂં એમ કહીને તેણીનો સત્કાર કરાયો. **च**-અને **तस्यै**-તે ગોપીને **बहु मानं अदात्**-બહુ માન આપ્યું.

તેટલી ઉણપ, આપણા જીવનમાં તરી આવે છે. મહાત્મા ગાંધીજી અત્યારે [સંવત ૧૯૮૬માં] આ જે કાંઇ કરી રહ્યા છે; તે ઇશ્વરના નાદમાં પોતાનો નાદ મેળવે છે. મહાત્મા ગાંધીનો ઢેડવાડો આપણને ન ગમે, તો તે ન લેવો; પણ તેમનાં સત્ય, વૈરાગ, વિવેક અને નિડરતા લેવાય તેટલાં લઈ લેવાં.

ગોપિકાઓ નાદમાં નાદ કેવી રીતે મેળવે છે?—

રાગ—માલવ.

જેમ જેમ વહાલો વેણુ વગાડે, તેમ તેમ નાચે નારીરે;
સરખે સાદે ગાયે ગોપી, રીઝવીયો મોરારીરે—જેમ૰
રૂમઝુમ રૂમઝુમ નેપૂર વાજે, થૈ થૈ થૈ થૈ થાયરે;
**તાલ મેળાવે મહારસમાતી,** માનતી મોદ ન માયરે—જેમ૰
સન્મુખ આવી શામળીયોજી, અબળા આગળ નાચેરે;
સુરનર મુનીજન ધ્યાન ન પાવે, બ્રહ્મા એ પદ જાચેરે—જેમ૰
તે વ્રજ વનિતા નંદકુંવરસું, અદ્ભૂત રસ ઉભરાતોરે;
ભણે નરસૈયો સર્વંશ સોંપી, ગોવિંદને વશ કરતોરે—જેમ૰

ગોપિકાએ ભગવાનના તાલ સાથે તાલ મેળવ્યો. સ્વર સાથે સ્વર મેળવ્યો. પણ સ્વર કેટલા?-સંગીત શાસ્ત્ર પ્રમાણે સ્વર સાત છે. ષડજ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ. તે ઉપરથી સા, રી, ગ, મ, પ, ધ, ની છે. સંગીતશાસ્ત્રની રચના આ સારીગમ ઉપર રચાએલી છે. જેટલા પ્રમાણમાં સારીગમમાં પ્રવીણતા પ્રાપ્ત થાય, તેટલા પ્રમાણમાં સંગીનમાં આગળ વધી શકાય.

હવે કોઇ ગોપી ભગવાનનો ખભો પકડે છે—

**काचिद्रासपरिश्रान्ता, पार्श्वस्थस्य गदाभृतः ॥**
**जग्राह बाहुना स्कन्धं, श्लथद्वलयमल्लिका ॥११॥**

**અર્થ—રાસના પરિશ્રમથી થાકેલી, અને જેમનાં કંકણ તથા મલ્લિકાનાં પુષ્પ શિથિલ થઇ જતાં હતાં, એવી બીજી કોઈ ગોપી, પડખામાં ઉભેલા બંસીધર ભગવાનનો ખભો, પોતાના હાથથી પકડીને ઉભી રહી. [૧૧].**

૧૧ વિવેચન—

મલ્લિકાનાં પુષ્પો છૂટી જવામાં-શ્રમ અને પ્રેમની વિહ્વળતા-બેઉ-છે.

**गदाभृतः**—ગદાને ધારણ કરનાર શ્રીકૃષ્ણ. અહીં 'ગદા'નો અર્થ બંસી કરવો.

અધરનું પાન કરનારી વાંસલડી ગોપીકાઓને ખટકે છે. વજનાર વાંસલડીને ઠપકો દેછે.

પદ૰

ઓ વાંસલડી! વેરણ થઈ લાગીરે, વ્રજની નારને;
શું શોર કરે? જાતલડી તારી તું મન વિચારને—

---

૧૧ પદચ્છેદ—**रासेन परिश्रांता**-રાસથી થાકેલી **श्लथंति वलयानि मल्लिकाश्च यस्याः सा: श्लथद्वलयमल्लिका इति काचित्**-અને જેનાં કંકણ તથા મલ્લિકાનાં ફૂલની માળા શિથિલ થઇ જતાં હતાં, એવી કોઇ બીજી ગોપી. **पार्श्वस्थस्य**-પાસે ઉભેલા. **गदाभृतः स्कंधं**-બંસીધર ભગવાનના ખભાને. **बाहुना जग्राह**-પોતાના હાથથી પકડી લીધો.

તું તો જંગલ કાષ્ટ તણો કટકો,
રંગરસીએ દીધો રંગ ચટકો;
અલિ! તેપર આવડો શો લટકો ?— ઓ વાંસલડી૦
તને કા'ન કુંવર કરમાં રાખે;
તું અધર તણો નીત રસ ચાખે,
તું તો અમને દુઃખડાં બહુ દાખે— ઓ વાંસલડી૦
તું તો મોહનના મુખપર મ્હાલે,
તુંજ વિના નાથને નવ ચાલે;
તું તો શોક્ય થઈ અમને સાલે— ઓ વાંસલડી૦
તને હરીએ હાથ ગ્રહી લીધી,
તને સૌમાં શિરોમણિ કીધી;
ક્ષણ મુખથી નવ મૂકે વીલી— ઓ વાંસલડી૦
હું તુજને આવી નવ જાણતી,
નહિં તો તુજપર મહેર ન આણતી;
તારાં ડાળ મુળ સાહીને તાણતી— ઓ વાંસલડી૦
દયાના પ્રીતમને પુરણ પ્યારી,
તને અળગી નવ મુકે ન્યારી;
તારો ભેદ ગુણ દિસે ભારી— ઓ વાંસલડી૦

વાંસલડી વ્રજનારને જવાબ દેછે—

પદ.

ઓ વૃજનારી! શા માટે તું અમને આળ ચડાવે,
પૂર્વપૂણ્ય થકી પાતળીયોજી અમને લાડ લડાવે;
મેં પુરણ તપ સાધ્યાં વનમાં,
મેં ટાઢ તડકા વેઠયા તનમાં,
ત્યારે મોહને મહેર આણી મનમાં— ઓ વૃજનારી૦
હું ચોમાસે પાધર રહેતી,
ઘણી મેઘ ઝડીઓ શરીરે સહેતી;
સુખદુઃખ કાંઈ દીલમાં નવ લેતી— ઓ વૃજનારી૦
મારે અંતે વાઢ વઢાવિયા;
વળતી સંઘાડે ચઢાવિયા,
તે ઉપર છેદ પડાવીયા— ઓ વૃજનારી૦
ત્યારે હરિએ હાથ ગ્રહી લીધી,
સહુકોમાં શિરોમણિ કીધી;
દેહ અરપી અધર અંગે લીધી— ઓ વૃજનારી૦
માટે દયાના પ્રીતમને છું પ્યારી,
નીત્ય મુખડે રમાડે મુરારિ;
મારો ભેદ ઘણો દિસે ભારી— ઓ વૃજનારી૦

'ખભો થોભવો' એ સખાભાવ છે-મિત્રભાવ છે. સ્રીને પતિમાં જેમ બધા ભાવ છે: તેમ જીવને શિવમાં બધા ભાવ છે. તેથી આગળ વધીને જોઇએ તો જણાય છે કે- સંસારના શ્રમથી પીડાએલા જીવો, શ્રીહરિને ખભે હાથ રાખીને, પોતાનો થાક ઉતારે છે. જેમ આંધળાને લાકડી, તેમ ભકતોને શ્રીહરિ.

જિલા-રેખતા-તાલ-દાદરા.

અયે રામ તેરા નામકા મુઝકો અધાર હૈ;
અંધેકો જૈસી લાકડી, તનકા સહાર હૈ—અયે૦
તપ યોગ યજ્ઞ ઓર કર્મ, બન પડે નહીં;
કલિયુગમેં તેરે નામકી, મહિમા અપાર હૈ—અયે૦
લિખનેકો રામનામકે, જલમેં શિલા તરી;
કૈસે મનુજ ન જા સકે, ભવસિંધુ પાર હૈ—અયે૦
શવરીકે પાદનીરસે, સરવર વિમલ હુઆ;
છૂનેસેં ચરણકે તરી, ગૌતમકી નાર હૈ—અયે૦
કરકે ભરોસા મનમેં, રામનામ સુમરલે;
બ્રહ્માનંદ મિટે જન્મ, મરણ બારબાર હૈ—અયે૦

હવે એક ગોપી શ્રીકૃષ્ણના હાથનું ચુંબન કરે છે—

**तत्रैकांऽसगतं बाहुं, कृष्णस्योत्पलसौरभम् ॥**
**चन्दनालिप्तमाघ्राय, हृष्टरोमा चुचुम्ब ह ॥१२॥**
**कस्याश्चिन्नाठ्यविक्षिप्त-कुण्डलत्विषमण्डितम् ॥**
**गण्डं गण्डे संदधत्या, अदात्ताम्बूलचर्वितम् ॥१३॥**
**नृत्यन्ती गायती काऽपि, कूजन्नूपुरमेखला ॥**
**पार्श्वस्थाऽच्युतहस्ताब्जं, श्रान्ताधात्स्तनयोः शिवम् ॥१४॥**

---

૧૨ પદચ્છેદ—**तत्र**-તે રાસમાં. **एका**-કોઇ ગોપી. **उत्पलस्य** (કમળના) **इव सौरभं** (સુગંધ) **यस्य सः तं उत्पलसौरभं**-કમળ સરખી સુગંધીવાળો. **चंदनालिप्तम्**-ચંદનથી લીંપેલો. **अंसे गतं अंसगतं**-ખભે રહેલો. **कृष्णस्य बाहुं**-શ્રીકૃષ્ણના હાથને. **आघ्राय**-સુંઘીને. **हृष्टानि रोमाणि यस्याः सा इति हृष्टरोमा-इति एका**-જેનાં રૂવાડાં ઉભાં થઈ ગયાં હતાં એવી એક ગોપીએ. **चुचुंब ह**-તે હાથને ચુંબન કર્યું.

૧૩ પદચ્છેદ—**नाट्येन** (નાચવાથી) **विक्षिप्ते** (ડોલતા) **कुंडले तयोः त्विट्** (તેજ, કાંતિ) **तया मंडितं** (શોભતું) **इति नाट्यविक्षिप्तकुंडलत्विषमंडितं इति गंडं**-નાચવાથી હાલતાં કુંડલોની કાંતિથી શોભતું કૃષ્ણનું ગંડસ્થલ. [આ સમાસમાં **त्विष्** શબ્દ આર્ષ છે. તેને બદલે **त्विट्** શબ્દ જોઇએ.] **गंडे**-પોતાના ગંડસ્થળ (ગાલ) સાથે. **संदधत्याः इति कस्याश्चित्**--લગાવતી એવી કોઈ ગોપીને **चर्वितं तांबुलं अदात्**-ચાવેલું પાન શ્રીકૃષ્ણે આપ્યું.

૧૪ પદચ્છેદ – **नृत्यंती**-નાચતી. **गायती**-ગાતી. [**गायंती**ને બદલે **गायती** શબ્દ છે.] **नूपुरे च मेखला च नूपुरमेखलाः कूजंत्यः** (અવાજ કરતાં) **नूपुरमेखलाः**

**અર્થ--તે રાસમાં કમળ સરખી સુગંધીવાળા, ચંદનથી લીંપાએલા, અને પોતાના ખભા ઉપર રહેલા, શ્રીકૃષ્ણના હાથને સુંઘીને, જેનાં રૂવાડાં ઉભાં થઇ ગયાં હતાં, એવી કોઇ એક ગોપીએ, તે હાથને ચુંબન કર્યું. [૧૨]**

**અર્થ--કોઇ ગોપિકાએ નાચવાથી હાલતાં કુંડળોની કાંતિથી શોભી રહેલું ભગવાનનું ગંડસ્થલ (ગાલ), પોતાના ગંડસ્થલ સાથે લગાવતાં, ભગવાન્ શ્રીકૃષ્ણે, તેણીને પોતાનું ચાવેલું પાન આપ્યું. (૧૩)**

**અર્થ--નાચતી, ગાતી, અને જેનાં ઝાંઝર અને કટિમેખળા શબ્દ કરતાં હતાં એવી કોઈ થાકી ગએલી ગોપિકાએ, પાસે ઉભેલા અચ્યુત ભગવાનનો સુખકારી હસ્તકમળ, પોતાના સ્તન ઉપર ધારણ કર્યો. (૧૪)**

૧૨-૧૩-૧૪ વિવેચન—

હાથ ચુંબવો અને રોમાંચ થવું, એ પ્રેમની ઉત્કટ ભૂમિકાનાં ચિન્હ છે. ચુંબન તો અધરનું હોય. હાથનું ચુંબન કેમ કર્યું ?—વ્હાલાનું સર્વાંગ ચુંબન કરવાલાયક ગણાય છે. એક કવિ લખે છે કે—

'વાલમનાં વસ્ત્ર, છાની ચુમું-સાહેલડી ! વાલમની વાત, છાની પૂછું-સાહેલડી !'

શ્રીકૃષ્ણનો હાથ ચંદનથી કેવી રીતે લીંપાયો ?—ગોપીકાઓના સ્તન ઉપર કેસર ચંદન ચોપડયું હતું. આ હાથે સ્તનનો સ્પર્શ કરેલો હોવો જોઇએ. "પ્રભુનો હાથ એક ગોપીએ પોતાના સ્તન ઉપર મૂકયો" એમ આગળ ૧૪ મા શ્લોકમાં કહે છે.

ગાલેગાલ મિલાવવો, તે પણ ઉત્કટ પ્રેમનું ચિન્હ છે. સામાન્ય રીતે પુરૂષો સ્ત્રીના ગાલ સાથે પોતાનો ગાલ મિલાવે; પણ સ્ત્રી, શરમમાં દબાઈ રહીને, પતિના ગાલ સાથે પોતાનો ગાલ મિલાવે નહીં. તાત્પર્ય-એટલો દ્વૈતભાવ રાખે. શરમ રૂપી આવરણને તોડીને, અદ્વૈત ભાવે, સ્ત્રી પતિમાં સમાઈ જાય; ત્યારેજ સ્ત્રી પોતાનો ગાલ પતિના ગાલ સાથે મિલાવે. આમ થાય, ત્યારેજ **योगः कर्मसु कौशलं ॥** આવા પ્રકારનો અદ્વૈત યોગજ ઉત્તમ ગણાય. આવા ઉત્કટ પ્રેમના બદલામાં, પ્રભુએ તે ગોપીને પોતાનું ચાવેલું પાન આપ્યું.

ચૌદમા શ્લોકમાં કહે છે કે એક ગોપિકાએ શ્રીકૃષ્ણનો હાથ પોતાના સ્તન ઉપર મૂકયો. આ પણ અત્યંત વ્હાલનું નિશાન છે. સ્ત્રીને જ્યારે પ્રેમ ઉભરાય, ત્યારેજ પતિનો હાથ પોતાના સ્તન ઉપર મૂકે. ગોપિકાએ આમ કરવાથી ભગવાન્ શ્રીકૃષ્ણને કાંઈ દોષ ન લાગ્યો ?—તેના જવાબમાં શ્રીશુકદેવજી કહે છે કે—'તેતો **अच्युतः** અચ્યુત-નિર્વિકારી-નિર્લેપ-કોઈના લીધા ન લેવાય એવા-છે-નરસીમહેતો ગાય છે.

રામ-પ્રભાતિ.

પ્રાણનો પ્રાણ તે, આજ મુજને મળ્યો, તેણે કરી મારે હૃદે હર્ષ વાધે;
પીયુતણી સેજ તે, નવીન કુસુમે રચી, નવી નવી ભાતનો સંગ સાધે.

---

**यस्याः सा इति कूजन्नूपुरमेखला इति का अपि**-જેનાં ઝાંઝર તથા કટિમેખળા શબ્દ કરતાં હતાં એવી કોઇ ગોપીએ. **श्रांता**-થાકી ગએલી. **पार्श्वस्थश्चासौ अच्युतश्च पार्श्वस्थाच्युतः तस्य हस्तः अब्जं इव तं पार्श्वस्थाऽच्युत हस्ताब्जं**-પાસે ઉભેલા અચ્યુત ભગવાન્ શ્રીકૃષ્ણના હસ્તકમળને **शिवं**-સુખકારી. **स्तनयोः अधात्**-સ્તન ઉપર ધારણ કર્યો.

તેણે અંજન કરી, નરસૈયા શ્રીહરિ, પ્રેમશું આવીને સાંઇ લીધું.
અધરચુંબન કરી, કુચપર કર ધરી, સ્નેહસુ શામળે ગુહ્ય કીધું.
ધન્ય ધન્ય આજની, રાતડી કૃષ્ણજી, સાથે રમી ગોપી લાજલોપી;
નરસૈયાના સ્વામીને, ધન્ય ધન્ય વશ કર્યો, શું કરે સાસુડી અધિક કોપી !

હૈયું હાથ છે ને ? સંભાળ રાખજો. નહીંતો ધમંડ. અનેક ડાહ્યાં ડાહ્યાં સ્ત્રીપુરૂષો આવું આવું વાંચીને અને સાંભળીને ઘમંડ થઈ ગયાં છે. યાદ રાખજો કે આ યોગેશ્વર શ્રીકૃષ્ણની કથા છે. કૃષ્ણ તે માત્ર ગોવાળ એટલે ભરવાડ નહીં; પણ કૃષ્ણ તે–ગો (ઇંદ્રિયો) નો વાળ (કબજે કરનાર). જે અગોચર છે. જ્યાં ઇંદ્રિયોની ગતિ નથી, તે આ વસ્તુ છે. **ये यथा मां प्रपद्यंते, तान् तथैव भजाम्यहं ॥** જેવા ભાવથી મુમુક્ષુઓ મને ભજે એવા ભાવથી હું તેમને ભજું છઉં.' દેવકી અને વસુદેવે પરમાત્માને પુત્રરૂપે ભજ્યા; તો તેમના પુત્ર થયા; કંસે શત્રુરૂપે ભજ્યા, તો તેના શત્રુ થયા; પાંડવોએ સખા ભાવે ભજ્યા, તો તેમના સખા થયા; દ્રૌપદીએ વીરભાવે ભજ્યા, તો તેના વીર બન્યા. તે પ્રમાણે ગોપિકાઓએ પતિભાવે ભજ્યા, તો તેમના પતિ થયા; અને ગોપ બાળકોએ પોતાના ગોઠીયાભાવે ભજ્યા, તો તેમના ગોઠીયા બન્યા. ઉપાસનામાં પણ–રામરૂપે ભજે, તેને ધનુષ્યબાણધારી પ્રભુનાં દર્શન થાય. કૃષ્ણરૂપે ભજે, તેને બંસીવાળા ઘનશ્યામનાં દર્શન થાય. જેમને શરીરની અંદરના અવાજ સાંભળવા હોય; તે જેમ પોતાના કાન બંધ કરી દે છે. એટલે બહારના અવાજ સાંભળતા નથી. તે પ્રમાણેજ જેમને કૃષ્ણતત્ત્વને કાંઇક ઓળખવું હોય, સમજવું હોય, તેમણે જેમ બને તેમ બાહ્ય વિષયોનો મનથી ત્યાગ કરતાં શીખવું જોઇએ.

એક બીજી વાત–એક બીજીવાત પણ કહી દઉં. તે પણ આટલીજ ભયંકર છે. તે એ કે–આજકાલ બ્રહ્મરૂપે અગર કૃષ્ણરૂપે પૂજાતા, કેટલાએક ગુરૂઓ અને સંતો, ભોળી સ્ત્રીઓની સાથે ભારે અનાચાર કરી રહ્યા છે. સ્ત્રીઓ તેમને પ્રભુ માનીને ફસાય છે. કૃષ્ણ તો દાવાનળ પી ગયા હતા; અને કલિયુગના કંગાલો ઉની કઢી પી શક્તા નથી. માટે ધર્મને બ્હાને થતા પાખંડથી સાવધાન રહેજો. જ્યાં જરા જેટલી ગંદકી હોય, ત્યાં રાજા રહે નહીં. તેમ જ્યાં જરા જેટલો અનાચાર હોય, ત્યાં પ્રભુ રહે નહીં. હવે આપણે આપણા મૂળ વિષય તરફ આવીએ. આરંભ કૃષ્ણ કેવા દેખાતા હતા ?

રાગ–પ્રભાતિ તાલ દાદરા.

દેખ સખિ ! કૃષ્ણચંદ્રકી છબી સુહાવની—ટેક૦
સિરપે મુગટ અલકભાલ, શ્રવણ કુંડળ દગ રસાળ,
ગલમેં માલ ભુજ વિશાલ, પીતપટ ધરાવની—દેખ૦
બાજુબંધ કંકણહાથ, કમરમણિ તિલક માથ;
બંસી અધર મધુર મધુર, સરસ રાગ ગાવન્તી—દેખ૦
ચંદ્રનવદન મંદહાસ, સખિયનસંગ કરત રાસ;
પગમેં છનન છનન નૂપરોંકી ધુન બજાવની–દેખ૦
સજલમેઘ શામ રંગ, સંગ, રાધિકા ઉમંગ;
બ્રહ્માનંદ શ્રીમુકુંદ, ચરણરતિ લગાવની—દેખ૦

હવે કહે છે કે—ગોપીઓનો શ્રીકૃષ્ણ સાથેનો સંબંધ પતિ પત્નિ જેવો અદ્વૈત હતો—

**गोप्यो लब्ध्वाऽच्युतं कान्तं, श्रिय एकान्तवल्लभम् ॥**
**गृहीतकण्ठ्यस्तद्दोर्भ्यां, गायन्त्यस्तं विजह्रिरे ॥१५॥**

**અર્થ**—લક્ષ્મીજીના પરમપ્રિય અચ્યુત ભગવાનને, પોતાના પતિરૂપે પામીને, શ્રીકૃષ્ણના હાથ જેમના ગળામાં વિંટાયા હતા એવી, અને શ્રીકૃષ્ણનાં ગાન જે કરી રહી હતી એવી ગોપીકાઓ, આમતેમ રાસમાં (કુંડાળામાં) ફરવા લાગી. [૧૫]

૧૫ વિવેચન—

**श्रियः एकांतवल्लभम् अच्युतं इति कांतं**—લક્ષ્મીજીને અત્યંત પ્યારા, અને વળી નિર્લેપ–એવા કૃષ્ણને, પતિ તરીકે સ્વિકાર કરીને. જળને ગમે તેટલી દીવાસળીઓથી સળગાવીએ, પણ જળ સળગે નહીં; તે પ્રમાણે ગોપિકાઓના અનેક પ્રકારના હાવભાવથી શ્રીકૃષ્ણ લલચાતા નથી. એટલે જે નિર્લેપ છે–અનાસક્ત છે, તે કૃષ્ણને ગોપિકાઓએ પતિ તરીકે સ્વિકાર્યાં. જે દેવ જમતા નથી, તેમને પાસેર પ્રસાદ ધરો, અગર પાંચમણ પ્રસાદ ધરો; તે તમારે પોતાને માટેજ છે–દેવને માટે નથી. તેમ જે નિર્લેપ છે, તેમને એક અગર અનેક હાવભાવ કરો, તો તેનું સુખ નિર્લેપને નથી; હાવભાવ કરનારનેજ છે. જીવ જ્યાં ત્યાં દ્રવે, પણ પ્રભુ પ્રત્યે દ્રવે નહીં. પ્રભુ પ્રત્યે જીવ દ્રવે, ત્યારે જીવ ઠેકાણે આવ્યો ગણાય; ત્યારે જીવ પોતાના વાસ્તવ સ્વરૂપને સમજ્યો ગણાય.

**गृहीतकंठ्यः**—જેમના કંઠને ભગવાને આલિંગન કર્યું છે તે ગોપિકાઓ. આ શબ્દ સૂચવે છે કે–ગોપિકાઓએ ભક્તવત્સલતા જાગ્રત કરી–ગોપિકાઓએ અમાપને માપમાં લીધા–ગોપિકાઓએ ભગવાનને વશ કર્યા.

પદ.

હાંહાંરે વાંસળી વાઇરે, મધુરૂં ગાયે કહાન;
સ્વર શબ્દ નાના વિધના, રાગ રાગણીના ગાન—વાંસળી૦
હાંહાંરે માંહે માંહેરે, માનની રાખે રંગ;
ધુણુણુણુણ ધણુણુ ઉપાંગ વાજે, તાલ નિશાન મૃદંગ—વાંસળી૦
હાંહાંરે વીછીયા ઠમકેરે, કાને જણુકે ઝાલ;
એક એકને દે આલિંગન, ચાલ મધુરી ચાલ—વાંસળી૦
હાંહાંરે વૃંદાવન રાસ રચ્યો, ગોપી ઘૂમે મરકલડાં વાળી;
સોળકળા શશીયર શોભે, નભમાં કરતે અજુવાળી—વાંસળી૦

---

૧૫ પદચ્છેદ—**श्रियः एकांतवल्लभम्**–લક્ષ્મીજીના પરમપ્રિય. **अच्युतं कांतं लब्ध्वा**–અચ્યુત ભગવાનને પોતાના પતિ રૂપે પામીને. **गृहीताः कंठाः यासां ता इति गृहीतकंठ्यः इति तं गायंत्यः गोप्यः**–શ્રીકૃષ્ણના હાથ જેમના ગળામાં વિંટાયા હતા એવી અને શ્રીકૃષ્ણનાં ગાન જેઓ કરી રહી હતી એવી ગોપીઓ. **विजह्रिरे**–આમતેમ કુંડાળામાં ફરવા લાગી.

હાંહાંરે સુરપતિ મોહી રહ્યા, તેહના થંભી રહ્યાંરે વિમાન;
નર્તનાટારંભ પુષ્પવૃષ્ટિ હોએ, જય જય શ્રી ભગવાન્—વાંસળી૦
હાંહાંરે રજની અધિક વધી, પ્રગટ ન હોય ભાણ;
નરસૈયાના સ્વામીની શોભા જોવા મુનિવરે મૂકયાં ધ્યાન—વાંસળી૦

વાલ્મિકીએ રામને કહ્યું કે—

**ચોપાઈ**—તુમહિ છોડ ગતિ દૂસરી નાંહિ, રામ બસહુ તિનકે ઉરમાંહીં.

× × × × ×

જાતિપાંતિ ધનધર્મ બડાઇ, પ્રિય પરિવાર સદન સમુદાઇ;
સબ તજી તુમ્હહિ રહહિ લવલાઇ, તાકે હૃદય બસહુ રઘુરાઇ.

**विजह्रिरे**—વિહાર શબ્દ સૂચવે છે કે–ગોપિકાઓ પોતાના દેહનું ભાન ભૂલી ગઇ. ગોપિકાઓ આનંદ સાગરમાં તરવા લાગી. કેવા પ્રકારનો વિહાર હતો તો સાંભળો—

હજી ગોપિકાઓના વિહાર વાત ચાલુ છે—વસંતતિલકા

**कर्णोत्पलालकविटङ्ककपोलघर्मवक्त्रश्रियो वलयनूपुरघोषवाद्यैः ॥**
**गोप्यः समं भगवता ननृतुः स्वकेश–स्रस्तस्रजो भ्रमरगायकरासगोष्ठ्याम् ॥१६॥**

અર્થ—કંકણ અને ઝાંઝરજ વાજાંનું કામ કરી રહ્યાં હતાં; અને ભ્રમરાઓ ગવૈઓનું કામ કરી રહ્યા હતા, એવી આ રાસમંડળીમાં, જેમના કેશમાંથી પુષ્પની માળાઓ સરી પડતી હતી એવી–અને કાનના આભૂષણરૂપ કમળો, વાળને શોભા અપાનારા દામણી જેવી અલંકારો, ગાલ, મુખપર પસીનાનાં ટીપાં, તે તમામથી જેમનાં મુખની શોભા વધી પડી હતી એવી ગોપિકાઓ, શ્રીકૃષ્ણ સાથે નાચતી હતી. [૧૬]

૧૬ વિવેચન—

કેશમાંથી પુષ્પ માળાઓ સરી પડવા લાગી, તે સૂચવે છે કે–રંગ જામ્યો.

અપૂર્ણ.

---

૧૬ પદચ્છેદ—**वलयानि च नूपुराणि च तेषां घोषाश्च, ते एव वाद्यानि तैः इति वलयनूपुरघोषवाद्यैः**–કંકણ અને ઝાંઝરજ જેમાં વાજાંનું કામ કરતાં હતાં તે. **भ्रमराः एव गायकाः यस्यां सा इति भ्रमरगायकरासगोष्ठी तस्यां**–ભ્રમરાઓજ જેમાં ગવૈયાઓનું કામ કરતા હતા એવી રાસમંડળીમાં. **स्वकेशेभ्यः स्रस्ताः स्रजः–यासां ताः स्वकेशस्रस्तस्रजः**–જેમના કેશમાંથી ફૂલની માળાઓ સરી પડતી હતી એવી. **कर्णोत्पलानि** (કાનના આભુષણ રૂપ કમળો) **च अलकविटंकाश्च** (વાળને શોભા આપનારા દામણી જેવા અલંકારો) **कपोलाश्च घर्माश्च** (પસીનાનાં ટીપાં) **तैः वक्त्रेषु** (મુખ) **श्रीः यासां ताः इति कर्णोत्पलालकविटंककपोलघर्मवक्त्र श्रियः–इति गोप्यः** કાનના આભુષણ રૂપ કમળો, વાળને શોભા આપનારા દામણી જેવા અલંકારો, ગાલ, પસીનાનાં ટીપાં, તે તમામથી જેમના મુખની શોભા વધી છે એવી તે ગોપિકાઓ, **भगवता समं ननृतुः**–ભગવાનની સાથે નાચતી હતી.

ફ઼. નં. ૧૫૮ Registered No. B. 1434.

શ્રીસદ્ગુરવે નમઃ।

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ—રાસલીલા.

તંત્રી અને પ્રકાશકઃ—રામશંકર મોનજી ભટ્ટ. ઠે. મોક્ષમંદિર-અમદાવાદ.

પુસ્તક ૧૧ મું.] વૈશાખ માસ ૧૯૮૬. [અંક ૪ થો

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

### અધ્યાય ૩૩ મો ચાલુ.

[ ગયા માસના ૧૨૫૨ મા પાનાથી ચાલુ ]

ગરબો.

વ્રજવાસણીરે લોલ, તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખારે લોલ
ઢૂમ ઢૂમ તાળી દેતાં વાગે, ઝાંઝર ઝુમખારે લોલ—વ્રજ૦
ગરબો ગાવાને ગોરી નિસર્યાંરે લોલ; રાધિકા રંગીલી અભિરામ—વ્રજ૦
સંગે સાહેલીઓ રમે ઘણીરે લોલ, આપું તેના પ્રેમથકી નામ—વ્રજ૦
લલિતા વીશાખા વ્રજમંગળારે લોલ, માધવી ને માલતી અનુપ—વ્રજ૦
ચંદ્રભાગાને ચંદ્રાવલીરે લોલ; ચંપાલતા ચારૂ જેનું રૂપ—વ્રજ૦
મનમથમોદા ને વળી ચાતુરીરે લોલ; હસ્તલક્ષ્મીને હીરા નામ—વ્રજ૦
કેતકી પ્રલંબા પંચમંજરીરે લોલ; એવી રમે સખીઓ જ્યાં અનેક—વ્રજ૦
શોભે કપાળે મોતી દામણીરે લોલ; કંકુચંદ્ર શોભાવે છે ભાલ—વ્રજ૦
ચક્ષુ ચંચળ તે ચોરે ચિતડાંરે લોલ; બેઉ બાજુ હિંચે રૂડા હાથ—વ્રજ૦
વિધવિધ વાજીંત્ર વાગે ઘણાંરે લોલ; તાલસુર મળી કરે ગાન—વ્રજ૦
'લોલ' કહેતામાં હરિ હિંચતારે લોલ; હિંચાવે કાંઇ બાળાઓ અનેક—વ્રજ૦
આણંદ સાગર ઉલટયોરે લોલ; મગન થયાં માનનીનાં મન—વ્રજ૦
પરમ પવિત્ર આ ચરિત્રનેરે લોલ, દાસ દયો ગાઇ થયો ન્યાલ—વ્રજ૦

આ ગોપિઓના શણગાર કેવા હતા ? અને તે ક્યાં ક્યાં મળી હતી ?—જરા હલકથી ઉપાડજો.

પદ.

કાળી કોરનાં સાળુ પ્રેમદા, કાળા કમખા કશણુ કશા;
કાળી દોરી [1]ગોફણુડે ગુંથી, કાળા રંગ પણ મેશ જશા.
કાળો કાજળ નેણે સાર્યો, કાળી વેણુ વિવિધ વળી;
કાળા કૃષ્ણ કાલિંદ્રી તીરે, તવ ત્રીકમને ત્રિયા મળી. ૧
લીલી ભાતી પટોળી પ્રેમદા, લીલાં આંબે પાન ઘણાં;
લીલા ગુલર કમલકર કમખે, લીલાં ટોડર તુલસી તણાં.
લીલાં તરૂવર ગિરિ ગોવર્ધન, લીલું વૃંદાવન છે વળી;
લીલા પોપટ પ્રાણુ પદ્મની, તવ ત્રીકમને ત્રિયા મળી. ૨
પીળાં પટકુળ પહેરે પ્રેમદા, પીળાં ભૂષણુ હ્રદે ધરી;
પીળાં ચાંપા ચોસર કંઠે, પીળી કેસર આડ કરી.
પીળી આંબા શાખ મનોહર, પીળી કમખે શેર વળી;
પીળું અંગ ઓપે અતિ અબળા, તવ ત્રિકમને ત્રિયા મળી. ૩
ઉજ્વલ શ્વેત [2]શાપટ્ટું પટકુળ, ઉજ્વળ ચોળી ભરત ભરી;
ઉજ્વલ જાઇ છેલાનાં ટોડર, ઉજ્વલ ચંદન ઉગટ ભરી.
ઉજ્વલ ચિત્ત રાખો હરિ ચરણે, ઉજ્વલ વિઠ્ઠલ હ્રદે ધરી;
ઉજ્વલ વહે ગંગાનું પાણી, ઉજ્વલ વાણી નરસી તણી. ૪

કેવી રીતે રમતાં હતાં ?—

પદ.

વૃંદાવન માંહે રમત માંડી, ગોપી ગોવિંદ સાથેરે;
પિતાંબરની [3]પલવટ વાળી, શામા સાહી હાથેરે—વૃંદાવન૦
ઝાંઝર ઝમકે ને ઘુઘરી ઘમકે, નેપુરનો ઝણકારરે;
એક એક ગોપી બીચ બીચ માધવ, આનંદ વાધ્યો અપારરે—વૃંદાવન૦
મોહન મુસ્તક મુગટ બીરાજે, તે જોતા મન મોહેરે;
ગોરીશીર દામણીઓ દમકે, કાને કુંડળ સોહેરે—વૃંદાવન૦
ખેલ મચ્યો રાધાવર રૂડો, ઉલટ અંગ ન માયરે;
ધન્ય ધન્ય કૃષ્ણ લીલારસ પ્રગટ્યો, પુષ્પવૃષ્ટિ ત્યાં થાયરે—વૃંદાવન૦
અમર આશીશ દે ઉપરથી, ચરણરેણુને જાચેરે;
નાના ભાત વિલાસ જોઇને, મન માંહે અતિ રાચેરે—વૃંદાવન૦
સુરનર મુનિવર મનમાંહે વિચારે, પાર ન પામે કોઇરે;
ઉમિયા ઇશ કૃપાથી ઉભો, નરસૈયો રંગ જોયરે—વૃંદાવન૦

ભ્રમરો ગાય ખરા, પણ મકરંદના લોભી; તેમ ગોપીકાઓ ગાય ખરી, પણ રસની ભૂખી. દર્શનની અને સ્પર્શની પણ ભૂખી.

૧ ચણીયાની નાડીનું ફુમતુ. ૨ આખું. ૩ કછોટો.

કાન ઉપર કમળ મુકવાનું કારણ-તે શોભા માટે નથી; પણ માથાની સ્થિરતા માટે છે. આખું શરીર નાચે-કુદે, પણ માથું સ્થિર રહેવું જોઈએ, એવો ભાવ છે. ગામડામાં ગરબા રમતાં, અગર ડાંડીયા રમતાં, ઘણાં સ્ત્રી પુરૂષો માથે ગગરો મૂકીને, તે ઉપર સળગતો કોડીયાનો દીવો રાખે છે. જો માથું જરા વાંકું થાય, તો આ દીવો તુરત પડી જાય. ગુજરાતમાં માતા તેડે છે; ત્યારે સ્ત્રીઓ માંડવી માથે લઇને, ઘરના આંગણામાં નાચે છે. રમનારી સ્ત્રીનું આખું શરીર હીંચાળે ચડે છે, પણ મુસ્તક જરા પણ ડોલતું નથી-સ્થિર રહે છે. આ રમતોના ઉંડાણમાં કાંઈક દેખાય છે-સાંભળજો. આ રમતોના ઉંડાણમાં વૃત્તિની એકાગ્રતા છે. આ પ્રમાણે તૈયાર કરેલી વૃત્તિની એકાગ્રતા, શ્રીહરિમાં જોડાય, એ ભાવ છે.

એકાગ્રતાની બાબતમાં દયારામભાઈ કહે છે કે—

" જેમ નટની દૃષ્ટિ દોરમાં, પાણિયારીની બેલડા માંય;
ચિત્ત પરસ્પર જારનું, વળગ્યું રહે ત્યાંનું ત્યાંહ.
ત્યાંહા તેમ મન પ્રભુમાં નિત દેવું, સંસારમાં સાક્ષીવત્ રહેવું;
જગત્ જાણે-તે એ છે જંજાળી, રાખે હૃદે ત્રિકમસું તાળી.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળુ " [૨૧].

**योगश्चित्तवृत्तिनिरोधः** । પાતંજલ યોગદર્શન કહે છે કે-'ચિત્તવૃત્તિનો નિરોધ થાય તેજ યોગ.'

લશ્કરીછાવણીમાં લીધેલી તાલમ, જેમ લડાઇના મેદાનમાં ઉપયોગી થઈ પડે; તેમ એકાગ્રતા સંબંધી સંસારમાં મળેલી તાલમને, શ્રીહરિના ચરણમાં વાપરવી. એકાગ્રતાના સંબંધમાં નરસીહ મહેતો કહે છે કે—

રાગ-રામકલી-ભૈરવ અથવા પ્રભાતિયું.

ધ્યાન ધર ધ્યાન ધર, નેત્રમાં નાથનું, અંતર ભાળની એક સુરતી;
દેહમાં દરસસે, પ્રેમથા પરસસે, અજબ અનોપમ કૃષ્ણ મૂરતિ—ધ્યાન૦
મોરલીના નાદમાં, શ્રવણના સાદમાં, ઝાંઝરી ઝાલરી ડમક વાજે;
તાલ મૃદંગ ને, ચંગ ઉપમા ઘણી, ભેરીના નાદે બ્રહ્માંડ ગાજે—ધ્યાન૦
મન પરસન થશે, કર્યા કર્મ નાસસે, ભાસશે બ્રહ્મ વ્રજવંન વેલી;
કુંજ લલિતમાંહે, શ્રીકૃષ્ણ લીલા કરે, નિરખતી નૌતમ નિત્ય કેલી—ધ્યાન૦
સુરત સંગ્રામમાં, વીલસે રંગમાં, દરસશે દેહીનું [૧]માન મરતાં;
નરસૈંનો સ્વામી, તે નિત્ય સુખ આપશે, દુકીત કાપશે ધ્યાન ધરતાં—ધ્યાન૦

નરસી મહેતાની નિર્ગુણ ઉપાસના દેખી ? આવા વીતરાગી નિર્ધન-સાદા-ભકતોજ, રાસલીલાના અધિકારી ગણાય. યાદ રાખજો કે-ગાભામાં ગોવિંદ છે. ફર્સ્ટકલાસમાં અને સેકંડકલાસમાં મુસાફરી કરનારા ત્યાગીઓ અને જ્ઞાનીઓ, અજ્ઞાનીઓ કરતાં વધારે રાગી છે-પોઝીશનના પાર્ષદ છે.

હવે કહે છે કે—બાળક પ્રતિબિંબ સાથે જેમ રમે, તેમ શ્રીકૃષ્ણ ગોપિકાઓ સાથે રમતા હતા—

૧ દેહાભિમાન.

[ વંશસ્થ ]

**एवं परिष्वंगकराभिमर्श-स्निग्धेक्षणोद्दामविलासहासैः ॥**
**रेमे रमेशो व्रजसुन्दरीभिर्-यथाऽर्भकः स्वप्रतिबिम्बविभ्रमः ॥१७॥**
**तदङ्गसङ्गप्रमुदाकुलेन्द्रियाः, केशान्दुकूलं कुचपट्टिकां वा ॥**
**नांजः प्रतिव्योढुमलं व्रजस्त्रियो, विस्रस्तमालाभरणाः कुरूद्वह ॥१८॥**

**અર્થ—ગોપિકાઓ જેમ શ્રીકૃષ્ણ સાથે નાના પ્રકારના વિલાસોથી રમતી હતી; તે પ્રમાણેજ લક્ષ્મીજીના પતિ શ્રીકૃષ્ણ પણ, આલિંગન, હાથના સ્પર્શ, સ્નેહ ભરેલી રીતે જોવું, ઉત્તમ વિલોસોથી અને હાસ્યથી તે વ્રજાંગનાઓ સાથે રમતા હતા. બાળક જેમ પોતાના પ્રતિબિંબોની સાથે [પડછાયાઓની સાથે] ક્રીડા કરે, તેમ ભગવાન્ ગોપિકાઓતી સાથે ક્રીડા કરતા હતા. [૧૭]**

**અર્થ—હે પરીક્ષિત રાજા ! શ્રીકૃષ્ણના અંગના સંગથી ગોપિકાઓ પ્રીતિથી પરવશ થઇ હતી. આ પરવશતામાં તે સ્રિયોની માળાઓ અને આભરણ ખસી જતાં હતાં. આ સ્થીતિમાં તે વ્રજાંગનાઓના કેશ, વસ્ત્ર અને સ્તન ઉપરના વસ્ત્રના છેડાઓ ઢીલા પડી જતાં હતાં. તેમને સરખાં રાખવાને પણ તેઓ અશક્ત હતી. તાત્પર્ય–દેહનું ભાન રહ્યું હતું નહીં. [૧૮]**

૧૭–૧૮ વિવેચન—

'કોઇ પણ પ્રકારના ભેદ–વિવેક–મર્યાદા વિના, શ્રીકૃષ્ણ ગોપીકાઓ સાથે રમ્યા' એમ કહ્યું. તેના બચાવમાં કહ્યું કે બાળક 'પ્રતિબિંબ સાથે રમે, તેમ શ્રીકૃષ્ણ ગોપિકાઓ સાથે રમ્યા.' એટલે–શ્રીકૃષ્ણે સંપૂર્ણ ભોગ ભોગવ્યા, તોપણ–

---

૧૭ પદચ્છેદ—**एवं**-ગોપિકાઓ જેમ કૃષ્ણની સાથે નાના પ્રકારના વિલાસોથી રમતી હતી તે પ્રમાણેજ **रमेशः**–શ્રીકૃષ્ણ. **परिष्वंगश्च** (આલિંગન) **करेण अभिमर्शः** (સ્પર્શ) **स्निग्धं च तत ईक्षणं च स्निग्धेक्षणं** (સ્નેહ ભરેલું જોવું તે) **उद्दामविलासश्च हासश्च** (ઉત્તમ વિલાસ અને હાસ્ય) **तैः इति परिष्वंगकराभिमर्शस्निग्धेक्षणोद्दामविलासहासैः**–આલિંગન, હાથના સ્પર્શ, સ્નેહ ભરેલું જોવું, ઉત્તમ વિલાસ અને હાસ્યથી. **व्रजसुंदरीभिः रेमे**-વ્રજસુંદરીઓ સાથે રમતા હતા. **यथा स्वप्रतिबिंबैः विभ्रमः** (રમત) **यस्य सः इति अर्भकः**-બાળક જેમ પોતાના પ્રતિબિંબોની સાથે ક્રીડા કરે તેમ.

૧૮ પદચ્છેદ—**हे कुरूद्वह** !–હે પરીક્ષિતરાજા ! **तस्य अंगसंगः** તેન **प्रमुद्** (હર્ષ) **तया आकुलानि** (વ્યાકુળ) **इंद्रियाणि यासां ताः**–ભગવાનનો અંગ સંગ મળવાની પ્રીતિથી પરવશ થઈ છે જેમની ઇંદ્રિયોને તે ગોપીઓ **मालाश्च आभरणानि च मालाभरणानि विस्रस्तानि** (ઢીલાં પડી જતાં હતાં. **स्रंस्** ધાતુ) **मालाभरणानि यासां ताः विस्रस्तमालाभरणाः**-જેમની માળાઓ અને આભુષણો ખસી જતાં હતાં તે. **व्रजस्त्रियः**–વ્રજાંગનાઓ. **केशान् दुकुलं** (વસ્ત્ર) **कुचपट्टिकां** (સ્તનને ઢાંકેલો વસ્ત્રનો છેડો) **वा**–અને **अंजः**–ત્વરાથી. **प्रतिवोढुं**–બરાબર સંભાળ રાખવાને. **न अलं**–**समर्थ** હતી નહીં.

રાગ—પ્રભાતિયું.

જાગીને જોઉં તો, જગત્ દિસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય, વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે—જાગીને૦
પંચ મહાભૂત, પરિબ્રહ્મ વિષે ઉપજ્યાં, અણુ અણુ માંહિ રહ્યાં રે વળગી;
ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડથકી ડાળ તે નહીં રે અળગી—જાગીને૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનકકુંડળ વિષે ભેદ નોયે;
ઘાટ ઘડયા પછી, નામ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે—જાગીને૦
જીવને શિવ તો, આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈયો એ[1] તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઇ સંત સિધ્યા—જાગીને૦

કેમ ક્યાં છો? ગોપીને કૃષ્ણ જુદાં છે? જળ ને તરંગ જુદાં છે? બાળ તોટકને મળતાં શ્રી શંકરાચાર્યે પૂછયું-'તું કોણ છો?' તેના જવાબમાં તે બાળક બોલ્યો હતો કે—

સમસ્તેષુ વસ્તુષ્વનુસ્યૂતમેકં ।
સમસ્તાનિ વસ્તૂનિ યં ન સ્પૃશંતિ ॥
વિયદ્વત્ સદા શુદ્ધમચ્છસ્વરૂપઃ ।
સ નિત્યોપલબ્ધિસ્વરૂપોઽહમાત્મા ॥૧૧॥

"જેમ દોરો માળાના મણકાઓમાં પરોવાઈને રહે છે; છતાં કોઈ પણ મણકામાં આસક્તિ કરતો નથી. તેમ સમસ્ત પ્રાણીઓમાં આત્મા પરોવાઇને રહેલો છે, છતાં તે કોઇમાં આસક્તિ રાખતો નથી; એવો જે આકાશના જેવો શુદ્ધ અને નિર્મળ આત્મા છે, તેજ હું છઉં."

તાત્પર્ય—તમામ ગોપીકાઓની સાથે રમનારો, છતાં ગોપિકાઓથી ન્યારો ને ન્યારો. ગોપિકાઓમાં પરોવાઇને રહેલો છે; છતાં અનાસક્ત—ન્યારો ને ન્યારો. ન્યારો ને ન્યારો છે, છતાં ગોપિકાઓ જે વ્યવહાર કરી રહી છે; તે તમામ તેને લીધે છે-તે હોઇને છે.

શ્રીકૃષ્ણે આવું અનુચિત કાર્ય કેમ કર્યું?—આ બાબતના ખુલાસા આગળ ઘણીવાર કર્યા છે; તો પણ કહી દઉં. ગોપિકાઓ પૂર્વે ઋષિઓ હતી. ગોપિકાઓનો અવતાર શ્રીકૃષ્ણ સાથે ભોગ ભોગવવા માટેજ હતો. ગૌરી પુજન વખતે પણ-'શ્રીકૃષ્ણ અમારા પતિ થાય,' એજ માગણી હતી. **ये यथा मां** વિગેરે શબ્દોથી પોતે કહે છે કે-'જેવી જેમની માગણી તેવું ફળ તેમને હું આપું છઉં.' વળીં ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—

**जन्म कर्म च मे दिव्य-मेवं यो वेत्ति तत्त्वतः ॥**
**त्यक्त्वा देहं पुनर्जन्म, नैति मामेति सोऽर्जुन ॥९॥**

× × × ×

**न मां कर्माणि लिंपंति, न मे कर्मफले स्पृहा ॥**
**इति मां योऽभिजानाति, कर्मभिर्न स बध्यते ॥१४॥**

[ગીતા અ. ૪]

અર્થ—મારાં જન્મ અને મારાં કર્મ દિવ્ય હોય છે; એમ જે તત્ત્વથી જાણે છે; તે હે અર્જુન! દેહ તજ્યા પછી પુનર્જન્મને નહીં પામતાં, મનેજ પામે છે. (૯) મારે

૧ तत्त्वमसि

કર્મના ફળની સ્પૃહા હોતી નથી, તેથી કર્મો મને બંધન કરી શકતાં નથી. જે કોઈ મને એવો નિર્લેપ સમજે છે; તે પુરૂષ પણ કર્મોનાં બંધનથી મુક્ત થાય છે. [૧૪]

અમદાવાદ શહેરની ચૌરાસી કરતાં, નિર્ધનને આંચકો લાગે; પણ દર માસે દસ હજાર વ્યાજના આવતા હોય; તે ગૃહસ્થ એક ચૌરાસી કરે, તેમાં શી નવાઇ! કોચરબનો પટેલ પાંચસોનું દેવાળું કાઢતાં ડરે; અને મુંબઈ કલકત્તાના વેપારી, એકકરોડને એંશીલાખનું દેવાળું કાઢે. સૂર્ય ઢેઢવાડે જાય-એટલે અજવાળાં કરે; તો પણ સૂર્ય અભડાય નહીં. ગંદકીનું જળ શોષી લે; તો પણ સૂર્ય ગંદો ગણાય નહીં. ત્યારે જે સૂર્યના પણ નિયંતા છે, તે લૌકિક મર્યાદાથી કેવી રીતે બંધાય!

**રમેશ**—લક્ષ્મીનો પતિ-માયાનો ધણી. એક જરી જેટલી લક્ષ્મી તમારી પાસે હોય, તો તમે કહો છો કે-'હું કોઇને જવાબ દેવા બંધાયો નથી. મારે ફાવે તેમ કરીશ.' ત્યારે આ તો લક્ષ્મીનો પતિ. તે તમને-કામી, ક્રોધી અને લોભીને-જવાબ દેવા બંધાયો છે! કચરાળે હાથે કસબી પટકુળ લેવાય નહીં; તેમ કામ, ક્રોધ અને લોભ રૂપી કચરાથી ખરડાએલા અંતઃકરણથી, આ તત્ત્વનો વિચાર કરાય નહીં. જેમ ભરવાડને ભેંશનાં સ્વપ્નાં આવે; ધોબીને નદીનાં સ્વપ્નાં આવે; તેમ વિકારી જીવ ઇશ્વરમાં પણ વિકાર દેખે. જે માયા આપણને ઘડીવારમાં હસાવે, અને ઘડીવારમાં રડાવે; તે માયા-માધવ પાસે નાચે છે. તાત્પર્ય-વસ્તુ ઓળખીને વિચાર કરો. મીરાં કહે છે કે-'આ રસ પીઇને હું અમર થઇ.' નરસીમહેતા જેવા વિતરાગી સંતો કહે છે કે-'આ રસ પીઇને અમે મસ્ત થયા.' ત્યારે આપણે તે રસને કેમ ફેંકી દેવાય!

### પદ.

પ્રેમ પ્રબળ શું પ્રેમદા, કરે કૃષ્ણ શું કેલ રે;
વૃંદાવન રળીયામણું, વાધી રંગની રેલ હે—પ્રેમ૦
રણઝણ રણઝણ રણઝણે, ઠમકે પગ તણા પ્રહારરે;
નાચંતાં નાચંતાં નારને, વાધ્યો હર્ષ અપારરે—પ્રેમ૦
સોળકળા શશીયર થયો, જાણ્યે ઉગ્યો ભાણુરે;
મંડળમાંહે માનની ગાયે, મધુરી મધુરી વાણુરે—પ્રેમ૦
હળવે આવી કૃષ્ણને, અબળા ઉરપર દાબેરે;
કંઠે વળગી કામની, અંતર કાંઈ નવ રાખેરે—પ્રેમ૦
પૂરણ પ્રીત પામ્યાં સૌ, સુંદરીને શ્યામરે;
મન ગમતો મહીં મહાલતો, કીધો પૂરણ કામરે—પ્રેમ૦
ભામણાં લેતી નાથનાં, જોબન માતી નારરે;
નેણ નેણ મેળવીને, અરપે કુસુમના હારરે—પ્રેમ૦
વેંધાણી વંશ વાજતાં, શુદ્ધ ન રહી અંગરે;
મહારસ રંગે ઝીલતાં, જામ્યો રંગનો જંગરે—પ્રેમ૦

× × × ×

નરસૈયો નેણે નિહાળી, કરતો ગોવિંદ ગાનરે—પ્રેમ૦

**કુરૂદ્વહ!**—પરીક્ષિત રાજાને 'કુરૂ વંશજ' કહીને બોલાવવામાં એવો ભાવ છે કે- 'આવી લીલાઓ સાંભળીને તું કુતર્ક કરીશ નહીં-કારણ કે તું અર્જુનનો પૌત્ર છો-અધિકારી છો-કૃષ્ણની શક્તિનો તું જાણકાર છો.'

પતિ સુખ ભોગવ્યા પછી, સ્ત્રીયોની કેવી સ્થીતિ થાય, તેનું વર્ણન ૧૮ મા શ્લોકમાં છે. પતિ સુખના નાનકડા આનંદમાં, સ્ત્રી સુખ ઉભરાઈ જાય; ત્યારે આતો આનંદના સાગર ભેટયા. નિશામાં ચકચુર થએલો પુરૂષ, જેમ દુનિયાને દેખે નહીં, અને દેહાભિમાન વિસરી જાય; તેમ ગોપિકાઓ દેહાભિમાન વિસરીને લોકમર્યાદાઓને વટી ગઈ. ગોપિકાઓનાં સુખની વાતો સાંભળીને-તેમને ધન્ય ધન્ય કહીએ—

**પદ-રાગ માલવ.**

ધન ધનરે વૃંદાવનની શોભા, ધન ધન આસો માસરે;
ધન ધન કૃષ્ણ તણી જે ક્રીડા, ધન ગોપી રમે રાસરે—ધન૦

[1]શણગટડામાં સાન કરંતી, માનની મોહ ઉપજાવેરે;
સુંદર અંગ મોડે વળી અબળા, નેણે નેહ જણાવેરે—ધન૦

કંઠ કોકિલા શબ્દ ઓચરે, નૌતમ તાન ઉપજાવેરે;
મગ્ન થઇને મોહ પમાડે, ગાંધર્વ ગાન હરાવેરે—ધન૦

અમર કોટિ તેત્રીશ ઉભા ત્યાં, બ્રહ્મા ઇંદ્રિ સંઘાતરે;
જય જયકાર કરીને, પુષ્પ વૃષ્ટિ કરે ખાંતરે—ધન૦

ધન ધન ગોપી અબળા જીવન, ધન જે રસમાં મહાલેરે;
ઉમિયાવરની બાંહે વળગ્યો, નરસૈ દીવી ઝાલેરે—ધન૦

હવે કહે છે કે આ દેખાવ જોઈને દેવાંગનાઓ અને ચંદ્ર મોહ પામ્યા—

**कृष्णविक्रीडितं वीक्ष्य, मुमुहुः खेचरस्त्रियः ॥**
**कामार्दिताः शशांकश्च, सगणो विस्मितोऽभवत् ॥१९॥**

**અર્થ**—ભગવાન્ શ્રીકૃષ્ણની રાસક્રીડા જોઈને, દેવતાઓની સ્ત્રીઓ કામાતુર થઇને, મોહ પામી ગઇ. અને ચંદ્રમા પણ ગ્રહ નક્ષત્રાદિના મંડળ સહિત, વિસ્મય પામી ગયો-સ્થંભી ગયો. [૧૯].

૧૯ વિવેચન—

ગોપિકાઓ કેવો રંગ ઉછાળતી હશે ? કે જેથી દેવોની સ્ત્રીઓને મોહ થયો.

---

૧. લાજનો સંગટો.

.૧૯ પદચ્છેદ—**कृष्णस्य विक्रीडितं वीक्ष्य**-શ્રીકૃષ્ણની લીલા જોઇને-**खेचराणां स्त्रियः**-દેવોની સ્ત્રીઓ, **मुमुहुः**-મોહ પામી. **कामेण अर्दिताः**-કામથી પીડાએલી. **सगणः शशांकः**-નક્ષત્ર સહિત ચંદ્ર. **विस्मितः अभवत्**-વિસ્મય પામી ગયો.

### રાગ—માલવ.

ઝમઝુમ ઝમઝુમ નેપૂર વાજે, તાળીને વળી તાલરે;
નાચંતો શામળીયો શ્યામા, વાધ્યો રંગ રસાળરે—ઝમ૦
ભાલે તિલક નાકે મોતી, મોર મુગટ શિર સોહેરે;
થૈ થૈ થા તહાં કરતી સુંદરી, મરકલડે મન મોહેરે—ઝમ૦
કોટિ કળાથી શશીયર પ્રગટયો, જાણે દિનકર ઉગ્યોરે;
દાસ નરસૈયો મહારસ ઝીલે, માનનીમાં તે મળીયોરે—ઝમ૦

'દેવોની સ્ત્રીઓને મોહ થયો.' એમ કહેવામાં એવો ભાવ એ છે કે-દેવોની માયામાં જીવો મોહ પામે, અને પરમાત્માની માયામાં દેવો મોહ પામે. એટલે દેવોની પેલી તરફ જે કાંઇક છે, તે સંબંધી વિચાર કરતાં, આપણને પણ મોહ થાય. આ આનંદ મરણાધીન જીવનો નહોતો, પણ પરમાત્માનો હતો. જીવો અરસ્પરસ આનંદ આપી શકે; પરમાત્મા પરમાનંદ આપી શકે. એટલે પરમાનંદની વખાર પરમાત્માને ઘેર છે. એ રસના ચાખનાર જગતની દૃષ્ટિએ નિર્ધન જણાય; પણ દિવ્ય દૃષ્ટિથી જોનારને, તેઓ ધનાઢય પરમ નિવૃત્ત-પરમ સુખરૂપ-જણાય.

ચંદ્રને પણ મોહ થયો. ચંદ્ર પણ સ્થંભ્યો. ગોપિકાઓ પણ ચંદ્રને પ્રાર્થના કરતી હતી કે-

'હે ચંદ્ર! આથમીશ નહીં—'

### પદ.

દીપકડો લઇશમારે ચાંદલિયા, સ્થિર થઇ રહેજે આજ;
વાહલોજી વિલસ્યો હું સાથે, લોપી સઘળી લાજ—દીપકડો૦
સોંપ્યું અંગ સ્યામળીઆજીને, કરવા કેલિ વિલાસ;
રખે જ્યોત તું ઝાંખી કરતો, રસની લાગી છે પ્યાસ—દીપકડો૦

[નરસી].

એક વિદ્વાન્ ગાય છે કે—

### ચંદ્રિકાનો રાસ.

સંધ્યા સાંમડીએથી સૂતેલી રજની, કાળાં અંબર ધરી આવી—હો બ્હેન!
નક્ષત્રના વૃંદને ઝીલવતી વંદનો, ડોલંતી ચંદ્રિકા દેખાણી—હો બ્હેન!
પિયૂષની અંજલિઓ પાઇ જગતને, રજનીની વાડી અજવાળી—હો બ્હેન!
ગરબો ચગાવતી શી રૂપલિયા ચોકમાં, લેતી તારલીઓથી તાળી—હો બ્હેન!
નયણાંનાં તેજ એનાં રમે કુંજ છાયમાં, ફૂલડાં પાંદડીએ એ હીંચતી—હો બ્હેન!
દિશદિશના દ્વાર ગોખ દુધેથી ધોળતી, ઉર્મિઓની શીતધાર સીંચતી—હો બ્હેન!
ગગનજરૂખે જરી વારંવાર બેસી, વાદળીની વેલને નિહાળતી—હો બ્હેન!
જીવન સંકેલી ધીમા સંયમને સ્હોડિયે, ઉરને સોપાન સ્વર્ગ સાંચરે—હો બ્હેન!
પવન પાવડીએ એ જુએ ત્રિલોકને, યુગના અબોલ સાદ સાંભળે—હો બ્હેન!
ચંદ્રિ વરસાવ તારૂં અંતર અમૃતસર, આત્માના દીપમહીં રોપજે—હો બ્હેન!

હવે કહે છે કે—જેટલી ગોપીઓ હતી, તેટલા કૃષ્ણ બન્યા—

**कृत्वा तावन्तमात्मानं, यावतीर्गोपयोषितः ॥**
**रेमे स भगवांस्ताभि-रात्मारामोऽपि लीलया ॥२०॥**

**અર્થ—શ્રીકૃષ્ણ આત્મારામ હતા, તો પણ જેટલી ગોપીઓ હતી, તેટલાં રૂપ ધારણ કરીને, તે ગોપીઓની સાથે, પ્રભુ પોતે રમ્યા. [૨૦].**

૨૦ વિવેચન—

આગળ ત્રીજા શ્લોકમાં કહ્યું છે કે—બબ્બે ગોપીઓની વચ્ચે એક એક કૃષ્ણ, એમ ગોઠવણ કરી હતી. અહીં કહે છે કે—જેટલી ગોપી તેટલા કૃષ્ણ. તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. આવા ભેદમાં ઉંડા ઉતરવું નહીં. ઉંડા ઉતરવા જેવી એ વાત છે કે—તેમની આવી અદ્‌ભુત શક્તિ જોઇને—જ્યાં જોઇએ ત્યાં તે છે, એમ જાણીને, પાપથી ડરવું—પાપથી પાછાં વળવું.' રમતાં કેવો રંગ જામ્યો હશે ?—

૫૬.

રાગ પ્રભાત.

રણઝણે નેપુર, નાચતાં નારનાં, કંકણી ધૂન તે મધ્ય થાએ;
ચરણ અતી ચાલવે, અંગવાળે ઘણું, ત્યમ ત્યમ વ્હાલોજી વેણુ વાયે—રણઝણે૦
પ્રેમે પ્રમદા રમે, પીયુને મન ગમે, નયણાં ભરી નાથનું વદન નીરખે;
કરવિશે કરગ્રહી, કુંડાળાકારમાં, મરકલા કરે ઘણું મન હરખે—રણઝણે૦
જુવતી જોબન ભરી, નાથને ઉર ધરી, અધર અમૃતરસ પાન કરતાં;
રામા સહુ રસ ભરી, અંગ શુધ વિસરી, મધુર મધુર સ્વરે ગાન કરતાં—રણઝણે૦
'ધનરે ધન્ય,' એમ અમર સહુ ઉચરે, ભેદ કો નવ લહે રમણ કેરો;
નરસૈયો ચરણની, રેણને ઝીલતો, ગોપીએ શ્યામને ઘાલ્યો ઘેરો—રણઝણે૦

૫૬.

રાધા ને કૃષ્ણ રમેરે—રાધા ને કાન રમે રે—ભૂલે ભૂલામણીરે—
બ્હેનો મને કૃષ્ણ બતાવો—બાઇઓ મને કાન બતાવો—આપું વધામણીરે—રાધા૦
શરદ પુનમની રાત—કદમ કેરી છાંયડીરે;
મ્હારો વ્હાલોજી રમતાં રાસ, લોડાવે બાંવડીરે—રાધા૦
કમર કછોટા ભીડીયા—પનવટ આકરીરે;
મારો વ્હાલોજી વાતાં વેણુ—ગોપી બની બાવરીરે—રાધા૦
મારો વ્હાલોજી મીઠી દ્રાક્ષ, ગુંજાકેરી સુખડીરે;
વ્હાલાજીનું મુખ જોતાં, ભાંખે ભૂખડીરે—રાધા૦

---

૨૦ પદચ્છેદ—[**यावतीः** (બીજી વિ.) શબ્દ **यावत्यः** (પ્રથમા વિભક્તિને) બદલે છે.] **यावतीः गोपयोषितः**—જેટલી ગોપ પત્નિઓ હતી. **तावन्तं आत्मानं कृत्वा**—તેટલાં રૂપ ધારણ કરીને **भगवान् आत्मारामः अपि**—શ્રીકૃષ્ણ આત્મારામ છે તોપણ **ताभिः सः लीलया रेमे**—તેઓની સાથે લીલાથી—લીલાના હેતુથી—રમ્યા.

હમણે હતા મહારાજ, કહો કોઇએ દીઠડારે;
રાણી રાધાજીના કંથ, મને લાગ્યા મીઠડારે—રાધા૦
અમે જાતા ગોર પૂજવા, પ્રભુ ભેળા આવતારે;
નંદાજીનો લાલ, મારે મન ભાવતારે—રાધા૦
નરસીના સ્વામી શ્યામળા, મેલો આમળારે;
નંદજીના લાલ, ઓઢી આવો કામળારે—રાધા૦

આ રમત તે આલોકની છે ? કે પરલોકની ? સાંભળો—

## રાસ.

સ્વર્ગે પ્રગટયા પૂર્ણ પ્રકાશ–કે, શરદ સોહામણી રે લોલ;
સ્વર્ગે રાધાકૃષ્ણના રાસ, ડોલાવણ વાંસળીરે લોલ.
સાખી—બંસી જગત જગાવતી, નીતરે હરિના નેહ;
અનુકંપા ને આશના, અખૂટ અમૃત મેઘ;
ડોલાવણ વાંસળીરે લોલ—સ્વર્ગે૦
સાખી—દેવ રમે દેવી રમે, રમતો રસસંસાર;
સ્વર્ગે નંદન વન ખીલે, ખૂલે મોક્ષનાં દ્વાર;
ડોલાવણ વાંસળીરે લોલ—સ્વર્ગે૦
સાખી—ડોલે સુર અસુર ધ્રૂજે, જળહળ જ્યોત ઝીલાય;
ગાઢાં અંધારાં સરે, હૈયે હરિ પ્રગટાય—
ડોલાવણ વાંસળીરે લોલ—સ્વર્ગે૦
સાખી—સ્વર્ગ સુધાને ચાંદલે, નટવર મૂર્તિ સોહાય;
જીવ ડોલાવણી એ છબી, મારે હૈયે સમાય—
ડોલાવણ વાંસળીરે લોલ—સ્વર્ગે૦

[મુળજી દુ.]

**રેમે**—જેટલી ગોપીકાઓ તેટલાં રૂપ લઇને શ્રીકૃષ્ણ રમ્યા. માત્ર રમવાનો દોષ દેખનારે વિચારવું કે–' **આત્મારામઃ અપિ** શ્રીકૃષ્ણ આત્મારામ છે, તોપણ.' ' **ભગવાન્** શ્રીકૃષ્ણ ભગવાન છે, તોપણ.' વળી જેટલી ગોપીકાઓ છે તેટલાં રૂપ જેમણે ધારણ કર્યા છે, તે કૃષ્ણ. યાદ રાખવું ઘટે છે કે–ગોપીકાઓએ ગોર પૂજતી વખતે દેવી પાસે માગ્યું હતું કે–' અમારા પતિ શ્રીકૃષ્ણ થાય ' વળી આ ગોપિકાઓ, પૂર્વે રામાવતારમાં દંડકારણ્યમાં ઋષિઓ હતા; અને તેમને શ્રીરામના રૂપમાં મોહ થયો હતો. ' જેવી ભાવનાથી ભજે, તેમને તેવું ફળ આપવું. ' એ વચન સિદ્ધ કરવા, પ્રભુએ ગોપિકાઓનાં જેટલાં રૂપ લીધાં, અને તેમને પતિસુખ આપ્યું. દશરથ અને વસુદેવ જેવા ભાગ્યશાળી જીવોના, પ્રભુ દીકરા થઇને અવતર્યા. અર્જુન જેવા ભાગ્યશાળીના, સખા થવા અવતર્યા. તેમ ગોપિકાઓના પતિ થવા અવતર્યા—કંસના કાળરૂપે અવતર્યા, અને ભકતોને હૈયાના હાર રૂપે અવતર્યા. ' ઘડી પછી મારૂં શું થશે ? ' તેની જેને ખબર નથી; તે ડહાપણ ડાહ્યો જીવ, અનેક રૂપ લેનાર આત્મારામ ભગવાનની ટિકા કરવા લલચાય, તે મોટા અજ્ઞાન સિવાય બીજું કાંઈ નથી.

હવે સુરતસંગ્રામની–વિલાસભોગની–સમાપ્તિનું સૂચન કરે છે.

પોતાનાંઓનો થાક કેવી રીતે ઉતારવો ? તે હવે પ્રભુ શીખવે છે—

**तासामतिविहारेण, श्रान्तानां वदनानि सः ॥**
**प्रामृजत्करुणः प्रेम्णा, शंतमेनाङ्ग पाणिना ॥ २१ ॥**

**અર્થ—શ્રીશુકદેવજી આગળ કહે છે કે–હે રાજન્ ! ઘણુાજ વિહારથી થાકી ગએલી તે સ્ત્રીઓનાં (પરસેવાવાળાં) મુખ, તે કૃપાળુ શ્રીકૃષ્ણ, પોતાના સુખકારી હાથથી, પ્રેમથી–એટલે રાજી થઇને–લુછવા લાગ્યા. (૨૧)**

૨૧ વિવેચન--

થાકેલા ઘોડાને રાવત થાબડે, તો ઘોડાનો થાક અમુક અંશમાં ઉતરી જાય. થાકેલા નોકરનો શેઠ જરા ખભો થાબડે, તો નોકરનો થાક કમી થાય; ધંધાથી થાકીને આવેલા પતિને, સ્ત્રી જરા પંપાળે–સારવાર કરે–મીઠાં મધુરાં વચનથી પ્યાર કરે–તો પતિનો અરધો થાક ઉતરી જાય; તે પ્રમાણેજ થાકેલી સ્ત્રીને, પતિ જરા પંપાળે–માથાના ખસી ગએલા વાળ જરા સરખા કરે–મુખ ઉપર હાથ ફેરવીને પસીનો લુછી નાંખે–વિગેરે; ત્યારે સ્ત્રીનો થાક ઉતરી જાય, એટલુંજ નહીં; પણુ તેણીનું મન સુખની શીતળ ટેકરી ઉપર જઇને બેસે –તેણી પોતાને બહુજ ભાગ્યશાળી માને. સમજુ સ્ત્રી પુરૂષોએ આ શીખવા જેવું છે. પતિ-પત્નિનો સંબંધ તો, પશુપક્ષી સુધી પ્રસરીને રહ્યો છે. કેટલાંએક પતિપત્નિ, પશુપક્ષીના દંપતિ જેટલું સુખ પણુ ભોગવી શક્તાં નથી. એક બીજાથી અવળાં ચાલીને, અગર વચ્ચે બીજી નકામી ઉપાધિઓ ઉભી કરીને, સાચા પવિત્ર સ્નેહને સરી જવા દે છે. માનવજીવન ધૂળમાં રગદોળી નાંખે છે. યાદ રાખજો કે–આ ખોટ બીજા કોઇપણુ જન્મમાં પૂરાય એવી નથી. સનાતન ધર્મમાં પતિ એટલે પ્રભુ, અને સ્ત્રી એટલે ધર્મસહચારિણી.

ગોપિકાઓનાં મુખ ઉપર હાથ ફેરવીને, પ્રભુ બહુજ વ્હાલ બતાવે છે.

મીરાં કહે છે કે–રાધાજીના મુખ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં, પ્રભુએ હળવે રહીને રાધાજીની નથડી કાઢી લીધી. પ્રેમમાં પરવશ થએલાં રાધાજી આ વાત તુરત સમજી શક્યાં નહીં. થોડીવારે રાધાજી સ્વસ્થ થયાં, અને નાકપર નથડી ન દેખી, ત્યારે રાધાજીએ શ્રીકૃષ્ણુને પૂછ્યું–[બરાબર ભાવથી ઉપાડજો]—

પદ.

નાગર–નંદાજીના લાલ ! (૨) રાસ રમંતા મારી નથડી ખોવાણી.
કાના ! જડી હોય તો આલ્ય, કાના ! જડી હોય તો આલ્ય—રાસ૦ નાગર૦
પીળી પીળી નથડી ને–ધોળાં ધોળાં મોતી; [૨]
તે નથડીને કારણે હું–હિંડું ગોકુળ જોતી–જોતી–જોતી—નાગર૦ કાના૦
એક એક મોતી, માંહી સોના કેરો તાર; (૨)
સોળસે ગોપીમાં, પ્રભુ ! રાખો મારો ભાર–ભાર–ભાર—નાગર૦ કાના૦

---

૨૧ પદચ્છેદ--**हे अंग**–હે રાજન્ ! **अतिविहारेण श्रांतानां तासां वदनानि**–ઘણુાજ વિહારથી થાકી ગએલી તે સ્ત્રીઓનાં મુખ. **सः करुणः**–તે કૃપાળુ ભગવાન્ **प्रेम्णा**–પ્રેમથી [**शं** એટલે સુખાકારી.] **अतिशयेन शं इति शंतमः तेन शंतमेन इति पाणिना**–ઘણુાજ સુખકારી હાથથી. **प्रामृजत्**–લુછવા લાગ્યાં.

નાનેરી પહેરૂં તો મારે નાકે નવ સોહાય; (૨)
મોટેરી પહેરૂં તો, મારા મુખપર ઝોલા ખાય-ખાય-ખાય—નાગર૦ કાના૦
આંબાપર કોયલડી બોલે, વનમાં બોલે મોર; [૨]
રાધાજીની નથડીનો શામળીયો છે ચોર-ચોર-ચોર—નાગર૦ કાના૦
તું છે બેટી ભૃગુભાણુની, ગોકુળ ગામમાં રહેતી; [૨]
ત્રણ પૈસાની નથડી માટે, મુજને ચોર-કહેતી-કહેતી-કહેતી—નાગર૦ કાના૦
તું છે લાલો નંદરાયનો, હું આહીરની છોડી; [૨]
બાઇ મીરાં કહે-ગિરધર નાગર, મારી મતી થોડી-થોડી-થોડી—નાગર૦ કાના૦

સુરસ્યામ કહે છે કે-રાધાજીએ પણ શ્રીકૃષ્ણની બંસી ચોરી લીધી હતી. પ્રભુએ ઘણાં કાલાવાલા કર્યા, ત્યારે રાધાજીએ બંસી પાછી આપી. આ પણ એક પ્રકારની શૃંગારીક ગમત સમજવી. વ્હાલાનાં વિનોદ આવાજ હોય.

**तासां वदनानि**—તેઓનાં મુખ. બહુ વચન મૂકીને સૂચવે છે કે-પ્રભુ અનેકરૂપે હતા. તેથી પ્રભુએ તમામ ગોપિઓના મુખ ઉપર હાથ ફેરવ્યો હતો.

આ વખતે ગોપિકાઓની સ્થીતિ કેવી હતી તે હવે કહે છે કે—

### વસંતતિલકા.

**गोप्यः स्फुरत्पुरटकुण्डलकुन्तलत्विड्गण्डश्रिया सुधितहासनिरीक्षणेन ॥**
**मानं दधत्य ऋषभस्य जगुः कृतानि, पुण्यानि तत्कररुहस्पर्शप्रमोदाः ॥२२॥**

અર્થ—ચળકતા સોનાના કુંડળ અને કેશની કાંતિથી થએલી ગાલની શોભાને લીધે, અમૃતસમાન લાગતાં મંદહાસ્ય સહિત જોવાથી, ભગવાનને માન આપતી, અને શ્રીકૃષ્ણના હાથના નખના સ્પર્શથી, જેમને પરમ આનંદ થયો હતો, એવી ગોપિકાઓ, શ્રીકૃષ્ણના પવિત્ર કર્મોનું ગાન કરતી હતી. (૨૨)

૨૨ વિવેચન—

સુખથી સૌંદર્ય ખીલે, અને દુઃખથી સૌંદર્ય કરમાય.

ચોપાઇ—સરિતા જળ જલનિધિમેં જાઇ, હોય અચલ જિમિ જીવ હરિ પાઇ.

આ આનંદ કેવા પ્રકારનો હશે?—

---

૨૨ પદચ્છેદ—[**स्फुरत**-ચળકતું **पुरटं**-સોનું **स्फुरत्पुरटं**-ચળકતું સોનું.] **स्फुरत्पुरटस्य कुंडलानि स्फुरत्पुरटकुंडलानि तानि च कुंतलाश्च तेषां त्विट्** (તેજ) **तया गंडेषु श्रीः** (શોભા) **तया-स्फुरत्पुरटकुंडलकुंतलत्विड्गंडश्रिया**-ચળકતા સોનાના કુંડળની અને કેશની કાંતિથી થએલી ગાલની શોભાને લીધે. **हासेन युक्तं निरीक्षणं हासनिरीक्षणं, सुधितं च हासनिरीक्षणं च तेन सुधितहासनिरीक्षणेन**-અમૃત સમાન લાગતાં મંદહાસ્ય સહિત જોવાથી. **ऋषभस्य**-શ્રીકૃષ્ણને **मानं दधत्यः-गोप्यः**-માન આપતી ગોપિકાઓ **तस्य कररुहाणाम् स्पर्शेन प्रमोदः यासां ताः**-શ્રીકૃષ્ણના હાથના નખના સ્પર્શથી જેમને પરમ આનંદ થયો છે એવી તે ગોપીકાઓ. **पुण्यानि कृतानि जगुः**-પવિત્ર કર્મોનું ગાન કરતી હતી.

'હાટે હાટે વ્હોરતા હોય, કોઇ ખાટે કોઇ મૂળગું ખોય;
ધન વ્હોરતિયા જેણે વસ્તુ જોઇ, અખા પ્રેમના પાત્ર થયા નર સોઇ.
એક અલ્પ આનંદી સદા અલ્પાય, અખા પ્રેમાનંદનો અલખ ન થાય;
પ્રેમાનંદી ભક્તિ આકરી, વસમી વાટ મહા ખરેખરી.
કામરહિત પણ કામનો વેશ, તેનો જ્ઞાની પંડિતને ન લાધે દેશ.
પ્રેમાનંદી જ્યાં ગાય ને વાય, અલ્પાનંદીને અટપટું જણાય;
અલ્પાનંદી પોતાને પ્રેમાનંદી ભણે, જેમ વાંઝણીપુત્ર ખોળામાં ગણે. [અખો].

તે સંબંધમાં મણિભાઇ નભુભાઇ કહે છે કે—

**પદ-(મહાડ).**

**સાચી બાલમ ! દુનિયામાં પ્રીતિ ના બને,**
પ્રીતિ નિશો આકરોરે, મત પી છોડ ગમાર;
સાચું પીધેલું નહીં મળે તો, ખાઇશ મુંગો માર—બાલમ, પ્રીતિ ના બને. ૧
એજ નિશાની ધૂનમાં તો, (૨) છૂટી જશે સંસાર;
રાગી વિરાગી ત્યાગી ફકીરી, (૨) બ્રહ્મભજન એકતાર—બાલમ૦
એજ દીવો વિશ્વનો—એ, વણુ અંધારી રાત;
રાત વિષે પરભાત કયાં ? (૨) વળી ખાવી સામી લાત—બાલમ૦
સ્વારથની પી વારૂણી ને, દુનિયા બાધી મત્ત;
પ્રેમ નશો ત્યાં વાત નકામી, (૨) મત્તમાં શા ઉન્મત્ત !—બાલમ૦
ભેગાં મળ્યાં દસવીશ સોએક, વસ્ત્ર ચઢાવ્યાં શીશ;
વસ્ત્ર ધરેલાં તેજ નાગાં, (૨) નાગાં સર્વ અધીશ !—બાલમ૦
પ્રેમતુલ જગવહ્નિ હું–તું, ભેદ ગણો ધૃતરૂપ;
એ સર્વે જ્યાં હોય ત્યાં, (૨) શી પ્રેમકથા સુખરૂપ—બાલમ૦
પ્રેમ ખરો એ આદરો જ્યાં, સર્વે કોઇ સમાય;
હું–તું ભેદ ટળે મણિ, (૨) બધે બ્રહ્મપ્રેમ વરતાય—બાલમ૦

શ્રીમદ્વિદ્યારણ્ય સ્વામી પંચદશીમાં કહે છે કે—**'યદ્યત્સુખં ભવેત્–તત્‌બ્રહ્મૈવ પ્રતિબિંબનાત્'** એટલે વિષયાનંદ પણ બ્રહ્માનંદનો અંશ છે. એટલે આવો અભેદ પ્રેમ સમજાવા માંડયો, કે બ્રહ્મસમાધિનું પ્રાણાયામ હાથ આવ્યું જાણવું. આવી અભેદ ભક્તિ થવી તે એક પ્રકારનો વૈરાગ છે. કારણ કે સ્વસંબંધનો ત્યાગ કરવો તેનું નામ વૈરાગ. પતિ એટલે પ્રભુ, અને પત્નિ એટલે **સહધર્મચારિણી–પ્રિયતમા.** એક વ્યક્તિમાં સ્થાપેલા પ્રેમને, ધીમે ધીમે વિશ્વ વ્યાપી બનાવી, બ્રહ્મભાવના કરવી, એ માનવજીવનની સફળતા. બેટરીમાં એકઠી કરેલી વીજળી અનેક ઠેકાણે જઇને પ્રકાશ આપે; કોઠીમાં એકઠી કરેલી વરાળ મોટી મોટી રેલ્વેને ગતિ આપે; તેમ પતિએ પત્નિમાં અને પત્નિએ પતિમાં એકત્રિત કરેલો પ્રેમ–અનન્યભાવ, ધીમે ધીમે વિશ્વવ્યાપી થાય; અને પરિણામે ચિત્ત બ્રહ્મભાવના પામે. **तस्य भासा सर्वं इदं विभाति ।** [ઉપનિષદ] **मयि सर्व-मिदं प्रोतं, सूत्रे मणिगणा इव ।** [ગીતા] વિગેરે પોકારીને કહે છે કે–'પ્રેમજ સમગ્ર વિશ્વનો દીવો છે.'

**पुण्यानि कृतानि**—પૂણ્ય કર્મો. પવિત્ર કર્મો. આ શબ્દો રાસલીલાનું પવિત્રતાનું સૂચન કરે છે.

**सुधितहासावलोकनेन**—અમૃતયુક્ત હાસ્યપૂર્વક સામે જોવું તે. આ શૃંગારરસની છોળો છે.

હવે શ્રીકૃષ્ણ ગોપિકાઓની સાથે જળક્રીડા કરે છે.

વસંતતિલકા.

**ताभिर्युतः श्रममपोहितुमङ्गसङ्ग–घृष्टस्रजः स कुचकुङ्कुमरंजितायाः ॥**
**गन्धर्वपालिभिरनुद्रुत आविशद्वाः, श्रान्तो गजीभिरिभराडिव भिन्नसेतुः ॥२३॥**
**सोऽम्भस्यलं युवतिभिः परिषिच्यमानः, प्रेम्णेक्षितः प्रहसतीभिरितस्ततोंऽग ॥**
**वैमानिकैः कुसुमवर्षिभिरीड्यमानो, रेमे स्वयं स्वरतिरत्र गजेन्द्रलीलः ॥२४॥**

અર્થ—થાકી ગએલા તથા જેમણે લોકમર્યાદાનું અને વેદમર્યાદાનું ઉલ્લંઘન કર્યું હતું, તે શ્રીકૃષ્ણ ભગવાને, જેમ મોટો માતંગ હાથી, હાથણીઓની સાથે જળમાં પ્રવેશ કરે; તે પ્રમાણેજ, શ્રમ ઉતારવા માટે, તે સ્ત્રિયોની સાથે જળમાં પ્રવેશ કર્યો. તે સમયે અંગના સંગથી ચોળાએલી માળાના, તથા જે માળા સ્તન ઉપર ચોપડેલા કેસરથી રંગાએલી હતી–તે માળાના, (એટલે એવી માળામાં આસક્ત થએલા રસલોભી,) ઉત્તમ ગંધર્વો જેવા ભ્રમરો, શ્રીકૃષ્ણની પાછળ પાછળ જવા લાગ્યા–પાછળ પાછળ ઉડવા લાગ્યા. (૨૩) હે રાજન્! તે વખતે ઘણીજ હસતી સ્ત્રીઓ–એટલે–પ્રેમથી ઉભરાતી ગોપીકાઓ, ચારે તરફથી શ્રીકૃષ્ણને જળથી ભીજવતી હતી, શ્રીકૃષ્ણ ઉપર ચારે તરફથી જળ ઉડાડતી હતી. પ્રેમથી જોવાતા, અને પુષ્પની વૃષ્ટિ કરનારા

---

૨૩ પદચ્છેદ—**श्रांतः**-થાકી ગએલા. **भिन्नसेतुः**-લોકવેદની મર્યાદાનું ઉલંઘન કરનાર **इभराट् गजीभिः इव**-મોટો (ખરતાલી રહેલો) હાથી હાથણીઓની સાથે જળમાં પ્રવેશ કરે. તેમ **ताभिः युतः**-તે સ્ત્રીઓની સાથે. **श्रमं अपोहितुं**-શ્રમ ઉતારવા માટે **वाः आविशत्**-જળમાં પ્રવેશ કર્યો. તે સમયે. **अंगसंगेन घृष्टा-या स्रक् तस्याः अंगसंग घृष्टस्रजः**-અંગસંગથી ચોળાએલી માળાના **कुचकुंकुमेन रंजिता या स्रक् च-तस्याः कुचकुंकुमरंजितायाः**-સ્તન ઉપરચોપડેલા કેસરથી રંગાએલી હતી તેના. [**गंधर्वान् पांति इति गंधर्वपाः**-મોટા ગંધર્વો. **गंधर्वपाः इव अलयः** (ભ્રમરો) **तैः**-ઉત્તમ ગંધર્વોના જેવા ભ્રમરોથી. **अनुद्रुतः इति कृष्णः**-પાછળ જવાતા એવા શ્રીકૃષ્ણ.

૨૪ પદચ્છેદ—**हे अंग !**-હે રાજન્! **प्रहसतीभिः युवतिभिः**-ઘણીજ હસતી સ્ત્રીઓથી **इतः ततः परिषिच्यमानः**-ચારે તરફથી ભીજવાતા કૃષ્ણ. **प्रेम्णा ईक्षितः**-પ્રેમથી જોવાતા. **कुसुमवर्षिभिः वैमानिकैः ईड्यमानः**-પુષ્પની વૃષ્ટિ કરનારા વૈમાનવાળાઓથી (દેવોથી) સ્તુતિ કરાતા **स्वस्मिन् रतिः यस्य सः स्वरतिः**-આત્મારામ-**गजेंद्रस्य लीला इव लीला यस्य सः गजेंद्रलीलः**-મોટા હાથીની માફક લીલા કરનારા. **स्वयं रेमे**-પોતે (જળમાં) રમવા લાગ્યા.

**વૈમાનમાં બેસનારા દેવોથી સ્તુતિ કરાતા, તથા આત્મારામ છતાં, મોટા મદોન્મત્ત હાથીના જેવી લીલા કરતા–શ્રીકૃષ્ણ ભગવાન, (જળમાં તે સ્ત્રીઓની સાથે) પોતે રમવા લાગ્યા. (૨૪)**

૨૩–૨૪ વિવેચન—

આ જળક્રીડા અલૌકિક હતી, તો પણ કવિયો હાથી અને હાથણીઓની જળક્રીડાને ઉત્તમ ગણે છે, તેથી તેમની ઉપમા આપી.

શ્રીહરિની માળા કેવી ?—સુગંધના ઢગલા. ભ્રમરો પાછળ પાછળ ઉડયા કરે એવી. સ્ત્રીઓને બાથમાં લેતાં, આ માળા ચોળતી હતી, અને સ્ત્રીઓના સ્તન ઉપરના કેસરથી રંગાતી હતી. પરિણામે સુગંધથી ઉભરાતી હતી, અને ભ્રમરોને લલચાવતી હતી.

આ માળામાં ત્રણ પ્રકારની ગંધ હતી–દેહામોદ, પુષ્પામોદ, કુકુંમામોદ.

**ભિન્નસેતુઃ**—'સેતુ' એટલે 'મર્યાદા.' આત્મારામત્વરૂપ બ્રહ્મમર્યાદા, અને પરદારા ગમનરૂપ લોકિકમર્યાદા–એમ લૌકિક અલૌકિક બેઉ મર્યાદાઓનો પ્રભુએ ભંગ કર્યો.

પુષ્પવૃષ્ટિ—'આ જળક્રીડા વખતે દેવો પુષ્પવૃષ્ટિ કરતા હતા', એમ કહીને, શ્રીશુકદેવજી આ જલક્રીડાને નિર્દોષ બનાવે છે.

રાજાને 'અંગ'નું સંબોધન કરીને સૂચવ્યું કે–'કુતર્કના પૂરમાં તણાઇશ નહીં. આ તો પ્રભુ અને પ્રભુની શક્તિઓની અલૌકિક લીલા છે.

ગોપીકાઓ શ્રીકૃષ્ણની ચારે તરફ ઉભી રહીને, જળ છાંટતી વખતે, કેવા પ્રકારનું ગાન કરતી હશે ? તે ભાવથી સાંભળો–બરાબર રંગથી ઝીલજો. યાદ રાખજો કે—આ યુવતીઓની રસરેલ છે–ડોસીઓની નહીં—

**જળક્રીડા.**

રાસ, રાગ—નાગર ઉભા રહો રંગ રસિયા.

આજે આનંદ જળ ઝીલણી રે, સહિયર ! આવો એ જળ ઝીલવા.
ઉછળે અનંત રસરેલ રે—સહિયર ! આવો એ જળ ઝીલવા.
સાજે સોહાગ સરિત સુંદરી રે— સહિયર ! આવો૦
ઉરમાં છે એક અલબેલ રે— સહિયર ! આવો૦
ચંદાને ચોક ચડી ચાંદની રે— સહિયર ! આવો૦
આશા ભરી ઉભરાય રે— સહિયર ! આવો૦
શાળી શી શરદની રાતડી રે— સહિયર ! આવો૦
મીટે મીટે મલકાય રે— સહિયર ! આવો૦
પ્રીતિનાં પૂર જગત્ ઝીલણી રે— સહિયર ! આવો૦
સેરે સેરે નવાં નીર રે— સહિયર ! આવો૦
હૈયે તરંગ રૂડા હિંચતા રે— સહિયર ! આવો૦
તેજે ભર્યાં એનાં તીર રે— સહિયર ! આવો૦
વ્હાલમનાં વ્હાલ વહે વેગથી રે— સહિયર ! આવો૦
ભરતી શી ભાવની ભરાય રે— સહિયર ! આવો૦
અમૃતના ઓઘભરી આંખડી રે— સહિયર ! આવો૦

મુખડે મીઠાશ નહિં માય રે— સહિયર ! આવો૦
એવો પ્રભુજીના પ્રેમનો રે— સહિયર ! આવો૦
સાગર શો છલકાય રે— સહિયર ! આવો૦
ઉરની રચાવો રૂડી અંજલિ રે— સહિયર ! આવો૦
ઝીલો ઝરણું વહ્યાં જાય રે— સહિયર ! આવો૦
સહિયર ! આવો એ જળ ઝીલવા. [ બોટાદકર ]

હવે રાસલીલાનો ઉપસંહાર કરે છે—વંશસ્થ.

**ततश्च कृष्णोपवने जलस्थल-प्रसूनगन्धानिलजुष्टदिक्तटे ॥**
**चचार भृङ्गप्रमदागणावृतो यथा मदच्युद्द्विरदः करेणुभिः ॥ २५ ॥**
**एवं शशांकांशुविराजिता निशाः, स सत्यकामोऽनुरताबलागणः ॥**
**सिषेव आत्मन्यवरुद्धसौरतः, सर्वाः शरत्काव्यकथारसाश्रयाः ॥ २६ ॥**

અર્થ—**પછી** જળ અને સ્થળના પુષ્પોની સુગંધીવાળા પવનથી, જેની દિશાઓ અને કાંઠાઓ વ્યાપી રહ્યા હતા—એવા યમુનાજીના ઉપવનમાં, ભ્રમરોનાં અને પ્રમદાઓનાં ટોળાંઓથી વિંટાએલા કૃષ્ણ, જેના ગંડસ્થલમાંથી મદ ટપકે છે એવો હાથી, જેમ હાથણીઓની સાથે વિહાર કરે, તે પ્રમાણે વિહાર કરવા લાગ્યા—આમ તેમ ફરવા લાગ્યા. [૨૫] આ પ્રમાણે સત્ય સંકલ્પવાળા, સ્ત્રીઓનો સમુદાય જેમાં પ્રીતિ રાખી રહ્યો હતો એવા, તથા જેમણે **પોતાના વીર્યને** સ્ખલિત થવા દીધું નહીં એવા—ભગવાન્ શ્રીકૃષ્ણે, ચંદ્રમાના કિરણોથી

૨૫ પદચ્છેદ—**ततः च**—પછી. **कृष्णायाः उपवनं तस्मिन्**—યમુનાજીના ઉપવનમાં. **जलं च स्थलं च जलस्थले तयोः प्रसूनानां गंधः यस्मिन् सः अनिलः तेन जुष्टानि** ( સેવાયેલાં ) **दिक्तटानि यस्मिन् तत्, तस्मिन् इति जलस्थलप्रसून गंधानिलजुष्टदिक्तटे इति कृष्णोपवने**—જળ અને સ્થળના પુષ્પોની સુગંધીવાળા પવનથી જેની દિશાઓ અને કાંઠા વ્યાપી રહ્યા હતા એવા યમુનાજીના ઉપવનમાં **भृंगाश्च प्रमदाश्च तासां गणैः आवृतः** ( વિંટાએલા.)—ભ્રમરો અને પ્રમદાઓનાં ટોળાંઓથી વિંટાએલા. **मदं च्योतति इति मदच्युत्**—જેમાં મદ સ્રવે એવો **द्विरदः**—હાથી. [**द्वौ रदौ** (દાંત) **यस्य सः द्विरदः**] **करेणुभिः यथा**—જેમ હાથીઓની સાથે વિહાર કરે તેમ **चचार**—ફરતા હતા. ૨૬ પદચ્છેદ—**एवं**—એ પ્રમાણે. **सत्यः कामः यस्य सः**—સત્ય સંકલ્પવાળા ભગવાન્ **अनुरतः अबलागणः यस्मिन् सः अनुरताबलागणः**—સ્ત્રીઓનો સમુદાય જેમાં પ્રીતિ રાખી રહ્યો છે તે. **आत्मनि अवरुद्धं सौरतं** (વીર્ય) **येन सः आत्मन्यवरुद्ध-सौरतः**—જેણે પોતાના વીર્યને સ્ખલિત થવા દીધું નથી તે. **शशांकस्य अंशुभिः** (કીરણો) **विराजिताः निशाः**—ચંદ્રમાના કિરણોથી શોભી રહેલી રાત્રીઓમાં [દ્વિતીયા સપ્તમીના અર્થમાં છે] **शरत् च काव्यानि च शरत्काव्यानि तेषु ये कथारसाः तेषां आश्रयाः ताः सर्वाः**—સરદ ઋતુમાં કરવા જેવી જે જે લીલાઓ સાહિત્યના ગ્રન્થોમાં લખેલી છે તે તમામ લીલાઓ. **सिषेव**—શ્રીકૃષ્ણે કરી.

**શોભી રહેલી રાત્રીઓમાં, શરદ ઋતુમાં કરવા જેવી જે જે લીલાઓ, સાહિત્યના ગ્રન્થોમાં લખેલી છે, તે તમામ લીલાઓ (શ્રીકૃષ્ણે) કરી. [૨૬]**

૨૫-૨૬ વિવેચન—

આ સાથે રહીને પુષ્પ વિણવાની લીલા છે-વનલીલા છે-વનવિહાર છે.

**आत्मन्यवरुद्धसौरतः-आत्मनि अवरुद्धं सौरतं** (વીર્ય) **येन सः इति कृष्णः-** શ્રીકૃષ્ણ કોણ ? કે-આવા પ્રસંગોમાં પણ જેમનું વીર્ય સ્ખલીત થયું નહોતું તે. આ શબ્દ શ્રીકૃષ્ણનું પ્રભુત્વ સૂચવે છે. જો આ શબ્દ ઉપસંહારમાં ન મૂક્યો હોત, તો અનેક ગોટાળા ગબડી પડત. આ કારણથીજ શ્રીકૃષ્ણને 'કંદર્પદર્પહર' કહેવાય છે.-'કંદર્પ' એટલે 'કામદેવ.' 'દર્પ' એટલે ગર્વ. કામદેવના ગર્વને જે હરિ લે, તે **કંદર્પદર્પહર.** પુરૂષોએ કંદર્પદર્પહર બન્યા પછી સ્ત્રીઓ સાથે રાસ રમવા; અને સ્ત્રીઓએ કંદર્પદર્પહર પુરૂષ ઈશ્વર સાથેજ રાસ રમવા. જેમ અગ્નિ પાસે ઘી દ્રવે; તેમ સ્ત્રી પાસે પુરૂષ દ્રવે. તેમાં આ તો અનેક રંગીલી ગોપીકાઓ. આવા પ્રસંગમાં વીર્યની રક્ષા કરનારા પુરૂષો ક્યાંઇ સાંભળ્યા છે ?

શ્રીશંકરાચાર્યે મંડનપંડિતની સ્ત્રી સરસ્વતીને, કામશાસ્ત્રના વાદમાં જીતી લેવા-રાજી કરવા;, અમરક રાજાના દેહમાં પ્રવેશ કરવાનો વિચાર કર્યો. ત્યારે શ્રીશંકરાચાર્યના પદ્મપાદ નામના શિષ્યે કહ્યું છે કે-' હે મહારાજ! પૂર્વે **મત્સ્યેંદ્ર** નામના મોટા યોગીએ, પોતાના શરીરને, પોતાના શિષ્ય **ગોરક્ષ**ને સોંપીને, કામરૂદેશના રાજાના શરીરમાં પ્રવેશ કર્યો હતો. અસ્ખલીત વીર્યવાન રહેવા તેણે ઘણો પ્રયત્ન કર્યો, તોપણ તે ભ્રષ્ટ થઇ ગયો. ગોરક્ષનાથે તેને માંડ માંડ પૂર્વના શરીરમાં આણ્યો. માટે આપ આ સાહસ ખેડવું રહેવા દો. ' તેના જવાબમાં શ્રીશંકર બોલ્યા હતા કે—

**असंगिनो न प्रभवंति कामा, हरेरिवाभीरवधूसखस्य ।**
**वज्रोलियोगप्रतिभूः स एव, वत्सावकीर्णित्वविपर्ययो नः ॥ ९० ॥**

[ શંકરદિગ્વિજય ].

જેમ ગોપિકાઓનો સંગ કરવાથી, શ્રીકૃષ્ણને કાંઇ કામકૃત દોષ લાગ્યા નહોતા; તેમ આસક્તિથી રહિત બીજા પુરૂષને પણ, કોઈ કામકૃત દોષ લાગતા નથી. યોગમાં વજ્રોલી નામની જે ક્રીયા છે, તે આપણા વીર્યને સ્ખલીત નહીં થવા દેવામાં જામીન છે. [વજ્રોલી ક્રિયાથી સ્ત્રીનો સંગ કરતાં, પુરૂષનું વીર્ય સ્ખલીત થતું નથી એટલુંજ નહીં, પણ આ ક્રિયા સ્ત્રીના વીર્યને પણ ખેંચી લે છે. [જુઓ હઠયોગ પ્રદીપિકા ત્રીજો ઉપદેશ શ્લોક ૯૩ થી ૯૫]

શ્રી શંકરાચાર્ય અમરક રાજાની રાણીઓ સાથે, મોજે ચડયા હતા; પણ અસ્ખલીત વીર્યવાન્ રહી શકયા.

સામાન્ય પુરૂષ ગમે એટલો નિરોગ હોય, તો પણ બે પાંચ દસ વીસ સ્ત્રીઓ સાથે એકી વખતે સંયોગ કરી શકે, ત્યારે શ્રીકૃષ્ણે અનેક રૂપે અનેક સ્ત્રીઓ સાથે સંયોગ કર્યો. આ પણ પ્રભુત્વ અને વિલક્ષણતા.

**ब्राह्मः**—કૃષ્ણનાં અનેક રૂપ હતાં, તોપણ એકજ કૃષ્ણ દેખાતા હતા; તેમ અનેક રાત્રીઓ પસાર થઈ ગઇ; તો પણ એકજ રાત્રી દેખાતી હતી. આ પણ યોગીની યોગકળા.

કાવ્યકથારસ—કામશાસ્ત્ર, વાત્સાયનનાં કરેલાં સૂત્રો, રસગંગાધર અને સાહિત્યદર્પણ. વિગેરે. રાસલીલાના રસીકે આ ગ્રન્થો પ્રથમ વાંચી જવા જોઇએ.

ઉપસંહારમાં આપણે કાંઇ ગાઇએ—

ગરબો.

જુઓ નટવર ગોપાલ થેઇ થેઈ નાચી રહ્યો.
નાચી રહ્યો રંગ મચાવી રહ્યો. **જુઓ નટવર.**

સાખી—સ્વચ્છ યામીની શરદની, પૂરણ ચંદ્ર પ્રકાશ;
શ્રી યમુનાના પુલીનમાં, રંગે રમતા રાસ;
એક એક ગોપીને વચમાં શ્રીકૃષ્ણજી, તાલ મૃદંગ સુર છાઇ રહ્યો. જુઓ૦

સાખી—શીતળ મંદ સુગંધમાં, પવન વહે છે ત્યાંહ;
સુંદિર ફૂલ્યાં ફૂલ બહુ, નાનાં વિધના જ્યાંહ.
જુઈ કેતકી ને ચંપો ચંમેલી, ડમરો ગુલાબ પુષ્પ ખીલી રહ્યાં. જુઓ૦

સાખી—રમતાં કુસુમિત વનમાં, અભીત હુવા નંદલાલ;
રમણલાલ હિત મગ્ન છે, નિરખી છબી તે કાલ.
આવિ બિરાજ્યા પ્રભુ કામીનીના કુંજમાં, પ્રીતિના રંગનો એ ભાવી થયો. જુઓ૦

હવે પરીક્ષિત રાજા શંકા કરે છે—

॥ **राजोवाच** ॥

**संस्थापनाय धर्मस्य, प्रशमायेतरस्य च ॥**
**अवतीर्णो हि भगवा–नंशेन जगदीश्वरः ॥ २७ ॥**
**स कथं धर्मसेतूनां, वक्ता कर्ताऽभिरक्षिता ॥**
**प्रतीपमाचरद्ब्रह्मन्, परदाराभिमर्शनम् ॥ २८ ॥**
**आप्तकामो यदुपतिः, कृतवान् वै जुगुप्सितम् ॥**
**किमभिप्राय एतं नः, संशयं छिन्धि सुव्रत ॥ २९ ॥**

અર્થ—પરીક્ષિત રાજા પૂછે છે કે-' હે મહારાજ ! ધર્મનું સ્થાપન કરવા માટે જ, અને અધર્મનો નાશ કરવા માટેજ, જગત્‌ના ઇશ્વર ભગવાન્ પોતાના અંશ સાથે અવતર્યા છે; તથા ધર્મની મર્યાદાઓનુ પાલન કરવા માટે ઉપદેશ

૨૭ પદચ્છેદ—**धर्मस्य संस्थापनाय**-ધર્મનું સ્થાપન કરવા માટે. **च**-અને **इतरस्य प्रशमाय**-અધર્મનો નાશ કરવા માટે. **जगदीश्वरः भगवान्**-જગત્‌ના ઇશ્વર ભગવાન્ **हि**-ચોકકસ **अंशेन अवतीर्णः**-પોતાના અંશ સાથે અવતર્યા છે. ૨૮ પદચ્છેદ—**हे ब्रह्मन् !** -હે મહારાજ ! **धर्मसेतूनां वक्ता कर्ता अभिरक्षिता**-ધર્મની મર્યાદાઓના પાલન માટે ઉપદેશ કરનારા, ધર્મની મર્યાદાઓ પોતે પાળનારા અને ધર્મની મર્યાદાઓનું રક્ષણ કરનારા. **सः**-તે ભગવાને. **परदाराणां अभिमर्शनम्**-પરસ્ત્રીના સેવન રૂપી. **प्रतीपम्**-અધર્મ. **कथं आचरत्**-કેમ કર્યો ?

૨૯ પદચ્છેદ—**हे सुव्रत !**-હે બ્રહ્મચારી ! હે મુનિ ! **यदुपतिः आप्तकामः वै**-ભગવાન્ પૂર્ણકામ છે તોપણ. **कः अभिप्रायः यस्य सः किमभिप्रायः**-શા અભિપ્રાયથી શ્રીકૃષ્ણે. **जुगुप्सितम् कृतवान्**-નિંદ્ય કર્મ કર્યું ? **एतं नः संशयं छिन्धि**-તે સંબંધી અમારા સંશયને કાપો.

**કરનારા, વળી તે મર્યાદાઓનું પોતે જ પાલન કરનારા, તથા તે મર્યાદાઓનું પોતેજ રક્ષણ કરનારા-એવા શ્રીકૃષ્ણ ભગવાને, પરદારાના સેવન રૂપી અધર્મ કેમ કર્યો? [૨૭-૨૮]. વળી આગળ પૂછે છે કે-'હે મુનિ! ભગવાન્ શ્રીકૃષ્ણ પૂર્ણકામ છે; તોપણ શા અભિપ્રાયથી તેમણે (આ) નિંદ્ય કર્મ કર્યું? તે સંબંધી અમારા સંશયને આપ કાપો. એટલે તે સંબંધી જે કાંઇ જાણવા જેવું હોય તે આપ અમને કહી સંભળાવો.' [ ૨૯ ]**

૨૭ થી ૨૯ વિવેચન—

કેટલા પ્રશ્ન છે? ૧ ધર્મનું સ્થાપન કરવા અવતાર લીધો હતો, છતાં પરસ્ત્રીગમન રૂપી અધર્મ કેમ કર્યો? ૨ ધર્મની મર્યાદાનો ઉપદેશ કરે; ધર્મ મર્યાદાનું પાલન કરે, અને ધર્મ મર્યાદાની રક્ષા કરે, તે પોતેજ ધર્મ મર્યાદાઆને કેમ તોડે? ૩ શ્રીકૃષ્ણને કોઇ પણ પ્રકારની કામના નહોતી, ત્યારે નિંદીત કાર્ય કેમ કર્યું?

પ્રથમ પ્રશ્ન સૂચવે છે કે-આ લીલા અવતારના સિદ્ધાંત વિરૂદ્ધ છે. બીજો પ્રશ્ન સૂચવે છે કે આ લીલા વેદ વિરૂદ્ધ છે; અને ત્રીજો પ્રશ્ન સૂચવે છે કે-આ લીલા-પ્રમેય વિરૂદ્ધ છે-કારણ વિનાની છે.

**धर्मसंस्थापनार्थाय** વિગેરે શબ્દોથી ગીતા, રામાયણ અને ભાગવત સૂચવે છે કે-'ઈશ્વરનો અવતાર ધર્મની રક્ષા માટે, અને અધર્મનો નાશ કરવા થાય છે.'

**हे ब्रह्मन्! हे सुव्रत!**-એમાં બે સંબોધન મૂકીને, પરીક્ષિત સૂચવે છે કે-'આપ ઉત્તમ વ્રતને પાળનારા-પવિત્ર છો, અને બ્રહ્મતત્ત્વને યથાર્થ જાણનારા છો; તેથી આપ જે કહો છો તે સત્ય હશે, તોપણ-**नः संशयं छिन्धि**-હું અને મારા જેવા બીજા ઘણા અલ્પજ્ઞોથી, આ રહસ્ય અનાયાસે સમજાય એવું નથી; માટે તે સંબંધી ઘટતો ખુલાસો કરો.'

પરીક્ષિતે એકજ બાજુના પ્રશ્ન પૂછ્યા. એટલે શ્રીકૃષ્ણે કરેલા અધર્મનોજ વિચાર કર્યો-એટલે-અધર્મ સંબંધીજ પ્રશ્નો તારવી લીલા. શ્રીકૃષ્ણ નવ વરસના બાળક હતા. તેને કામકેલિ કેવી રીતે સંભવે? તે શૃંગારરસમાં શું સમજે? ગોપિકાઓ આવા બાળક પ્રત્યે હાવભાવ કરવા કેમ લલચાય? હાવભાવ દેખીને આ બાળક કેમ હરખાય? વિગેરે. 'તે એક હતા છતાં અનેક કેવી રીતે બન્યા?' વિગેરે પ્રશ્નો રાસલીલાની નિર્દોષતા-પવિત્રતા-સાબીત કરવા તૈયાર છે. તે પ્રશ્નો પરીક્ષિતે પૂછ્યા નથી, તોપણ મુમુક્ષુઓએ તે પ્રશ્નો વિચારવા જેવા છે. વિચારતાં તેમાંથી પ્રભુત્વ પ્રગટશે.

આવા કુતર્કો ન ઉઠે, એવા હેતુથી, શ્રી શુકદેવજીએ આગળ ઘણા ખુલાસા કર્યા હતા-બહુ સંભાળ રાખી હતી; તોપણ પરીક્ષિતને એકડે એકથી ભણતો દેખીને, કૃપાળુ ગુરૂ આગળ વધતા અટકયા. તે સંબંધમાં નરસી મહેતો કહે છે કે—

* રાગ-પ્રભાત.

પ્રેમ રસ પાને તું મોરના પીંછધર, તત્ત્વનું [૧]ટૂંપણું તુચ્છ લાગે.
દુબળા ઢોરનું કુશકે મન ચળે, ચતુરધા મુક્તિ તેઓજ માગે—પ્રેમ૦
પ્રેમની વાત **પરીક્ષિત** પ્રીછયો[૨] નહીં, શુકજીએ સમજી રસ સંતાડયો;
જ્ઞાન વૈરાગ્ય કહી, ગ્રંથ પૂરો કર્યો, મુક્તિનો મારગ સીધો દેખાડયો—પ્રેમ૦

* આગળ આ પદ આવી ગયું છે. ૧ શુષ્કવેદાંત. ૨ સમજ્યો નહીં.

મારીને મુક્તિ, આપી ઘણા દૈત્યને, જ્ઞાની વિરાગી બહુ મુનિરે જોગી;
પ્રેમને યોગ્ય તો વ્રજતણી ગોપિકા, અવર વીરલા કોઇ ભક્ત ભોગી—પ્રેમ૦
પ્રેતને[3] મુક્તિ તો, પરમ વલ્લભ સદા, હેતુના જીવ તે હેતુ ત્રૂઠે;
જન્મોજન્મ, લીલારસ ચાખતાં, લ્હાણનાં લ્હાણુ તો દ્વાર છૂટે—પ્રેમ૦
મેં ગ્રહ્યો હાથ ગોપી તણા નાથનો, અવર બીજું મને કાંઇ ન ભાવે;
[4]નરસૈયો મહામતી ગાય છે ગુણ કથી, જતિ સતિને તો સ્વપ્ને ન આવે—પ્રેમ૦

શ્રી શુકદેવજી હવે તેના જવાબ આપે છે—

॥ श्रीशुक उवाच ॥

धर्मव्यतिक्रमो दृष्ट, ईश्वराणां च साहसम् ॥
तेजीयसां न दाषाय, वह्नेः सर्वभुजो यथा ॥३०॥
नैतत्समाचरेज्जातु, मनसाऽपि ह्यनीश्वरः ।
विनश्यत्याचरन्मौढ्या–द्यथा रुद्रोऽब्धिजं विषम् ॥३१॥

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે–' બ્રહ્મા, ઇંદ્ર, ચંદ્રમા, અને વિશ્વામિત્ર આદિ સમર્થ મહાત્મા પુરૂષોએ, ધર્મનું ઉલંઘન અને સાહસ કરેલાં છે; પણ સર્વ પદાર્થોનું ભક્ષણ કરનારી અગ્નિને, વિષ્ટાદિ મલિન પદાર્થોનુ ભક્ષણ કરતાં, દોષ લાગતો નથી; તેમ તેજસ્વી પુરૂષોને, ધર્મનું ઉલંચન કરવાનો અને સાહસનો દોષ લાગતો નથી.' [30] ' દેહાદિકના અભિમાનવાળા જીવ કોટિના પુરૂષે તો, મનથી પણ, આવું કામ કદ કરવું નહીં. દષ્ટાંત-સમુદ્રમાંથી ઉત્પન્ન થએલું ઝેર, મહાદેવજી પી ગયા-તે ઠીક; પણ બીજો કોઇ પીએ, તો તે મરી જાય; તે પ્રમાણેજ દેહાભિમાન વાળો કોઇ પુરૂષ, બેવકુફીથી શ્રીકૃષ્ણનું અનુકરણ કરે, તો તે નાશ પામે.' [31]

---

3 ભૂત

4 શ્રીવલ્લભ સંપ્રદાયની 'ટિપ્પણ' નામની ટિકાનું વિવેચન નરસીમેહેતાની સમજણને ટેકો આપે છે—

30 પદચ્છેદ—ईश्वराणां–સમર્થ મહાત્મા પુરૂષોના धर्मव्यतिक्रमः च साहसं दृष्टं–ધર્મનું ઉલંઘન અને સાહસ જેવામાં આવ્યાં છે. પણ यथा सर्वभुजः वह्नेः दोषाय न–સર્વનું ભક્ષણ કરનાર અગ્નિને જેમ દોષ લાગતો નથી તેમ. तेजः अस्ति येषां तेजीयांसः तेषां तेजीयसां दोषाय न–તેજસ્વી પુરૂષોને ધર્મનું ઉલંઘન કરવાનો અને સાહસ કરવાનો દોષ લાગતો નથી.

31 પદચ્છેદ—अनीश्वरः पुरुषः हि मनसा अपि जातु एतद् न समाचरेत्–દેહાદિકના અભિમાન વાળા જીવકોટિના પુરૂષે તો આવું આચરણ કદિ કરવુંજ નહીં. यथा अब्धिजं विषम् रुद्रः–સમુદ્રમાંથી ઉત્પન્ન થએલું ઝેર મહાદેવજી પી ગયા, પણ તેમને કાંઇ થયું નહીં, અને બીજો કોઇ પીએ તો મરી જાય, તે પ્રમાણે. मौढ्यात् आचरन् विनश्यति–બેવકુફીથી કોઇ તેનું આચરણ કરે તો તે નાશ પામે છે.

૩૦—૩૧ વિવેચન—

અવતારના હેતુથી વિરૂદ્ધ કૃત્ય કેમ કર્યું? તેનો આ જવાબ છે. તેના જવાબમાં શ્રી શુકદેવજી કહે છે કે-જીવનમુક્ત પુરૂષોને આ દોષ લાગતો નથી.

**ચોપાઈ**—સમરથ કો નહીં દોષ ગુંસાઇ, રવિ-પાપક-સુરસરીકી નાંઇ. [મોક્ષવાણી પાનું ૧૩]

જો [1]અહિસેજ શયન હરિ કરહિં, બુધ કચ્છુ તિનકહઁ દોષ ન ધરહી;

[2]ભાનુ [3]કૃષાનું સર્વ રસ ખાહી, તિનકહઁ મંદ કહત કોઉ નાહીં

શુભ અરૂ અશુભ સલિલ સબ બહહીં, [4]સુરસરિ કોઉ અપાવન ન કહહીં.

સૂર્ય, અગ્નિ અને ગંગાજીનાં દષ્ટાંત આપ્યાં. વિધિ નિષેધનો કાયદો જીવન્મુક્ત પુરૂષોને લાગુ પડતો નથી શ્રીરામ લક્ષ્મણને કહે છે કે— [મોક્ષવાણી પાનું ૪૨]

**ચોપાઈ**—ઉસર વરસૈ તૃણ નહીં જામા, સંત હૃદય જસ ઉપજ ન કામા.

મિથ્યા જ્ઞાનરૂપી જળથી ભીની થએલી આત્મભૂમિમાં, કર્મબીજ (ધર્માધર્મ) અંકુર ધારણ કરે; પણ જે આત્મભૂમિ તત્ત્વજ્ઞાનરૂપી, ઉન્હાળાથી શોષાઇ ગઇ હોય છે, તે ભૂમિમાં ધર્માધર્મ કદિ અંકુર પામતો નથી.

**ચોપાઈ**—જહાં તહાં પથિક રહે થકી નાના, જિમિ ઈંદ્રિયગણ ઉપજૈ જ્ઞાના.

**धर्मव्यतिक्रमः** અને **साहसं**—ધર્મનું ઉલંઘન અને સાહસ. 'સાહસ' એટલે પરિણામનો વિચાર કર્યા વિના કરેલું કાર્ય. એટલે-પાછળથી લોકો આ કાર્યનું અનુકરણ કરીને, નરકે જશે; તેનો જરા પણ ખ્યાલ રાખ્યા વિના કરેલું કાર્ય.

તાત્પર્ય—કર્મના નિયમોનું બળ તેમને લાગુ પડતું નથી. દષ્ટાંત-મુંબઇ જતી ગાડીના ટિકીટ તપાસનારાએ, આણંદ જંકશન ઉપર, એક સાધુને પુછ્યું કે-'આપની ટિકીટ બતાવો.' સંતે કહ્યું-'અમે હરદ્વારથી આવીએ છઇએ, પણ અમારી પાસે ટિકીટ નથી.'

ટિકીટ માસ્તર—ટિકીટ ન હોય તો અહીં ઉતરી પડો. આગળ જવા દેવામાં નહીં આવે. સંત—એમ ન થાય. સંત—કેટલી ટિકીટ લાવું?

ટિકીટ માસ્તર—ત્યારે ટિકીટ લાવો.

ટિકીટ માસ્તર—કેટલી કેમ? તમારી એકનીજ.

સંત—અહીં તો જેટલી જોઇએ તેટલી છે. એમ કહીને સંતે હરદ્વારથી મુંબઇની ૫૦ ટિકીટ આપી; અને કહ્યું કે-'વધારે આપું?' કહો તો અજમેરથી અહીં સુધીની આપું. એમ કહીને અજમેરથી આણંદની દસ ટિકીટ આપી. આ દેખાવ જોઇને ટિકીટ માસ્તર સજ્જડ થઇ ગયો. તેજ ગાડીમાં ટ્રાફીક સુપ્રીન્ટેન્ટ હતા. તેથી ટિકીટ માસ્તર સંતને સાહેબ પાસે લઇ ગયો. સંતની શક્તિ જોઇને સાહેબ પણ આશ્ચર્ય પામ્યો.

ટિકીટ માસ્તરે સાહેબને પૂછ્યું-'સાહેબ! આ સંતની ટિકીટ લઉં.'

ટ્રાફીક સુ—એમની ટિકીટ ન હોય. એમને એમ ને એમ મુંબઈ જવા દ્યો.

તાત્પર્ય—ટિકીટનો કાયદો જેમ સંતને લાગુ પડયો નહીં, તેમ વિધિનિષેધનો કાયદો જીવન્મુક્ત પુરૂષોને લાગુ પડતો નથી. સમાજના અંકુશો તેમને નિયમમાં રાખીશકતા નથી.

---

૧ સર્પ ૨ સૂર્ય ૩ અગ્નિ. ૪ ગંગા.

ગેરસમજ—મોટા કરે તેમ નાના પણ કરે—**यद्यदाचरति श्रेष्ठस्—तत्तदेवेतरो जनः ! स यत् प्रमाणं कुरुते, लोकस्तदनुवर्तते ॥२१॥** [ગીતા અ. ૩,]

અર્થ—શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે-મોટા પુરૂષ જે જે આચરણ કરે, તે તે આચરણ નાનાં પણ કરે, એટલે જે વાતને મોટા પ્રમાણભુત—યોગ્ય-ઠરાવે; તેને ઘણા લોકો અનુસરે.

આ ગેરસમજમાંથી બચાવવા માટે, શ્રીશુકદેવજીએ ૩૧ મા શ્લોકમાં મહાદેવજીનું દષ્ટાંત આપ્યું. ૩૧ માં શ્લોકમાં **अनीश्वरः** શબ્દ છે. તેનો અર્થ કામ ક્રોધ અને લોભનો ગુલામ, માયાવી, મૂઢ પુરૂષ.

**योगयुक्तो विशुद्धात्मा, विजितात्मा जितेंद्रियः ॥**
**सर्वभूतात्मभूतात्मा, कुर्वन्नपि न लिप्यते ॥७॥**
**ब्रह्मण्याधाय कर्माणि, संगं त्यक्त्वा करोति यः ।**
**लिप्यते न स पापेन, पद्मपत्रमिवांभसा ॥१०॥** [ગીતા અ. ૫]

પતંજલિ એ કહ્યું છે કે—

**हयमेध सहस्राण्यप्यथ, कुरुते ब्रह्मघातलक्षाणि ।**
**परमार्थविन्न पुण्यैर्न च, पापैर्लिप्यते क्वापि ॥**

અર્થ—બ્રહ્મવેત્તા પુરૂષ સેંકડો અશ્વમેધ યજ્ઞો કરે, અથવા અગણીત બ્રહ્મહત્યાઓ કરે; તો પણ તે પરમ અર્થને જાણનારો હોવાથી, પુણ્ય અગર પાપથી લેપાતો નથી.

**'त्रिशीर्षाणं त्वाष्ट्रमहमरुन स्वान् मुयतीं शालावृकेभ्यः'** વિગેરે શબ્દોથી ઋગ્વેદના ઉપનિષદની શ્રુતિમાં ઇંદ્ર કહે છે કે-'મેં ત્રણ માથાવાળા વિશ્વરૂપને માર્યો, તથા વેદાંતોનું અધ્યયન નહીં કરનારા સન્યાસીઓને મારીને કુતરાઓને ખવરાવી દીધા; તો પણ તે પાપથી મને કાંઇ હરકત આવી નથી.

**'जनको वैदहो बहुदक्षिणेन यज्ञेनेजे' 'अभयं वै जनक प्राप्तोसि'** વિગેરે શબ્દોથી કણ્વ શાખાના ઉપનિષદની શ્રુતિઓ કહે છે કે-'ઘણી દક્ષણા વાળા યજ્ઞોથી જનક રાજાએ દેવતાઓનું પૂજન કર્યું; અને અગણિત ધનોથી બ્રાહ્મણોને તૃપ્ત કર્યા. તો પણ તેને ફરીવાર અવતાર થયો નહી; અને અભયરૂપ મુક્તિ મળી.

બ્રહ્મા પોતાની પુત્રીની પાછળ દોડયા અને અપરાધનું ભાન થતાં, તે દેહ છોડીને બીજો દેહ ધારણ કર્યો. મહાદેવજી મોહની સ્વરૂપને જોઇને મોહ પામ્યા,' પણ સમુદ્રમાંથી વિષ નીકળ્યું, તેનું પાન તેમણે કર્યું. શ્રીકૃષ્ણ પરદારાઓ સાથે રાસ રમ્યા, પણ કાળી-નાગને નાથ્યો, અને દાવાનળ પી ગયા. કહેવાનો ભાવ એ છે કે-જે એક મટીને અનેક રૂપ લઇ શકતા નથી; અને ઉની કઢી પણ જેઓ ફુંકી ફુંકીને પીએ છે; તેમણે રાસાદિ લીલાઓમાં પરદારાઓ સાથે કદિ ઉતરવું નહીં. ' શ્રીકૃષ્ણ ગોપીઓના પતિ થયા હતા; તો અમે કે જે ગુરૂ અગર આચાર્ય છઇએ, તે પરદારાઓના [શિષ્યાઓના] પતિ કેમ ન થઇએ ?' આવી ગેરસમજમાં—આવા ભયંકર પાપમાં—ગુરૂઓએ અગર આચાર્યોએ કદિ ઉતરવું નહીં. ગુરૂઓ અને શિષ્યાઓને અસ્પર્શ રહેવામાં, જેટલું સુખ છે, જેટલો ધર્મ લાભ છે—તેથી વિશેષ, એક બીજાનો સ્પર્શ કરવાથી, નુકશાન છે. શિષ્યાઓ આવીને ગુરૂને

'**પ્રભુ**!' કહે; પણ ગુરૂએ પ્રભુના દાસાનુદાસ થવામાં મોટાઇ માનવી-પ્રભુના પિતરાઈ થવામાં મોટાઇ માનવી નહીં. પ્રભુ બન્યા કે પડયા સમજવું.

હવે કહે છે કે-વડીલોના ઉપદેશ પ્રમાણે જે કૃત્ય હોય, તેનું અનુકરણ નાનાએ કરવું, ઉપદેશથી વિરૂદ્ધ જે કૃત્ય હોય તે કદિ આચરવું નહીં—

**ईश्वराणां वचः सत्यं, तथैवाचरितं क्वचित् ॥**
**तेषां यत्स्ववचो युक्तं, बुद्धिमांस्तत्समाचरेत् ॥३२॥**

**અર્થ—શ્રી શુકદેવજી આગળ કહે છે કે-' મોટા પુરૂષોનું વચન [ઉપદેશ] સત્ય-પ્રમાણુરૂપ-મનાય છે; અને તેમનું આચરણ કોઇ વખત [ અમુક ગુહ્ય કારણસર] અસત્ય-ગેરવ્યાજબી-પણ હોય છે. તેથી તેઓનાં પોતાનાં વચન પ્રમાણે જે ચરિત્ર હોય, તે ચરિત્રજ સમજુ પુરૂષે આચરવું. એટલે-જે ચરિત્ર વચનથી વિરૂદ્ધ જણાતું હોય, તે ચરિત્ર, સમજુ પુરૂષે કદિ આચરવું નહીં.' [૩૨]**

૩૨ વિવેચન—

તે સંબંધમાં દયારામભાઇ કહે છે કે—

**પદ.**

મોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરીએ;
તે કરે ચહાય સો કામ, આપણ તો મરીએ—મોટા૦
પરનારી ક્રીડા કરી કૃષ્ણે, તે અમથી કેમ થાય રે;
ઉર્ધ્વરેત અગ્નિ પીવો, ગોવર્ધન કેમ ધરાય—કૃતિરી૦ મોટા૦
શિવ અર્ધાંગે ઉમિયા રાખે, તે અમથી કેમ થાય રે;
કેમ કરિને કામ બાળિએ, કેમ બને હળાહળ પીવું—કૃતિ૦ મોટા૦
ખરૂં ખોટું પણ પુત્રી લાંછન, બ્રહ્માજીને લાગ્યું રે;
તે જોઇ કદિ આપણ ત્યમ કરીએ, પણ આ સૃષ્ટિ કેમ રચાય ! કૃતિ૦ મોટા૦
ચંદ્ર ઈંદ્ર ગુરૂ પત્નિ રમિયા, ત્યમ કરવું તો સુલભરે;
અંડ પ્રકાશ અમીવૃષ્ટિ, [૧]નગ પાંખો છેદન દુર્લભ—કૃતિ૦ મોટા૦
અગ્નિ ભક્ષણ સર્વ કરે પણ, કોઈ તેને કહે નહીં [૨]મેલોરે;
તે જોઇને તું તેમ કરીશ તો, સરવે કહેશે ઘેલો—કૃતિ૦ મોટા૦
× × × × ×
ગંગા મધ્ય મુનિ પરાશર, ઢીમર કન્યા ભોગીરે;
વ્યાસ પ્રગટ મછગંધા, મૃગમદ-ગંધા કરી એ યોગી—કૃતિ૦ મોટા૦

---

૧ પર્વત. ૨. ભ્રષ્ટ.

૩૨ પદચ્છેદ **ईश्वराणां वचः सत्यं**-મોટા પુરૂષોનું વચન સત્ય [પ્રમાણરૂપ] મનાય છે. **तथा**-અને **तेषां चरितं क्वचित् अचरितं एव**-આચરણ કોઇ વખત અસત્ય પણ હોય છે. તેથી **तेषां यत् स्ववचोयुक्तं**-તેઓના પોતાના વચન પ્રમાણે જે જે ચરિત્ર હોય. **तत् बुद्धिमान् समाचरेत्**-તે ચારિત્રજ સમજુ પુરૂષે આચરવું-તે પ્રમાણે વર્તવું.

કુંતા [3]કૃષ્ણા પંચ પતિ પણ, સતી શિરોમણી કહાવેરે;
તેહનું જોઇ સ્ત્રી અન્ય કરે તો, નિશ્ચ નરકે જાવે—કૃતિ૦ મોટા૦
શંકર સ્વામીનું શિષ્યે જોઇને, મદ્ય ઘુંટડા પીધારે;
પણ [4]સીસું નવ પીવાયું સંગે, થયા બહિર્મુખ સીધા—કૃતિ૦ મોટા૦
પુત્ર તણી બે પુત્રી કસ્યપ, થઇને પિતામહ વરિયારે;
તેહનો દોષ આપણે નવ જોવો, તે ઘર હરિ અવતરિયા—કૃતિ૦ મોટા૦
મહેતે અંત્યજ ઘેર ઉચ્છવ કીધો, તે આપણ નવ કરીએરે;
મહેતાને નટવરસુ નેડો, આપણે માયાનો હેડોરે—કૃતિ૦ મોટા૦
માટે પ્રમાણ વાટે ચાલવું, વિચારી ડગલાં ભરવાં રે;
મોટાની ગતિ મોટા જાણે, દયો દીનતા ધરવા—કતિ૦ મોટા૦

સભામાં એક ધર્માદાની ટીપ આવી. હઠીભાઇ પ્રેમાનંદ શેઠે એક હજાર ભર્યા. તે દેખીને એક નિર્ધને દોઢ હજાર ભર્યા. ઘેર આવીને હઠીભાઇએ એક હજાર રૂપૈયા ફંડમાં મોકલી દીધા, અને નિર્ધન તો ઉલટયો બન્યોજ. આટલા માટેજ ૩૧ મા અધ્યાયમાં કહ્યું કે 'મનથી પણ મોટાઓના ભયંકર આચરણનું અનુકરણ કરવું નહીં.' મોટાઓએ કરેલું નિંદિત કર્મ, મોટાઓનો નાશ નહીં કરે; પણ નાનાઓએ કરેલું નિંદિત કર્મ, નાનાઓનો અવસ્થ નાશ કરશે.

હવે કહે છે કે જીવનમુક્ત પુરૂષોને પુણ્ય પાપની અસર થતી નથી.

**कुशलाचरितेनैषा–मिह स्वार्थो न विद्यते ॥**
**विपर्ययेण वाऽनर्थो, निरहंकारिणां प्रभो ॥३३॥**

**અર્થ—શ્રીશુકદેવજી આગળ કહે છે કે–'હે રાજન્! દેહાભિમાન વગરના મહાત્મા પુરૂષોને, પુણ્યકર્મ કરવાથી કાંઇ લાભ થતો નથી; અને પાપકર્મ કરવાથી કાંઇ નુકશાન થતું નથી.'** [૩૩]

૩૩ વિવેચન—

**निरहंकारिणां**—મોટા કેવા? મોટા કોણ? જીવન્મુક્તનું ખાસ લક્ષણ શું? તેનો જવાબ આ શબ્દ વાળે છે. અહંકાર રહિત થવું, એ સામાન્ય વાત નથી. જેમ પવન અને આકાશ સર્વત્ર વ્યાપીને રહ્યાં છે, તેમ અહંકાર સર્વત્ર વ્યાપીને રહ્યો છે. સંસાર તજીને ભગવાં પહેર્યાં હોય, ત્યાં પણ અહંકાર તો ખરોજ. જીવન્મુક્ત કેવા હશે?

૩ દ્રૌપદી. ૪ ઉકળતો સીસાનો રસ.

૩૩ પદચ્છેદ—**हे प्रभो!**–હે રાજન! **कुशलं** (શુભ) **च तत् आचरितं** (કર્મ) **च तेन कुशलाचरितेन** સત્કર્મથી. **इह**–આ સંસારમાં **निरहंकारिणां एषां स्वार्थः न विद्यते**–આ મહાત્મા જીવનમુક્ત–પુરૂષોને સ્વાર્થ હોતો નથી. **वा**–અને **विपर्ययेण अनर्थः न विद्यते**–ખોટાં કર્મથી તેમને અનર્થ (પણ) થતો નથી.

આર્યા—संत्यन्ये प्रतिबंधाः, पुंसः संसारहेतवो दृष्टाः ॥
तेषामेवं मूलं, प्रथमविकारो भवत्यहंकारः ॥२९८॥

સંસારનાં કારણો [એટલે મોક્ષપ્રાપ્તિમાં વિઘ્ન કરનારાં] મનુષ્યને અનેક હોય છે. તે તમામ અમારા જાણવામાં છે. તો પણ અમારે એમ કહેવું જોઇએ કે—તે તમામ કારણોમાં મુખ્ય કારણ અહંકાર છે. [૨૯૮]

यावत्स्यात् स्वस्य संबंधो-ऽहंकारेण दुरात्मना ॥
तावन्न लेशमात्रापि, मुक्तिवार्ता विलक्षणा ॥२९९॥ [વિવેક ચૂડામણિ]

જ્યાં સુધી જીવને દુષ્ટ સ્વભાવવાળા અહંકારની સાથે સંબંધ હોય છે; ત્યાં સુધી મુક્તિની અલૌકિક વાર્તા લેશ માત્ર પણ સંભવતી નથી. [૨૯૯]

અહંકારનો નાશ થતાં, કર્મ બંધનો ઢીલાં પડીને સરી પડે છે. સ્ત્રીને દેહાભિમાન તજવાનું સ્થાન પતિ. તેમ મુમુક્ષુને દેહાભિમાન તજવાનું સ્થાન સદ્‌ગુરૂ, અને દેવમંદિર. ક્રોધ અને લોભ અહંકારના આશ્રયદાતા છે; તે વાત પણ યાદ રાખવી. એટલે આ ત્રણ હોય ત્યાં એ હોય. ૩૦ થી ૩૩ શ્લોકો સુધીમાં શ્રીશુકદેવજીએ કહ્યું કે જીવન્મુક્ત-ઉંચ કોટિના-'મહાત્માઓ પણ, ધર્મ મર્યાદાઓ તોડે છે, અને સાહસ કરે છે; તો પણ તેમને કર્મનાં બંધન થતાં નથી; અને તેમની પ્રતિષ્ઠાનો ભંગ પણ થતો નથી.

હવે કહે છે કે—'જે ઉપર જણાવેલા મહાત્માઓનો પણ મહાત્મા છે-યોગેશ્વરોનો પણ ઇશ્વર છે. પ્રાણી માત્રનો નિયંતા છે. જે હાલ કૃષ્ણરૂપે પ્રગટ થયો છે; તેમને કર્મ બંધન કેમ હોય! તેમની પ્રતિષ્ઠામાં ભંગ કેમ થાય!

किमुताखिलसत्त्वानां, तिर्यङ्मर्त्यदिवौकसाम् ॥
ईशितुश्चेशितव्यानां, कुशलाकुशलान्वयः ॥३४॥

અર્થ—'આ પ્રમાણે બીજા મહાત્મા પુરૂષોને પણ, પાપ પુણ્યનો સંબંધ નથી, ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન્ કે જે-પશુ, પક્ષી, મનુષ્ય, દેવતા આદિ જે નિયમમાં રહેનારાં છે, તેમને નિયમમાં રાખનાર છે, તેમનો નિયામક છે; તે શ્રીકૃષ્ણને, પાપ પુણ્યનો સંબંધ કેમ હોઈ શકે? નજ હોઇ શકે.' [૩૪].

૩૪ વિવેચન—

સર્વનો નિયામક એટલે સર્વથી શ્રેષ્ઠ. સર્વથી શ્રેષ્ઠ છતાં સર્વથી ન્યારો; અને ન્યારો છતાં સર્વથી વિલક્ષણ. ગીની નવા પૈસા જેવી જણાય; પણ જે તેને ઓળખે, તે તેના પંદર રૂપૈયા આપે. મધ્યરાત્રે નગર ચર્ચા જોવા નીકળેલો રાજા, નવા પોલીસ અમલદારના સપાટામાં આવી ગયો. તે પોલીસ અમલદારે ધમકી સાથે બે પાંચ ગાળો પણ રાજાને દીધી.

---

૩૪ પદચ્છેદ—तिर्यङ्मर्त्यदिवौकसां इति ईशितव्यानां (નિયમમાં રહેવા લાયક -પરતંત્ર) अखिलसत्त्वानां-પશુ, પક્ષી, મનુષ્ય અને દેવતા આદિ જે નિયમમાં રહેનારાં છે. જે પરતંત્ર છે-તે તમામ પ્રાણીઓના ईशितुः-નિયંતા શ્રીકૃષ્ણને कुशलाकुशलान्वयः-પાપ પુણ્યનો ભેદ-સંબંધ किम् उत-કેમ હોઇ શકે?

મળસકું થતાં ફોજદાર સાહેબ ગેટે આવ્યા. તેણે રાજાને ઓળખ્યા; વિનયપૂર્વક સલામ કરીને બંધનથી મુક્ત કર્યા.

વસ્તુ ઓળખાય નહીં, ત્યાં સુધીજ શંકાઓને અવકાશ મળે. વસ્તુ ઓળખાય, ત્યારે શંકાઓ અનાયાસે શમી જાય. દેવદર્શન કરવા; યાત્રાઓમાં આઠદસ માસ રખડવા; અગર યજ્ઞયાગાદિના-મોટા અખાડા જમાવવા, આપણને અવકાશ મળે છે; પણ વસ્તુ ઓળખવા અવકાશ નથી. અને કદિ અવકાશ છે; તો પ્રયત્ન યથાર્થ નથી. ઉંધી દીવાસળી ઘસવા જેવો પ્રયત્ન છે. પરવા વિનાનો પ્રયત્ન છે. વિચાર કરી જોજો, વિચાર કરતાં ભૂલ સમજાશે.

ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—'**न मां कर्माणि लिंपंति.**' ગીતા દોઢસોવાર વાંચી ગયા, પણ રાસલીલામાં શંકા રહી, તો તે તમામ વાંચન ફોનાગ્રાફની થાળી જેવું પોતાને કામનું નહીં-એવું-થયું.

હજી શ્રીકૃષ્ણતત્ત્વને વધારે પ્રકાશમાં મૂકે છે—**વસંતતિલકા.**

**यत्पादपङ्कजपरागनिषेवतृप्ता, योगप्रभावविधुताखिलकर्मबन्धाः ॥**
**स्वैरं चरन्ति मुनयोऽपि न नह्यमानास्-तस्येच्छयात्तवपुषः कुत एव बन्धः ॥३५॥**

**અર્થ—શ્રીશુકદેવજી,** આગળ કહે છે કે-'જેના ચરણારવિંદની રજના સેવનથી તૃપ્તિ પામેલા, અને યોગના પ્રભાવથી જેમણે પોતાનાં સમગ્ર બંધન તોડી નાંખ્યા છે; એવા મુનિ લોકો, (પાપ કર્મથી) બંધન નહીં પામતાં, પોતાની મરજી પ્રમાણે આચરણ કરે છે; ત્યારે જેમણે પોતાની ઇચ્છાથી અવતાર લીધો છે, એવા શ્રીકૃષ્ણને (પાપકર્મથી) બંધન કેમ થઇ શકે ?-નજ થઈ શકે.' [૩૫].

૩૫ વિવેચન—

જ્ઞાનીઓ જગતના કાયદાથી બંધાતા નથી, ત્યારે જ્ઞાનીઓના ગુરૂને-નિયંતાને-જગતના કાયદામાં. કેવી રીતે સપડાવી શકાય; અર્જુન શ્રીકૃષ્ણની સાથેજ રહેતો હતો; તો પણ વૈરાટ સ્વરૂપનું દર્શન કર્યા પછી, શ્રીકૃષ્ણતત્ત્વથી તે કાંઇક વાકેફ થયો.

**सखेति मत्वा प्रसभं यदुक्तं, हे कृष्ण हे यादव हे सखेति ।**
**अजानता महिमानं तवेदं, मया प्रमादात् प्रणयेन वाऽपि ॥४१॥**
**यच्चावहासार्थमसत्कृतोऽसि, विहारशय्यासनभोजनेषु ॥**
**एकोऽथवाप्यच्युत तत्समक्षं, तत्क्षामये त्वामहमप्रमेयम् ॥४२॥**

[ગીતા અ. ૧૧.]

---

૩૫ પદચ્છેદ—**यस्य पादपंकजयोः परागस्य** (રજની) **निषेवः** (સેવા) **तेन तृप्ताः इति मुनयः**-જેનાં ચરણારવિંદની રજની સેવાથી તૃપ્તિ પામેલા મુનિ લોકો. **योगस्य प्रभावेण विधुताः अखिलकर्मबंधाः येषां ते इति मुनयः**-યોગના પ્રભાવથી જેમણે પોતાના સમગ્ર બંધનો તોડી નાંખ્યાં છે એવા મુનિયો. **अपि**-પણ-**नह्यंते इति नह्यमानाः** (બંધાએલા). **न नह्यमानाः**-બંધન નહી પામતાં. **स्वैरं चरंति**-સ્વતંત્રપણે ફરે છે-મરજી મુજબ ફરે છે. ત્યારે **इच्छया आत्तं** (પ્રાપ્ત કર્યું છે) **वपुः येन सः इच्छयात्तवपुषः इति तस्य**-જેમણે પોતાની ઇચ્છાથી અવતાર લીધો છે એવા તે શ્રીકૃષ્ણને. **बंधः कुतः एव**-બંધન ક્યાંથીજ હોય ?

"આપના આ મહિમાને ન જાણવાથી, આપને મારા એક મિત્ર માનીને, અથવા પ્રમાદથી, 'હે કૃષ્ણ!' 'હે યાદવ!' 'હે સખા!' એવાં કેટલાંએક, ન કહેવા જેવાં વચનો મેં આપને કહ્યાં છે. હે અચ્યુત! આહાર વિહારમાં, આસન અને ભોજનાદિમાં, એકલા અથવા બીજાઓની સમક્ષ, વિનોદમાં મેં આપનો અનાદર કર્યો છે. તેને માટે આપ કે જે અનંત—અમાપ—પરમાત્મા છો, તેમની પાસે ક્ષમા માગું છઉં." વિગેરે—

**यत्पादपंकजपरागनिषेवतृप्ताः**—જેના ચરણકમળની રજની સેવાથી તૃપ્ત થયા છે—તે મુનિ લોકો. કહેવાનો ભાવ એ છે કે—કદિ શ્રીકૃષ્ણ વ્યભિચારી—નિર્લજ—હોય, તો આવા ઉંચ કોટિના સંતો તેમને કેમ સેવે? મધુસૂદન સરસ્વતી અને શ્રીઆદ્યશંકરાચાર્ય જેવા વિતરાગી વેદાંતીઓ, શ્રીકૃષ્ણને પરમતત્ત્વ માને છે; ત્યારે જેમના આહાર વિહાર ભ્રષ્ટ છે; જેમને યમ નિયમાદિ ગમતાં નથી; જેમને શાસ્ત્રોનું સેવન નથી; એવા લેભાગુ લોકો, કૃષ્ણતત્ત્વમાં શંકાઓ કરે, તેથી ડરવા જેવું કાંઇ નથી. મૂળા મોગરીના વેપારીઓ કોહિનૂરને છપાઇનોજ કહે; તેથી કોહિનૂરની કીંમત ઘટે નહીં; પણ કહેનારાઓની કીંમત અંકાય.

**इच्छया आत्तवपुषः**—સ્વેચ્છાથી દેહ ધારણ કરનાર કૃષ્ણના. આ શબ્દ પણ શ્રીકૃષ્ણનું પ્રભુત્વ—નિયંતાપણું—સૂચવે છે. ભાડાનું ઘર ઘરધણી ખાલી કરાવી શકે; પણ જે ઘર આપણું પોતાનું જ હોય, તેને ખાલી કરાવનાર કોણ! આપણા બધાના દેહ રૂપી ઘરો ભાડાનાં છે. તે પ્રભુ ગમે ત્યારે ખાલી કરાવી શકે. આ ઘર (દેહ) ખાલી કર્યા પછી, કેવા ઘરમાં (દેહમાં) રહેવા જવું; તે પણ આપણને ખબર નથી. આવી ખબર જેને છે, તે આપણો પ્રભુ—તે આપણો શ્રી કૃષ્ણ. હજી—આ વિષયમાં જરા ઉંડા ઉતરીને જોઇએ, તો જણાય છે કે—આપણે શ્રીકૃષ્ણ સંબંધી અનેક કુતર્કો કરીએ, પણ હવે પછીની ઘડીમાં આપણું શું થશે? તે આપણને ખબર નથી. કીડીઓ હિમાલય ઉપર આવજા કરે; ક્યાંઇ દર હોય, તો તેમાં રહે પણ ખરી; પણ કીડીઓ હિમાલય માપવા નીકળે, તો માપી શકે નહીં—થાકીને બેસીજ જાય. તે પ્રમાણેજ પરમાત્મા આપણા અંતરમાં વસે છે, તેને લીધેજ આપણે ખાઇએ પીઇએ, અને અનેક પ્રકારની મોજમજા કરીએ છઇએ, પણ જો આપણે પરમાત્માને માપવા નીકળીએ, તો જરૂર ભૂલાં પડીએ.

ભગવાને ધર્મનું ઉલંઘન કેમ કર્યું? અધર્મ કેમ કર્યો? તેના ખુલાસા થયા. શું ગોપિકાઓ ભગવાન્ શ્રીકૃષ્ણને હિસાબે, પરદારાઓ છે? તેના ખુલાસા હવે સાંભળો—

**गोपीनां तत्पतीनां च, सर्वेषामेव देहिनाम् ॥**
**योऽन्तश्चरति सोऽध्यक्षः, क्रीडनेनेह देहभाक् ॥३६॥**

**અર્થ**—'ગોપીકાઓના, ગોપીકાઓના પતિઓના અને તમામ પ્રાણીઓના જે અંતર્યામી છે; અને વળી જે બુદ્ધિ આદિના સાક્ષી છે, તે ભગવાન્ આ સંસારમાં લીલાથી અગર માયાથી—દેહધારી બન્યા હતા; અથવા

૩૬ પદચ્છેદ—**गोपीनां**—ગોપીઓના **च**—અને **तासां पतीनां**—તે ગોપીઓના પતિના. **च**—અને **सर्वेषां देहिनाम्**—તમામ પ્રાણીઓના. **यः अंतः चरति**—જે અંતર્યામી છે. **यः अध्यक्षः**—વળી જે બુદ્ધિ આદિનો સાક્ષી છે **सः**—તે. આ સંસારમાં **क्रीडनेन** લીલાથી. **देहभाक्**—દેહધારી બન્યા હતા.

**લીલા કરવા માટે દેહધારી બન્યા હતા ’** [૩૬]

૩૬ વિવેચન—

બાપ વીશ રૂપૈયાના પગારમાં ચાર પુત્રનું પુરૂં કરે; અને ભાઈ સોના પગારમાં બીજા ભાઈનું પૂરૂં કરે નહીં. કહેવાનો ભાવ એ છે કે—બાપને પોતાના બાળક પુત્રો સાથે, કોઇ પણ પ્રકારનો ભેદ નથી; અને ભાઈ ભાઇને એક બીજાથી ભેદ છે. માબાપે અનેક ઉપકાર કર્યા છે; છતાં તેઓ ગણી બતાવતાં લાજે છે; અને પુત્ર જરા જેટલું કાંઇ કરે, તો દસ જણને વાત કરે છે. સ્ત્રી અને પુરૂષ એક અંગ ગણાય છે—અદ્વૈત ભાવે રહે છે. કોઇ પણ પ્રકારના ભેદ રહિત રહે છે. કહેવાનો ભાવ એ છે કે—માતાપિતાને જેમ પરિવાર સાથે, અને પતિને પત્નિ સાથે ભેદ નથી; તેમ ઇશ્વરને જીવો સાથે ભેદ નથી.

સિપાઇના ઉપરી મામલતદાર, મામલતદારના ઉપરી કલેક્ટર, અને કલેક્ટરના ઉપર ગવર્નર. એટલે ગવર્નર આખા પ્રાંતના ઉપરી. તે પ્રમાણે પ્રભુ નાના મોટા તમામ પ્રાણી માત્રના પતિ. તેથી ગોપિઓના પતિ થવામાં તેમને દોષ લાગતો નથી. ગોપિકાઓના અંતરમાં રહીને, તેમને પ્રેરનાર પણ પોતેજ હતા. તેમની સાથે રમનાર પણ પોતેજ હતા; એટલે—ગોપીઓમાં જે રમનારા (જીવો) હતા, તે પણ તે પોતેજ હતા. ગોપિઓમાં જીવરૂપે ભગવાનને માનીએ, તો ગોપીઓના જે દેહ છે, તે ભગવાનનાજ દેહ મનાય. પોતાના દેહને પોતે સ્પર્શ કરે, તેમાં દોષ કેમ ગણાય ! સુબોધિની કહે છે કે—‘ **न हि स्वस्य स्पर्शः स्वस्य क्वापि निषिद्धः** ’ ‘ પોતે પોતાના દેહના ગમે તે અંગને સ્પર્શ કરે, તેમાં કોઈ પણ પ્રકારનો દોષ નથી. ’

**क्रीडनेन देहभाक्**—ક્રીડા કરવા માટે પ્રભુએ દેહ ધારણ કર્યો હતો. પણ બ્રહ્મ તો ત્રણે જાતિથી પર છે; ત્યારે તેમને વ્યભિચારનો દોષ કેવી રીતે લાગી શકે ?

હજી શંકાના સમાધાનનો વિષય ચાલે છે—

**अनुग्रहाय भूतानां, मानुषं देहमास्थितः ॥**
**भजते तादृशीः क्रीडा, याः श्रुत्वा तत्परो भवेत् ॥३७॥**

અર્થ—‘ ભગવાને પ્રાણીઓના કલ્યાણ માટે મનુષ્ય દેહ ધારણ કર્યો હતો; અને ભજનારાઓની ઇચ્છા પ્રમાણે પ્રભુ ક્રીડા કરતા હતા. આ ક્રીડાઓ સાંભળીને, સાંભળનાર પરમાત્મામાં જોડાય છે—લવલીન—પરાયણ—થાય છે. ’ [૩૭]

૩૭ વિવેચન—

આવી શંકાના સમાધાન માટે તુલસીદાસજી પણ બોલ્યા છે કે—

**દોહરો**—જ્ઞાની ભક્તશિરોમણિ, ત્રિભુવન પતિકર [૧]યાન;
તાહિ મોહ માયા પ્રબલ, પામર કરહિ ગુમાન—સીયા૦
શિવ [૨]વિરંચી અપિ મોહહી, કો હે વપુરા આન;

૧ ગરૂડ ૨ બ્રહ્મા.

૩૭ પદચ્છેદ—**भूतानां अनुग्रहाय**-પ્રાણીઓના કલ્યાણ માટે. **मानुषं देहं आस्थितः**-મનુષ્ય દેહ ધારણ કર્યો હતો. અને **तादृशीः क्रीडाः भजते**-ભજનારાઓની ઇચ્છા પ્રમાણે ક્રીડા કરતા હતા. **याः श्रुत्वा**-જે ક્રીડાઓ સાંભળીને. સાંભળનાર, **तत्परः भवेत्**—પરમાત્માં તત્પર—પરાયણ—લવલીન—થાય છે.

અસ જિય જાની ભજહિં મુનિ, માયા પતિ ભગવાન—સીયા૦

સદાશિવ પાર્વતીને કહે છે કે હે સતિ! ગરૂડ જેવા જ્ઞાની અને ભક્ત શિરોમણીને પણ મોહ થયો કે-'શું આવા પ્રભુ હોય!' હું અને બ્રહ્મા પણ પ્રભુની માયામાં ભુલા પડીએ છઇએ, ત્યારે માયાના પૂરમાં તણાતા પામર જીવોની વાત તો શી કહું!'

કાગભુશૌંડી પાસે ગરૂડ પોતાનો મોહરૂપીરોગ મટાડવા ગયા; ત્યારે તેના રોગની ચિકીત્સા કરીને, કાગભુશૌંડી બોલ્યા કે-' રામ શી વસ્તુ છે તે પ્રથમ સાંભળો—

**ચોપાઈ**—નિર્મળ નિરાકાર નિર્મોહા, નિત્ય નિરંજન સુખ સંદેહા;
[1]પ્રકૃતિપાર પ્રભુ સબ ઉરવાસી, બ્રહ્મ[2]નિરીહ નિરૂજ અવિનાશી.
ઇહઁ મોહકર કારણ નાંહિ, રવિસન્મુખ [3]તમ કબહુકિ જાઇ!

**દોહરો**—ભક્ત હેતુ ભગવાન્ પ્રભુ, રામ ધરેહુ તનુ રૂપ;
કિયે ચરિત પાવન પરમ, પાકૃત નર અનુરૂપ—સીયા૦
યથા અનેક વેશધરી, નૃત્ય કરે નટ કોઇ;
જોઇ જોઇ ભાવ દિખાવૈ, [4]આપુ ન હોઇ ન સોઇ—સીયા૦

**ચોપાઇ**—અસ રઘુપતિ લીલા [5]ઉરગારી, [6]દનુજ વિમોહન જનસુખકારી;
જે મતિ મલિન વિષયવશ કામી, પ્રભુપર મોહ ધરહિં [7]ઇમિ સ્વામિ!
નયનદોષ જાકહઁ જબ હોઇ, પીતવરણ શશી બોલે સોઇ.
જીનકું દગ્ ભ્રમ હોય ખગેશા, સો કહે પશ્ચિમ ઉગેઉ [8]દિનેશા.
[9]નૌકારૂઢ ચલત જગ દેખા, અચલ મોહવશ આપુહિ લેખા.
માયાવશ મતિમંદ અભાગિ, હૃદય [10]જવનિકા બહુ વિધિ લાગી;
તે શઠ હઠવશ સંશય કરહિ, નિજ અજ્ઞાન રામપર ધરહિ.

જજ સાહેબને નાચતા સાંભળીને વિચાર થયો કે-' એમ કેમ ? આવડો મોટો માણસ નાચે કેમ ?' પછી વાત કરનારને પૂછતાં-વાત કરનારે કહ્યું કે-'તેમના મનુભાઇ રીસાયા હતા-કજીયે ચડયા હતા; તેથી જજ સાહેબ તેને રીજવવા, તેની પાસે નાચતા હતા.' તેમ ભગવાન તેમનાં વ્હાલાં ભકતો-ગોપિકાઓનાં મનને રાજી રાખવા રાસ રમ્યા. હિરણ્યકશિપુ, રાવણ વિગેરે ભકતોને, સંસાર બંધનથી મુક્ત કરવાને, તેમની સાથે ધનુષ્યબાણુથી લડયાઃ તેમ ગોપીકાઓ સાથે રાસ રમ્યા. એટલા માટેજ આ શ્લોકમાં કહે છે કે—'**તાદૃશીઃ ક્રીડાઃ भजते।** જે ભાવથી ભજે, તેવા ભાવથી પ્રભુ તેમને રાજી રાખે.'

**याः श्रुत्वा तत्परः भवेत्**-જે ક્રીડાઓ સાંભળીને, જીવ (**तत्** એટલે) પરમાત્મામાં, (**परः** એટલે)-પરાયણ થાય. વિતરાગી ભગવદ્ ભકતો આ લીલાઓ સાંભળીને, અનાયાસે રાજી થાય; તેમ કામી પુરૂષો પણ, રસલંપટ હોવાથી, રસની વાતો સાંભળીને રાજી થાય. અજાણતાં

---

૧ પ્રકૃતિથીપર-શ્રેષ્ઠ. ૨ ચેષ્ટાથી અને વિકારોથી રહિત. ૩ અંધારૂં. ૪ પોતે ભલે તે ન હોય તોપણ. ૫ હે ગરૂડ! ૬ અસુરોને મોહ કરાવે એવી. ૭ આ પ્રમાણે. ૮ સુર્ય. ૯ વહાણમાં બેઠલાને. ૧૦ અજ્ઞાન.

ગોળ ખાતાં નુકશાન થાય નહીં; અને અજાણતાં સોમલ ખાતાં નુકશાનજ થાય; તેમ અજ્ઞાનીઓ -કામીઓ-પણ શ્રીકૃષ્ણની રાસલીલા અજાણતાં સાંભળીને,-આજ નહીં તો કાલે-કલ્યાણને રસ્તેજ ચડશે. કીડો ભયમાં ને ભયમાં ભમરી બની ગયો, તેમ અજ્ઞાની રસમાં અને રસમાં રસેશ્વર શ્રીહરિરૂપ બની જશે. યાદ રાખવું ઘટે છે કે-ગજરામારૂની, સદેવંત સાવળીંગાની, મણિ અને કાંતની, રોમીઓ અને જુલીયટની, રેનોલ્ડના નોવેલો, જેવું આ નોવેલ નથી.

પુણ્ય વિના રાજગાદી મળતી નથી; સંસારનાં સુખ મળતાં નથી-સન્નારી મળતી નથી; તેમ પુણ્ય વિના, જેનાં હજારો સંતો વખાણ કરે, એવાં પુસ્તકો પણ મળતાં નથી. પુસ્તકો મળ્યા પછી, પુણ્ય વિના વાંચવાની અવકાશ મળતી નથી. વાંચવાની અવકાશ મળ્યા છતાં, તેને વિચારવાનો વખત મળતો નથી. માટે પુણ્યકર્મ કરતા રહેજો, અને જ્ઞાનની જીજ્ઞાસાને જરા પણ શિથિલ થવા દેશો નહીં. આજકાલ કડવી દવા પીવાથી ઘણા લોકો કંટાળે છે; તેથી ડૉકટરો ક્વીનાઇનની ગોળીને ખાંડની ચાસણીમાં બોળીને-ગળી બનાવીને-આપે છે. તેમ માયાના રાગરંગમાં રમતા જીવોને, શ્રીહરિને રસ્તે લાવવા માટે, ધાર્મિક દવાખાનામાં આવી કોઈ દવાઓ હોય; તો તેથી શું ખોટું! ઘર ચણાતું હોય, ત્યારે તે ઘરમાં અને ઘરની આસપાસ ગંદવાડ-કચરો-માટી-પત્થર-વિગેરે પડયાં હોય છે. ઘર તૈયાર થયા પછી, તે બેસવા જેવું થાય છે. રસોઇ થતી હોય, ત્યારે રસોડામાં ગંદવાડ પડયો હોય છે; પણ જમવા બેસીએ, ત્યારે ઓર મજા આવે છે; તેમ શ્રીકૃષ્ણની રાસલીલાને વિષયદૃષ્ટિથી જોનારા અજ્ઞાનીજનો, ભલેને તેવા ભાવથી, રાધાકૃષ્ણનાં કીર્તનો ગાય; પણ આખરે શ્રીહરિ તેમને પોતાનાં કરશે. કહેવાની મતલબ એ છે કે-આ લીલાઓ ભગવદ્ ભક્તો માટેજ છે, એટલું નહીં; પણ અભક્તો જો આ લીલામાં લપટાય; તો તેમને પણ, રાસાદિનાં સ્વપ્નાં આવે. સાથે સાથે શ્રીકૃષ્ણનાં દર્શન પણ થાય.

શ્રીકૃષ્ણની શક્તિનું વિશેષ ભાન કરાવવા કહે છે કે—

**नासूयन्खलु कृष्णाय, मोहितास्तस्य मायया ॥**
**मन्यमानाः स्वपार्श्वस्थान्, स्वान् स्वान् दारानव्रजौकसः ॥३८॥**

અર્થ—' ભગવાનની માયાથી મોહ પામેલા, અને પોતાની સ્ત્રીયો શ્રીકૃષ્ણ સાથે રાસમાં ઉતરી હતી; તોપણ તે સ્ત્રીઓ પોતાના પડખામાં સુતી છે, એમ માનનારા ગોવાળીયાએ, શ્રીકૃષ્ણનો સાચોસાચ દ્રોહ કર્યો નહીં.' (૩૮)

૩૮ વિવેચન—

કેદીને કેદમાં પૂર્યા પછી, તેને ગામમાં ફરતો જુએ; ત્યારે સરકાર ગભરાય. જે અહીં પણ હોય, અને તેજ વખતે કલકત્તામાં પણ હોય; ત્યારે તેમાં કાંઇક છે; એમ વિચારવુંજ પડે. તે પ્રમાણેજ ગોપીકાઓ અહીં શ્રીકૃષ્ણ સાથે રાસ રમતી હતી; છતાં તે વખતેજ

---

૩૮ પદચ્છેદ—**तस्य मायया मोहिताः व्रजौकसः**-તેની માયાથી મોહ પામેલા વ્રજવાસીઓએ **कृष्णाय खलु न असूयन्**-ભગવાન્ શ્રીકૃષ્ણનો ખરેખર દ્વેષ કર્યો નહીં. કારણકે **स्वस्य पार्श्वे तिष्ठंति इति स्वपार्श्वस्थाः तान् इति स्वान् स्वान् दारान्**-પોતાની સ્ત્રીયોને પોતાનાં પડખામાંજ સુતેલી **मन्यमानाः**-માનતા હતા.

તેમના પતિઓ, પોત પોતાની સ્ત્રીયોને પોતાના પડખામાં સુતેલી માનતા હતા. આ પણ કોઈ અજબ શક્તિ. યાદ રાખવું ઘટે છે કે-ગોપીઓ ઘેરથી નીકળી, ત્યારે તેમને તેમના પતિ પુત્રાદિકે અટકાવી હતી. [ જુઓ અ. ૨૯ શ્લોક ૮ મો ] છતાં અહીં લખે છે કે-'સ્ત્રીઓ પોત પોતાની પાસે છે.' એમ તેઓ માનતા હતા. તેટલા માટેજ શ્લોકમાં લખ્યું છે કે—'**तस्य मायया मोहिताः व्रजौकसः**-કૃષ્ણની માયાથી મોહ પામેલા ગોવાળીયાઓ.'

પરીક્ષિતના પ્રશ્નના જવાબ થઈ રહ્યા. હવે રાસલીલાના પ્રાપ્ત પ્રસંગમાં શ્રીશુકદેવજી બોલે છે—

**ब्रह्मरात्र उपवृत्ते, वासुदेवानुमोदिताः ॥**
**अनिच्छन्त्यो ययुर्गोप्यः, स्वगृहान् भगवत्प्रियाः ॥३९॥**

**અર્થ—' પાછલી બે ઘડી રાત રહી તે સમયે, ભગવાન્ જેમને બહુજ વ્હાલા હતા એવી ગોપીકાઓ, જો કે પોતાને ત્યાંથી જવું ગમતું નહોતું-તો પણ, ભગવાનની આજ્ઞા થવાથી, પોત પોતાને ઘેર ગઈ.' (૩૯)**

૩૯ વિવેચન—

**भगवत्प्रियाः**-ભગવાન્ જેમને અતિ વ્હાલા છે તે ગોપીકાઓ.

હવે રાસનો ઉપસંહાર કરતાં રાસલીલાની પવિત્રતા જાહેર કરે છે—**વસંતતિલકા.**

**विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोः, श्रद्धान्वितोऽनुशृणुयादथ वर्णयेद्यः ॥**
**भक्तिं परां भगवति प्रतिलभ्य कामं, हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः ॥४०॥**

**અર્થ—'વ્રજ સ્ત્રિયો સાથે થએલી વિષ્ણુની આ લીલાને, જે શ્રદ્ધાથી સાંભળે, અને જે તેનું વર્ણન કરે તે માણસ, ભગવાન્‌માં ઉત્કૃષ્ટ ભક્તિ પામીને, ટુંકા વખતમાં ધીર બનીને, કામરૂપી હૃદયના રોગનો ત્વરાથી નાશ કરે,' (૪૦)**

૪૦ વિવેચન—

શ્રીશુકદેવજી ચોખ્ખું કહે છે કે-'હૃદયના રોગ રૂપી કામનો નાશ કરવા માટે, આ રાસલીલા ઉત્તમ ઔષધિ છે. હૃદ્રોગનો એટલે કામ અગર વાસનાનો નાશ થતાં, તે **अचिरेण धीरः** થોડા વખતમાં ધીર-શાંત-થાય છે.

---

૩૯ પદચ્છેદ—**ब्रह्मरात्रे उपावृत्ते**-પાછલી બે ઘડી રાત રહી તે સમયે **भगवान् एव प्रियः यासां ताः भगवत्प्रियाः**-ભગવાન્ જેમને બહુ વ્હાલા છે એવી (ગોપીકાઓ) **अनिच्छंत्यः**-જોકે પોતાને ત્યાંથી જવું ગમતું નહોતું, તો પણ **वासुदेवानुमोदिताः**-ભગવાનની આજ્ઞા પામેલી, **इति गोप्यः**-એવી ગોપીઓ **स्वगृहान ययुः**-પોતાને ઘેર ગઈ.

૪૦ પદચ્છેદ—**व्रजवधूभिः**-વ્રજ સ્ત્રિયોની સાથે. **विष्णोः इदं विक्रीडितं**-કૃષ્ણની આ લીલાને. **यः श्रद्धान्वितः अनुश्रृणुयात्**-જે શ્રદ્ધાથી સાંભળે. **अथ यः वर्णयेत्**-અને જે તેનું વર્ણન કરે, તે માણસ. **भगवति परां भक्तिं प्रतिलभ्य**-ભગવાનમાં ઉત્કૃષ્ટ ભક્તિને પામીને. **अचिरेण धीरः भूत्वा**-ટુંકા વખતમાં ધીર બનીને. **हृद्रोगं इति कामं**-કામરૂપી હૃદયના રોગને. **आशु**-ત્વરાથી. **अपहिनोति**-નાશ કરે છે.

ઉપસંહારમાં યાદ રાખવું કે-આ કોઇ બનાવટી વાત નથી; પણ બનેલીજ વાત છે. શ્રીકૃષ્ણ ગોપિકાઓ સાથે સંપૂર્ણ છૂટથી-પતિભાવે-રમ્યા, તે પણ સત્ય વાત છે; તેમાં ઢાંકપીછોડો કરવાની કાંઇ જરૂર નથી. અધ્યાત્મ દૃષ્ટિથી-અગર નિર્ગુણ દૃષ્ટિથી-ઢાંકપીછોડો કરવા પ્રયત્ન કરશો, તો શ્રીકૃષ્ણના અને ગોપીકાઓના જન્મ, અને સંબંધ કલ્પિત ગણાશે-વસ્તુજ ખોવાઇ જશે-મુદ્દોજ ઉડી જશે: માત્ર યાદ રાખવા જેવી બાબત એટલીજ છે કે—

(૧) શ્રીકૃષ્ણ માયાના પતિ માધવ-ગમે તેમ કરવા અને ગમે તેમ વર્તવા-સમર્થ છે. રમવા વખતે એક મટીને અનેક થયા. બાળક મટીને નટવર બન્યા. આટલી બધી રંગીલી છબીલી-રસઘેલી-ગોપીકાઓ વચ્ચે રમ્યા, તો પણ અસ્ખલ્લીત વીર્યવાન્ રહ્યા-બાળ બ્રહ્મચારી ગણાયા.

(૨) ગોપીકાઓ શ્રીકૃષ્ણને જારબુદ્ધિથી ભજતી હતી; તોપણ તેઓ શ્રીકૃષ્ણને **अखिल देहिनां अंतरात्मद्दक**-પ્રાણી માત્રમાં રહેલા અંતર્યામી રૂપે ભજતી હતી. એટલે 'શ્રીકૃષ્ણ પરમાત્મા છે.' તે વાત ગોપિકાઓથી છાની નહોતી. તેઓ તમામ વિષયોને તજીને અને સંબંધીઓનો ત્યાગ કરીને, શ્રીકૃષ્ણને મળવા આવી હતી. દેવ ગંધર્વ અને કિન્નરોની સમક્ષ તેઓએ શ્રીકૃષ્ણ સાથે ભોગ ભોગવ્યા. ગોપિકાઓએ એટલો બધો નિર્મળ પ્રેમ ખીલવ્યો કે-શ્રીકૃષ્ણ ગોપીકાઓના ઋણી બન્યા.

(૩) કથા કહેનાર શુકદેવજી, લૌકિક વિષયભોગમાં રસ લેનારા નહોતા; પણ વીતરાગી-ગર્ભથીજ સન્યાસી-હતા. રાસલીલા ભ્રષ્ટ હોય, તો તેઓ તેમાં તલ્લીન થઇને કથા કરે નહીં.

(૪) પરીક્ષિત મોક્ષાર્થી હતો-વિષયાર્થી નહોતો. તેમાં એ પરીક્ષિતના મરવા વખતે શ્રીશુકદેવજી જેવો યોગી, સંતોની સભામાં બેસીને, આવી વાતો ન કરે.

(૫) વાતો તો કરી, પણ તે વાતો શાસ્ત્રમાં નોંધાણી; અને શ્રીઆદ્યશંકરાચાર્ય, શ્રીરામાનુચાર્ય, શ્રીવલ્લભાચાર્ય, ચૈતન્ય ગૌરાંગ, શ્રી સ્વામીનારાયણ વિગેરે અનેક સંતોએ, તેનાં મુક્ત કંઠે વખાણ કર્યાં. રાસલીલાનો માલ ભક્તોએ ભજનના રૂપમાં સમાજ પાસે મૂક્યો. નાટકકારોએ નાટકદ્વારા સમાજને ચખાડયો.

આમ છે, છતાં રાસ લીલાની નિંદા કરવી, તે આંખો વીંચીને ભીંતે અફળાવા જેવી ભૂલ છે. વિચાર કરી જોજો. ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ૩૩ મો અધ્યાય સંપૂર્ણ. બોલીયે હરિ. શ્રીરામચંદ્ર દેવકી જય. આ અધ્યાયની સાથે રાસપંચાધ્યાયીનો વિષય સંપૂર્ણ થયો.

લ્યો ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ. જ્યાં જ્યાં આ કથા વાંચો, ત્યાં આસપાસ બેઠેલાં હરિજનોને અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેજોજી.

અમદાવાદ મોક્ષમંદિર.<br>૧૯૮૬ ચૈત્રવદી ૧૧. } લી. રામશંકર મોનજી ભટ્ટ.

… નં. ૧૬૨ Registered No. B. 1434.

श्रीसद्गुरवे नमः।

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશકઃ—રામશંકર મોનજી ભટ્ટ, ઠે. મોક્ષમંદિર-અમદાવાદ.

પુસ્તક ૧૧ મું.] જેઠ માસ ૧૯૮૬. [અંક ૫ મો.

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

### અધ્યાય ૩૪ મો.

વિષય—આ અધ્યાયમાં ગોપો અંબિકાની યાત્રાએ જશે. ત્યાં નંદજીને અજગર ગળી જશે. શ્રીકૃષ્ણના ચરણનો સ્પર્શ થતાં અજગર અજગરના દેહથી મુક્ત થઈને સુદર્શન નામનો વિદ્યાધર બનશે. બીજો વિષય એ છે કે-શ્રીકૃષ્ણ અને બલરામ વૃંદાવનમાં રાત્રીને સમયે વ્રજાંગનાઓ સાથે વિહાર કરશે. તે વખતે શંખચૂડ નામનો એક યક્ષ વ્રજાંગનાઓને ખેંચી જશે. શ્રીકૃષ્ણ વ્રજાંગનાઓને છોડાવીને, તે યક્ષનો નાશ કરશે.

ગોપાલોને યાત્રાએ જવાનો વિચાર થયો તે વાત શ્રીશુકદેવજી કહે છે—

**श्रीशुक उवाच ॥**

**एकदा देवयात्रायां, गोपाला जातकौतुकाः ॥**
**अनोभिरनडुद्युक्तैः, प्रययुस्तेऽम्बिकावनम् ॥१॥**

**तत्र स्नात्वा सरस्वत्यां, देवं पशुपतिं विभुम् ॥**
**आनर्चुरर्हणैर्भक्त्या, देवीं च नृपतेऽम्बिकाम् ॥२॥**

---

૧ પદચ્છેદ—**एकदा**-એક દિવસે-**देवयात्रायां जातकौतुकाः इति गोपालाः**-દેવયાત્રા કરવાનું જેમને મન થયું હતું, એવા ગોપો. **अनडुद्भिः** (બળદોથી) **युक्तानि अनः युक्तानि तैः अनोभिः** (ગાડાંથી)-બળદના ગાડાં જોડીને. **ते**-તેઓ. **अंबिकावनम् प्रययुः**—અંબિકાના વનમાં ગયા.

૨ પદચ્છેદ—**हे नृप**-હે રાજન્! **तत्र**-તે વનમાં. **सरस्वत्यां स्नात्वा**-સરસ્વતિ નદીમાં સ્નાન કરીને. **विभुं पशुपतिं देवं**-પશુપતિ સદાશિવનું. **च**-અને **देवीं अंबिकां**-અંબિકા દેવીનું. **अर्हणैः**-પૂજનની સામગ્રિઓથી. **भक्त्या आनर्चुः**-ભક્તિથી પૂજન કર્યું.

**અર્થ—એક દિવસે ગોવાળીયાઓને દેવયાત્રા કરવાનો વિચાર થવાથી, બળદનાં ગાડાં જોડીને, તેઓ અંબિકાનાવનમાં ગયા. હે રાજન્ ! ત્યાં સરસ્વતી નદીમાં સ્નાન કરીને, પશુપતિ સદાશિવનું અને દેવી અંબિકાનું, પૂજનની સામગ્રિઓથી, તેઓએ નમ્રતાપૂર્વક પૂજન કર્યું. [૧-૨].**

૧-૨ વિવેચન—

અંબિકાના વનમાં રહેલા અજગરનું પ્રારબ્ધકર્મ ક્ષીણ થઇ ગયું હતું, એટલે-હવે તેને શાપથી મુક્ત કરવાનો સમય થઇ ગયો હતો; તેથી શ્રીકૃષ્ણે અંતર્યામી રૂપે, ગોપોને ત્યાં જવા પ્રેરણા કરી. તો પણ આ સંબંધમાં એટલું યાદ રાખવું કે-અટપટી માયામાં રહેનારા જીવોનો ભગવદ્દભાવ, પુણ્યપ્રભાવ, નિશ્ચય, અન્યન્યાશ્રય વારંવાર સરી પડે. જેના ઘરમાં શ્રીકૃષ્ણ હતા, તે નંદાદિ ગોપોને, યાત્રા કરવા જવા વિચાર થયો. માતાપિતાએ અને શાસ્ત્રોએ, જેમાં પ્રભુત્વ સ્થાપી આપ્યું છે, તે પતિનો અનાદર કરીને, ગાંડી વહુ બાવાજીનાં અગર ગુરૂનાં ચરણ ચાંપવા દોડે. જેમણે હજારો ઉપકાર કરીને આપણને નમાવી દીધા છે; અને જેના ઉપકારનો બદલો વળી શકે એવો નથી; એવાં તિરથરૂપ માતાપિતાની સેવાને નેવે મૂકીને, ભગાભાઇ ચાર ધામ રખડે. પુજારી દેવને પૂજે, નાના પ્રકારના શણગાર પણ ધરાવે; તો પણ ધનવાનને દર્શને આવતો જોઇને જેટલો રાજી થાય, તેટલો દેવનાં દર્શન કરીને રાજી થતો નથી. વિગેરે આ બધી અજ્ઞાનની પરંપરા છે. 'પાનીમેં મીન પ્યાસી.' એવી આ સ્થીતિ છે. અહીં બીજો ભાવ એ છે કે-શ્રીકૃષ્ણના ઉપાસકો, અને શ્રીકૃષ્ણ પોતે પણ, સદાશિવ, દેવી વિગેરે પંચદેવના ઉપાસક હતા. જેઓ શ્રીકૃષ્ણની સાથેજ રહેતા હતા, તેઓ આપણને શીખવે છે કે-' દેહાભિમાન હોય, ત્યાંસુધી પાંચે દેવને ભજજો. ' [ અહીં હંમેશાં આવો છો, તેથી તમારી પાસે કાંઇક તો છે-તમે સાવ ભોટ નથી. માટે વિચાર કરી જોજો. વિચારે કરીને સત્ય વાત સમજાશે. જેને વસ્તુ મળી, તેને રખડવાનું હોય નહીં. ]

**પકદા**નો અર્થ કોઈ કોઈ ટિકાકાર 'શિવરાત્રી' કરે છે.

અંબિકા—આબુ પાસે છે તે, કારણ કે ત્યાં સરસ્વતી નદી છે.

પશુપતિ—મહાદેવજી. માતાજીના મંદિરથી દોઢેક ગાઉ ઉપર કોટેશ્વર મહાદેવ છે. કોટેશ્વર પાસેથીજ સરસ્વતી પહાડમાંથી નીકળે છે. સ્થળ રળીયામણું છે,

પૂજનવિધિ—યાત્રામાં જનારાઓએ ત્યાંના દેવોનું પૂજન વિધિસર કરવુંજ જોઇએ. જીવન્મુક્ત અને પુષ્ટિમાર્ગીય અગર પ્રેમલક્ષણા ભક્તિમાં રંગાએલા ભક્તો પૂજન ન કરે; તો ચાલે. આજકાલ સૌ પોતાને જીવન્મુક્ત માને છે, અને પોતાને ભક્તિમાં રંગાએલા માને છે. તેમની આ માન્યતા કેટલે દરજ્જે સાચી છે, તે તપાસવા કાંઇક ગાઇએ—

જીવન્મુક્ત કેવા હશે ?—ઉંચકોટિનો ભક્ત કેવો હશે ?—સાંભળો—

રાગ-જે કોઇ અંબિકાજી માતને આરાધશેરે લોલ.

ભલે શુકન થાઓ સારા-આનંદછેરે લોલ;
મળે લાકડાના ભારા-આનંદ છેરે લોલ૦
ભલે નવે ગ્રહ રૂઠો—આનંદ૦ ભલે દુધે મેહ ત્રુઠો—આનંદ૦
હાલ મરણથી ન બીવું—આનંદ૦ ભલે ક્રોડ વરસ જીવું—આનંદ૦
ભલે પુષ્પ લેઇ પૂજો—આનંદ૦ ભલે ધૂળ નાંખી ધ્રૂજો—આનંદ૦

ગણો ગુણિયલ કે ગાંડો—આનંદ૦ ભલે ભાવે એમ ભાંડો—આનંદ૦
ગણો રોચુઓ કે રંડી—આનંદ૦ ભલે પરખો પાખંડી—આનંદ૦
ઋષિરાજને હૃદાયે—આનંદ૦ વસો સત્ ચિત્ સદાએ—આનંદ૦

પદ–૨.

કોઇનો ખૂટવ્યો ન ખૂટે—આનંદ૦ ચોર હાકેમ નવ લૂંટે—આનંદ૦
ભલે મળો હાથી હોદ્દો—આનંદ૦ ભલે બંધીખાંને બાંધો—આનંદ૦
ભલે રહું સદા ભોગી—આનંદ૦ ભલે રોજ રહું રોગી—આનંદ૦
ભલે મળે લુખી ભાજી—આનંદ૦ ભલે રસોઇઓ આવે તાજી—આનંદ૦
ભલે બહુ માન આપો—આનંદ૦ ભલે અપમાન સ્થાપો—આનંદ૦
વ્હેમ બળી થયા [1]વાની—આનંદ૦ હવે બીક ધરૂં શાની—આનંદ૦
ઋષિરાજ રામ રીઝે—આનંદ૦ હવે કામ એજ કીજે—આનંદ૦

પદ–૩.

હવે કુણ જાય કાશી—ચિંતા ટળીરે લોલ; મળ્યા વૈકુંઠના વાસી—વેળા વળીરે લોલ.
શિદ વાત રાખું છાની ?—ચિંતા૦ ચિત્તે વાત લીધી માની—વેળા૦
કેફ કારમી ચઢી છે—ચિંતા૦ ગાંઠ પ્રેમની પડી છે—વેળા૦
અસલ વાત ઓળખાણી—ચિંતા૦ ક્રિયા જનમની કમાણી—વેળા૦
ખલક સરજનાર ખોળ્યો—ચિંતા૦ હરખનો સમુદ્ર છોળ્યો—વેળા૦
જગત તરખલાસું જાણું—ચિંતા૦ મોક્ષ જીવતાં હું માણું—વેળા૦
ઋષિરાજ રામ રાજી—ચિંતા૦ દુરીજન બળો દાઝી—વેળા૦

ભગવદ્ પ્રાપ્તિની લાલસાવાળા જીવોએ, દંભમાં દંડાવું નહીં. આ પદો સાંભળીને પોતાનું મન તપાસી લેવું.

આગળ શું કરે છે તે સાંભળો—

**गावो हिरण्यं वासांसि, मधु मध्वन्नमादृताः ॥**
**ब्राह्मणेभ्यो ददुः सर्वे, देवो नः प्रीयतामिति ॥ ३ ॥**
**ऊषुः सरस्वतीतीरे, जलं प्राश्य धृतव्रताः ॥**
**रजनीं तां महाभागा, नन्दसुनन्दकादयः ॥ ४ ॥**

---

૧ ભસ્મ, રાખ.

૩ પદચ્છેદ—**देवः नः प्रियतां इति**—'દેવ અમારા ઉપર પ્રસન્ન થાઓ' એમ બોલીને **सर्वे आदृताः**-સર્વે ગોવાળીઆઓએ આદરભાવથી. **ब्राह्मणेभ्यः**-બ્રાહ્મણોને **गावः हिरण्यं वासांसि**-ગાયો, સોનું, વસ્ત્રો. **मधु मध्वन्नं**-મીઠું મધવાળું અન્ન. **ददुः**-આપ્યું.

૪ પદચ્છેદ—**धृतव्रताः इति महाभागाः नंद सुनंदकादयः**-વ્રતધારી નંદ અને સુનંદ આદિ ભાગ્યશાળી ગોવાળીયા. **जलं प्राश्य**-જળ પીઇને. **तां रजनीं**-તે રાત્રી-**सरस्वतीतीरे ऊषुः**-સરસ્વતીને કાંઠે રહ્યા.

**અર્થ—'દેવ અમારા ઉપર પ્રસન્ન થાઓ,' એમ બોલીને, સઘળા ગોવાળીયાઓએ આદરભાવથી, બ્રાહ્મણોને ગાયો, સોનું, વસ્ત્રો, મીઠું મધવાળું અન્ન આપ્યું. [૩] વ્રતધારી નંદ અને સુનંદ આદિ ભાગ્યશાળી ગોવાળીયાઓ, માત્ર જળ પીઇને, તે રાત્રી સરસ્વતી નદીને કાંઠે રહ્યા. (૪)**

૩–૪ વિવેચન—

**યાત્રા**—યાત્રામાં કેવી રીતે વર્તવું તે શીખવે છે-પ્રથમ સ્નાન, પછી પૂજન, પછી સ્તુતિ, પછી દાન, અને પછી વ્રત. રેલ્વેગાડીઓ થતાં, યાત્રાળુઓનાં ખીસ્સાં ખાલી. દાનની વાત સાંભળીને યાત્રાળુઓ થથરી જાય-મરવા પડે. વળી જેઓએ માત્ર જળ પીઇને ઉપવાસ કર્યા છે, તેમને **મહાભાગાઃ**-મોટા ભાગ્યશાળી-ગણ્યા. ધર્માચરણને માટે પાત્રની અને સ્થળની ઉત્તમતા દરેક ધર્મે સ્વિકારી છે. યાત્રામાં જઇને પણ પાત્રનો અને સ્થળનો મહિમા ન જાણ્યો, તો–'કાશી યાત્રા કરી કાગડે, વિષ્ટા રહી ગઈ વ્હાલીરે.' ચારે ધામમાં તુંબડીને બોળી, પણ તેની કડવાઇ ગઇ નહીં. યાત્રા એટલે જાત્રા-'જા તરીને આવ. ઘરને આંગણે કાંઈ નહીં બને. ઉપાધિના સ્થાન રૂપ ઘરને તજીને બહાર જઇશ, તો કાંઇક ધર્મધ્યાન કરી શકીશ.' આવો શુદ્ધ હેતુ યાત્રાનો છે; પણ યાત્રામાં જઇને આવનારને પૂછજો, તો કહેશે કે-'ઘડીએ શાંતિથી બેઠા નથી.' આવી યાત્રા દેખાવ પુરતીજ છે-ફળદાતા નથી. દ્રવ્ય, અવકાશ અને આરોગ્યતા-ત્રણ સિવાય યાત્રામાં જવું નહીં. આ ત્રણ ન હોય તો ઘેર બેઠાં ગોવિંદ ગાવા.

નોટ—૧૯૮૨ ની સાલમાં અમે મંડળ સહિત પૂર્વ તથા ઉત્તરની યાત્રાએ ગયા હતા. તે વખતે જોયેલાં સારાં સારાં સ્થાનો, રેલ્વે લાઇનો, તથા યાત્રામાં થએલો અનુભવ તેની નોંધ લીધી હતી. તે નોંધ એક પુસ્તક દ્વારા બહાર પાડી છે. વાંચવા જેવી છે કીંમત માત્ર રૂા. દોઢ છે. દ્રવ્ય, અવકાશ અને આરોગ્યતા વિનાના કેટલાએક અમારી સાથે આવ્યા હતા. પોતે દુઃખી થતા હતા, અને અમને પણ દુઃખી કરતા હતા.

જેને માટે પ્રભુ અહીં પધાર્યા હતા, તે અજગર હવે અહીં આવે છે—

**कश्चिन्महानहिस्तस्मिन्, विपिनेऽतिबुभुक्षितः ॥**
**यदृच्छयागतो नन्दं, शयानमुरगोऽग्रसीत् ॥ ५ ॥**
**स चुक्रोशाहिना ग्रस्तः, कृष्ण कृष्ण महानयम् ॥**
**सर्पो मां ग्रसते तात, प्रपन्नं परिमोचय ॥ ६ ॥**

---

૫ પદચ્છેદ—**अतिबुभुक्षितः इति** ઘણો ભૂખ્યો એવો. **कश्चित्**-કોઇ **महान् अहिः**-મોટો સર્પ એટલે અજગર. **तस्मिन् विपिने**-તે વનમાં. **यदृच्छया आगतः**-અનાયાસે આવી ચડ્યો. **उरसा गच्छति इति उरगः**-તે સર્પ **शयानं नंदं अग्रसीत्**-સુતેલા નંદને ગળવા લાગ્યો.

૬ પદચ્છેદ—**अहिना ग्रस्तः सः**-સર્પથી ગળાએલા તે નંદજીએ **चुक्रोश**-બૂમ પાડી કે **कृष्ण कृष्ण**-હે કૃષ્ણ હે કૃષ્ણ. **अयं महान् सर्पः मां ग्रसते**-આ મોટો સર્પ મને ગળે છે. **हे तात! प्रपन्नं इति मां परिमोचय**-હે તાત! હું કે જે શરણે આવ્યો છઉં તેને તું (આ અજગરથી) છોડાવ.

**तस्य चाक्रन्दितं श्रुत्वा, गोपालाः सहसोऽत्थिताः॥**
**ग्रस्तं च दृष्ट्वा विभ्रान्ताः, सर्पं विव्यधुरुल्मुकैः॥७॥**

**અર્થ**—તે વનમાં બહુજ ભૂખ્યો થએલો મોટા સર્પ (અજગર) અનાયાસે આવી ચડયો. તે અજગર સૂતેલા નંદજીને ગળવા લાગ્યો. [૫] સર્પથી ગળાએલા નંદજીએ, 'હે કૃષ્ણ! હે કૃષ્ણ! આ મોટો સર્પ મને ગળે છે,' એમ કહીને બૂમ પાડી. 'હે તાત! હું કે જે શરણે આવ્યો છઉં, તેને તું (આ અજગરથી) છોડાવ.' [૬] નંદજીની બૂમો સાંભળીને, એકદમ ઉભા થએલા ગોપાલો, નંદજીને ગળાએલા જોઇને, ગભરાઇ ગયા. પછી તેઓ બળતા લાકડાં વડે સર્પને મારવા લાગ્યા. [૭]

૫-૬-૭ વિવેચન—

ઉપવાસ કરીને જાગરણ કરવું જોઇએ. જાગરણ ન કર્યું તેથી ઉંઘતાને અજગરે ગળ્યા.

ભૂખ્યો અજગર—અજગર એકજ ઠેકાણે પડયો રહે છે; અને જે કાંઇ ત્યાં પડયા પડયા મળે, તેનો આહાર કરે છે. આવી નિસ્પૃહ વૃત્તિ કેટલાએક સંત મહાત્માઓ પણ પાળે છે; અને તે અજગરવૃત્તિ કહેવાય છે. આ શ્લોકમાં લખે છે કે-કોઇ મોટો સર્પ અનાયાસે ત્યાં આવી ચડયો. અનાયાસે આવી ચડવાનું કારણ પ્રારબ્ધકર્મ પૂરાં થયા છે. ઘણા દિવસથી અજગરના દેહમાં પૂરાએલો આત્મા, શ્રીહરિનાં દર્શન કરીને તે દેહમાંથી મૂક્ત થવા આતુર-ભૂખ્યો-હતો.

**हे कृष्ण!**—આફતમાં કોને બોલાવાય! જેના ઉપર બહુજ હેત હોય, અને જેના બળથી વાકેફ હોઇએ, તેને બોલાવાય. નંદજીને શ્રીકૃષ્ણ ઉપર બહુ હેત હતું, અને તેઓ શ્રીકૃષ્ણના બળથી વાકેફ હતા. આ સંસાર વગડામાં આપણે પણ ઘણી આફતો આવે છે. આપણને ઘણી વાર ઉપાધિ રૂપી અજગર ગળી જાય છે, ત્યારે આપણે પણ શ્રીકૃષ્ણને સાદ કરવો. **हे तात!** અને **प्रपन्नं इति मां** આ શબ્દો નંદજીનો શ્રીકૃષ્ણ પ્રત્યેનો ભક્તિભાવ સૂચવે છે.

ગોપોનો સામાન્ય પ્રયત્ન-બળતાં લાકડાંથી અજગરને મારીને નંદજીને મૂક્ત કરવા, તે ગોપોને સામાન્ય-લૌકીક-પ્રયત્ન હતો.

અજગર તેથી વિશેષ પ્રયત્નની અપેક્ષા રાખતો હતો, તે પ્રયત્ન અજમાવવા શ્રીકૃષ્ણ પધાર્યા-

**अलातैर्दह्यमानोऽपि, नामुंचत्तमुरंगमः॥**
**तमस्पृशत्पदाऽभ्येत्य, भगवान् सात्वतां पतिः॥८॥**

૭ પદચ્છેદ—**च**-પછી **तस्य आक्रंदितं श्रुत्वा**-નંદજીની બૂમો સાંભળીને **सहसा उत्थिताः गोपालाः**-એકદમ ઉભા થએલા ગોપાલો **च**-અને **ग्रस्तं दृष्ट्वा विभ्रांताः**—નંદજીને ગળાએલા જોઇને વ્યાકુળ બનેલા ગોપોએ **उल्मुकैः**-બળતા લાકડાં વડે **सर्पं विव्यधुः**-સર્પને માર્યો.

૮ પદચ્છેદ—**उरसा गच्छति इति उरंगमः**-સર્પ **अलातैः**-બળતા લાકડાંઓ વડે. **दह्यमानः अपि**-હણાતો હતો તો પણ **तं न अमुंचत्**-નંદરાયને છોડયા નહીં, ત્યારે

**અર્થ—તે સર્પ બળતાં લાકડાં વડે માર ખાતો હતો, તો પણ તેણે નંદરાયને છોડયા નહીં; ત્યારે યાદવોના પતિ ભગવાને ત્યાં આવીને, તેનો પગથી સ્પર્શ કર્યો. [૮]**

૮ વિવેચન—

જેમ સળગતી દીવાસળી અડકતાં સળગી ઉઠાય; વીજળીનો તાર અડકતાં બળી મરાય; તેમ શ્રીકૃષ્ણનો ચરણ અડકતાં, અનેક જન્મોનાં પાપ નાશ પામી જાય. શવરીના ચરણ પંપા સરોવરમાં બોળતાં, જળ મેલું મટીને પીવા જેવું થયું. ત્યારે પ્રભુચરણની શી વાત કરીએ! સંસારરૂપ અજગરનો પણ આવોજ ત્રાસ છે, પ્રભુ કૃપા કરે, તોજ બચીએ.

ચરણ સ્પર્શનો મહિમા ઘણો છે; તોપણ સમજુ સ્ત્રીઓએ સાધુ, સન્યાસીઓ અગર ગુરૂના ચરણનો સ્પર્શ કરવો નહીં. સ્ત્રીઓએ શ્રીહરિના ચરણનો સ્પર્શ કરવો. સધવાઓએ પૂરણ ભાગ્ય હોય, તો પોતાના પતિના ચરણનો સ્પર્શ પણ કરવો. પતિવ્રતાઓને આંગણેજ પતિ પૂજાય. પતિપૂજન અને પતિચરણસ્પર્શ સ્ત્રીઓના જીવનની ઉત્કૃષ્ટ ભૂમિકા છે.

**सात्वतां पतिः**—'ભકતોના પતિ.' એવો અર્થ પણ થઇ શકે.

ચરણસ્પર્શનું શું પરિણામ આવ્યું ?—

**स वै भगवतः श्रीमत्–पादस्पर्शहताशुभः ॥**
**भेजे सर्पवपुर्हित्वा, रूपं विद्याधरार्चितम् ॥ ९ ॥**

**અર્થ—ભગવાનના સુંદર ચરણારવિંદના સ્પર્શથી, જેના પાપનો નાશ થઇ ગયો હતો એવો તે અજગર, સર્પના દેહનો ત્યાગ કરીને, વિદ્યાધરોએ પૂજેલું રૂપ પામ્યો. [ ૯ ]**

૯ વિવેચન—

**विद्याधरार्चितम् रूपं**—વિદ્યાધરો પણ જેને પૂજે એવું રૂપ, એટલે ઘણું સારૂં રૂપ.

ધર્મની મર્યાદા બાંધવા પધારેલા પ્રભુ, વિદ્યાધરને તેના અજગરના અવતારનું કારણ પૂછે છે—

**तमपृच्छद्धृषिकेशः, प्रणतं समुपस्थितम् ॥**
**दीप्यमानेन वपुषा, पुरुषं हेममालिनम् ॥ १० ॥**

---

**सात्वतां पतिः भगवान्**–યાદવોના પતિ ભગવાને **अभ्येत्य**–ત્યાં આવીને **तं पदा अस्पृशत्**–તેનો પગથી સ્પર્શ કર્યો.

૯ પદચ્છેદ—**भगवतः**–ભગવાનના **श्रीमान् चासौ पादश्च तस्य स्पर्शेण हतं अशुभं यस्य सः इति श्रीमत्पादस्पर्शहताशुभः इति सः**–સુંદર ચરણાર્વિંદના સ્પર્શથી જેના પાપનો નાશ થઇ ગયો હતો એવા તે અજગરે. **सर्पस्य वपुः हित्वा**–સર્પના દેહનો ત્યાગ કરીને. **विद्याधरैः अर्चितं रूपं भेजे**–વિદ્યાધરોએ પૂજેલું રૂપ પામ્યો.

૧૦ પદચ્છેદ—**हेममालिनम्**–સોનાની માળાવાળા **दीप्यमानेन वपुषा**–દીપતા શરીરવાળા. **प्रणतं समुपस्थितम् पुरुषं इति तं**–માથું નમાવીને સામા ઉભેલા તે પુરૂષને. **हृषीकेशः अपृच्छत्**–શ્રીકૃષ્ણે પુછ્યું.

**को भवान् परया लक्ष्म्या, रोचतेऽद्भुतदर्शनः ॥**
**कथं जुगुप्सितामेतां, गतिं वा प्रापितोऽवशः ॥ ११ ॥**

**અર્થ**—સોનાની માળાવાળા, દીપતા શરીરવાળા, અને માથું નમાવીને સામા ઉભેલા તે પુરૂષને શ્રીકૃષ્ણે પૂછયું કે-'તું કે જે ભારે શોભાથી પ્રકાશી રહ્યો છે, અને વળી અદ્‌ભુત રૂપવાળો છો, એવો તું કોણ છો ? અને કેવી રીતે પરવશ થઇને, અજગરની આ નીચ યોનીને તું પામ્યો હતો ?' [૧૦-૧૧]

૧૦-૧૧ વિવેચન—

**अद्‌भुतदर्शनः**—ઘડી પહેલાં અજગર, અને ઘડી પછી દેદીપ્યમાન વિદ્યાધર. વાઘરણને રાજાએ રાણી કરી, તુરત તેનો ઠાઠ બદલાયો. તેમ પ્રભુ કૃપાએ અજગર મટીને તે વિદ્યાધર થયો.

હવે સર્પ તેનો જવાબ આપે છે—

**॥ सर्प उवाच ॥**

**अहं विद्याधरः कश्चित्, सुदर्शन इति श्रुतः ॥**
**श्रिया स्वरूपसंपत्त्या, विमानेनाचरन् दिशः ॥ १२ ॥**

**ऋषीन् विरूपानङ्गिरसः, प्राहसं रूपदर्पितः ॥**
**तैरिमां प्रापितो योनिं, प्रलब्धैः स्वेन पाप्मना ॥ १३ ॥**

**शापो मेऽनुग्रहायैव, कृतस्तैः करुणात्मभिः ॥**
**यदहं लोकगुरुणा, पदा स्पृष्टो हताशुभः ॥ १४ ॥**

---

૧૧. પદચ્છેદ—**परया लक्ष्म्या**-ભારે શોભાથી. **रोचते**-પ્રકાશી રહ્યો છો. **अद्‌भुतदर्शनः**-અને વળી અદ્‌ભુત દર્શનવાળા છો. **इति भवान् कः**-એવો તું કોણ છો ? **वा**-અને. **एतां जुगुप्सितां गतिं**-અજગરની આ નીચ યોનીને. **कथं अवशः प्रापितः**-કેવી રીતે પરવશ થઇને પામ્યો હતો ?

૧૨ પદચ્છેદ—**श्रिया स्वरूपसंपत्त्या श्रुतः**-લક્ષ્મી અને રૂપની સંપત્તિથી પ્રખ્યાત થએલો. **सुदर्शनः इति कश्चित् विद्याधरः अहं**-સુદર્શન નામનો કોઇ વિદ્યાધર હું હતો. **विमानेन दिशः आचरन्**-વિમાનમાં બેસીને દિશાઓમાં આમતેમ ફરતો હતો.

૧૩ પદચ્છેદ—**रूपेण दर्पितः इति अहं**-રૂપથી જેને ગર્વ ચડયો હતો એવો હું-મેં-**विरूपान् अंगिरसः ऋषीन्**-અંગિરસ ગોત્રના કુબડા ઋષિઓની **प्राहसं**-હાંસી કરી. **तैः प्रलब्धैः**-મેં જેમની હાંસી કરી હતી તેઓથી. અને આ પ્રમાણે **स्वेन पाप्मना**-મારા પોતાના પાપથી. **इमां योनिं प्रापितः**-મારી આ ગતિ થઇ. [ **पाप्मन्**-પાપ. ].

૧૪ પદચ્છેદ—**तैः करुणात्मभिः**-તે દયાળુ બ્રાહ્મણોએ. **मे अनुग्रहाय एव**-મારા ઉપર અનુગ્રહ કરવા માટેજ **शापः कृतः**-શાપ આપ્યો. **यत्**-કારણકે **हतं अशुभं यस्य सः इति अहं**-મારાં પાપનો નાશ થતાં. **लोकगुरुणा पदा**-ચૌદલોકોમાં મહત્વ પામેલા આપના ચરણથી. **स्पृष्टः**-સ્પર્શ થયો.

**અર્થ-સર્પ કહે છે—'હું લક્ષ્મી અને રૂપની સંપત્તિથી પ્રખ્યાત થએલો સુદર્શન નામનો કોઈ વિદ્યાધર હતો. (તે વખતે) વિમાનમાં બેસીને દિશાઓમાં આમતેમ ફરતો હતો. [૧૨] રૂપથી જેને ગર્વ થયો હતો એવો હું-એવા મેં-અંગિરસ ગોત્રના કુબડા ઋષિઓની હાંસી કરી. આ પ્રમાણે મારા પોતાના પાપથી, મેં જેમની હાંસી કરી હતી, તે ઋષિઓએ મારી આ ગતિ કરી. [૧૩] તે દયાળુ બ્રાહ્મણોએ મારા ઉપર અનુગ્રહ કરવા માટેજ મને શાપ આપ્યો; કારણ કે મારાં પાપનો નાશ થતાં, ચૌદલોકમાં મહત્વ પામેલા આપના ચરણનો મને સ્પર્શ થયો. [ ૧૪ ]**

૧૨-૧૩-૧૪ વિવેચન—

સેજ ભુલ અને પરિણામ મોટું-ક્યાં હતા અને ક્યાં પડયા. રાત્રે સુતી વખતે કબજીયાતની ગોળી લેવાને બદલે, ભૂલમાં ભૂલમાં નેપાળાની ગોળી લેવાઇ ગઇ. ભૂલ સેજ, પણ આખી રાત લોટા લીધા. જેમ ગંજેરી ગમેતેમ બકે છે; તેમ સુખસાહેબીમાં, મનુષ્યો ગમે એવાં નીચાં કામ કરી નાંખે છે. કર્મોનાં પરિણામનો બિલકુલ વિચાર કરતાં નથી. રાજ કરનાર રાજા, ભૂલચૂકમાંથી બચી જવા, પૈસા ખરચીને સલાહકારો રાખે છે. ભૂલચૂકમાંથી બચવા, માટે સ્ત્રીને પતિ, અને પતિને સ્ત્રી, સૂચવ્યા કરે છે. બાળકોને માબાપ, માબાપને સન્મિત્રો અગર સદ્‌ગુરૂ; અને સદ્‌ગુરૂને શાસ્ત્રો સૂચવ્યા કરે છે. જે પાપકર્મ-બંધનકર્મ હોય, તે બહુજ વિચારીને કરવું જોઇએ.

દૃષ્ટાંત—સન્મુખરામ મહારાજ કાશીમાં બાર વરસ ભણીને, અને ચાર વરસ બદ્રિકાશ્રમમાં યોગાભ્યાસ શીખીને, ઘેર જતાં રસ્તામાં, સવારમાં પાંચ વાગે અજમેરમાં, એક સગાને ઘેર ઉતર્યા. આ સગા તેમના ફૈના દીકરા થતા હતા. તે સ્ટેશનની ઓફીસમાં હેડસીગ્નલર હતા. તેમનું નામ ઇંદ્રવદન હતું. સંધ્યાવંદનાદિ ક્રિયા આટોપી લીધા પછી, અગ્યાર વાગતે બેઉ ભાઇ ભોજન કરવા બેઠા. ભોજનની ક્રિયા ચાલતી હતી, તે વખતે ત્યાં એક કાળો મોટો બિલાડો આવ્યો. બિલાડાને દેખી ઇંદ્રવદને છીટ્ છીટ્ કરીને તેને હાંકી મૂકયો. ફરી તે બિલાડો આવ્યો; ફરી હાંકી મૂકયો. ફરી તે આવ્યો, અને ઇંદ્રવદન હાંકવા જતો હતો, ત્યાં સન્મુખરામ મહારાજે તેને તેમ કરવા ના પાડી. ના પાડી એટલું જ નહી, પણ સન્મુખરામે તેને પ્રણામ કર્યા, અને બિલાડો પ્રસન્ન થયો. આ દેખાવ જોઇને ઇંદ્રવદને સન્મુખરામને ' વેદીયો ઢોર ' કહીને તેની મશ્કરી કરી. મશ્કરી સાંભળીને સન્મુખરામ પણ હસ્યો. બિલાડો સન્મુખરામની પાસે આવ્યો. ઇંદ્રવદને બિલાડાને એક હાથે ઉપાડીને દૂર ફેંકી દીધો. બિલાડાને જરા વાગ્યું, તોપણ તે પાછો આવ્યો; અને ટગર ટગર જોવા લાગ્યો. સન્મુખરામે ઇંદ્રવદનને કહ્યું કે-' પ્રાણી માત્ર દયાને પાત્ર છે, તેમાં એ વળી આ તો-'

ઇંદ્રવદન—આ તો શું ? તે કોણ છે ?

સન્મુખરામ—જે છે તે છે. કહેવામાં માલ નથી.

ઇંદ્રવદન—મને પણ આજ આ બિલાડાની પ્રવતિ જુદા પ્રકારની લાગે છે. તમે કાંઇ જાણતા હો, તો કહો.

સન્મુખરામ—તે મારા ફુઆ, અને તમારા પિતા છે.

ઇંદ્રવદન—તમે તો સત્યુગની વાત કરી, તે હું કલિયુગનો જીવ કેમ માનું !

સન્મુખરામ—માનવી હોય તો માનો.

ઇંદ્રવદન—ના-એમ વાત ઉડાવી ન દ્યોઃ સાચી વાત હોય, તો મને પ્રત્યક્ષ બતાવો.

આ પ્રમાણે વાતો કરતા કરતા બેઉ જમી ઉઠયા. ઘરના આગલા ભાગમાં ગયા. પેલો બિલાડો પણ પાછળ પાછળ આવ્યો.

ઇંદ્રિવદન—તમે મને ભૂત ભરાવ્યું. હવે તમે મારૂં ભૂત કાઢો, નહીં તો હું ગાંડો થઈ જઇશ.

સન્મુખરામ—આ સંસાર તદ્દન મિથ્યા છે. ઋણાનુબંધે એકબીજા ભેળા થાય છે; અને જુદા પડે છે, તેમાં ગાંડા થવા જેવું કાંઈ નથી.

ઇંદ્રવદન—જ્ઞાનની વાત હું બધી જાણું છઉં. એવી વાતો કરીને તમે મુદ્દાની વાતને ન ઉડાવો. મને તો મારા પિતાનાં દર્શન કરાવો.

સન્મુખરામ—એમ ? લ્યો ત્યારે.

એમ કહીને સન્મુખરામે ઇંદ્રવદનના મુખ ઉપર હાથ ફેરવ્યો. ઇંદ્રવદને બિલાડાને બદલે પોતાના પિતાનાં દર્શન કર્યાં. સેજ વારમાં પાછો બિલાડો દેખ્યો. સન્મુખરામે બિલાડાને રજા આપતાં, તે ત્યાંથી ચાલ્યો ગયો.

ઇંદ્રિવદન—આ શું !

સન્મુખરામ—એ કર્મના સંજોગ. આ જીવન તો ચાર દહાડાના ચાંદરડા જેવું છે. આ જીવનની પાછળ ચોરાસીલાખ અવતાર ઉભા છે. તેનો વિચાર સમજુએ વારંવાર કરવો ઘટે છે. કર્મ કરે એવું કોઈ કરતું નથી. માટે સત્પુરૂષો અને શાસ્ત્રો કહે છે કે-'સો ગરણે ગળીને એક કામ કરો.' સત્કર્મ કરતાં જનમેજયને કોઢ નીકળ્યો; ત્યારે ખોટાં કામ કરતાં કેમ બંધન ન થાય. તાવલ્યો માણસ જેટલું આપો, એટલું પાણી પીએ, અને પરિણામે પસ્તાય. તેમ ધનયૌવનની ખુમારીમાં રમતો જીવ, પરિણામનો વિચાર કર્યાં વિના, ગમે એવાં નીચ કામ કરે. રાત્રે મુસાફરી કરનારી ધનવાનની જાને, સારા વળાવીયા લેવા જોઈએ; તેમ ધનયૌવનની ખુમારીવાળા જીવે, રૂડા સલાહકારની સલાહ પ્રમાણે જીવન ગાળવું જોઇએ.

સાંભળો—એક બીજું દૃષ્ટાંત કહું—

દૃષ્ટાંત—પુણ્ય ખીણ થતાં એક દેવ આ સંસારમાં ખરી પડયો. ખરી પડતી વખતે તેણે પોતાના મિત્ર (એક બીજા દેવ)ને ભલામણ કરી કે-'મૃત્યુ લોકમાં જન્મ થયા પછી, હું માયામાં લોટપોટ થઇ જઇશ, તે વખતે મને મારા કર્તવ્યનું ભાન રહેશે નહીં, માટે તું મારા ઉપર દેખરેખ રાખીને, મને ખોટે રસ્તેથી બચાવી લેજે.' આ પ્રમાણે કહીને તે બંગાળાના રાજાને ત્યાં જન્મ્યો. યોગ્ય ઉમર થતાં પરણ્યો, અને ગાદી ઉપર પણ બેઠો. ધીમે ધીમે પરિવાર વધ્યો. તે પછી કેટલેક સમયે પેલો દેવ સંત બનીને, મિત્રની ખબર લેવા આવ્યો. રાજાએ સંતનો સત્કાર કર્યો. સંતે ત્યાં રહીને યોગવાસિષ્ઠની કથા શરૂ કરી. રાજા હંમેશાં ભાવથી કથા સાંભળતો હતો. પંદરેક દિવસ પછી સંતે રાજાને પુછયું-કેમ કથામાં સમજણ પડેછેને ?

રાજા—હાજી. તેમાંએ વસિષ્ઠ અને રામનો સંવાદ, એટલે સાંભળવાની ઘણી મોજ આવે છે.

સંત—સાંભળવા ઉપરાંત કાંઇ અસર થાય છે ?

રાજા—એટલે ?

સંત—આ સંસારમાંથી કેટલો રાગ તૂટયો, તેની કાંઈ તપાસ કરો છો ? કદિ મારી સાથે ચાલી નીકળવાનું કહું, તો માનો ખરા ?

રાજા—લાચાર થઇને બોલ્યો–એમ તો કેમ બને ? ઘરમાંથી બહાર નીકળવું તો નજ બને.

સંત—તમે કોને માટે ઘરમાં રહો છો ? તે કહેશો ? રાજકન્યાઓ સાસરે ચાલી ગઇ છે. પુત્રો પરણીને પોતાની સ્ત્રીઓ સાથે કલ્લોલ કરે છે, અને પાટવીકુંવર રાજ સંભાળે એવા બહાદુર છે. તમે તમારી સ્ત્રી સાથે પણ ઘણા વરસથી વિષય સુખ ભોગવો છો; ત્યારે હવે મારી સાથે ચાલી નીકળો, તો શો વાંધો છે ?

રાજા—એ તો સારૂં છે. પણ—

સંત—જે હોય તે કહોને. 'પણ'–શું.

રાજા—પણ મારી સ્ત્રી મારા વિના રહી શકે નહીં. મારા વિના ખાતી નથી. મારા વિના પીતી નથી. બોલાવું ત્યાં–જીજી–કરીને દોડી આવે છે. પ્રેમભર્યું જોવું, અને પ્રેમ ભર્યું બોલવું ! આ સુખ મને કયાં મળે !

સંત—વાત ખરી. સંસારવગડે રૂડી સ્ત્રી સુખની રેલ છે: પણ હવે કયાં સુધી ?

રાજા—ચાલે ત્યાં સુધી ચાલવા દ્યો.

સંત—પણ એમ કરતાં તમારૂં બગડી જશે. હમણાં કાળ આવીને ઉભો રહેશે. તમે નિવૃત્ત થઇને શ્રીહરિને કયારે ભજશો ? મુવા પછી ?

રાજા—એ બધી વાત હું જાણું છઉં; પણ બાપજી ! મારી સ્ત્રીમાં મને ઘણો રાગ છે. તેથીજ મારૂં નામ **મોહમગ્ન** છે. તે રાગ તૂટે એવો નથી; અને તૂટે, તો પછી મારે આ સંસારની પરવા નથી.

સંતે રાજાની ચિકિત્સા કરી; રોગ પારખી લીધો. પાછી કથા ચાલુ રાખી. બે એક માસ પછી, એક દિવસે સવારમાં દસ વાગતે, સભા વિસર્જન થતાં, મોહમગ્ન રાજા રાણી વાસમાં ચાલ્યો. સામેથી રાણીને કોઈ ફાંકડા પુરુષ સાથે ચાલી આવતી દેખી. નજદીક આવતાં, તે રાણીએ રાજાને કહ્યું કે–'હું આ પુરૂષ સાથે જાઉં છઉં.' આ શબ્દો સાંભળીને રાજા ચકિત થઇ ગયો–ભાન ભૂલી ગયો. તેટલી વારમાં તે રાણી પેલા પુરૂષ સાથે એકજ અશ્વ ઉપર બેસીને ચાલતી થઇ. 'પકડો–પકડો' એમ રાજાએ બૂમ મારી; એટલે કેટલાએક નોકર તેણીને પકડવા દોડયા. તે સાથે રાજા પણ ઘોડે બેસીને દોડયો. ગામ બહાર આવીને રાજા જુએ, તો એક મોટું લશ્કર સજ્જ થઇને ઉભું હતું. તે લશ્કરને મોખરે એક મોટા હાથી ઉપર સોનાની અંબાડીમાં એક મોટો રાજા બેઠો હતો. રાણીને નસાડી જનાર પુરૂષે, મોહમગ્ન રાજાના દેખતાં, રાણીને અંબાડી ઉપર ચઢાવી દીધી. રાણી તે મોટા રાજા જોડે જઇને બેઠી. મોહમગ્ન રાજા તો જોઈજ રહ્યો. પોતે રાજી ખૂશીથી એમ કર્યું છે; તે સૂચવવા માટે, રાણીએ તે મોટા રાજાના ગળામાં હાથ નાંખીને, બીજે હાથ

ઉંચો કરી, તેનો અંગુઠો મોહમગ્ન રાજાને બતાવ્યો. એટલે હવે 'લેતો જા-મારે તારે કાંઇ લેવા દેવા નથી. મારે તારી કાંઇ પરવા નથી' વિગેરે. આ દેખાવ જોઈને રાજાને ઘણો ક્રોધ ચડયો. હાથી પર બેઠેલાં રાજારાણીને મારવા, તેણે ઘોડો કુદાવ્યો. તેટલામાં તેને પોતાનેજ, તલવારનો ઝટકો વાગતાં, તે પડી ગયો. સેવકોએ ઉપાડીને તેને દરબારમાં આણ્યો. ઘણીવારે શુદ્ધિ આવતાં, આંખ ઉઘાડીને જોયું, તો પાસે સંત બેઠા હતા.

સંત—કેમ છે? ભાઈ!

રાજા—તમારી વાત મને હવે સત્ય લાગી. કોઈ કોઇનું નથી. હું ખાલી કુટાઇ મુવો; જેને માટે મેં માનવજીવન બગાડી નાંખ્યું, તેણેજ મને દગો દીધો.' એમ કહીને રાજાએ પોતાને વીતેલી વાત કહી સંભળાવી.

સંત—ત્યારે હજી પણ ચેતીએ તો વખત છે; નહીં તો તે મોટો રાજા, અહીં આવીને તને ઠેર કરશે; અને કરવાનું રહી જશે.

રાજા—કેવી રીતે ચેતીએ?

સંત—આપણે બે અહીંથી ચાલી નીકળીએ.

રાજા—પણ મને ઝટકો વાગ્યોછેને?

સંત—તેની કાંઇ ફીકર નહીં. મને બતાવ, કયાં છે તે ઝટકો?

એમ કહીને સંતે ત્યાં હાથ ફેરવ્યો. લોહી વહેતું બંધ થઈ ગયું. રાજા અને સંત બીજે દરવાજે થઇને ચાલી નીકળ્યા. રસ્તામાં અનેક વાતચિત કરતા કરતા તેઓ બદ્રિનારાયણ પહોંચ્યા. વચ્ચે વચ્ચે સંત એમ કહેતા કે-'જો તમારી મરજી હોય, તો આપણે તમારી રાણી પાસે જઈએ.' રાણીનું નામ સાંભળીને રાજા ખાટો થઇ જતો હતો. આ પ્રમાણે મુસાફરી કરતાં, લગભગ બે વરસ વીત્યા પછી, રાજા અને સંત અનાયાસે મોહમગ્નની રાજધાનીને પાદર આવ્યા. રાજાએ પોતાનું ગામ ઓળખ્યું. ગામમાંથી ભીક્ષા લાવીને બેઉજણા જમ્યા. 'હાલ અહીં કોણ રાજ કરે છે? વિગેરે' પુછપરછ કરતાં, મોહમગ્ને સાંભળ્યું કે-'અહીંનો રાજા મોહમગ્ન ક્યાંઇ ચાલ્યો ગયો છે; તેથી તેની ગાદીએ તેના પુત્રને બેસાડયો છે, અને તેની રાણી વિગેરે સૌ વિલાપ કરે છે.' મોહમગ્ને આગળ તપાસ કરી કે-'અહીં કોઇ મોટો રાજા બે વરસ ઉપર ચડી આવ્યો હતો, અને તે રાજાની રાણીને લઇ ગયો હતો, તેનું શું થયું?' તેના જવાબમાં સાંભળ્યું કે-'અહીં કોઈ મોટો રાજા ચડી આવ્યોજ નથી, અને રાણી તો મહા પતિવ્રતા છે. તે પણ મોહમગ્નની રાહ જુએ છે.' આ શબ્દો સાંભળીને મોહમગ્ન રાજા વિસ્મય પામ્યો. તેણે તમામ વાત સંતને કરી.

સંત—ત્યારે તું દરબારગઢમાં જા, અને કહે કે-'હુંજ મોહમગ્ન છઉં.' તારે ભીક્ષા માગવી મટી જશે, અને સુંદર રાણી તારી સેવા કરશે.

મોહમગ્ન—હવે એ વાત તો બને એવી નથી. વૈરાગ્યના સુખની પાસે ચક્રવર્તિના રાજનું સુખ તરખલાં જેટલું છે; અને આ સંસારની નાની મોટી તમામ સ્ત્રીઓ તો, અમારી મૈયા છે. પણ મેં મારી નજરે જોયેલો ખેલ, ખોટો કેમ ઠર્યો? તે મને કૃપા કરીને કહો.

આ શબ્દો સાંભળીને સંતે કહ્યું કે-"હું દેવ છઉં, અને તું પણ દેવ હતો, તારાં પૂણ્ય ક્ષીણ થતાં, તેં અહીં જન્મ લીધો. જન્મ લેવા પહેલાં તેં મને ભલામણ કરી હતી કે-'હું મૃત્યુલોકમાં જાઉં છઉં. પણ માયાના પૂરમાં તણાઈ જાઉં-હું મારૂં બગાડી નાંખું-

તે પહેલાં તમારે મને કોઇ પણ રીતે બચાવી લેવો.' તને બચાવી લેવા મેં ઇંદ્રજાળ પાથરી હતી. હવે તું નિર્ભય છો, કારણ કે તેં તારા સ્વરૂપને જાણ્યું છે. તોપણ તને કહું છઉં કે-તું ધનવાનોને સંગે, અને સ્ત્રીઓને સંગે જઈશ નહીં. સંતોને સેવવા લાયક હિમાલય અને ગંગા છે. વૃક્ષ ઉપરથી નીચે ઉતરીને રમનારૂં પક્ષી, જેમ હિંસક પ્રાણીઓના સપાટામાં આવી જાય; તેમ હિમાલયને તજીને વસ્તીમાં રમનારા સંતો, કામ ક્રોધ અને લોભના સપાટામાં લેવાઈ જાય. હવે તું એવું તપ કરજે, કે તને દેવ યોનિ મળે.' એમ કહીને તે દેવ વૈમાનમાં બેસીને ચાલ્યો ગયો, અને મોહમગ્ન રાજા મોહજીત બન્યો.

કહેવાનું તાત્પર્ય એ છે કે—'હું મારૂં બગાડી નાખું, તે પહેલાં, કોઇ પણ પ્રકારે મને બચાવી લેજો,' એવી પ્રાર્થના સ્નેહીયોને કરવા જેવી છે.

સુદર્શને શાપ સાંભળીને ક્રોધ ન કરતાં, ઉપકાર માન્યો, તે તેની ભક્તિ સૂચવે છે. પાપનું નિવારણ કરવુંજ જોઇએ. કહેવાનો ભાવ એ છે કે-'મને પાપીને આપનાં દર્શન કયાંથી હોય! બ્રાહ્મણોના શાપદ્વારા તે લાભ મળ્યો.'

હવે ઘેર જવા માટે ભગવાનની રજા માગે છે—

**तं त्वाऽहं भवभीतानां, प्रपन्नानां भयापहम् ॥**
**आपृच्छे शापनिर्मुक्तः, पादस्पर्शादमीवहन् ॥ १५ ॥**
**प्रपन्नोऽस्मि महायोगिन, महापुरुष सत्पते ॥**
**अनुजानीहि मां देव, सर्वलोकेश्वरेश्वर ॥ १६ ॥**
**ब्रह्मदण्डाद्विमुक्तोऽहं, सद्यस्तेऽच्युत दर्शनात् ॥**
**यन्नाम गृह्णन्नखिलान, श्रोतॄनात्मानमेव च ॥**
**सद्यः पुनाति किं भूयस्-तस्य स्पृष्टः पदा हि ते ॥ १७ ॥**

---

૧૫ પદચ્છેદ—**अमीवं** એટલે દુઃખ. **अमीवं हंति इति अमीवहा तत् संबुद्धौ हे अमीवहन्**-હે દુઃખનો નાશ કરનાર! **पादस्पर्शात् शापनिर्मुक्तः**-ચરણના સ્પર્શથી શાપથી મૂક્ત થએલો એવો હું. **भवभीतानां प्रपन्नानां**-ભવથી ડરી ગએલા અને શરણે આવેલા ભક્તોના. **भयं अपहंति इति भयापहः तं इति त्वां आपृच्छे**-ભય હરનાર એવા જે તમે-તેને પૂછું છઉં. આજ્ઞા માગું છઉં.

૧૬ પદચ્છેદ—**हे महायोगिन् हे महापुरुष [सतां पतिः तत् संबुद्धौ] हे सत्पते**-હે મોટા યોગિ! હે મહાપુરૂષ! હે સત્પુરૂષોના પતિ! **हे देव**!-હે દેવ. **प्रपन्नः अस्मि**-હું આપને શરણે આવ્યો છઉં. **हे सर्वलोकेश्वरेश्वर**-હે સર્વ લોકના ઇશ્વરોના પણ ઇશ્વર! **मां अनुजानीहि**-મને આજ્ઞા આપો.

૧૭ પદચ્છેદ—**हे अच्युत**!-હે પ્રભુ! **ते दर्शनात्**-આપનાં દર્શનથી. **ब्रह्मदंडात् सद्यः अहं मुक्तः**-બ્રહ્મદંડથી હું સદ્ય મુક્ત થયો છઉં. **यस्य नाम तत् गृह्णन्**-જેનું નામ લેનારો. **अखिलान् श्रोतॄन्**-સમગ્ર શ્રોતાઓને **च**-અને. **आत्मानं एव**-પોતાને પણ. **सद्यः पुनाति**-તુરત પવિત્ર કરે છે. **भूयः**-ત્યારે-**तस्य इति ते-तव-पदा हि स्पृष्टः किं न पुनीयात्**-તેના એટલે આપના ચરણથી સ્પર્શ કરાએલો હું કેમ પાવન ન થાઉં?

**અર્થ—હે દુઃખનો નાશ કરનાર! ચરણના સ્પર્શથી શાપથી મુક્ત થએલો એવો હું, ભવથી ડરી ગએલા અને શરણે આવેલા ભક્તોના આપ ભય હરનાર છો, તેમને પૂછું છઉં. એટલે ઘેર જવા માટે આપની આજ્ઞા માગું છઉં. (૧૫)**

**અર્થ—'હે મોટા યોગી! હે મહા પુરૂષ! હે સત્પુરૂષોના (પણ) પતિ! હું આપને શરણે આવ્યો છઉં. હે સર્વ લોકના ઇશ્વરોના (પણ) ઇશ્વર! મને (મારે ઘેર જવાની હવે) આજ્ઞા આપો. [૧૬] હે અચ્યુત! આપનાં દર્શનથી, બ્રાહ્મણોના શાપથી હું મૂક્ત થયો. જેનું નામ લેનારો પુરૂષ, સઘળા શ્રોતાઓને અને પોતાને પણ તુરત પવિત્ર કરે છે, ત્યારે આપના ચરણનો સ્પર્શ મળવાથી, હું પવિત્ર થાઉં; તેમાં નવાઇ જેવું કાંઇ નથી.' [૧૭]**

૧૫ થી ૧૭ વિવેચન—

**भवभीतानां**—સંસારથી બીનેલા તો ઘણા છે, પણ **प्रपन्नानां**—સંસારથી ડરીને શ્રીહરિને શરણે આવનાર વિરલા કયાં છે! તે વિરલાના ભયને હરનારા હે કૃષ્ણ! કહેવાનો ભાવ એ છે કે-જીવો સુખમાં સન્મુખ ન થાય, પણ દુઃખમાં સન્મુખ થાય-શરણે આવે-તોપણ પ્રભુ તેનો ભય હરિ લે. વળી અહીં-સર્પે નંદજીને ગળીને અપરાધ કર્યો હતો; તોપણ તે શરણે આવ્યો, માટે તેનું દુઃખ હરિ લેવું જોઇએ. સોળમા શ્લોકમાં શ્રીકૃષ્ણનું પ્રભુત્વ સ્વિકારીને-**'प्रपन्नः अस्मि'**-'હું આપને શરણ આવ્યો છઉં.' એમ સ્ફુટ ખુલાસો કર્યો. પુત્ર પિતાનોજ છે, અને સ્ત્રી પતિનીજ છે, છતાં જ્યારે પુત્ર પિતાને કહે કે-'બાપા! હું તમારો છઉં;' અને સ્ત્રી પતિને કહે કે-'જેવી તેવી પણ હું આપની છઉં' ત્યારે કયો પિતા અને કયો પતિ હરખાતો નથી! ઉભરાતો નથી! તેટલોજ સંબંધ જીવ અને શીવને છે. ભક્તોનાં નમ્ર વચન સાંભળી બાપોજી ડોલે છે. સુદામાનાં નમ્ર વચન સાંભળીને, 'તેને શું આપી દઉં?' એમ પ્રભુ વિચાર કરવા લાગ્યા. વાળીનાં નમ્ર વચનો—

દોહરા—

સુનહુ રામ સ્વામી સુભગ, ચલ ન ચાતુરી મોરી;
પ્રભુ અજહું મેં પાતકી, અંતકાલ ગતિ તોરી.—સીયાવર૦

સાંભળીને શ્રીરામ બોલ્યા કે—

ચોપાઇ—

સુનત રામ અતિ કોમલ વાણી, વાલી શીશ પરસેઉ નીજ પાણી.
અચલ કરૂં તનુ રાખહું પ્રાણા, વાલી કહે સુન કૃપાનિધાના.

બિભાષણનાં નમ્ર વચન સાંભળીને, તેને લંકા આપી દીધી.

આજકાલ સવાર સાંજ ચાપાણીમાં ખાંડ સાકર ખાવામાં આવે છે, નાતના વરામાં પણ, સગવડ ન હોય તો દેવું કરીને, મીઠા પકવાન બનાવવામાં આવે છે; પણ લોકો કડવા બોલા થતા જાય છે. મીઠું બોલતાં લાજે છે. જેમને માટે આપણે ખુવાર થઇ જઇએ છઇએ, તે આ પુત્રાદિક પણ, બને ત્યાં સુધી, કડવુંજ બોલે. મુમુક્ષુઓએ યાદ રાખવું કે-જીવની અધોગતિના આ રસ્તા છે. **बचने का दरिद्रता**। પૈસા વાપરતાં આંચકો આવે, પણ મીઠાં મધુરાં વચનો બોલતાં કેમ આંચકો આવે! અને તે પણ ઘટે છે ત્યાં. પુત્ર પિતા

પાસે, અને સ્ત્રી પતિ પાસે. વિચાર કરી જોજો. અમારી વાત માનશો, તો ધર્મ, કીર્તિ અને સામાની પ્રીતિ ત્રણેની પ્રાપ્તિ થશે.

**નામ મહિમા**—સત્તરમા શ્લોકની બીજી લીટીમાં નામમહિમા છે. સાપના મંત્ર જપતાં સાપ દોડયો આવે, ત્યારે શ્રીહરિનું નામ જપતાં શ્રીહરિ આવે તેમાં શી નવાઈ! સંતો તો કહે છે કે 'નવરા પડો, કે શ્રીહરિને સમરો.' કાથા કબલામાં અને ખોટા આરામમાં, આપણો વખત બહુ ચાલ્યો જાય છે. સ્વાર્થ વિનાના કાથા કબલાનું નિરીક્ષણ કરતા રહેશો, તો ઘણો સમય બચાવી શકશો.

હવે વિદ્યાધર સ્વર્ગમાં જાય છે—

**इत्यनुज्ञाप्य दाशार्हं, परिक्रम्याभिवन्द्य च ॥**
**सुदर्शनो दिवं यातः, कृच्छ्रान्नन्दश्च मोचितः ॥ १८ ॥**

**અર્થ**—શ્રીશુકદેવજી કહે છે કે-'એ પ્રમાણે શ્રીકૃષ્ણની આજ્ઞા લઇ, પ્રદક્ષણા કરીને તથા પ્રણામ કરીને, **સુદર્શન** સ્વર્ગમાં ગયો, અને નંદરાય કષ્ટમાંથી છૂટયા. [૧૮]

૧૮ વિવેચન—

વિદ્યાધર એટલે એક પ્રકારનો દેવ. તે સ્વર્ગમાં વસે છે. ગુરુવર્ગથી છૂટા કેવી રીતે પડાય, તેનો આ શ્લોકમાં વિધિ છે.

આ દેખાવે વ્રજવાસીઓના ઉપર કેવી અસર કરી તે હવે કહે છે—

**निशम्य कृष्णस्य तदात्मवैभवं, व्रजौकसो विस्मितचेतसस्ततः ॥**
**समाप्य तस्मिन्नियमं पुनर्व्रजं, नृपाययुस्तत्कथयंत आदृताः ॥ १९ ॥**

**અર્થ**—હે રાજન્! શ્રીકૃષ્ણનો આત્મિક વૈભવને જોઈને, વ્રજવાસીઓ વિસ્મય પામી ગયા. પછી અંબિકાના વનમાં યાત્રાની ક્રિયા સંપૂર્ણ કરીને, પ્રેમથી તે વિષયની વાતો કરતા કરતા, પાછા વ્રજમાં આવ્યા. [૧૯]

૧૯ વિવેચન—

પોતાનું પ્રભુત્વ સંતાડી રાખવા, પ્રભુ વ્રજવાસીઓને બહુ ઠગે છે. ઘડીમાં પ્રભુ થઇને બેસે છે, અને ઘડીમાં ગોકુળનો ગોવાળીયો- ખભે કામળી અને હાથમાં વાંસળી. નિર્ગુણ થયા વિના, નિર્ગુણ ભક્તિ થઇ શકે નહીં; તેમ ગુણોના ધર્મ સંપૂર્ણ રીતે જાણ્યા વિના, સગુણ ઉપાસના પણ બની શકે એવી નથી. ગુણોના ધર્મ એટલે-પ્રભુનું વિલક્ષણપણું.

---

૧૮ પદચ્છેદ—**इति दाशार्हं अनुज्ञाप्य**-આ પ્રમાણે કૃષ્ણની રજા લઈને **परिक्रम्य च अभिवंद्य**-પ્રદક્ષણા કરીને અને પ્રણામ કરીને. **सुदर्शनः दिवं यातः**-સુદર્શન સ્વર્ગમાં ગયો. **च**-અને **नंदः कृच्छ्रात मोचितः**-નંદજી દુઃખથી મુક્ત થયા.

૧૯ પદચ્છેદ—**हे नृप!**-હે રાજન્ **कृष्णस्य तस्य आत्मनः वैभवं निशम्य**-શ્રીકૃષ્ણનો આત્મિક વૈભવ દેખીને. **व्रजौकसः**-વ્રજવાસીઓ. **विस्मितं चेतः येषां ते**-વિસ્મય પામી ગયેલા. **ततः**-પછી **तस्मिन्**-તે અંબિકા વનમાં **नियमं समाप्य**-યાત્રા સંપૂર્ણ કરીને. **आदृताः कथयंतः**-પ્રેમથી તે વિષયની વાતો કરતા કરતા **पुनः व्रजं आययुः**-પાછા વનમાં આવ્યા.

પ્રભુનું વિલક્ષણપણું સમજાય, તોજ સગુણ ઉપાસના-અવતારોનો મહિમા-સમજી શકાય. ઠાકોરજી ખાતા નથી, તેમને ધરવું, એ સામાન્યબુદ્ધિથી ફારસરૂપજ જણાય. વિશેષ બુદ્ધિ પ્રાપ્ત થાય-ગુણોનો મહિમા સમજાય-સ્થંભમાંથી પ્રભુ પ્રગટ્યા-તેમ મૂર્તિમાંથી પણ પ્રભુ પ્રગટે, એવો ભાવ જાગ્રત થાય; સચરાચરમાં જે તત્ત્વ છે, તે તત્ત્વ મૂર્તિમાં કેમ ન હોય! એવો ભાવ પ્રગટ થાય; ત્યારેજ તે ફારસરૂપ જણાતું અટકે. ત્યારેજ સાકારમાં પ્રીતિ થાય.

સુદર્શનનો ઉદ્ધાર કરીને પ્રભુ પાછા વ્રજમાં પધાર્યા.

હવે ગોપીકાઓની સાથે ક્રીડા કર્યાનું વર્ણન કરે છે—

**कदाचिदथ गोविन्दो, रामश्चाद्भुतविक्रमः ॥**
**विजह्रतुर्वने रात्र्यां, मध्यगौ व्रजयोषिताः ॥ २० ॥**
**उपगीयमानौ ललितं, स्त्रीजनैर्बद्धसौहृदैः ॥**
**स्वलंकृतानुलिप्ताङ्गौ, स्रग्विणौ विरजोंऽबरौ ॥ २१ ॥**

અર્થ—વળી એક વખત એવું બન્યું કે-અદ્ભુત પરાક્રમવાળા શ્રીકૃષ્ણ અને બળભદ્ર, વૃંદાવનમાં, વ્રજાંગનાઓની વચ્ચે, [એટલે-વ્રજાંગનાઓથી વિંટાઇને] રાત્રીને સમયે આમતેમ ફરતા હતા. (૨૦) સ્નેહથી બંધાએલી સ્ત્રીઓ તે વખતે તે બે ભાઇઓનું સુંદરરીતે ગાન કરતી હતી. તે બે ભાઇઓએ શરીરમાં શણગાર ધારણ કર્યા હતા, અને ચંદનાદિનો લેપ કર્યો હતો. માળાઓ પહેરી હતી; તથા નિર્મળ વસ્ત્રો ધારણ કર્યા હતાં. [૨૧]

૨૦ વિવેચન—

આ લીલામાં શ્રીકૃષ્ણ અને બલરામ બેઉ ભાઇઓ છે. આ લીલાદ્વારા શંખચૂડ નામના યક્ષનો વધ કરવાનો છે. એક સામાન્ય પુરૂષ પણ, પોતાના ભાઇની સમક્ષ, પોતાની પરણીત સ્ત્રી સાથે રમણ કરી શકતો નથી, ત્યારે આ બે ડાહ્યાડમરા, એકબીજાની સમક્ષ, પરભારી સ્ત્રીઓ સાથે, રાત્રીના સમયમાં, વનજેવા એકાંત સ્થાનમાં, રમણ કરે છે. વિશેષ વિચાર કરતાં આ રમણ કેવા પ્રકારનું હશે! એમ શંકા થાય.ભરવાડ ગમે એવો ડાહ્યો હોય,તોપણ તેને ભેંશનાં સ્વપ્નાં આવે; અને કુંભાર ગમે એવો ડાહ્યો હોય, તોપણ તેને ગધેડાનાં સ્વપ્નાં આવે; તેમ આપણે ગમે એવા ડાહ્યા હોઈએ, તોપણ આવા પ્રસંગમાં, આપણને લૌકીક કામનીજ ગંધ આવે. આવી

---

૨૦ પદચ્છેદ—**कदाचित् अथ**-વળી કોઇ વખત **अद्भुतं विक्रमं यस्य सः इति गोविंदः च रामः**-મોટા બળવાળા કૃષ્ણ અને બલભદ્ર **वने**-વૃંદાવનમાં **व्रजयोषितं**-વ્રજાંગનાઓની **मध्यं गच्छतः इति मध्यगौ**-વચ્ચે **रात्र्यां विजह्रतुः**-રાત્રીમાં વિચરતા હતા.

૨૧ પદચ્છેદ—**बद्धं सौहृदं यैः ते बद्धसौहृदाः तैः स्त्रीजनैः**-સ્નેહથી બંધાએલી સ્ત્રીજનોથી **ललितं उपगीयमानौ**-સુંદર રીતે ગવાતા તે બે. **सु अलंकृतानि यतानि अनुलिप्तानि च अंगानि ययोः तौ**-તે બે ભાઇઓએ શરીર ઉપર સારા શણગાર ધારણ કર્યાં હતા અને ચંદનાદિના લેપ કર્યા હતા. **स्रजौ स्तः (छे) अनयोः इति स्रग्विणौ**-તે બે ભાઇઓએ માળાઓ પહેરી હતી. **विरजसी ( निर्मळ ) अंबरे ययोः तौ विरजोंऽबरौ**-તે બે ભાઇઓએ નિર્મળ વસ્ત્રો પહેર્યા હતાં.

ગંધમાંથી બચવા માટે, શ્રીકૃષ્ણ અને બલભદ્રનું વિશેષણ-'**अद्भुतविक्रमः**'-'જેમનું પરાક્રમ અદ્દભુત છે એવા'-ધ્યાનમાં લેવા જેવું છે. 'અદ્દભુત' એટલે-પ્રમાણમાં ન આવે એવું-સમજણમાં ન આવે એવું-ચાયસો કરી શકે એવું. એ પાઘ લઇને જવેરાત ખરીદવા જનારો, જેમ ઝવેરીબજારમાં ધક્કા ખાય; તેમ સાધનસંપત્તિ વિનાના જીવો-કામ, ક્રોધ અને લોભથી ઘેરાએલા પામર જીવો-આવા પ્રસંગો વાંચીને, તર્કવિતર્કને ચગડોળે ચડે. તેઓએ ઘણીજ શાંતિથી આવા પ્રસંગો વાંચવા ઘટે છે. રાસ પંચાધ્યાયમાં [પાનું ૧૦૦૧ થી ૧૨૮૪] આ સંબંધી ઘણા ખુલાસા કર્યા છે, તેથી હવે અહીં ખોટી નહીં થઇએ.

રામ અને કૃષ્ણ તે વખતે કેવા શોભતા હતા ? ને સાંભળો—

૨૧ વિવેચન—

જેમ અમુક વસ્તુ એકજ માણસ અનેકવાર લે, અને અનેકવાર મૂકે; તો તે માણસ તે વસ્તુ અંધારામાં જઇને પણ લઇ આવે. તેને તેનાં સ્વપ્નાં આવે. તેમ ભાગવતકાર આપણને વારંવાર આવા લટકાળા લાલનાં દર્શન કરાવે છે. વારંવાર શ્રીકૃષ્ણનુ શરણગાર સહિત વર્ણન કરે છે. તેમાં જો કાંઇ રસ પડી જાય, તેનું વારંવાર ચિંતવન થાય; તો પ્રભુ જરૂર સ્વપ્નામાં આવે. આવાં સ્વપ્નાં કોને આવે ? તે સૂચવવા માટે શ્લોકમાં ગોપીકાઓનું દૃષ્ટાંત આપ્યું છે. ગોપિકાઓ કેવી ? કે-'**बद्धसौहृदाः**'-જેમણે શ્રીકૃષ્ણ સાથે સ્નેહ બાંધી દીધો હતો તે. કેશુભાઈ મંદિરે મંદિરે દર્શન કરવા દોડે, પણ જેટલી તેમને બીડી વ્હાલી છે, તેટલા પ્રભુ વ્હાલા નથી.

તે વખતે કેવો દેખાવ હતો, તે સાંભળો—

**निशामुखं मानयन्ता-वुदितोडुपतारकम् ॥**
**मल्लिकागन्धमत्तालि, जुष्टं कुमुदवायुना ॥२२॥**
**जगतुः सर्वभूतानां, मनःश्रवणमङ्गलम् ॥**
**तौ कल्पयन्तौ युगपत्, स्वरमण्डलमूर्च्छितम् ॥ २३ ॥**

**અર્થ**—પ્રદોશકાળ કે જેમાં-ચંદ્રમા અને તારાઓ ઉગ્યા હતા; મલ્લિકાની સુગંધીથી ભ્રમરો મદોન્મત્ત થયા હતા; અને કુમુદનો વાયુ વાતો હતો; તે પ્રદોશકાળનો સત્કાર કરવા માટે, એક સાથે **સ્વરમંડળોની** મૂર્છના કરતા, એ બે ભાઇઓ, પ્રાણીમાત્રના મનને અને કાનને પ્રિય લાગે એવું, ગાયન કરવા લાગ્યા. (૨૨-૨૩)

---

૨૨-૨૩ પદચ્છેદ—**उडुपश्च तारकाश्च उडुपतारकाः उदिताः उडुपतारकाः यस्मिन् तत् इति निशामुखं**-પ્રદોશકાળ કે જેમાં ચંદ્ર અને તારાઓ ખીલ્યાં હતાં તે **मल्लिकानां गंधः तेन मत्ताः अलयः यस्मिन् तत्-मल्लिकागंधमत्तालि**-જેમાં મલ્લિકાની સુગંધથી ભ્રમરો મદોન્મત થયા હતા તે પ્રદોશકાળ. **कुमुदवायुना जुष्टं**-કમળના પવનથી સેવાએલું,**मानयंतौ**-તેને માન આપતા. **युगपत्**-એક સામટી. **स्वरमंडलस्य मूर्च्छितम् कल्पयंतौ तौ**-ષડજાદિ સ્વરોનું ચડાવવું અને ઉતારવું-સ્વર મંડળની મૂર્ચ્છના કરતા એ બે ભાઇઓ. **सर्वभूतानां**-પ્રાણી માત્રના **मनश्च श्रवणं च तयोः मंगलं यथा भवति तथा जगतुः**-મનને તથા કાનને તે પ્રિય લાગે એવી રીતે ગાતા હતા.

૨૨-૨૩ વિવેચન—

વળી આ ક્રિયા સમીસાંજમાં થતી હતી. એટલે જે વખતે વ્રજના ગોપો જાગતા હતા—સાવધાન હતા—તે સમયે શ્રીકૃષ્ણે અને બલરામે ગોપવધુઓની સંગે વિહાર કર્યો.

બાકી સંધ્યાની શોભાનું વર્ણન છે. અજવાળીયામાં સાધારણ રીતે સંધ્યા રળીયામણી હોય છે; ત્યારે જ્યાં પ્રભુ પોતે પધાર્યા હોય, ત્યાં શી ખામી હોય !

ભ્રમરો અહીં ગુંજાર કરતા હતા. તે સંબંધમાં અધ્યાત્મદષ્ટિથી જોનારા વિદ્વાન્ કહે છે કે—ભ્રમરને પ્રગતિ કરવા માટે ૭ પગ હોય છે; તેમ મુમુક્ષુને પ્રગતિ કરવા માટે શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન ૭ સંપત્તિઓ હોય છે.

હવે કૃષ્ણબલરામનાં સંગીતની ઉત્કૃષ્ટતાનું ભાન કરાવે છે—

**गोप्यस्त गीतमाकर्ण्य, मूर्च्छिता नाविदन्नृप ॥**
**स्रंसद्दुकूलमात्मानं, स्रस्तकेशस्रजं ततः ॥ २४ ॥**

**અર્થ—હે રાજન્ ! તેઓનું ગાયન સાંભળીને આસક્ત થએલી ગોપિકાઓ, દેહનું ભાન ભૂલી ગઈ. કારણકે દેહ ઉપરથી વસ્ત્રો ખસી ગયાં, અને વાળો-માંથી માળાઓ સરી પડી, તોપણ તેનું ભાન તેમને રહ્યું નહીં. [૨૪].**

૨૪ વિવેચન—

મનને અને કાનને હરિ લેવાનો સંગીતનો સ્વભાવ છે. મૃગલીઓ સંગીતના રાગમાં પ્રાણ ખુએ છે. પામર સ્ત્રીઓ પણ સંગીતદ્વારા ભવૈયાઓમાં ફસાય છે. ત્યારે આ તો શ્રીકૃષ્ણ અને બળરામનું સંગીત. પ્રાણી માત્રને નચાવનારૂં સંગીત, ઘડીમાં સજી કરે, અને ઘડીમાં રોવડાવે તેવું સંગીત. વેણુગીતના અધ્યાયમાં એકલા કૃષ્ણના સંગીતનો મહિમા છે. આ અધ્યાયમાં કૃષ્ણ અને બલરામ-બેઉના સંગીતનો મહિમા છે. ગોપીકાઓ પોતાના દેહનું ભાન ભૂલી ગઇ. શરીર ઉપરથી વસ્ત્રો ખસી જવા લાગ્યાં. અંબોડાને વીટેલી માળાઓ સરી પડવા લાગી.

રાગ-કેદારો.

નાર નાચે સંગ નાથ તો સ્વર ભરે, તાલ મૃદંગ રસવેણુ વાજે,
અણુસારા કરતી શામળા સન્મુખે, માનની મુખ ઘણો મચ્છર છાજે—નાર૦
ચોળી ચમકાવતી ઘમઘમે ઘુઘરી, છંદે ઠમકાવતી નેપુર નારી;
અલવે અંગ મોડતી વહાલા સંગ દોડતી, જાણે ઘન દામની ચમક ભારી—નાર૦
નાથને બાથ ભુજ ભરી રહી ભાનની, અબળા આનંદ ઉર અંગ ન માયે;
ભણે નરસૈયો રંગ રેલીયો જગતમાં, મોહન માનની મગન થાએ—નાર૦

---

૨૪ પદચ્છેદ—**नृप**-હે રાજન્ **तयोः गीतं तद्गीतं. तद्गीतं आकर्ण्य**-તેઓનું ગાયન સાંભળીને. **मूर्च्छिताः**—આસક્ત બનેલી. **गोप्यः**-ગોપિકાઓ **ततः**-પછી **स्रंसंति दुकूलानि यस्मात् सः स्रंसद्दुकूलः तं इति आत्मानं** (દેહને)-જેના ઉપરથી વસ્રો ખસી જતાં હતાં તે દેહનું. **स्रस्ताः** (સરી પડેલી) **केशेभ्यः स्रजः यस्य स तं इति आत्मानं** (દેહ)-વાળોમાંથી માળાઓ સરી પડતી હતી, તે દેહનું. **न अविदन्**-ભાન રહ્યું નહીં.

રાગ-કેદારો.

નાથ નાચે શીર મુગટ તે ઝળકતો, અબળા અલાપીને મધુર ગાયે,
નેપૂર કીંકણી શબ્દ સોહામણા, કર ધરી કામની તાલ વાએ—નાથ૦
કુંડળાકારમાં મલપતી માનની, હરખતી નાથને બાથ ભરતાં;
સર્વ સુખદાયક પ્રેમ દે પાતળો, સકળ વ્યાપી રહ્યા રસ રમતાં—નાથ૦
હાર શણગારને અંબર ઓપતાં, કરતણા કંકણ ખલકે ચૂડી;
નરસૈયાને મન આનંદ વાધ્યો ઘણો, નિરખતાં નાચતાં જુગમ જોડી—નાથ૦

રાગ-કેદારો.

નાચતાં નાચતાં નયણે નયણાં મળ્યાં, મદભર્યાં નાથને બાથ ભરતાં;
ઝમકતે ઝાંઝરે તાલી દે તારૂણી, કામની કૃષ્ણસું કેલ કરતાં—નાચતાં૦
પ્રેમદા પ્રેમસું અધર ચુંબન કરે, પીયુ સંગ પરવર્યાં અબળ બાળા;
તાલમૃદંત મધ્ય ધમધમે ઘુઘરી, સામસામા કરે નવીન ચાળા—નાચતાં૦
ઉરસું ઉર ભરે કંઠસું બાંહ ભરે, જેહને જે ગમે તે લેજ રમતાં;
ભણે નરસૈયો રંગરોળ જકોળમાં, શામાને શ્યામ બહુ મનગમતાં—નાચતાં૦

સ્ત્રીઓની વિહ્વળતા સાંભળીને પરીક્ષિતને પાછો કુતર્ક ન થાય, એવા હેતુથી 'હે નૃપ !' એવું સંબોધન કરીને તેને સાવધાન કર્યો. આ સંગીત જેમ પ્રાણી માત્રને રાજી કરે છે, તેમ દુષ્ટોને પીડે છે. દુષ્ટોને પોતા તરફ ખેંચે છે. તેનું દૃષ્ટાંત હવે આપે છે.

**एवं विक्रीडतोः स्वैरं, गायतोः संप्रमत्तवत् ॥**
**शंखचूड इति ख्यातो, धनदानुचरोऽभ्यगात् ॥२५॥**

અર્થ—આ પ્રમાણે એ બે ભાઈઓ મનગમતી રીતે ક્રીડા કરતા હતા, અને ગાંડાની માફક ગાતા હતા; તે વખત શંખચૂડ નામનો કુબેરજીનો એક અનુચર (યક્ષ) ત્યાં આવ્યો. [૨૫].

૨૫ વિવેચન—

સ્વચ્છંદ ક્રીડા—કોઇ પણ પ્રકારના ભય અને ભેદ રહિત થએલી ક્રીડા. કૃષ્ણ અને બલરામ પુરૂષો, અને વ્રજાંગનાઓ સ્ત્રીઓ. એ ભેદ તોડીને અભેદ ભાવે થએલી ક્રીડા. આવો અભેદભાવ દુનિયામાં ક્યાં હોય ?-પિતા પુત્ર વચ્ચે ?-ના. માતા અને પુત્ર વચ્ચે ?-ના. ભાઈ બ્હેન વચ્ચે ?-ના. ભાઇ ભાઈ વચ્ચે ?-ના. ગુરૂ શિષ્યાઓ વચ્ચે ?-ના. ત્યારે ક્યાં હોય ?-સાંભળો-પતિ પત્નિ વચ્ચે. નિર્ભયતા અને અભેદભાવ પતિ પત્નિ વચ્ચે હોય. પરદારાને પરપુરૂષમાં પ્રીતિ હોય, તો તે અભેદ ભાવે વર્તે; પણ નિર્ભયતા ન રાખી શકે. નીતિનો ભંગ હોય, ત્યાં ભય હોયજ. પતિ પત્નિ અને જીવશીવ ઉત્તમ કોટિમાં અભેદ અને નિર્ભય ગણાય. કેટલાએક પામર સન્યાસીઓ અને ગુરૂઓ, શિષ્યાઓ સાથે અભેદ ભાવે વર્તવા મથે છે. તે ભયંકર પાપ છે.

---

૨૫ પદચ્છેદ—**एवं स्वैरं** (મનગમતી રીતે) **विक्रीडतोः**-મનગમતી રીતે તે બે ભાઈઓ રમતા હતા ત્યારે. અને **संप्रमत्तवत् गायतोः**-ગાંડાની માફક ગાતા હતા ત્યારે **शंखचूडः इति ख्यातः**-શંખચૂડ નામનો **धनदस्य अनुचरः अभ्यगात्**-કુબેરનો અનુચર યક્ષ આવ્યો.

કામાંધ શંખચૂડે શ્રીકૃષ્ણ અને બળભદ્રને પ્રાકૃત મનુષ્યો જેવા ગણ્યા. તેના માથામાં ચૂડામણિ હતો. એટલે તેને ધનનો મદ હતો. ધનાંધને કામાંધ થતાં વાર લાગતી નથી. એટલે તે વ્રજાંગનાઓને પકડવા દોડયો. આ વિષયમાં જરા ઉતરીને જુઓ, તો ખાત્રી થશે કે-દેવો પણ કામાંધ. જે તજવાનું છે, તે દેવલોકમાં પણ આગળ ઉભું છે. માટે આ માનવ દેહને સફળ કરી લ્યો. જેમણે જીવન સફળ કર્યાં છે, એવા આલોકના સંતો—

ચોપાઈ—[1]ઉસર વરસૈ તૃણ નહીં જામા, સંત હૃદય જસ ઉપજ ન કામા.

શંખચૂડ કેવી રીતે સ્ત્રીઓને ઉપાડી ગયો, તે હવે કહે છે—

**तयोर्निरीक्षतो राजंस्–तन्नाथं प्रमदाजनम् ॥**
**क्रोशन्तं कालयामास, दिश्युदीच्यामशङ्कितः ॥ २६ ॥**
**क्रोशन्तं कृष्णरामेति, विलोक्य स्वपरिग्रहम् ॥**
**यथा गा दस्युना ग्रस्ता, भ्रातरावन्वधावताम् ॥ २७ ॥**

**અર્થ—હે પરીક્ષિત રાજા! તે બે ભાઇઓના દેખતાં, તે બે ભાઈઓ જેમના નાથ છે એવી, અને ચીસો પાડતી-તે સ્ત્રીયોને, તે યક્ષ પૂર્વ દિશામાં નિડરપણે ખેંચી ગયો. [૨૬] પોતામાં પતિભાવ રાખનારી તે સ્ત્રીયોને, વાઘથી પકડાએલી ગાયોની માફક, 'હે કૃષ્ણ' 'હે બલરામ!' એવી ચીસો પાડતી, સાંભળીને, તે બે ભાઈઓ યક્ષની પાછળ દોડયા. [૨૭]**

૨૬-૨૭ વિવેચન—

આ શ્લોકો મદાંધનું વર્તન સૂચવે છે. **कालयामास**-કાળની માફક ખેંચી ગયો. 'ઉત્તરદિશા' એટલે હિમાલય ઉપર જ્યાં કુબેરની રાજધાની છે ત્યાં.

**तन्नाथं** અને **स्वपरिग्रहम्** એ બે શબ્દો, શ્રીકૃષ્ણ અને ગોપીકાઓના અભેદભાવનું સૂચન કરે છે. વળી એમ પણ સૂચવે છે કે-જે શ્રીહરિના થાય છે, તેમને માટેજ શ્રી હરિ દોડે છે.

**दस्युना**—'દસ્યુ' એટલે ચોર, લુંટારો; પણ અહીં ગાયનો સંબંધ છે, માટે 'દસ્યુ'નો અર્થ 'વાઘ' કરવો.

---

૧. ખારી જમીનમાં ભલેને વરસાદ પડે.

૨૬ પદચ્છેદ—**हे राजन्**-હે પરીક્ષિત રાજા! **तयोः निरीक्षतोः**-તે બે ભાઇના દેખતાં. **तौ नाथौ यस्य सः तं इति क्रोशंतं** (ચીસ પાડતું) **प्रमदाजनं**-તે બે ભાઇઓ જેમના નાથ છે એવી અને ચીસો પાડતી તે સ્ત્રીઓને **उदीच्यां दिशि**-પૂર્વ દિશામાં **अशंकितः**-નિડરપણે **कालयामास**-ખેંચી ગયો.

૨૭ પદચ્છેદ—**स्वस्य परिग्रहः ते इति स्वपतिभावेन अ. वर्तमानं प्रम. जनं**-પોતામાં પતિભાવ રાખનારી તે સ્ત્રીઓને. **कृष्णरामेति क्रोशंतं**-હે કૃષ્ણ! હે રામ! એમ બૂમ પાડતી. **विलोक्य**-સાંભળીને **यथा दस्युना ग्रस्ताः गाः**-જેમ વાઘથી પકડાએલી ગાયો **अन्वधावताम्**-બે ભાઇઓ યક્ષની પાછળ દોડયા.

પ્રભુ દોડતાં દોડતાં શું બોલ્યા ?—

मा भैष्टेत्यभयारावौ, शालहस्तौ तरस्विनौ ॥
आसेदतुस्तं तरसा, त्वरितं गुह्यकाधमम् ॥ २८ ॥

**અર્થ—'બીશો નહીં, બીશો નહીં' એવી અભયની બૂમ પાડતા, જડપ-વાળા તે બે ભાઈઓ, શાલવૃક્ષનાં ઝાડ હાથમાં લઈને, યક્ષોમાં અધમ એવા શંખચૂડને પહોંચી ગયા-શંખચૂડને પકડી પાડયો. [૨૮].**

૨૮ વિવેચન—

**शालहस्तौ**—ઘડીમાં બાળ ગોવાળીયા, ઘડીમાં ગોપિકાઓ સાથે રમે એવા નટવર; અને ઘડીમાં દુષ્ટોને મારે એવા-હાથમાં મોટા શાલવૃક્ષ ઉપાડીને દોડનારા-યોદ્ધાઓ. **'मा भैष्ट'**-'બીશો નહીં' એમ કહીને અભય આપનારા. શંખચૂડ પરદારામાં લોભાણો માટે તેને **'गुह्यकाधमः'**-'યક્ષોમાં અધમ' કહ્યો. દેવની જડપ ઘણી હોય, પણ આ રામકૃષ્ણ તો દેવના દેવ. તેથી તેમણે શંખચૂડને ત્વરાથી પકડી લીધો.

તેમને આવતા દેખીને શંખચૂડે શું કર્યું તે સાંભળો—

स वीक्ष्य तावनुप्राप्तौ, कालमृत्यू इवोद्विजन् ॥
विसृज्य स्त्रीजनं मूढः, प्राद्रवज्जीवितेच्छया ॥२९॥

**અર્થ—કાળ અને મૃત્યુ સરખા તે બે ભાઈઓને આવેલા જોઈને, ઉદ્વેગ પામેલા મૂઢ યક્ષે, સ્ત્રીઓને છોડી દઈને, જીવવાની ઈચ્છાથી દોટ મૂકી-નાઠો. [૨૯]**

૨૯ વિવેચન—

દેવનો અવતાર પણ કામાંધ અને ધનાંધ. તે સાથે તેમને જીવવાની ઇચ્છા પણ હોય. દેહાભિમાન હોય, ત્યાંસુધી ભોગ વિલાસ હોય.

**मूढः**—તે મૂઢ હતો તેથી શરણે ન આવ્યો.

શંખચૂડની સાથે કેવી રીતે યુદ્ધ કર્યું ?—

तमन्वधावद्गोविन्दो, यत्र यत्र स धावति ॥
जिहीर्षुस्तच्छिरोरत्नं, तस्थौ रक्षन् स्त्रियो बलः ॥३०॥

---

૨૮ પદચ્છેદ—**मा भैष्ट इति अभयः आरावः** (બૂમ) **ययोः तौ इति अभयारावौ**-'બીશો નહીં-બીશો નહીં.' એવી અભયની બૂમ પાડતા તે બે ભાઈઓ **तरस्विनौ** જડપવાળા-વેગવાળા. **शालौ हस्तेषु ययोः तौ शालहस्तौ**-શાલનાં ઝાડ જેમણે હાથમાં ઉપાડયાં હતાં તે. **गुह्यके अधमम्**-યક્ષોમાં અધમ શંખચૂડને **तं**-તેને **त्वरितं तरसा**-તુરત, ઉતાવળથી. **आसेदतुः**-પહોંચ્યા.

૨૯ પદચ્છેદ—**कालमृत्यू इव तौ अनुप्राप्तौ वीक्ष्य**-કાળ અને મૃત્યુ સરખા તે બે ભાઈઓને આવેલા જોઈને. **उद्विजन्**-ઉદ્વેગ પામેલો. **मूढः**-તે મૂઢ યક્ષ. **स्त्रीजनं विसृज्य**-સ્ત્રીઓને છોડી દઈને. **जीवितस्य इच्छया प्राद्रवत्**-જીવવાથી ઇચ્છાથી નાઠો.

૩૦ પદચ્છેદ—**यत्र यत्र स धावति**-જ્યાં જ્યાં તે દોડીને ગયો-ત્યાં ત્યાં **तमन्व**

अविदूर इवाभ्येत्य, शिरस्तस्य दुरात्मनः ॥
जहार मुष्टिनैवाङ्ग, सहचूडामणिं विभुः ॥३१॥

**અર્થ**—તે યક્ષ દોડીને જ્યાં જ્યાં ગયો, ત્યાં ત્યાં ભગવાન્ શ્રીકૃષ્ણ તેના માથાનો મણિ લેવા સારૂ તેની પાછળ પાછળ દોડયા; અને બળભદ્ર સ્ત્રીઓની રક્ષા કરવા ઉભા રહ્યા. હે રાજન્! આ યક્ષ ઘણો દૂર હતો, તોપણ તુરત તેને પકડી લઇને, શ્રીકૃષ્ણે ચૂડામણિ સાથે તે પાપીનું માથું મુઠીથી લઇ લીધું—મરડી નાખ્યું. [૩૦-૩૧].

૩૦-૩૧ વિવેચન—

સ્ત્રીઓને રેઢી ન મૂકાય—તેથી બળરામ તેમની રક્ષા કરવા ઉભા રહ્યા. સ્ત્રીઓને રેઢી મૂકતાં, શંખચૂડનો કોઇ નોકર અગર મિત્ર, અગર એની લડાઇમાં કોઇ ત્રીજો, સ્ત્રીઓને ઉપાડી જાય. તાત્પર્ય—સ્ત્રીયો રક્ષણ કરવા લાયક છે.

માથામાં મણિનો લાભ—માથાનો મણિ હોય, ત્યાં સુધી તે જીવ હણાય નહીં. શ્રીકૃષ્ણ સમર્થ હતા. તેથી તેમણે તેને હણી નાંખ્યો, અને મણિ પણ લઇ લીધો.

ઉપસંહારમાં કહે છે કે તે મણિ શ્રીકૃષ્ણે બળભદ્રને આપ્યો—

शंखचूडं निहत्यैवं, मणिमादाय भास्वरम् ॥
अग्रजायाददत् प्रीत्या, पश्यन्तीनां च योषिताम् ॥३२॥

**॥ इति श्रीमद्भागवते दशमस्कन्धे पूर्वार्धे शंखचूडवधो नाम चतुर्स्त्रिंशत्तमोऽध्यायः ॥ ३४ ॥**

**અર્થ**—આ પ્રમાણે સ્ત્રીયોનાં દેખતાં, શંખચૂડને મારીને, અને ચળકતો મણિ ઉપાડી લઇને, મોટાભાઇ બલરામને તે મણિ, પ્રીતિથી આપ્યો. [૩૨].

૩૨ વિવેચન—

'સ્ત્રીઓના જોતાં તે મણિ બળભદ્રને આપ્યો.' એવો અર્થ પણ કોઈ કોઈ કરે છે. એમ કહેવામાં એ ભાવ કે—આ મણિ શ્રીકૃષ્ણ અમને આપે, એવી સ્ત્રીઓને ઇચ્છા હોય; પણ સ્ત્રીયો ઘણી અને મણિ એક, તેથી તે બને નહી. વળી બીજી વાત એ છે કે—

---

**शिरस्सः रत्नं-तच्छिरोरत्नं**-તેના માથાનો મણિ **हर्तुम् इच्छुः जिहीर्षुः**-હરિ લેવાની ઇચ્છાવાળા **गोविंदः तम् अन्वधावत्**-શ્રીકૃષ્ણ તેની પાછળ પાછળ દોડ્યા. **बलः स्त्रियः रक्षन् तस्थौ**-બળભદ્ર સ્ત્રિયોની રક્ષા કરવા ઉભા રહ્યા.

૩૧ પદચ્છેદ—**हे अंग**-રાજન્! **अविदूरे इव अभ्येत्य**-દૂર હતો તો પણ તુરત તેને પકડી લઇને. **विभुः मुष्टिना**-શ્રીકૃષ્ણે મુઠીથી **तस्य दुरात्मनः**-તે પાપીનું **सहचूडामणिं शिरः**-ચૂડામણિ સાથે માથું **जहार**-લઇ લીધું.

૩૨ પદચ્છેદ—**एवं**-આ પ્રમાણે. **योषितां पश्यन्तीनां**-સ્ત્રીઓના દેખતાં **शंखचूडं निहत्य**-શંખચૂડને મારીને **भास्वरं मणिं आदाय**-દેદીપ્યમાન મણિ લાવીને **अग्रजाय प्रीत्या अददत्**-મોટાભાઈ બલરામને પ્રીતિથી આપ્યો.

નાનાને જે મળે, તે વસ્તુ તેણે પ્રથમ વડીલને આપવી જોઇએ, પછી વડીલ આપે; તો તે લેવાય, નહીં તો નહી. એવો પ્રાચીન શિષ્ટાચાર છે. આ નિયમાનુસાર શ્રીકૃષ્ણે બળભદ્રને મણિ આપ્યો. 'પ્રીતિથી આપ્યો', એટલે પોતાનો ધર્મ સમજીને, રાજી ખુશીથી તે મણિ બળભદ્રને આપ્યો.

વ્રજાંગનાઓની ક્રીડાને નિમિત્તે શંખચૂડને માર્યો. કારણ કે શંખચૂડ આમ સિધો સિધો, સપાટામાં આવત નહિ. નિમિત્ત વિના મારવો ફાવત નહીં. રાવણને પણ નિમિત્તે માર્યો. વાળીને પણ એમજ માર્યો.

આ કથા જ્યાં વાંચો ત્યાં આસપાસ બેઠેલાં હરિજનોને અમારા જયશ્રીકૃષ્ણ કહેશોજી.

નોંધ—હરિજનોને સાથે લઇને વાંચો છો ? કે એકલા એકલા ? અવકાશ લઇને નિવૃત્ત થઇને-કથાના રૂપમાં-કલ્યાણના રૂપમાં-વાંચો છો ? કે પત્રિકા આવે છે, ત્યારે પત્રિકાના બે પાંચ પાનાં આમતેમ ઉથલાવીને, જ્યાં ત્યાં ફેંકી દ્યો છો ? એમ કરતા હશો, તો કુંભારને હીરો જડયા જેવી ભૂલ થશે. યાદ રાખવું ઘટે છે કે-આ કોઇ ન્યુસપેપર નથી. આ તો સત્સંગ ગંગાની સેર છે. પ્રભુ કૃપાથી તે અહીંથી નીકળીને, આપના ઘર સુધી ચાલી આવે છે. શ્રીહરિની દયાથી અહીં બોલાય છે, તે આપને ઘેર સંભળાય છે.

અમદાવાદ. મોક્ષમંદિર,
૧૯૮૬ વૈશાક શુદી ૧૧.

લી. રામશંકર મોનજી ભટ્ટ.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૩૫ મો.

### યુગલ ગીત.

વિષય—શ્રીકૃષ્ણ દિવસે ગાયો ચારવા જતા, ત્યારે ગોપિકાઓ શ્રીકૃષ્ણની લીલાઓ ગાઇને કેવી રીતે માંડ માંડ દિવસો ગાળતી હતી? તેનું વર્ણન આ અધ્યાયમાં છે—

નોંધ-આગળ ૨૧ મા અધ્યાયમાં વેણુગીત છે. તેને મળતોજ આ અધ્યાય છે. વેણુ ગીતના અધ્યાયમાં દરેક પ્રસંગના ખુલાસા બહુ સારી રીતે કર્યા છે, તેથી આપણે અહીં વિશેષ ખોટી થવું ઘટતું નથી.

યુગલગીત શું ?—બબ્બે શ્લોકના ભેળા અર્થવાળું ગીત તે યુગલગીત.

શ્રી શુકદેવજી અધ્યાય શરૂ કરે છે—

**श्रीशुक उवाच ॥**

**गोप्यः कृष्णे वनं याते, तमनुद्रुतचेतसः ॥**
**कृष्णलीलाः प्रगायन्त्यो, निन्युर्दुःखेन वासरान् ॥ १ ॥**

---

૧ પદચ્છેદ—**कृष्णे वने याते**-દિવસના વખતમાં શ્રીકૃષ્ણ વનમાં જતા ત્યારે. **तम् अनुद्रुतानि चेतांसि यासां ताः तमनुद्रुतचेतसः**-શ્રીકૃષ્ણમાં જેમનાં ચિત્ત લાગી ગયાં હતાં તે અને **कृष्णलीलाः प्रगायंत्यः**-શ્રીકૃષ્ણની લીલાઓને ગાતી. **गोप्यः**-ગોપીઓ. **दुःखेन वासरान् निन्युः**-દુઃખમાં માંડમાંડ દિવસો ગાળતી હતી.

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-દિવસના વખતમાં શ્રીકૃષ્ણ વનમાં જતા ત્યારે, શ્રીકૃષ્ણમાં જેમનાં ચિત્ત લાગી ગયાં હતાં—એવી ગોપીકાઓ, શ્રીકૃષ્ણની લીલાઓ ગાતાં ગાતાં (ગાઈને) માંડમાંડ દિવસ નિર્ગમન કરતી હતી. [૧]**

૧ વિવેચન—

વિયોગમાં જીવોએ પ્રભુની લીલાઓનું ગુણગાન કરીને, મગ્ન રહેવું ઘટે. કોઇ એવે પ્રસંગે વિહ્વળ થવું પણ ઘટે. જ્યાં સુધી મનની વૃત્તિઓનો અને વિકારોનો નિરોધ થતો નથી, ત્યાં સુધી પ્રભુ પ્રત્યે વિહ્વળ થવાતું નથી. શુદ્ધ હૃદયમાંજ પ્રેમ હોય છે, વિકારી હૃદયમાં કામ હોય છે. ભજનાનંદથી લૌકિક ક્રિયાઓ નિવૃત્ત થઇ જવી જોઇએ. ગંગામાં પૂર આવે, ત્યારે જેમ અનેક પદાર્થોને તે ખેંચી જઈ સમુદ્રે પહોંચાડે; તેમ જીવનમાં ભજનાનંદનો ઉભરો આવે, ત્યારે અનેક પાપી જીવોને ખેંચીને શ્રીહરિના ચરણમાં લાવે. ચિત્ત ભગવદ્‌ગુણગાનમાં વશ થાય, અને નેત્ર પ્રભુ સિવાય અન્ય રૂપમાં લલચાય નહીં, તે ભગવતપરાયણતા ગણાય. બ્રહ્માદિ દેવો પ્રભુનું મહાતમ યથાર્થ રીતે જાણી શકતા નથી; તો આપણે શી રીતે સમજી શકીએ! માટે મહાત્મ્ય જાણવામાં સમગ્ર જીવનનો લય કરવો નહીં. જાણેલા મહાત્મ્યનું ભજનાનંદ દ્વારા નમ્રતા પૂર્વક પાન કરતા રહેવું. શ્રીકૃષ્ણ લાવણ્યમય-કોટિ કંદર્પોને લજાવે એવી મૂર્તિ છે. તે મનોહર સ્વરૂપનાં દર્શન સમાધિ દ્વારા થતાં વાર લાગે. ભજનાનંદદ્વારા થાય, ભજનાનંદમાં દેહાભિમાનનો ત્યાગ છે, તેથી પામર મુમુક્ષુઓ ભજનાનંદનો સ્વાદ લઇ શકતા નથી. યાદ રાખવું ઘટે છે કે—આ યુગમાં બ્રહ્માનંદનું પ્રથમ દ્વાર ભજનાનંદ છે.

હવે યુગલ ગીત શરૂ થાય છે—

**गोप्य ऊचुः ॥** સ્વાગતાવ્રત.

**वामबाहुकृतवामकपोलो, वल्गितभ्रुरधरार्पितवेणुम् ॥**
**कोमलांगुलिभिराश्रितमार्गं, गोप्य ईरयति यत्र मुकुन्दः ॥२॥**
**व्योमयानवनिताः सह सिद्धैर्–विस्मितास्तदुपधार्य सलज्जाः ॥**
**काममार्गणसमर्पितचित्ताः, कश्मलं ययुरपस्मृतनीव्यः ॥ ३ ॥**

---

૨-૩ પદચ્છેદ—**गोप्यः**-હે ગોપિઓ **यत्र**-જ્યારે, **वामबाहौ कृतः वामः कपोलः येन सः**-ડાબા ખભા ઉપર ડાબો ગાલ રાખનાર. **वल्गिते भ्रुवौ येन सः वल्गितभ्रुः**-ચંચળભ્રકુટિવાળા. **इति मुकुंदः**-એવા શ્રીકૃષ્ણ. **अधरे अर्पितः वेणुः तं**-અધર ઉપર રાખેલા વેણુને. **कोमलाश्चताः अंगुलयश्च ताभिः आश्रिताः मार्गाः यस्य सः तं इति वेणुं**-તેના સ્વરના છિદ્રો ઉપર કોમળ આંગળીયો ફેરવીને. **ईरयति**-ગાય છે. ત્યારે. **व्योम्नि यानं येषां ते व्योमयानाः तेषां वनिताः**-સિદ્ધોતી સ્ત્રિયો. **सिद्धैः सह तत् उपधार्य**-સિદ્ધોની સાથે તે ગાયન સાંભળીને. **विस्मिताः**-વિસ્મય પામી જાય છે. **कामस्य मार्गणे** ( બાણમાં ) **समर्पितानि चित्तानि याभिः ताः काममार्गणसमर्पितचित्ताः**-કામદેવનું બાણ વાગતાં પરવશ થએલી. **सलज्जाः**-લજાઇ જઇને. **कश्मलं ययुः**-મોહ પામી જાય છે. **अपस्मृताः निव्यः**-( ચણીયાના નાડાની ગાંઠ.) **याभिः ताः अपस्मृतनीव्यः**-તેમને પોતાનાં વસ્ત્રો ખસી ગયાનું ભાન પણ રહેતું નથી.

અર્થ—ગોપીઓ ગાય છે કે-હે ગોપિઓ! ડાબા ખભા ઉપર ડાબો ગાલ રાખીને, ચંચળ ભ્રકુટીવાળા ભગવાન્ શ્રીકૃષ્ણ, પોતાના અધરમાં રાખેલા વેણુને, તેના છિદ્રો ઉપર કોમળ આંગળીઓ ફેરવીને, જ્યારે ગાય છે, વગાડે છે, ત્યારે સિદ્ધ લોકોની સ્ત્રિયો, પોતાના પતિઓ સાથે હોવા છતાં, ગાયન સાંભળીને વિસ્મય પામી જાય છે, અને કામદેવના બાણથી પરવશ થઇને, લજાઈ જતાં મોહ પામે છે. તેમનાં વસ્ત્રો ખસી ગયાનું ભાન પણ, તેઓને રહેતું નથી. [૨-૩]

૨-૩ વિવેચન.

બંધનથી મુક્ત કરે તે મુકુંદ. વિવેચનમાં શું કહીએ! વિચારો કે-કેવી રીતે આપોજી ઉભા હશે! કેવું રૂપ ધર્યું હશે! જેને જોઇને દેવાંગનાઓનાં વસ્ત્રોની ગાંઠ ઢીલી પડી જાય છે, તે પ્રભુ કેવા હશે!

હવે આગળ સાંભળો—

हन्त चित्रमबलाः शृणुतेदं, हारहास उरसि स्थिरविद्युत् ॥
नन्दसूनुरयमार्त्तजनानां, नर्मदो यर्हि कूजितवेणुः ॥ ४ ॥
वृन्दशो व्रजवृषा मृगगावो, वेणुवाद्यहृतचेतस आरात् ॥
दन्तदष्टकवला धृतकर्णा, निद्रिता लिखितचित्रमिवासन् ॥ ५ ॥
बर्हिणस्तवकधातुपलाशैर्—बद्धमल्लपरिबर्हविडंबः ॥
कर्हिचित्सबल आलि सगोपैर्—गाः समाह्वयति यत्र मुकुन्दः ॥ ६ ॥

---

૪-૫ પદચ્છેદ—**हे अबलाः**-હે સ્ત્રિયો. **हंत इदं चित्रं शृणुत**-આ આશ્ચર્યની વાત સાંભળો કે. **हारवत् हासः यस्य सः हारहासः**-હાર જેવા ઉજ્વલ હાસ્યવાળા-મંદ મંદ હસતા. **आर्तजनानां नर्म** (સુખ) **ददाति इति नर्मदः**-પીડિત લોકોને સુખ આપનાર. **उरसि स्थिरा विद्युत् यस्य सः इति अयं नंदसूनुः**-વળી જેના વક્ષઃસ્થળમાં વીજળીના જેવાં ચંચળ લક્ષ્મીજી સ્થિર થઇ ગયાં છે, એવા આ નંદજીના પુત્ર. **यर्हि**-જ્યારે. **कूजितः वेणुः येन सः इति-कूजितवेणुः**-વેણુ વગાડે છે ત્યારે. **वेणुवाद्येन हृतानि चेतांसि येषां ते वेणुवाद्यहृतचेतसः**-વેણુ વાગવાથી જેમનાં ચિત્ત હરાઇ ગયાં હતાં એવાં. **वृंदशः**-ટોળેટોળાં. **व्रजवृषाः**-વ્રજના બળદો. **मृगगावः**-મૃગો અને ગાયો. **आरात्**-દૂરથીજ. **दंतैः दष्टाः कवलाः यैः ते-दंतदष्टकवलाः**-દાંતમાં કોળીયા રાખ્યા હતા તે. એટલે કોળીયો ગળે ઉતારવાનું જેમને ભાન રહ્યું નહોતું તે. **धृताः कर्णाः यैः ते धृतकर्णाः**-(સાંભળવા માટે) જેમણે કાન ઉંચા રાખ્યા હતા તે. **निद्रिताः इव**-જાણે ઉંઘી ગયા હોય એવા. **लिखितं च तत् चित्रं च इव आसन्**-જાણે ચિત્રમાં આલેખેલાં હોય એવા દેખાતાં હતાં.

૬-૭ પદચ્છેદ—**हे आलि!**-હે સખિ! **बर्हिणानि च स्तबकाश्च** (ગુચ્છ) **धातवश्च पलाशानि** (પાંદડાં) **च तैः बर्हिणस्तबकधातुपलाशैः**-મોરપીંછ, ગુચ્છ, ધાતુ અને પાંદડાંથી. **बद्धमल्लस्य** (ભેટબાંધીને) **परिबर्हः** (વેશ) **तं विडंबयति इति बद्धमल्लपरिबर्हविडंबः**-ભેટ બાંધીને ઉભેલા મલ્લનું અનુકરણ કરનાર. **कर्हिचित् सबलः**

तर्हि भग्नगतयः सरितो वै, तत्पदांबुजरजोऽनिलनीतम् ॥
स्पृहयतीर्वयमिवाबहुपुण्याः, प्रेमवेपितभुजाः स्तिमितापः ॥७॥

અર્થ—હે સખિયો! એક આશ્ચર્યની વાત તો એ છે કે-હાર જેવા ઉજ્વલ હાસ્યવાળા, દુઃખીને સુખ આપનાર, અને જેના વક્ષઃસ્થળમાં લક્ષ્મીજી ચંચળ છતાં સ્થિર થઈ ગયાં છે તે શ્રીકૃષ્ણ, જ્યારે વેણુ વગાડે છે, ત્યારે વેણુના નાદથી જેમનાં ચિત્ત હરાઇ જાય છે, એવાં ટોળે ટોળાં બળદો, મૃગો અને ગાયો, દૂર હોય તો પણ, ખાધેલા ખડનો કોળીયો ગળે ઉતારી શકતાં નથી; કાન ઉંચા રાખે છે, અને જાણે ઉંઘી ગયાં હોય, તથા જાણે ચિત્રમાં આળખેલાં હોય, એવાં થઇ જાય છે. [૪-૫] હે સખિ! મોરપિંછ, ગુચ્છ, ધાતુ અને પાંદડાંના શણગારવાળા, ભેટ બાંધીને ઉભેલા, મલ્લના જેવા લાગતા, અને બળભદ્ર તથા ગોવાળીયાઓ સહિત, શ્રીકૃષ્ણ જ્યારે વેણુ વગાડીને ગાયોને બોલાવે છે; ત્યારે નદીયો જાણે શ્રીકૃષ્ણના ચરણની રજને ઇચ્છતી હોય, તેમ પોતાની ગતિને બંધ કરી દેછે. પણ આપણી પેઠે તેઓ પણ કમભાગ્યવાળી હોવાથી, તે રજને પ્રાપ્ત કરી શકતી નથી. એટલે કેવળ પોતાના તરંગ રૂપી હાથો, પ્રેમથી હલાવ્યા કરે છે; અને જળને થંભાવી રાખે છે. [૬-૭]

૪-૫ વિવેચન—

પાછળ ૨૧ મા અધ્યાયમાં ૧૩ મા શ્લોકમાં કહ્યું છે કે વત્સોએ મુખમાં લીધેલા દુધના ઘુંટડા વેણુ સાંભળીને મુખમાંજ સ્થિર થઈ ગયા-ગળે ઉતરી શકયા નહીં. અહીં ખડના કોળીયાની એ દશા છે. વેણુની શક્તિ સંબંધી ૨૧ મા અધ્યાયમાં ઘણા ખુલાસા કર્યા છે. ત્યાં કહ્યું છે કે-વેણુના નાદે સ્થાવર જંગમ તમામને રોમાંચ કર્યો. મુનિઓનાં ધ્યાન છૂટી ગયાં.

વિદ્યુતનો અર્થ લક્ષ્મી કરવો, કારણકે વિદ્યુત્ અને લક્ષ્મી બેઉ બહુ ચપળ છે.

**आर्तजनानां नर्मदः**—ધર્મશાળાઓ ખોલી આપવી, દવાખાનાં ખોલી આપવાં, પ્લેગ અગર કોલેરાના ભયમાંથી લોકોને બચાવવા, ગામડેથી ભાર ઉપાડીને આવનારા મજુરો માટે વિસામા બંધાવી આપવા, ભૂખ્યાંને અન્ન આપવું, પરબ બંધાવવાં, વિગેરે દુઃખીઓને સુખ આપવાનાં અનેક રસ્તા છે; પણ આજકાલ ભારતમાં જે ગરમાગરમ વાતાવરણ છે, દુઃખીઓને સુખ

---

**सगोपैः मुकुंदः**-કોઇ વખત બળભદ્ર અને ગોવાળો સહિત મુકુંદ ભગવાન. **यत्र**-જ્યારે. **ताः समाह्वयति**-ગાયોને બોલાવે છે. **तर्हि**-ત્યારે **सरितः**—નદીયો. **तत्पादांबुजस्य रजः अनिलेन नीतम्**-પવનથી આણેલી તે કૃષ્ણના ચરણની રજને. **स्पृहयंति इति स्पृहयंत्यः ताः इतिं स्पृहयतीः**-ચાહતી. [**स्पृहयंत्यः** ને બદલે **स्पृहयतीः** છે. પ્રથમાને બદલે દ્વિતીયા છે.] **इव**-જાણે. **भग्ना गतिः यासां ताः भग्नगतयः**-પોતાની ગતિ મંદ પાડીને. **न विद्यते बहु पुण्यं यासां ताः अबहुपुण्याः**-થોડા પુણ્યવાળી. **प्रेम्णा वेपिताः भुजाः यासां ताः**-પોતાના તરંગરૂપી હાથ પ્રેમથી હલાવ્યા કરે છે. **स्तिमिताः आपः यासां ताः**-જેમનાં જળ સ્થંભી ગયાં છે એવી.

કરી આપવાની કોઈ નવીન ઢબ મહાત્મા ગાંધીજીએ ઉપાડી છે; તે ઢબ વિશેષ ઉત્તમ પ્રકારની છે, કારણકે-તેમાં મન, વાણી અને કર્મની શુદ્ધિ છે. તે ઉપરાંત તે ઢબ અહિંસક, સત્ય અને દરેક પ્રકારના ભોગ આપવાની વૃત્તિથી અલંકૃત છે. પરિણામ જે આવે તે ખરૂં. બાકી રાજા પ્રજા અત્યારે બહુ દુઃખી છે. રાજા પ્રજાનો કજીયો, બાપદિકરાના અગર પતિ-પત્નીના કજીયા જેવો નીકટનો કજીયો છે. મારીને પાટો પોતાનેજ બાંધવો પડે, એવો છે. મારીને પોતાનેજ રોવું પડે, એવો આ કજીયો છે. આ કજીયો તો પ્રેમમય સમાધાનથી-રોતાનાં આંસુ લુછવાથી-શમે. રોતાંને બે લાતો મારવાથી શમે નહીં. બે હાથ જોડીને પ્રભુને પ્રાર્થના કરો-કે-'શાણી સરકાર પ્રેમ અને પ્રતિષ્ઠાના તરંગમાં હિંદને ફરી નવરાવે.'

૬-૭ વિવેચન—

**बर्हिणः**—'મોર.' અહીં-'મોરનાં પીછાં' સમજવાં.

**बद्धमल्लः**—જેણે ભેટ બાંધી છે એવો મલ્લ. પહેલાં રજવાડી ઢબનાં ઘણા પુરૂષો-બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્રો-ભેટ બાંધતા હતા; અને હવે તો ક્ષત્રિઓ પણ ભેટ બાંધતાં શરમાય છે. આ પોશાક બહુ માનનીય અને મર્યાદા વાળો છે, એટલુંજ નહીં પણ તેથી કમરે ઝાક રહે છે. મહેનતનું કામ કરતાં, અગર લાંબા પંથ ચાલતાં, એકાદું વસ્ત્ર અવશ્ય કેડે ખેંચીને બાંધવું. પચાસ ઉપરનાં અને નબળા બાંધાનાં સ્ત્રીપુરૂષોને, કેડે કમરપટાના રૂપમાં, વસ્ત્ર બાંધવાની ખાસ જરૂર છે.

નદીયોની સ્થીરતા સંબંધી પાછળ એકવીસમા અધ્યાયના ૧૫ મા શ્લોકમાં સૂચન છે.

પ્રભુ કેવી રીતે ગાયોને બોલાવે છે, અને પ્રભુ વેણુ વગાડે છે ત્યારે વૃંદાવનની સ્થિતિ કેવી થાય છે? તેનું હવે વર્ણન કરે છે—

अनुचरैः समनुवर्णितवीर्य, आदिपूरुष इवाचलभूतिः ॥
वनचरो गिरितटेषु चरन्तीर्-वेणुनाह्वयति गाः स यदा हि ॥ ८ ॥
वनलतास्तरव आत्मनि विष्णुं, व्यञ्जयन्त्य इव पुष्पफलाढ्याः ॥
प्रणतभारविटपा मधुधाराः, प्रेमहृष्टतनवः ससृजुः स्म ॥९॥

---

૮-૯ પદચ્છેદ—**अचला भूतिः यस्य सः इति आदिपुरुषः इव**—નારાયણની પેઠે અચળ લક્ષ્મીવાળા. **अनुचरैः**-ગોવાળીયાઓથી. **समनुवर्णितं वीर्यं यस्य सः समनुवर्णितवीर्यः**-જેના પરાક્રમનું ગાયન થાય છે તે ભગવાન્. **यदा हि स वनचरः**-તે જ્યારે વનમાં ફરે છે ત્યારે. **गिरेः तटानि तेषु चरंतीः गाः**-પર્વતની તળેટીઓમાં ચરતી ગાયોને **वेणुना आह्वयति**-વેણુ વગાડીને બોલાવે છે. ત્યારે. **प्रणताः** ( નમેલી ) **भारेण विटपाः यासां ताः इति वनलताः**-ભારથી નમેલી શાખાઓવાળી વનલતાઓ. **आत्मनि विष्णुं व्यंजयंत्यः इव**-જાણે પોતાના હૃદયમાં પ્રગટ થએલા વિષ્ણુને બતાવતી ન હોય. તે પ્રમાણે **प्रेमहृष्टाः तनवः यासां ताः प्रेमहृष्टतनवः**-પ્રેમથી જેમનાં શરીર પુષ્ટ થયાં છે એવી. **पुष्पाणि च फलानि च पुष्पफलानि तैः आढ्याः** (ભરેલાં) **पुष्पफलाढ्याः**-ફુલ તથા ફળથી જૂમિ રહેલી. **मधुधाराः ससृजुः**-મકરંદની ધારાઓને વરસાવે છે. **च तरवः**-અને તેમના પતિ વૃક્ષોને પણ એવોજ આનંદ થાય છે. [આ વિશેષણો વૃક્ષોને લગાડતાં તેને પુલ્લિંગમાં મૂકવાં જોઇએ.]

**અર્થ—ગોપિકાઓ ગાય છે કે–નારાયણની પેઠે અચળ લક્ષ્મીવાળા, અને ગોવાળીયાઓ જેના પરાક્રમનું ગાયન ગાયછે તે ભગવાન, જ્યારે વનમાં ફરતાં, પર્વતોના તટોમાં ચરતી ગાયોને, વેણુ વગાડીને બોલાવે છે; ત્યારે ભારથી નમેલી શાખાઓ વાળી વનલતાઓ, જાણે પોતાના હૃદયમાં પ્રગટેલા વિષ્ણુને સૂચવતી હોય, તેમ પ્રેમથી પુષ્ટ થઈને, ફુલફળથી સંપન્ન થતાં, મકરંદની ધારાઓને વરસાવવા લાગે છે. તેઓના પતિ વૃક્ષોને પણ તેટલોજ આનંદ થાય છે. ( આ વિષ્ણુભક્તિનાં લક્ષણો છે. ) [૮–૯]**

૮–૯ વિવેચન—

દેશનો રાજા પોતાના દેશમાં ફરવા નીકળે, ત્યારે પ્રજા નવાં વસ્ત્રો પહેરે, તેમ પ્રભુ અવતાર લઇને આવે, ત્યારે વનસ્પતિઓએ અવશ્ય ફળફૂલથી લચી પડવું જોઇએ.

ગુણાનુવાદ કોણ ગાય ?—સ્નેહીઓ–વ્હાલા-ભકતો. માત્ર ગાય એટલુંજ નહીં, પણ ગાતાં ગાતાં ગદ્‌ગદ્ કંઠે થઈ જાય.

ચોપાઈ—'ગદ્‌ગદ્ ગિરા નયનબહ નીરા, મમ ગુણ ગાવત પુલક શરીરા.'

**वनचरः**—વનમાં ફરનાર. અહીં કૃષ્ણ.

**आत्मनि विष्णुं व्यंजयंत्यः वनलताः**—પોતામાં વિષ્ણુનો આવેશ આવેલો છે એમ બતાવતી લતાઓ. પોતામાં ભૂતનો આવેશ આવતાં જીવ ધૂણવા માંડે, કામનો આવેશ આવતાં જીવ વિહવલ બને, ક્રોધનો આવેશ આવતાં જીવ ધ્રુજવા માંડે, લોભનો આવેશ આવતાં જીવ ઉંચો નીચો થાય, અને ભગવાનનો આવેશ આવતાં આંતરશક્તિઓ–દૈવીશક્તિઓ મન, બુદ્ધિ અને ઇંદ્રિયોદ્વારા વ્યક્ત થાય. અમુક બંગલામાં રાજાનો મુકામ થતાં, તે બંગલાનો ઠાઠ બદલાઈ જાય, તેમ જીવનમાં ભગવદાવેશ થતાં, જીવન બદલાઇ જાય. દેવદર્શન, કથાવાર્તા, અનેક પ્રકારનાં વ્રત અને યાત્રાઓ, જીવનમાં રહેલા ભગવદ્‌ભાવને જગાડવા માટેજ છે. જેમ કેટલીએક દવાઓ શરીરમાં તુરત ગરમી લાવે, અને કેટલીએક દવાઓ ધીમે ધીમે ગરમી લાવે, તેમ કેટલાંએક સાધનો તુરત ભગવદ્‌ભાવ જાગ્રત કરે, અને કેટલાંએક સાધનો ધીમે ધીમે ભગવદ્‌ભાવ જાગત કરે. સદાચાર, સમાધી અને ભજનાનંદ–કીર્તનભક્તિ–માં ભગવદ્‌ભાવ જાગત્ કરવાની વિશેષ શક્તિ છે. નડીયાદમાં મણિભાઇ ન. ગાય છે. સાંભળો—

ભૈરવી [ ગજલ ]

જપીને પ્રેમમંત્રોથી, જગાડયું મેં શું આ આજે !
છતાં જુનું નવું એવું, જગાડયું મેં શું આ આજે !
રસીલું આ નજર ઉભું, અદાથી નાચતું રંગે;
જહાં દેખું તહાં રાચું, જગાડયું મેં શું આ આજે—જપીને૦

× × × × ×

ન જાગ્રત્ કે સુષુપ્તિ છે, ન તંદ્રા કે નથી સ્વપ્નું;
શકે એ આજ ચેતન છે, જગાડયું મેં શું આ આજે—જપી૦

× × × × ×

તું જ્યાં કહેતાં હું જાઉં છઉં, તું તું તું તું હું તે એ તું;
છતાં છે કોણ તું આવું ? જગાડયું મેં શું આ આજે—જપી૦

× × × × ×

રહ્યું છાઈ બધે અંગે, સદા રસપૂર્ણ રઢીયાળું;
સદા સુખ સારભર પ્યારૂં, જગાડયું મેં શું આ આજે—જપી૦
જુદા થાતાં હૃદય જબકે, નિધા તિર્છી રસીલાથી;
અનામી નામ જે તારૂં, જગાડયું મેં શું આ આજે—જપી૦

[ મણિભાઇ ન૦ ]

તલસીની ગંધ અને સરોવરના જળચર પ્રાણીઓ ઉપર થએલી બંસીની અસર—તે સંબંધી હવે કહે છે—

**दर्शनीयतिलको वनमाला–दिव्यगन्धतुलसीमधुमत्तैः ॥**
**अलिकुलैरलघुगीतमभीष्ट–माद्रियन् यर्हि संधितवेणुः ॥१०॥**
**सरसि सारसहंसविहंगाश्–चारुगीतहृतचेतस एत्य ॥**
**हरिमुपासत ते यतचित्ता, हन्त मीलितदृशोधृतमौनाः ॥११॥**

અર્થ—વનમાળાઓમાં દિવ્ય ગંધવાળી તુલસીના મકરંદથી, મત્ત થએલા ભ્રમરોથી ગવાતા ઉંચા સ્વરવાળા, અને અનુકુળ ગાયનને માન આપતા, અને સુંદરમાં શિરોમણિ ભગવાન શ્રીકૃષ્ણ જ્યારે વેણુ વગાડે છે, ત્યારે તળાવનાં સારસ, હંસ, અને બીજાં પક્ષીઓ, તે સુંદર ગાયનથી ચિત્ત ખેંચાતાં, જેમનું ચિત્ત ઉપરામ પામે છે તે પક્ષીઓ, પોતાના સ્થાનકમાંથી આવીને, આંખો વીંચીને અને મૌન રાખીને શ્રીકૃષ્ણ પાસે બેસે છે. [૧૦-૧૧].

૧૦-૧૧ વિવેચન—

તુલસીની ગંધ—જેમ તુલસીની ગંધ ભ્રમરોને લલચાવે છે; તેમ મુમુક્ષુઓને પણ લલચાવે છે, કારણ કે આ ગંધનો અંગિકાર શ્રીહરિએ કર્યો છે. તુલસી પ્રત્યે ધાર્મિક

---

૧૦-૧૧ પદચ્છેદ --**वनमालासु या दिव्यगंधा तुलसी तस्याः मधुना मत्तानि तैः अलिकुलैः** વનમાળાઓમાં દિવ્ય ગંધવાળી તુલસીના મકરંદથી મત્ત થએલા ભ્રમરોથી ગવાતું **अलघुगीतं**–ઉંચા સ્વરવાળું ગીત **अभीष्टं गीतं**–અનુકુળ ગીત. તે ગીતને **आद्रियते इति** ~~आद्रियन्~~–માન આપતો. ~~दर्शनीयेषु~~ **तिलकः**–સુંદરમાં સુંદર એવા કૃષ્ણ. **यर्हि**–જ્યારે **संधितः वेणुः येन सः**–વેણુનો નાદ કરે છે ત્યારે. **सरसि**–સરોવરમાં **सारसाश्च हंसाश्च विहंगाश्च सारसहंसविहंगाः**–સારસ, હંસ અને બીજાં પક્ષીઓ. **चारुगीतेन हृतं चेतः येषां ते–चारुगीतहृतचेतसः**–તે સુંદર ગાય નથી ચિત્ત ખેંચાતાં. **यतं चित्तं येषां ते यतचित्ताः**–જેમનું ચિત્ત ઉપરામ પામ્યું છે તેઓ **हन्त**–આનંદસૂચક છે. **एत्य**–પોતાના સ્થાનકમાંથી આવીને. **मीलिताः दृशः यैः ते मीलितदृशः**–આંખો મિચીને. **धृतं मौनं यैः ते इति धृतमौनाः**–મૌન રાખીને. **ते**–એવા તે. **हरिं उपासते**–શ્રીકૃષ્ણ પાસે આવીને બેસે છે.

દૃષ્ટિ રાખવા ઉપરાંત, વૈદિક દૃષ્ટિ પણ કરવા જેવી છે. તેની હવા આરોગ્ય આપે છે. તેનાં પાંદડાં દવામાં અનુપાન તરીકે વપરાય છે. તેનાં સૂકાં પાંદડાંની ચા પણ બને છે. દરેક મુમુક્ષુઓએ પોતાને આંગણે, તુલસી વાવવાં જોઈએ. વાવ્યા પછી સંભાળીને ઉછેરવાં જોઈએ. દેવમંદિરોમાં અને બગીચાઓમાં જ્યાં સગવડ હોય ત્યાં, તુલસીનાં વન બનાવવાં જોઈએ. શ્રી ઠાકોરજીને અન્નપાન ધરાવતાં, તુલસી ધરાવવામાં, ધર્મ અને આરોગ્યતા બેઉ છે.

જેમ અહીં 'સરોવરનાં પક્ષીઓ પ્રભુના વેણુનાદમાં મોહ પામ્યાં;' એમ કહ્યું; તેમ પાછળ અ. ૨૧ ના ૧૪ શ્લોકમાં કહ્યું છે કે-'ખેચર-આકાશમાં ઉડનારાં-પક્ષીઓ-વેણુ નાદમાં મોહ પામ્યાં. યાદ રાખવું ઘટે છે કે-મુમુક્ષુઓએ વેણુ નાદ સાંભળીને પશુ પક્ષી જેવાં સ્થિર થવું. ઈંદ્રિયોને લૌકિક વ્યવહારમાંથી બને તેટલી ખેંચી લેવી. નેત્રો મીંચીને પ્રભુના સૌંદર્યનું પાન કરવું. કાનઉંચા રાખીને હરિરસ હૈયામાં ઝીલવો. વેણુનાદ એટલે કથા-વાર્તા. આપણે કથાવાર્તા સાંભળીએ છીએ; પણ-'આંધળી દળે, ને કુતરા ચાટે'-એવી રીતે કથાવાર્તા સાંભળીએ છીએ. વિચાર કરી જોજો.

**दर्शनीयतिलकः**—દર્શનીય જોવા લાયક-સુંદર-પુરુષોમાં પણ સુંદર-ઉત્તમ. કૃષ્ણા-વતાર વખતે ધારણ કરેલા રૂપમાંજ કાંઇ ચમક હતી. શ્રીકૃષ્ણની સુંદરતા આલેખવા, અનેક ચિતારા પ્રયત્ન કરી રહ્યા છે; પણ હજી તેનું વાસ્તવ સ્વરૂપ ચિતરી શકયા નથી. શ્રીકૃષ્ણનાં શણગારના કીર્તન અનેક ભકતોએ ગાયાં, પણ હજી તે શૃંગારનો વીરડો ઉલે-ચાયો નથી.

ઘણા ટિકાકારો ગોપિકાઓને-ગાંડી અવિવેકી-વ્યભિચારી-વિગેરે કહીને નિંદે છે; પણ તેમાં ગોપિકાઓનો જરાએ વાંક નહોતો. પ્રભુનું રૂપ, લાવણ્ય અને સંગીત એવાં હતાં કે-પ્રાણી માત્ર તેમાં મોહ પામે. ટિકાકારોને અમુક પુણ્યના યોગે કદિ શ્રીકૃષ્ણ મળ્યા હોય, તો તેઓ પણ તે વિરડામાં ડુબી મરે-તે રૂપમાં અંજાઇ જાય.

'શ્રીકૃષ્ણનું તીલક દર્શનીય-જોવા જેવું હતું' એમ પણ કોઈ કોઇ વિદ્વાન્ અર્થ કરે છે. પણ આ અર્થ કરતાં ઉપરનો અર્થ વ્યાજબી છે-આકર્ષક છે.

ગોપિકાઓ અફસોસ કરે છે કે-વનના પશુ પક્ષીઓને જે આનંદ મળે છે, તે આનંદ અમને મળતો નથી.

વેણુરવ સાંભળીને મેઘની કેવી સ્થીતિ થાય છે? તે હવે કહે છે—

**सहबलः स्रगवतंसविलासः, सानुषु क्षितिभृतो व्रजदेव्यः ॥**
**हर्षयन् यर्हि वेणुरवेण, जातहर्ष उपरम्भति विश्वम् ॥१२॥**
**महदतिक्रमणशङ्कितचेता, मन्दमन्दमनुगर्जति मेघः ॥**
**सुहृदमभ्यवर्षत् सुमनोभिश्-छायया च विदधत् प्रतपत्रम् ॥१३॥**

---

૧૨-૧૩ પદચ્છેદ—**हे व्रजदेव्यः**-હે ગોપિકાઓ. **बलेन सहितः सहबलः** બળભદ્ર સાથે **स्रजां अवतंसैः**(આભુષણ) **विलासः** (શોભા) **यस्य सः स्रगवतंसविलासः**-મોતીની માળાઓના આભુષણોથી શોભતા. **क्षितिभृतः सानुषु**-પર્વતના શિખરોમાં ફરતા. **जातः हर्षः यस्य सः च हर्षयन्**-આનંદ પામતા અને બીજાને આનંદ પમાડતા. શ્રીકૃષ્ણ. **यर्हि**-

**અર્થ**—હે ગોપિકાઓ! બળભદ્રસહિત. મોતીની માળાઓથી શોભતા, પર્વતના શિખરોમાં ફરતા, આનંદ પામતા અને બીજાઓને આનંદ પમાડતા, એવા શ્રીકૃષ્ણ, જ્યારે વેણુના અવાજથી જગતને સંપૂર્ણભરી મેલે છે; ત્યારે મહાત્માઓના અપરાધથી શંકિત ચિત્તવાળો મેઘ ધીમે ધીમે ગાજે છે; અને શ્રીકૃષ્ણરૂપી મિત્રને છાયા કરવા છત્રરૂપે પોતે બનીને, ઝીણાં ઝીણાં બિંદુરૂપ પુષ્પોની વૃષ્ટિ કરે છે. [ ૧૨-૧૩ ]

૧૨-૧૩ વિવેચન—

પાછળ ૨૧ મા અધ્યાયના સોળમા શ્લોકને આ ૧૩ મો શ્લોક મળે છે. રાજા આંગણે પધારે, ત્યારે જેની પાસે જે હોય તે રજુ કરે. 'ગરીબ ડોશીના ઘરમાં સંત પધાર્યા. ઉનાળાનો દિવસ, પણ પંખો ન મળે. ડોસીએ સુપડું ઉપાડીને સંતને પવન નાંખ્યો. સંતને રાજી કર્યા.' તેમ અહીં મેઘે પોતાથી બનતી સગવડે શ્રીહરિની સેવા કરી.

'આ નાદમાં બ્રહ્માદિ દેવ ભૂલા પડયા,' એમ હવે કહે છે—

> **विविधगोपरसेषु विदग्धो, वेणुवाद्य उरुधा निजशिक्षाः ॥**
> **तव सुतः सति यदाऽधरबिम्बे, दत्तवेणुरनयत् स्वरजातीः ॥१४॥**
> **सवनशस्तदुपधार्य सुरेशाः, शक्रशर्वपरमेष्ठिपुरोगाः ॥**
> **कवय आनतकन्धरचित्ताः, कश्मलं ययुरनिश्चिततत्त्वाः ॥१५॥**

---

જ્યારે. **वेणुरवेण विश्वं उपरंभति**-વેણુના અવાજથી જગતને પરિપૂર્ણ કરી મેલે છે. ત્યારે **महतः अतिक्रमेण शंकितः चेतः यस्य सः इति महदतिक्रमशंकितचेता: इति मेघः**-મહાત્માના અપરાધથી શંકિત ચિત્તવાળો મેઘ. **मंदं मंदं अनुगर्जति**-ધીમે ધીમે ગાજે છે. **सुहृदम्**-કૃષ્ણરૂપી મિત્રને **छायया प्रतपत्रं विदधत्**-છાયા આપવા છત્રરૂપે પોતે બનીને. **च**-અને **सुमनोभिः अभ्यवर्षत**-ઝીણાં ઝીણાં બિંદુરૂપ પુષ્પોની વૃષ્ટિ કરે છે.

૧૪-૧૫ પદચ્છેદ—**हे यशोदे**-હે યશોદા! **विविधाः गोपरसाः** (ગોપોની રમતો) **तेषु विदग्धः** (ચતુર) **इति तव सुतः**-અનેક પ્રકારની ગોવાળીયાઓની રમતોમાં ચતુર એવા તમારા પુત્ર. **यदा**-જ્યારે **अधरबिंबे दत्तवेणुः**-પોતાના ઘોલા સરખા લાલ અધરમાં વેણુ રાખનારા કૃષ્ણ. **निजा एव शिक्षा यासु ताः इति स्वरजातीः वेणुवाद्ये उरुधा** (બહુ પ્રકારે) **अनयत** (વગાડતા હતા)-પોતેજ નવી ઉત્પન્ન કરેલી સ્વરની જાતિઓને પ્રગટ કરે છે ત્યારે. **शक्रश्च शर्वश्च** (મહાદેવ) **परमेष्ठी च** (અને બ્રહ્મા) **पुरोगाः** (મુખ્ય) **येषु ते इति सुरेशाः । सवनं**-મંદ, મધ્યમ અને ઉંચું. **सवनात् इति सवनशः, तत् उपधार्य**-તે ગાયનનો અવાજ મંદ મધ્યમ અને ઉંચા સ્વરથી જે દિશામાંથી તે આવે છે તે દિશામાં **आनता कंधरा चित्तं च येषां ते आनतकंधरचित्ताः**-પોતાની ડોક અને ચિત્ત નમાવીને સાંભળે છે. **हे सति**-હે સતિ યશોદા. **कवयः अपि**-પોતે વિદ્વાન્ છે છતાં. **अनिश्चितं तत्त्वं यैः ते**-જેમનાથી ભેદ સમજાયો નથી એવા. **कश्मलं ययुः**-મોહ પામી જાય છે.

અર્થ—હે યશોદા! ગોવાળીયાઓની અનેક પ્રકારની રમતોમાં ચતુર, એવા તમારા પુત્ર, જ્યારે પોતાના ઘોલા સરખા લાલ અધરમાં, વેણુ રાખીને પોતેજ નવી ઉત્પન્ન કરેલી સ્વરજાતિઓને પ્રગટ કરે છે; ત્યારે ઇંદ્ર, મહાદેવ અને બ્રહ્મા વિગેરે દેવો, જે દિશામાંથી તે ગાયનનો અવાજ મંદ મધ્યમ અને ઉંચો આવે છે, તે દિશામાં, પોતાની ડોકને અને ચિત્તને નમાવીને, સાંભળે છે. તેઓ પોતે વિદ્વાન છે, તોપણ તેમનાથી તે ગાયનનો ભેદ સમજાતો નથી. તેથી તેઓ (ગાયન સાંભળીને માત્ર) મોહ પામી જાય છે. [ ૧૪-૧૫ ]

૧૪-૧૫ વિવેચન—

ગોપિકાઓ આપણને કેવા પ્રકારનો બોધ કરે છે ?

### જ્ઞાનગોરસ.

કોઇ મીઠડાં, અમૂલાં, અતુલાં-આ જ્ઞાનતણાં ગોરસ લ્યો, ગોરસ લ્યો. [૨]
ઘણાં મોઘાં, રસાળાં, સુવાળાં—આ જ્ઞાનતણાં ગોરસ લ્યો, ગોરસ લ્યો.
પરમશુદ્ધ હૃદય, માંહી દુધ તો ભર્યાં;
ગુરૂએ દીધેલ જ્ઞાન, દધીએ ધર્યાં.
એની બલિહારી, હું બની મહિયારી, કોઇ ગોરસ લ્યો—ગોરસ લ્યો. કોઇ૦
કાચા પોચા તો, મારી મટુકી ન ઝાંખે;
માથાં સમર્પે, તે તો તેની મઝા ચાખે.
ઉરને ઉદ્ધારી લે, ભવને સુધારી—એવાં ગોરસ લ્યો—ગોરસ લ્યો—કોઇ૦
વિશદ અવિચ્છિન્ન બ્રહ્મજ્ઞાન ઉરે રાખો;
ગોરસ ચાખી, ગોરસાને ફોડી નાંખો.
લેજો ધીરે-હાં લેજો ધીરે—ઉતારી મટકી મારી, રસ વિહારી ! ભલાં
ગોરસ લ્યો, ગોરસ લ્યો. કોઇ૦

[ શ્રી ઉપેંદ્રાચાર્ય ]

જ્ઞાનના ગોરસ મહીયારીઓએ જગતને આપ્યાં. મહીયારીઓએ કહી દીધું કે—ઇંદ્ર, બ્રહ્મા અને મહાદેવ પણ આ તત્ત્વને બરાબર સમજી શકતા નથી, ત્યારે જગતનો ડાહ્યો ભાઇ કોણ હિસાબમાં ! ઇંદ્ર ત્રણલોકનો અધિપતિ છે, અને તે હમેશાં નાદપરાયણ રહે છે. શિવ નાદશાસ્ત્રના કર્તા છે, અને બ્રહ્મા તેમના ગુરૂ છે. આવા ઉત્તમદેવ પણ વેણુના નાદને સમજી શકતા નથી. જેમ આકાશના થાહને (મર્યાદાને) કોઇ પામી શકે નહીં, તેમ શ્રીહરિના મહિમાનો પાર કોઇ પામી શકે નહીં. માંદાએ માત્ર દવાઓની પરીક્ષામાંજ, સમય વિતાડવો, ન જોઇએ, પણ બરાબર તપાસ કરીને, કોઇ ઠેકાણે, શ્રદ્ધાથી દવા લેવી જોઇએ.

આ વેણુના નાદની અસર પોતાને કેવી થાય છે ? તે હવે ગોપિકાઓ કહે છે—

**निजपदाब्जदलैर्ध्वजवज्र–नीरजाङ्कुशविचित्रललामैः ॥**
**व्रजभुवः शमयन् खुरतोदं, वर्ष्मधुर्यगतिरीडितवेणुः ॥ १६ ॥**

---

૧૬–૧૭ પદચ્છેદ—[ **निजानि पदानि एव अब्जदलानि तैः–निजपदाब्जदलैः** ] **ध्वजश्च वज्रश्च निरजं** (કમળ) **च अंकुशश्च तैः विचित्राणि ललामानि** (ચિન્હો)

**व्रजति तेन वयं सविलास-वीक्षणार्पितमनोभववेगाः ॥**

**कुजगतिं गमिता न विदामः, कश्मलेन कबरं वसनं वा ॥१७॥**

**અર્થ—ધ્વજ, વજ્ર, કમળ, અને અંકુશનાં વિચિત્ર ચિન્હોવાળાં પોતાનાં ચરણરૂપ કમળપત્રથી, વ્રજની ભૂમિને પશુઓની ખરીઓ વાગવાથી થએલી પીડાને શમાવતા, હાથીની માફક ચાલતા, વેણું વગાડતા ભગવાન્ જ્યારે ચાલે છે; વ્રજમાં આવે છે; તે વખતે તેમના વિલાસ સહિત જોવાથી, કામદેવના વેગથી વિહ્વલ બનેલી તથા વૃક્ષની માફક સ્થિર બની ગએલી એવી જે અમે, તેમને મોહને લીધે, વસ્ત્રનું અગર કેશનું ભાન રહેતું નથી. [૧૬-૧૭].**

૧૬-૧૭ વિવેચન—

ચરણકમળની શોભા જોઇ ? આ શોભા ધ્યાનમાં રહી જાય, તો કદિ તેનું સ્વપ્નું પણ આવે. ચરણકમળ હૃદયમાં ઠરી જાય, તો સંસારનાં અનેક દુઃખો ત્યાંથી સરી પડે. દુઃખો સરી પડવાની સાથે લૌકિક તાન તૂટી જાય. લૌકિક તાન તૂટતાં પહેરેલાં વસ્ત્રોનું ભાન રહે નહીં. જેવું ચરણકમળ તેવુંજ પ્રેમથી જોવું. જેમના સામે પ્રભુ પ્રેમથી જુએ, તેમની પણ એજ દશા. ગાયો ચારીને પ્રભુ વ્રજમાં પધારે છે, ત્યારે વેણુ વગાડીને ગોપિકાઓને મોહ પમાડે છે, એટલુંજ નહીં, પણ આંખના અનેક ચાળા કરીને-ગોપિકાઓ સામે પ્રેમદૃષ્ટિ કરીને-પ્રભુ ગોપિકાઓને ઘાયલ કરે છે.

**ગરબી.**

તારી મોરલીએ મહારાજ ! મન હરિ લીધાંરે;
મારી ગઈ છે શુદ્ધ ને સાન, કામણ કીધાંરે. ટેક૦

સાખી—સાંભળતામાં શુધબુધ ભૂલી, ને તનમન વ્યાકુળ થાય;
પુત્ર-પતિ-પરિવાર તજ્યા, અહો-મને મંદિર ખાવા ધાય—મન૦

સાખી—અંતરથી વ્યાકુળ થઇ, ને વિસરી ભોજન પાન;
અવળાં આભુષણ પહેરીયાંરે-મેંતો નેપુર ઘાલ્યાં કાન—મન૦

સાખી—સેંથે કાજળ સારીયાં, સિંદુર નયણે રેખ;
એકાએકથી ઉતાવળીરે, નીસરી આવી તે દેખાદેખ—મન૦

સાખી—સન્મુખ આવી ઉભા રહ્યારે, મે નયણે નિરખ્યા નાથ;
લક્ષમણના સ્વામીને રંગે રમતા, મેં તો હરખે જોડયા હાથ—મન૦ [અપૂર્ણ.]

---

**येषां तानि तैः इति निजपदाब्जदलैः**-**ध्वजवज्रनीरजांकुशविचित्रललामैः**-ધ્વજ, કમળ, અને અંકુશનાં વિચિત્ર ચિન્હોવાળાં પોતાનાં ચરણરૂપ કમળપત્રથી. **व्रजस्य भूः तस्याः व्रजभुवः**-વ્રજ ભૂમિના **खुराणाम् तोदः** (પીડા) **तं शमयन्**-વ્રજની પૃથ્વીને પશુઓની ખરીઓ વાગવાથી થએલી પીડાને શમાવતા. **वर्ष्मणः** (દેહથી) **धुर्यः** (હાથી) **इव गतिः यस्य सः वर्ष्मधुर्यगतिः**-હાથીની માફક ચાલતા. **ईडितवेणुः**-વેણુ વગાડતા. **व्रजति**-ચાલે છે. **तेन**-ત્યારે, તે નિમિત્તથી. **सविलासवीक्षणेन**-વિલાસ સહિત જોવાથી. **अर्पितः मनोभववेगः** (કામદેવનો વેગ) **यासु ताः इति वयं**-કામદેવના વેગથી વ્યાપ્ત થએલી એવી અમે. **कुजगतिं गमिताः इति वयं**-વૃક્ષની ગતિને પામેલી એવી અમે. (**कुजः**-વૃક્ષ). **कश्मलेन** (મોહથી) **कबरं वा वसनं न विदामः**-વસ્ત્રનું અગર કેશનું પણ ભાન રહેતું નથી.

૦ નં. ૧૬૬ Registered No. B. 1484.

શ્રીસદ્ગુરવે નમઃ।

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશકઃ—રામશંકર મોનજી ભટ્ટ. ઠે. મોક્ષમંદિર-અમદાવાદ.

પુસ્તક ૧૧ મું.] અષાડ માસ ૧૯૮૬ [અંક ૬ ઠ્ઠો.

**ચાતુર્માસ**—ચાતુર્માસના દિવસો ઇશ્વર પ્રાપ્તિના દિવસો છે. વેપારી મોસમમાં ઘેલો. ક્ષત્રિય રણમાં ઘેલો. તેમ મુમુક્ષુ ચાતુર્માસે ઘેલો. જરૂર કાંઈક કરી લે. ગમે તે ધર્મ અગર ગમે તે સંપ્રદાયમાં આપ હશો, ગમે તેવી કંઠી આપ બાંધતા હશો, અને ગમે એવું તિલક આપ કરતા હશો; ગમે તે દેવને ઇષ્ટ માનતા હશો; અને ગમે તે તમારા ગુરૂ હશે; પણ 'અહાર વિહારની નિર્મળતા વિના આ લોક અને પરલોક સુધરે તેમ નથી;' એ વાત તો સૌને માન્ય છે. માટે અવકાશ લઇને ચાતુર્માસના નિયમો વાંચજો, અને પોતાનો સ્વાર્થ સમજીને બને તેટલું પાળજો. એટલે-આંતરપવિત્રતા અને આંતર પ્રભુતા પ્રગટાવવા પ્રયત્ન કરજો. **દેવ બનવાની કુંચી**—ચાતુર્માસના નિયમોની એક નાની પોથી આ સાથે છે. તેનું નામ દેવ બનવાની કુંચી છે. તેમાં ગુરૂ અને ગુરૂપૂર્ણિમાનો મહિમા પણ બતાવ્યો છે. તે પોથી આપ વાંચજો અને અનેકને વંચાવજોજી.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૩૫ મો ચાલુ.

[ ગયા અંકના ૧૩૧૬ મા પાનાથી ચાલુ ]

આ વાત તો જેમને વીતી હોય તે જાણે, અજાણ્યા કાંઇ ન જાણે. શ્રીનાથજીનાં દર્શન કરવા ગયા. દર્શન કરતાં ધક્કા વાગ્યા. ધક્કા વાગતાં ધણી મળ્યા. ધણીના કંઠમાં લાંબી તુલસીની માળા. ધણીને માથે વાંકો મુગટ. કેડે પીળું પિતાંબર, આંખ કમળપત્ર સરખી, અને નાક પોપટની ચાંચ જેવું; નાકમાં નવેસર. ત્યાં વળી એક ધક્કો આવ્યો. ધક્કા ખાઇને જરા નજદીક આવ્યા, ત્યાં તો હસતું મુખ દેખ્યું. ધક્કાનો થાક ઉતરી ગયો. લાંબી માળાવાળો હૈયામાં વસ્યો. ત્યાંથી નીકળવું ગમ્યું નહીં. દર્શન બંધ થયાં. લાચાર થઇને બહાર આવ્યા. [શ્રીનાથજી અને ડાકોર જાઓ, ત્યારે સારી રીતે નિવૃત્ત થઇને જજો. જોવાનું ઘણું મળશે. તે મૂર્તિઓમાંજ એટલું બધું જોવાનું ભર્યું છે, કે તેમને નિરખનાર ન્યાલ થાય. ]

હવે બંસીનાદની અસર હરણીઓની કેવી થઇ? તે કહે છે—

**मणिधरः क्वचिदागणयन् गा, मालया दयितगन्धतुलस्याः ॥**
**प्रणयिनोऽनुचरस्य कदांऽसे, प्रक्षिपन् भुजमगायत यत्र ॥१८॥**
**क्वणितवेणुरववञ्चितचित्ताः, कृष्णमन्वसत कृष्णगृहिण्यः ॥**
**गुणगणार्णमनुगत्य हरिण्यो, गोपिका इव विमुक्तगृहाशाः ॥१९॥**

૧૮–૧૯ પદચ્છેદ—**मणिधरः**–મણિઓને ધારણ કરનાર. **क्वचित्**–કોઇ વખત. **मालया गाः आगणयन्**–માળાથી ગાયોને ગણતો. **दयितगंधा** (વ્હાલા ગંધવાળી) **यासौ तुलसी च तस्याः मालया वर्तमानः–युक्तः**–ઉત્તમ ગંધવાળી તુલસીની માળા પહેરનાર. **कदा**–કોઇ વખત **प्रणयिनः अनुचरस्य अंसे**–વ્હાલા મિત્રને ખભે. **भुजं प्रक्षिपन्**–હાથ રાખતા. હાથ મેલીને. **यत्र अगायत**–જ્યારે ગાતા હતા, ત્યારે. **क्वणितवेणोः रवेण वंचितानि** (મોહ પામ્યાં છે) **चित्तानि यासां ताः इति क्वणितवेणुरववंचितचित्ताः इति कृष्णगृहिण्यः**–વેણુના શબ્દથી જેઓનાં ચિત્ત હરાઇ જાય છે એવી કાળીયાર મૃગની સ્રીઓ. **हरिण्यः**–એવી હરણીઓ. **गोपिकाः इव, विमुक्ताः गृहाशाः याभिः ताः**–

**અર્થ**—મણિઓની માળા પહેરનાર, કોઇ સમયે તે મણિયોથી ગાયોને ગણતા, તથા ઉત્તમ ગંધવાળા તુલસીની માળાને પહેરનાર ભગવાન્ શ્રીકૃષ્ણ, પોતાના સ્નેહી અનુચરના ખભા ઉપર, હાથ રાખીને જ્યારે ગાય છે, ત્યારે વેણુના શબ્દથી જેઓનાં ચિત્ત હરાઇ જાય છે, એવી કાળીચાર મૃગની સ્ત્રીઓ-મૃગલીઓ, જેમણે ઘરની આશા છોડી દીધી છે, એવી ગોપિકાઓની પેઠે, અનેક ગુણના સમુદ્રરૂપ ભગવાનની પાસે વસે છે. એટલે ભગવાનની પાછળ પાછળ જાય છે-અટકતી નથી, તેમ પાછી પણ વળતી નથી. [૧૮-૧૯].

૧૮-૧૯ વિવેચન—

પાછળ ૨૧ મા અધ્યાયમાં, ૧૧ મા શ્લોકમાં, 'વેણુનો નાદ સાંભળીને હરિણીઓને મોહ થયો હતો,' એમ કહ્યું છે.

**विमुक्तगृहाशाः गोपिकाः**—જેમણે ઘરની આશાઓ તજી દીધી છે, એવી ગોપિકાઓ. સાધુ, બાવા અને સન્યાસીઓ પણ **विमुक्तगृहाशाः** કહેવાય છે; છતાં ગોપિકાઓની કોટિમાં તેઓ આવી શકતા નથી. નિશાળે ભણવા, તો સૌ બેસે છે, પણ બહુજ થોડા એમ. એ. સુધી પહોંચે છે. દેવમંદિરે દર્શન કરવા અનેક આવે છે, પણ શ્રીહરિને હૃદયકમળમાં લઇને પાછા વળનાર ઘણાજ થોડા હોય છે.

પદ.

આંખ અણીઆળી સૌ કોઈ આંજે, આંજ્યામાં ઘણો [૧]વહેરોરે,
જ્યાં લગી પિયુજી પ્રેમે ન બોલાવે, [૨]આભ્રણ સઘળા [૩]ડેરોરે—આંખ૦
(માત્ર) શણગાર જોઇ છબીલો નવ રીઝે, હૃદયાભ્યાંતર તે જોયરે;
આવળ કેરાં પુષ્પ અનોપમ, શીશ ન ધરે કોઇરે— આંખ૦
પ્રીત વિના પુરૂષોત્તમ ના'વે, વ્હાલો પ્રેમ વિના નવ રાચેરે;
ભણે નરસૈયો અમીરસ ઉલટયો, ભરી લેજો [૪]ઘટ કાચેરે— આંખ૦

નોકરે આખો દિવસ નોકરી કરીને, બળ કરીને, તૂટી ગયો; પણ શેઠ રીઝ્યો નહીં, તો તે ગદ્ધાવૈતરૂં ગણાયું. સ્ત્રીએ અનેક પ્રકારના શણગાર પહેર્યા, પણ પતિ રીઝ્યો નહીં; તો તે શણગાર ભારરૂપ ગણાયા. તાત્પર્ય-નોકરે શેઠ રીઝે એવું કામ કરવું જોઇએ; સ્ત્રીએ પતિ રીઝે એવું કામ કરવું જોઇએ; અને ભક્તોએ ભગવાન રીઝે એવું કામ કરવું જોઇએ. આવળનાં પુષ્પો-દેખીતાં રૂડાં-પણ સુગંધ વિનાનાં હોવાથી, કોઈ તેનો અંગિકાર કરતા નથી. તેમ અનેક નાના મોટા જીવો શ્રીહરિને રસ્તે ચાલ્યા આવે છે, પણ પ્રેમ વિના પુરૂષોત્તમ રીઝતો નથી. નાના મોટા સૌ સોનાના દાગીના પહેરે; પણ તેને ગાળવાનું અને તેના મનગમતા ઘાટ ઘડવાનું કામ, સમાજનો એક અમુક વર્ગ (સોની)જ

જેમણે ઘરની આશા છોડી દીધી છે એવી ગોપિકાઓની માફક. **गुणानां गणानां** (સમુહ) **अर्णं** (સમુદ્ર) **गुणगणार्णं इति कृष्णं**-અનેક ગુણના સમુદ્રરૂપ ભગવાનની પાસે. **अनुगत्य**-જઇને. **अन्वसत**-વસે છે. [**अन्वासत** જોઇએ.] એટલે-પાછી વળતી નથી.

૧ ભેદ-તફાવત-વિવેક. ૨ શણગાર. ૩ ભારરૂપ. ૪ ક્ષણભંગુર દેહના સાધનદ્વારા.

કરે; તેમ શ્રીહરિને રસ્તે આવવાનું કામ ઘણા કરે; પણ શ્રીહરિને ગાળવાનું-શ્રીહરિને વશ કરવાનું-અને તેમના ઘાટ ઘડવાનું [એટલે તેમના અનેક રીતે દર્શન કરવાનું] કામ-તો વસિષ્ઠ, અત્રિ અને અગસ્ત્ય; અગર જનક, યાજ્ઞવલ્કય અને શુકદેવ; અગર નરસી, મીરાં અને તુકારામ જેવા **विमुक्तगृहाशाः**-વીતરાગી-પુરૂષોજ, શ્રીહરિને વશ કરી શકે. એટલે-મન માન્યો નચાવી શકે. **गृहाशा**-ઘરની આશારૂપી બેડી, લોઢાની બેડી કરતાં વધારે બંધનકર અને દુઃખકર છે. લોઢાની બેડી એક દેહને દુઃખ કરે છે, ગૃહાશા અનેક દેહને દુઃખકર છે. સર્ચલાઇટવાળી સ્ટીમરો અને રેલ્વે, બે ત્રણ માઇલ ઉપરના ભયને દેખી શકે; તેમ સદ્ગુરૂનાં અને શાસ્ત્રોનાં વચનો રૂપી અંજનથી, જેમની આંખો રોગરહિત થઇ હોય; તેઓજ **गृहाशा**-ઘરની આશારૂપી બેડીને દેખી શકે-સમજી શકે. સદ્ગુરૂ માટે અને શાસ્ત્રો માટે તમને કેટલી પરવા છે? તેનો વિચાર કરી લેજો. પાવર જેટલોજ પ્રકાશ પ્રાપ્ત થશે. કલિયુગમાં ગુરૂઓના ટોપલા પાકયા છે. તમે ઘણે ઠેકાણે રજળો છો; તોપણ તમારે કોઇ ઠેકાણે શ્રદ્ધા નથી-શિર સાટે સંબંધ નથી. તેનું પરિણામ મીઠું આવશે.

**गुणगणार्णव**—શ્રીકૃષ્ણ શું છે? માત્ર વ્યભિચારી છે? ના-ગુણોનો સમુદ્રરૂપ છે. અનેક જ્ઞાનીઓ, વૈરાગીઓ, ભકતો, અને ગાનારી વેશ્યાઓ તથા રંગીલા કવિઓ જેવા અનેક ધંધાદારી જીવો, શ્રીકૃષ્ણ લીલામૃતનો વીરડો ઉલેચ્યાજ કરે છે; પણ હજી તેનો પાર આવ્યો નથી. જેના હજાર પાનસો ગુણ-લક્ષણ-હોય, તેનો નિર્ણય થઇ શકે-કે-'તે આવા છે.' પણ જેના ગુણનો પાર નથી, તેનો નિર્ણય કેવી રીતે કરી શકશો? સમુદ્રના જળનું વજન કેવી રીતે કરી શકશો? '**यतो वाचो निवर्तंते, तद्धाम परमं मम ॥**' કહેવાનો ભાવ એ છે કે-તે વસ્તુને ઓળખો.

**मालया अगणयन**—પીપળે ૧૦૮ પ્રદક્ષણા કરતી વખતે, હાથમાં માળા રાખી, પીપળાને એક આંટો લઇને, એક પારો મુકવામાં આવે છે. આ પ્રમાણે માળા પૂરી થાય, ત્યારે ખાત્રી થાય-કે ૧૦૮ પ્રદક્ષણા થઇ. તે પ્રમાણે મણીઓની માળામાં પારાની અમુક સંખ્યા હોય છે. માળા પ્રમાણે ગાયો ગણવાથી ગાયોની સંખ્યા મુકરર થાય છે. ગામડાના અભણ માણસોની ગણત્રી આ પ્રકારેજ હોય છે.

મિત્રને ખભે હાથ નાંખવો, તે પ્રેમનું સૂચન છે, આવા ભાગ્યશાળી ગોપબાળકો હતા, એ ભાવ છે.

શ્રીકૃષ્ણ યમુનાજીમાં વિહાર કરે છે, ત્યારે કેવો દેખાવ થાય છે તે હવે કહે છે—

**कुन्ददामकृतकौतुकवेषो, गोपगोधनवृतो यमुनायाम् ॥**
**नन्दसूनुरनघे तव वत्सो, नर्मदः प्रणयिनां विजहार ॥२०॥**
**मन्दवायुरनुवात्यनुकूलं, मानयन् मलयजस्पर्शेन ॥**
**वन्दि[illegible]पदेवगणा ये, वाद्यगीतबलिभिः परिवव्रुः ॥२१॥**

---

૨૦-૨૧ પદચ્છેદ—**अनघे**-હે યશોદા! **कुंदानां दामभिः कृतः कौतुकेन वेषः येन सः कुंदवामकृतकौतुकवेषः**-ગમ્મતની ખાતર જેણે કુંદની માળા ધારણ કરી હતી તે. **गोपाश्च गोधनं च गोपगोधनानि तैः वृतः गोपगोधनवृतः**-ગોવાળીયા અને

**અર્થ—હે યશોદા! ગમ્મતની ખાતર, કુંદની માળા પહેરનાર, ગોવાળીયા અને ગાયોના ધણથી વિંટાએલા, સ્નેહીઓને આનંદ આપતા, તમારા પુત્ર નંદકુમાર, જ્યારે યમુનાજીમાં વિહાર કરે છે; ત્યારે પોતાના સ્પર્શથી શ્રીકૃષ્ણને માન આપતો, દક્ષિણ દિશાનો મંદ પવન, અનુકુળ રીતે વાય છે, અને ગંધર્વાદિનાં ટોળાં, બંદિજનની પેઠે સ્તુતિ, વાજાં વગાડવાં, ગાયન અને ભેટ ધરવાથી, તે ભગવાનનું સેવન કરવા મંડી જાય છે. [૨૦–૨૧].**

૨૦–૨૧ વિવેચન—

રાજાનો મુકામ હોય ત્યાં અનેક સગવડો હોય, તો પ્રભુ હોય ત્યાં કેમ ન હોય!

ચારણભાટ વિના રાજા શોભતો નથી; તેમ ગંધર્વાદિ વિના દેવો શોભતા નથી. યાદ રાખવું ઘટે છે કે-ચારણભાટ એટલે માત્ર 'માગણ' નહીં; માત્ર 'ખુશામતીઆ' નોકર નહીં; પણ સમાજના પ્રમાણિક અને નિડર સેવકો

દૃષ્ટાંત—રાણા પ્રતાપને, તેના બારવટાના સમયમાં, એક બારોટ અરવલ્લીના ડુંગરમાં મળ્યો હતો. બારોટે તેની પ્રશંસા કરતાં, પોતાની પાસે કાંઇ નહોતું, તેથી રાણાએ પોતાની પાઘડી બારોટને આપી દીધી. રાણાને ઉઘાડે માથે ઉભેલો જોઇ,બારોટે તે પાઘડી પાછી લેવા રાણાને ઘણી આજીજી કરી; પણ પ્રતાપે તે માન્યું નહીં. છેવટ બારોટ આશીર્વાદ દઈને ત્યાંથી ચાલતો થયો. આ બારોટ એક વખત અકબરના દરબારમાં આવ્યો. તેણે પોતાને માથેથી પાઘડી ઉતારી લઇને, બાદશાહને રીતસર સલામ કરી. બાદશાહી દરબારમાં ઉઘાડે માથે રહેવું, તે રાજસભાનો અનાદર કર્યો ગણાય. આ અવિવેકને માટે, આસપાસ ઉભેલા સિપાઇઓ, બારોટને મારવા લાગ્યા. બારોટ ગભરાઇ ગયો. તે વખતે તખ્ત ઉપરથી અકબરે હાક મારીને કહ્યું કે-'હાં–તેને મારશો નહીં. બારોટની જાત રાજદરબારની રીતભાતથી, અજાણ તો નજ હોય; છતાં તે આમ કરે છે, માટે તેમાં કાંઇક કારણ હશે' એમ કહીને, અકબરે બારોટને જરા આગળ બોલાવ્યો; અને પાઘડી ઉતારી નાખવાના અવિવેકનું કારણ પૂછ્યું.

બારોટ—મારે માથે જે આ પાઘડી છે, તે રાણા પ્રતાપે આપેલી છે. મારે પોતાને આપને નમવામાં કોઇ પણ પ્રકારનો બાદ નથી; પણ રાણો પ્રતાપ હજી આપને નમ્યો નથી. મારા માથાની સાથે, રખે તે પાઘડી આપને નમી પડે; એવા ભયથી મેં તે પાઘડી ઉતારી લીધી હતી.

અકબર—સાબાશ! ભારતના માગણ પણ પ્રમાણીક અને નિડર. [ આટલા માટેજ સુપાત્રને દાન આપવામાં વડાઇ માની છે. ]

---

ગાયોના ધણથી વિંટાએલા. **प्रणयिनां नर्मदः**–સ્નેહીઓને આનંદ આપનાર. **तव वत्सः नंद[illegible]:**–તમારો પુત્ર નંદકુમાર જ્યારે **यमुनायां विजहार**–યમુનાજીમાં વિહાર કરે છે. **मलयजस्य** (ચંદન) **स्पर्शेन मानयन्**–ચંદનના સ્પર્શથી માન આપતો. **मंदवायुः अनुकूलं अनुवाति**–દક્ષિણનો મંદવાયુ અનુકુળ રીતે વાય છે. **ये उपदेवगणाः वंदिनः**–ગંધર્વાદિકનાં ટોળાં બંદિજનની પેઠે સ્તુતિ. **वाद्यगीतबलिभिः**–વાદ્ય, ગાયન અને ભેટથી **तम्** તે ભગવાનને **परिवव्रुः**–સેવે છે.

આજકાલ કેટલાએક વિદ્વાન્ બ્રાહ્મણો પણ, ગમે એવા બેવકૂફ ધનવાન્ પાસે, હાજી હા કરે છે; તે શોચનીય છે. રાગના લોભી પરતંત્ર છે, અને વૈરાગ્યના લોભી સ્વતંત્ર છે. એટલા માટેજ બ્રાહ્મણ, સાધુ, સન્યાસી અને ભાટચારણોએ, વૈરાગના લોભી થવું. સ્વતંત્ર સંતો ધનવાનોને ગમતા નથી, તે તેમનું ભયંકર પાપ છે-ભયંકર અજ્ઞાન છે. નસ્તર મુકાવનારે, ડૉકટરને કરાવવો, તે પીડાથી મુક્ત થવા માટે નથી.

ગાયો ચારીને પ્રભુ પાછા આવે છે, તે વખતે કેવો દેખાવ થાય છે, તેનું વર્ણન હવે કરે છે—

**वत्सलो व्रजगवां यदगध्रो, वन्द्यमानचरणः पथि वृद्धैः ॥**
**कृत्स्नगोधनमुपोह्य दिनान्ते, गीतवेणुरनुगेडितकीर्तिः ॥ २२॥**
**उत्सवं श्रमरुचाऽपि दृशीना–मुन्नयन् खुररजश्छुरितस्रक् ॥**
**दित्सयैति सुहृदाशिष एष, देवकीजठरभूरुडुराजः ॥ २३ ॥**

અર્થ—'ગોવર્ધન પર્વતને ઉપાડવા આદિકર્મો કરવાથી, વ્રજનું અને ગાયોનું હિત કરનાર, પરિશ્રમવાળી કાંતિથી પણ નેત્રોને આનંદ આપનાર, ખરીઓની રજથી જેમની માળા ભરાઈ રહે છે એવા, અને ભકતોના મનોરથોને પરિપૂર્ણ કરવાની ઇચ્છાથી, દેવકીજીના ઉદરથી જન્મેલા, વેણુ વગાડતા, અને અનુચર લોકો જેમની કીર્તિ ગાય છે એવા, આ શ્રીકૃષ્ણ રૂપ ચંદ્રમા, સાયંકાળે, સઘળી ગાયોના ધણને વાળીને જ્યારે વ્રજમાં પધારે છે, ત્યારે માર્ગમાં બ્રહ્માદિક વૃદ્ધ પુરૂષો, તેમના ચરણમાં પ્રણામ કરવા લાગે છે. (તેથી વ્રજમાં આવતાં કાંઇક મોડું થાય છે.) [૨૨–૨૩]

૨૨–૨૩ વિવેચન—

**श्रमरुचा अपि**—વ્હાલાના મુખમાં વિશેષ વાલપ હોય છે. અંગ જ્યારે શ્રમીત

---

૨૨–૨૩ પદચ્છેદ-**यत्-यस्मात्**-જે કારણથી. **अगं** (પર્વત) **धरति इति अगध्रः**-ગોવર્ધનને ઉપાડનાર. **यदगध्रः**-ગોવર્ધનને ઉપાડવા આદિ કામો કરવાથી. **व्रजश्च गावश्च व्रजगावः तासां वत्सलः**-વ્રજનું અને ગાયોનું હિત કરનાર. [**श्रमेण युक्ता रुक्** (કાંતિ) **तया श्रमरुचा**] **श्रमरुचा अपि**-પરિશ્રમવાળી કાંતિથી પણ. **दृशीनां उत्सवं** (આનંદ) **उन्नयन्**-નેત્રોને આનંદ આપનાર. **खुररजोभिः छुरिताः** (ઢંકાઈ જાય છે) **स्रजः यस्य सः खुररजश्छुरितस्रक्**-ખરીની રજથી જેમની માળા ભરાઇ જાય છે તે શ્રીકૃષ્ણ. **सुहृदां आशीः** (સુખ) **सुहृदाशीः तस्याः सुहृदाशिषः**-ભકતોના મનોરથોને. **दातुं इच्छा दित्सा तया दित्सया**-આપવાની ઇચ્છાથી. **देवक्याः जठरे भवति इति देवकीजठरभूः इति एषः**-દેવકીજીના ઉદરથી ઉત્પન્ન થએલા એવા આ. **गीतयुक्तः वेणुः यस्य सः**-વેણુ વગાડતા. **अनुगैः ईडिता कीर्तिः यस्य सः**-અને અનુચરો જેની કીર્તિ ગાતા હતા એવા. **उडूनां राजा इति उडुराजः**-ચંદ્રમાની માફક. **दीनान्ते**-સાયંકાળે. **कृत्स्नगवां धनं उपोह्य**-સઘળી ગાયોના ધણને વાળીને. **एति**-વ્રજમાં પધારે છે ત્યારે. **पथि वृद्धैः**-રસ્તામાં બ્રહ્માદિક વૃદ્ધોથી. **वंद्यमानौ चरणौ यस्य सः इति-वंद्यमानचरणः**-જેના પગમાં પડાય છે.

થાય છે અગર મચડાય છે, ત્યારે આ વાક્ય ખીલે છે-મુખ વધારે પ્રિય જણાય છે.

**देवकीजठरभू:**—'દેવકીજીના ઉદરથી ઉત્પન્ન થએલા.' આ શબ્દો સૂચવે છે કે-ગોપિકાઓ શ્રીકૃષ્ણતત્ત્વને કાંઇક વિશેષ ઓળખે છે.

**वृद्धैः**—'વૃદ્ધ ગોવાળીયાઓ' ન લેતાં, બ્રહ્માદિક વૃદ્ધ લીધા; તે શ્રીકૃષ્ણનું પ્રભુત્વ સૂચવવા માટે છે. તાત્પર્ય-'બ્રહ્માદિક જેમને નમે છે, તે તમારી શંકાનો વિષય હોઇ શકે નહી.' અથવા બ્રહ્માદિક જેમને નમે છે, તેમને નમી પડતાં, તમે કાં વાર કરો? કાં વિચાર કરો? સનકાદિકો 'હરિશરણ'-'હરિશરણ' નો નાદ કર્યા કરે છે, ત્યારે તમે કયા ડોળમાં દટાઇ રહો છો? કયા તોરમાં તણાઈ જાઓ છો? નમી લ્યો-કરી લ્યો-કરવાનું રહી જશે.'

ગાયોના ધણમાં ગોવિંદ— ૫૬.

આગે ગાય પીછે ગાય, ઈત ગાય ઉત ગાય, ગોવિંદકો ગાયનમેં, બસ બોઇ ભાવે;
ગાયનને સંગ ભાવે, ગાયનમેં સુખ પાવે, ગાયનકી ખુરરજ અંગ લપટાવે.
ગાયનસેં વ્રજ છાયો, બૈકુંઠ બિસરાયો, ગાયનકે હેત હરિ કર લેઈ ઉઠાવે;
છીત સ્વામી ગિરિધારી, વિઠ્ઠલેશ વપુધારી, ગ્વાલિયાંકો ભેષ ધરૈં ગાય સંગ આવે.

પ્રભુ વ્રજમાં પધારે છે, ત્યારે પોતાને કયો લાભ છે? તે હવે ગોપિકાઓ કહે છે—

**मदवि[illegible]र्णितलोचन ईषन्-मानदः स्वसुहृदां वनमाली ॥**
**बदरपाण्डुवद[illegible] मृदुगण्डं, मण्डयन् कनककुण्डललक्ष्म्या ॥ २४ ॥**
**यदुपतिर्द्विरदराजविहारो, यामिनीपतिरिवैष दिनान्ते ॥**
**मुदितवक्त्र उपयाति दुरन्तं, मोचयन् व्रजगवां दिनतापम् ॥ २५ ॥**

**અર્થ**—ગોપિકાઓ આગળ કહે છે કે-'જેમનાં નેત્રો કાંઇક મદથી ઘૂમે છે એવા, પોતાના સ્નેહીઓને માન આપનાર, થોડાક પાકેલા બોરના જેવા કાંઇક પીળા રંગના મુખવાળા, વનમાળા ધારણ કરનાર, સોનાના કુંડળની શોભાથી કોમળ ગંડસ્થલને શોભાવનાર, હાથીની જેવી ચાલવાળા, અને યાદવોના પતિ ભગવાન્ શ્રીકૃષ્ણ, સાયંકાળે, હસ્તે મોહોડે, જ્યારે વ્રજમાં પધારે છે,

---

૨૪-૨૫ પદચ્છેદ-**ईषत्**-કાંઇક. **मदेन विघूर्णिते लोचने यस्य सः मदविघूर्णितलोचनः**-મદથી જેનાં નેત્ર ઘૂમે છે તે. **स्वसुहृदां मानदः**-સ્નેહીઓને માન આપનાર. **वनमाली**-પુષ્પની માળ ધરનારા (**ईषत्**) **बदरवत् पांडुवदनं यस्य सः**-કાંઇક પાકેલા બોરના જેવું પાંડુ વર્ણના મુખવાળું. **कनककुंडलयोः लक्ष्मीः तया मृदुगंडं मंडयन्**-સોનાના કુંડળની શોભાથી કોમળ ગંડસ્થલને શોભાવતા. **द्वौ रदौ** (દાંત) **येषां ते द्विरदाः** (હાથી). **द्विरदानां राजा द्विरदराजः द्विरदराजः इव विहारः यस्य सः**-મોટા હાથીની માફક ચાલતા. **यदुपतिः**-યાદવોના પતિ. **दिनांते**-સાયંકાળે. **मुदितं वक्त्रं यस्य सः**-હસતે મુખડે. **उपयाति**-વ્રજમાં પધારે છે ત્યારે. **यामिनी[illegible]तिः इव**-ચંદ્રમાની પેઠે. **व्रजगवां**-આપણે કે જે વ્રજમાં બાંધી રાખેલી ગાયો છઇએ તેમના **दुरंतं**-સખત, અસહ્ય [illegible]**नतापं**-દિવસમાં વિરહથી થએલા તાપને. **एषः**-આ કૃષ્ણ. **मोचयन्**-શમાવે છે.

**ત્યારે આપણે કે જેઓ વ્રજમાં બાંધી રાખેલી ગાયોના જેવી છઇએ, તેઓના દિવસમાં થએલા વિરહના, સખત તાપને, ચંદ્રમાની પેઠે શમાવે છે. [૨૪-૨૫]**

૨૪-૨૫ વિવેચન—

**ईषत् मदविघूर्णितलोचनः**—કાંઇક મદથી ઘૂમતાં નેત્રવાળા કૃષ્ણ. શ્રીકૃષ્ણ શી વસ્તુ છે? કાંઈ ધ્યાનમાં આવે છે? પ્રભુ કેવા બન્યા હશે? ગોપીકાઓને કેવી પરવશ કરી હશે? ગોપિકાઓના પ્રેમનું પાત્ર કેવું શોભતું હશે?—કેટલાએક લેભાગુ વેદાંતીઓ-અગર જ્ઞાનીઓ પૂછે છે કે-'ભગવાનને ઉત્તમ ઉત્તમ શણગારની શી જરૂર છે?' આ વિષયમાં જરા ઉંડા ઉતરીને જોશો, તો ખાત્રી થશે કે-જ્યાં સુધી આપણે નિર્ગુણ બન્યા નથી, ત્યાં સુધી આપણને શણગારમાં પ્રીતિ રહે છે. આ પ્રીતિ ગમે ત્યાં કરવા કરતાં, ભગવાનમાં થાય, તો તે શું ખોટું છે! જે દવા આપણને ગમે છે, તે દવાથીજ રોગ મટતો હોય, તો તે દવા શા માટે વાપરવી નહીં? પવા ખાંડતાં નાચે છે, તેના કરતાં શ્રીહરિ પાસે નાચવું પડે, તો શું ખોટું છે? રમતાં જમતાં વૈકુંઠ મળે, તો તે શું ખોટું છે? તાત્પર્ય-કોઈ પણ રીતે શ્રીહરિ ચિત્તનો વિષય થાય, તો તેમાં જરાએ ખોટું નથી. જ્યાં ત્યાં ઢળી પડવું, તે જેમ જળનો સ્વભાવ છે; તેમ જ્યાં ત્યાં ચોરાઇ જવું, એ ચિત્તનો સ્વભાવ છે. શણગાર દ્વારા આ ચિત્ત શ્રીહરિમાં ચોરાઇ જાય, તો શું ખોટું છે? જ્ઞાનદ્વારા તમે પોતે નિર્ગુણ ન બન્યા હો-એટલે તમને પોતાને સારૂં સારૂં ખાવાનું ગમતું હોય, અને સારૂં સારૂં ઓઢવું પહેરવું ગમતું હોય; ત્યાં સુધી શ્રીહરિને નાના પ્રકારના શણગાર ધરાવીને શ્રીહરિને તમારા ચિત્તના ચોર બનાવજો. ભક્તરાજ દયારામભાઇ કહે છે કે.

**પદ.**

ચિત્ત મારૂં ચોરો ને વ્રજરાય! બીજું હું તો કાંઇએ ન માગું મહારાજ; ચિત્ત૦
તસ્કર ઉપર કોઇને ન હોય પ્યાર, દેખી તેને દે સઉ ધીટકાર,
પણ-પ્રભુ મારૂં ચિત ચોરો બહુ વાર, તો તો હું પ્રાણ કરૂં બલિહાર—ચિત્ત૦
માગું નહીં ચક્રપતિ! પદ સ્વર્ગ, માગું નહીં યોગસિદ્ધિ અપવર્ગ;
માગું નહીં બ્રહ્મસદન નહીં ભર્ગ, માગું નહીં એથી ઉંચો એકે વર્ગ—ચિત્ત૦
એવી રીતે ચોરો ચિત્ત યદુરાય, જેવી રીતે તદ્રૂપ અમથી થવાય;
ચિત્ત મારૂં ચૂકે જગની ભવાઇ; રહે તમ વિરહમાં તાતુ તવાઇ— ચિત્ત૦
અલબેલાજી પૂરો અમારી આશ, હવે મને રાખો પોતાની પાસ;
હવે મને કરવો ન ઘટે નિરાશ, '**દાસી**' કહી પુરો દયાના અભિલાષ— ચિત્ત૦

**પ્રભુને નાના પ્રકારના શણગાર ધરીને-પ્રભુને મોહક બનાવીને, પ્રભુના રૂપમાં ચિત્તને તણાઇ જવા દેવું, એ તદ્રૂપ થવાની ઉત્તમ યુક્તિ છે. પ્રભુને ધરવાના શણગાર પોતે પહેરીને, વૈરાગ્યને સરી પડવા દેવો, એ ભક્તિના રસ્તામાં ભયંકર મોહ છે. સાચા ભકતોએ, પ્રભુની પ્રાસાદી સમજીને પણ, પ્રભુના શણગાર ધારણ કરવા નહીં. જ્ઞાનભક્તિનો સાચો શણગાર વૈરાગ છે. જુઓ સંપ્રદાયોના મૂળ પુરૂષોનાં ચિત્રો. છે ડમાક?**

**ईषत्** શબ્દને **मानदः** સાથે મૂકવો નહીં. તેથી ભકતાધીન ભગવાનની આધીનતામાં ઉણપ જણાય.

**સ્વ: હવાં માનદ:**—પોતાના સ્નેહીઓને માન આપનાર. રાજાની રાણી થવું, એટલે–રાજા પોતાને પસંદ કરે, એવા યોગ્ય થવું, એજ મુશ્કેલી છે. બાકી રાણી થયા પછી રાજા માન દે, એટલુંજ નહીં, પણ આખું રાજ, રાણી સાહેબને માન દે. તેમ ભગવાનના ભક્ત થવું–ભગવાન્ પોતાને પસંદ કરે એવા યોગ્ય થવું–એજ મુશ્કેલી છે. બાકી ભગવાનના ભક્ત થયા પછી ભગવાન માન દે, એટલુંજ નહીં; પણ આખું ત્રૈલોક્ય માન દે. પ્રભુના સ્નેહી થવા માટે કેટલી પરવા છે, તે તપાસી જોજો. તમે ડમાકમાં રાજી છો, એટલા વૈરાગમાં રાજી નથી. ત્યારે પ્રભુ તમને કેમ પોતાના કરે !

**• व्रजगवां दुरंतं दिनतापम् मोचयन्**—'અમે કે જેઓ દિવસે વ્રજમાં બાંધી રાખેલી ગાયો છીએ, તેમને દિવસમાં થએલા વિરહના તાપનો નાશ કરનારા શ્રીકૃષ્ણ.' પોતે ગાયો જેવી નિર્મળ છે, એમ સૂચવે છે. **दुरंत** એટલે 'અસહ્ય.' આ શબ્દ સૂચવે છે કે–શ્રીકૃષ્ણ સાથે ગોપિકાઓનો પ્રેમ, કાંઇ સામાન્ય નહોતો; તેથી તેમનો વિરહ અસહ્ય હતો. વિરહની વાત વિરહી સમજે.

હવે આ અધ્યાયનો ઉપસંહાર કરે છે—

**॥ श्रीशुक उवाच ॥**

**एवं व्रजस्त्रियो राजन्, कृष्णलीलानुगायतीः ॥**
**रेमिरेऽहस्सु तच्चित्तास्–तन्मनस्का महोदयाः ॥ २६ ॥**

**॥ इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे वृन्दावनक्रीडायां गोपिकायुगलगीतं नाम पञ्चत्रिंशोऽध्यायः ॥ ३५ ॥**

**અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે–હે રાજન્ ! આ પ્રમાણે જેમનું જીવિત અને મન ભગવાનમાંજ લાગી ગયાં હતાં, એવી મહા ભાગ્યશાળી ગોપિકાઓ, ભગવાનની લીલાઓનુંજ ગાયન કરીને, દિવસમાં આનંદથી રહેતી હતી. [૨૬].**

૨૬ વિવેચન—

ગોપિકાઓ શી વસ્તુ હતી ?—ગોપિકાઓનો પ્રેમ કેવો હતો ? સાંભળો. **तच्चित्ताः तन्मनस्काः** જેમનું જીવિત અને મન ભગવાનમાં લાગી રહ્યાં હતાં તે વ્રજાંગનાઓ.

**महोदयाः**—રાજસભામાં જેમનાં વખાણ થાય, તેમનો રાજા અને પ્રજા સત્કાર કરે; વિદ્વાનોની સભામાં જેમનાં વખાણ થાય, તેમનો સત્કાર વિદ્વાનો કરે; તેમ સંતોની સભામાં જેમનાં વખાણ થાય, તેમનો સત્કાર મુમુક્ષુઓ કરે. વ્રજાંગનાઓના જીવનની સફળતા સંતોએ બહુ આંકી. સ્ત્રીઓનો અવતાર અધમ ગણાય છે, છતાં શ્રીશુકદેવજી અને એવા બીજા વીતરાગીઓએ, વ્રજાંગનાના જીવનની અપેક્ષા રાખી. કોઇનો વાદ લેવો, તે

૨૬ પદચ્છેદ—**हे राजन्**–હે રાજા ! **एवं** આ પ્રમાણે **तस्मिन् चित्तं यासां ताः तच्चित्ताः, तस्मिन् मनः यासां ताः तन्मनस्काः**–તે કૃષ્ણમાં જેમનાં ચિત્ત (જીવીત) અને મન હતાં તે. **इति महान् उदयः यासां ताः**–મોટી ભાગ્યશાળી. **व्रजस्त्रियः**–ગોપીઓ, **कृष्णलीलाः गायतीः** [**गायन्त्यः** જોઇએ.]–શ્રીકૃષ્ણની લીલાઓનું ગાન કરીને. **नु–ज अहस्सु रेमिरे**–દિવસમાં આનંદમાં રહેતી હતી.

ઘણીવાર દોષ ગણાય છે; પણ આવો વાદ સદ્‌ગુણની ઉત્કૃષ્ટતા સૂચવે છે. 'અમારાં ચિત્ત ગોપિકાઓ જેવાં રસલીનાં ક્યારે થાય!' એવો વિચાર સદા કરતા રહેજો.

**રાજન્!** હે રાજન્! એમ સંબોધન કરીને સૂચવ્યું કે-મુમુક્ષુઓએ ગોપિકાઓના જીવનનો પાઠ ભણવા જેવો છે. ગોપિકાઓ ખાસ શીખવે છે કે-રમણ બે પ્રકારનાં છે. એક બાહ્ય રમણ અને બીજું આંતર રમણ. બાહ્ય રમણ શરીર ચેષ્ટાથી થાય; આંતર રમણ માનસીક ચેષ્ટાથી થાય. વિયોગના સમયમાં ગુણગાન મનને કાંઈક ઠારે છે. તેમાં આગળ વધાય, તો તે દ્વારા તદ્રૂપ પણ થવાય છે.

રાજન્ કહેવામાં બીજો એવો ભાવ છે કે-'હે રાજન્' હવે આ બાબતમાં શંકા કરીશ નહીં.' સરખી વયનાં અને સરખા ગુણવાળાં પતિપત્નીને અરસપરસ જે પ્રેમ હોય છે; તે પ્રેમનું સ્વરૂપ, પરણાવનાર ગોર સમજી શકતો નથી. તે પતિપત્નિનાં અનુભવી વૃદ્ધ માતા-પિતા પણ, તે પ્રેમના સ્વરૂપને સમજી શકતાં નથી. ત્યારે ઉત્તમ કોટિના મુમુક્ષુઓને-તેમાં વળી પ્રેમાળ સ્ત્રી અવતારને-શ્રીહરિમાં જે પ્રેમ હોય, તે પ્રેમ સામાન્ય બુદ્ધિથી નજ સમજાય. જેમને માટે દશરથે પ્રાણ ખોયા, તેમના વનવાસથી કકેઈ રાજી થઈ. જેમને માટે પ્રહ્‌લાદ મરણને ભેટવા તૈયાર થયો, તેમનો હિરણ્યકશીપુએ તિરસ્કાર કર્યો. જેમને માટે શવરી રાતદિવસ ઝંખતી હતી, તેને જોઈને કેટલાએક હસતા હતા. વિગેરે-વિગેરે.

**નોંધઃ**—આ અધ્યાયની સાથે શ્રીકૃષ્ણ અને ગોપિકાઓની લીલાઓની સમાપ્તિ થાય છે. હવે નારદજી કંસને ઉંઘમાંથી જગાડશે. કંસ શ્રીકૃષ્ણને મથુરાં તેડાવશે, ને દર્મીયાન શ્રીકૃષ્ણ કેશી દૈત્ય તથા વ્યોમાસુરને ગોકુલમાં મારશે.

**શંકાથી થએલું નુકશાન**—આગળ એક બે ઠેકાણે કહ્યું છે કે—'પરીક્ષિત રાજાએ રાસલીલામાં શંકા કરવાથી, શ્રીશુકદેવજીએ રસ સંતાડયો, અને રાજાને સિધો મુક્તિનો માર્ગ દેખાડયો.' [જુઓ પાછળ પાનું ૭૮૨ અને પાનું ૧૦૪૪ નરસી મહેતાનો અભિપ્રાય.] એટલે શ્રીશુકદેવજીએ શ્રીકૃષ્ણ અને ગોપિકાઓના અદ્વૈતભાવની, બીજી કેટલીએક લીલાઓનું વર્ણન કર્યું નહીં. તે લીલાઓ કઈ કઈ? એમ શંકા થાય, તો તે સંબંધી થોડી વાત કરીએ—

શ્રીશુકદેવજીએ પડી મૂકેલી લીલાઓમાં, પાંચ લીલાઓ મૂખ્ય છે-૧ રાસ રમ્યા પછી ગોપિકાઓ પ્રભુને-પોતાને ઘેર આવવા-પોતાની સેજમાં સુવા આવવા-પોતાની સાથે જમવા રમવા આવવા-આમંત્રણ કરવા લાગી તે. ૨ મહી વેચવા જતી મહીયારીઓના મહીડાં લુંટીને ખાવા માંડયા તે. ૩ મહીડાં લુંટીને ખાધાં, એટલુંજ નહીં; પણ તેમની પાસે પ્રભુ દાણ માગવા લાગ્યા તે. ૪ તેની ફર્યાદો યશોદાને આંગણે નોંધાવા લાગી તે. ૫ વસંત ઋતુમાં શ્રીકૃષ્ણે કરેલો ગોપિકાઓ સાથે વસંતઉત્સવ. આ પાંચલીલાઓ ઉપર, નરસી, મીરાં, તુકારામ ઉપરાંત, અનેક ભકતોએ દેશેદેશ અનેક કીર્તનો ગાયાં, અને જગતે ઝીલ્યાં. તેમાંથી થોડા નમુના આપને પ્રેમથી સંભળાવું; પણ પ્રેમથી ઉપાડજો.

**આમંત્રણ**—

**૧ રાગ-સોરઠ.**

રૂડા દીસોછો રાજેશ્વર! મંદિર આવતારે—રૂડા૦ ટેક૦
જરકસી કસબી જામો પહેરી, માથે બાંધી પાઘ સોનેરી;
રૂઠી ઉપરણી ઓઢી, મન લલચાવતારે—રૂડા૦

હૈયે હાર ગુલાબી ફેરે, ચીતડું ચોરી લીધું ચોરે;
ગજરા બાજુ હાથે, મુજ મન ભાવતારે—રૂડા૦
કનક છડી સુંદર કર લઇને, ગજગતિ ચાલે ધીમે રહીને;
ચિતડું ચોરી મીઠું મીઠું ગાવતારે—રૂડા૦
દયા પ્રીતમનો નાથ વિહારી, જાઉં વદન કમળપર વારી;
હેતેસું બોલાવી, તાપ શમાવતારે—રૂડા૦

### ૨ ગરબી.

મારા મનગમતા મહારાજ, મારે ઘેર આવોરે;
હું તો તલસું તમારે કાજ, હસીને બોલાવોરે—ટેક૦
જેનો પિઉડો પર ઘેર જાય, સખી શું કરીએરે;
અમથી એકલડાં ન રહેવાય, વિજોગે મરીએરે—મારે૦
વીલંબ ન કરશો વિઠલારે, આવો અમ ઘેર આજ;
પેર પેરના પકવાન પડાવું, ત્રીકમ તારે કાજ—મારે૦
મનમાં હતું જે માવજીરે ! તે મુખથી કેમ કહેવાય;
આવી શકો તો આવજોરે, મારૂં જોતામાં જોબન જાય—મારે૦

### ૩ પદ.

હળવે હવળે હળવે હરજી ! મારે મંદિરીએ આવોરે.
જીણે જીણે જીણેરે હું તો, મોતીડે વધાવુંરે (૨)—હળવે૦ ટેક૦
કીધું કીધું કીધું મુજને, કાંઇક કામણ કીધુંરે;
લીધું લીધું લીધું મારૂં, ચિતડું ચોરી લીધુંરે—હળવે૦
જાગી જાગી જાગી હું તો, હરિમુખ જોવા જાગીરે;
ભાગી ભાગી ભાગી મારી, ભવની ભાવઠ ભાગીરે—હળવે૦
ફૂલી ફૂલી ફૂલી હું તો, હરિમુખ જોઇને ફૂલીરે;
ભૂલી ભૂલી ભૂલી હું તો, ઘરનો ધંધો ભૂલીરે—હળવે૦
પામી પામી પામી હું તો, મહા પદવીને પામીરે;
મળીયો મળીયો મળીયો મહેતા, નરસૈયાનો સ્વામીરે—હળવે૦

### ૪

આવનાં આવનાં આવનાંરે, શ્યામ ! મેરી ગલીમાં આવનાં.
આવનાં તો દૂરસેં બતાવનાંરે–શ્યામ ! મેરી ગલીમાં આવનાં—શ્યામ૦
તેરેરે ખાતર બાગ બગીચા, પુષ્પકા હાર ગુંથાવનારે—શ્યામ૦
તેરેરે ખાતર દહીં જમાવું, પ્યાલા ભરી ભરી પાવનારે—શ્યામ૦
શેવ સુંવાળીને લાપશીરે, રૂચિ રૂચિ ભોગ લગાવનારે—શ્યામ૦
લવીંગ સોપારીને એલચીરે, પાનકી બીડીમાં ચાવનારે—શ્યામ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચરણકમળ ચીત્ત લાવનારે—શ્યામ૦

૫

વાટ જુએ છે મીરાં રાંકડી; હો—ઉભી ઉભી—વાટ૦ ટેક૦
નટવર સ્વામી મારે મંદિરે પધારોરે,
સેવા કરૂં હું દિન રાતડી—હો ઉભી ઉભી—વાટ૦
ફુલના તે હાર, ને ફુલના તે ગજરારે; ફુલના તોરા ફુલપાંખડી–હો—ઉભી ઉભી૦
મીઠા પકવાન, મીઠાઇઓને મેવારે, ઘેબર જલેબી તલસાંકળી–હો--ઉભી ઉભી૦
લવિંગ સોપારીને પાનનાં બીડલાંરે, એલચી દાણાને તજ પાંખડી–હો—ઉભી ઉભી૦
સાવ સોનાનાં સોગઠાં ઢળાવુંરે, રમવા આવો તો જાય રાતડી–હો—ઉભી ઉભી૦
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધરના ગુણ, જોતાં ઠરે છે મારી આંખડી–હો—ઉભી ઉભી૦

૬

આનાં આનાં રે મોહન મેલી ગલીયાં. ટેક૦
ધિસ ધિસ ચંદન લેપ લગાવું, ધોવું ચરણનકી તલીયાં—આનાં૦
તેરે કારણ હાર બનાવું, ચુન ચુન ફૂલનકી કલિયાં—આનાં૦
પ્રેમ સહિત મેં ભોગ લગાવું, માખન મિસરીકી ડલિયાં—આનાં૦
બ્રહ્માનંદ દરસકી પ્યાસી, મોર મુગટ પર જાઉં બલિયાં—આનાં૦

૭

પ્યારા ચલો નગરીયાં હમારીરે. ટેક.
તુમ બિન હાર સિંગાર ન ભાવે, સૂને મહેલ અટારીરે—પ્યારા૦
સુંદર તન જોબન પટ ભૂષણ, બિન પ્રીતમ સબ ખારીરે—પ્યારા૦
મેરે અવગુણ યાદ ન કીજે, દાસી જાન તુમારીરે—પ્યારા૦
બ્રહ્માનંદ દરસ મોહે દીજે, ચરણ કમળ બલિહારીરે—પ્યારા૦

### [૮] પ્રભુને આવતાં દેખીને.

પદ

જોને આ પ્રાણઆધાર, આવે છે સખિ! જોને આ પ્રાણઆધાર (૨) ટેક૦
[૧]ભવ બ્રહ્મા જેનાં દર્શન ઇચ્છે, આવે તે ચાલી મમ દ્વાર—આવે છે૦
નેતિ નેતિ જેને [૨]નિગમ પોકારે, (૨) ઉપનિષદ્‌નો સાર—આવે છે૦
સર્વમાં વ્યાપક સર્વથી ન્યારા, (૨) અખિલભુવન આધાર—આવે છે૦
જેના સારૂ યોગી યોગને સાધે, (૨) કરી કેવળ ફળ આહાર—આવે છે૦
કાળ માયા જેનાં પ્રર્યા કરે છે, (૨) સૃષ્ટિ પાલન સંહાર—આવે છે૦
તપ તિરથ વ્રત કોટિ જગનથી, (૨) દુર્લભ જેના ×દેદાર—આવે છે૦
ધન્ય ધન્ય ભાગ્યજ આપણાં સજની, (૨) મળીયા સકલ સિરતાજ—આવે છે૦
સર્વોપરી શુભ સ્વામી પામી, (૨) ખામી ન રહી લગાર—આવે છે૦
વાસ કર્યો મમ મંદિર વ્હાલે, (૨) આણીને પ્રેમ અપાર—આવે છે૦

### પ્રભુ ઘેર આવ્યા પછી—[૯] પદ

મારે ઘેર પુરૂષોત્તમ પધાર્યારે, મેં તો લઇને મોતીડે વધાવ્યારે;
વ્હાલે મારે કરૂણાની દષ્ટિએ જોયુંરે, બાઇ! મારે એ [૩]વરસું મન મોહ્યુંરે—મારે૦

---

૧ મહાદેવ. ૨ વેદ × દર્શન. ૩ પતિ સાથે.

પડયું મારે નંદના કુંવરસું પાનુંરે, હવે હું તો કેમ કરી રાખીશ છાનુંરે—મારે૦
હરિજનને કહેવું હોય તેમ કહેજોરે, હરિ હવે રૂદિયા કમળમાં રહેજોરે—મારે૦
ધન ધન જુમનાજીની રેતીરે, હરિના હું ચરણ કમળમાં રહેતીરે—મારે૦
વ્હાલાને જોવા મળી વ્રજ નારીરે, છબિ ઉપર માધવ જાય બલિહારીરે—મારે૦

છે કયાંઇ આ રંગ ? છે કયાંઇ આવાં આમંત્રણ ? કોઇ દિવસ શ્રીહરિને આવાં આમંત્રણ કરો છો ? ન કરતા હો, તો જરૂર કરજો. કદિ કોઇ માણસ વારંવાર અરજીયો લખ્યા કરે; તો અમલદારને તે ઉપર ધ્યાન આપ્યા વિના ચાલેજ નહીં. અમલદાર આટલી પરવા રાખે, ત્યારે તે વાતને શ્રીહરિ કેમ વિસારશે !

B હવે મહી વેચવા જતી મહીયારીઓના મહીડાં લુંટી ખાધા, તે સંબંધી થોડાં પદ ગાઇએ.

મહીડાંની લુંટ.

**૧ રાગ—નટવર વસંત થૈથૈ.**

મારાં મહીડાં લુંટીને કાન નાસી ગયો;
નાસી ગયો કાન છટકી ગયો— મારાં૦

**સાખી**—સમી સાંજની રાતડી, બેઠી દુધને દોહી;
છાના માના આવીયા, વાલમ વેળા જોઇ—
દહીં ખાધાં પીધાં, ને માટ ફોડી ગયો—
ફોડી ગયો જીવણ ઢોળી ગયો—મારાં૦

**સાખી**—ઋષિઓ રહે જેના ધ્યાનમાં, (વળી) યોગીઓનો જે નાથ;
તે હરિ અહીં આવીયા, મેં ઝાલ્યા તેમના હાથ.
જોત જોતામાં હાથ મરડી ગયો—
મરડી ગયો જીવણ નાસી ગયો મારાં૦

**સાખી**—દેરે દેરે દીવા કર્યા, ખોળવા વ્રજના નાથ;
વ્રજવાસી થાકી ગયાં, નાવ્યા કોઇને હાથ—
તે લાલ છેલ, ત્યાંથી છટકી ગયો—
છટકી ગયો, જીવણ નાસી ગયો— મારાં૦

**સાખી**—ગામ ખોળ્યું પણ ના જડયા, હરિ જડયા તે ધરની માંય.
અજ્ઞાની એમ આથડેરે, પાસે હોય પણ ન પરખાય
રાધેના સ્વામી પ્રભુ નાસી ગયા.
નાસી ગયા જીવણ છટકી ગયા— મારા૦

**૨ પદ.**

નહીં આપું હું નંદાજીના લાલરે, મહિડાં મારાંરે;
હાંરે તમે વળગોમાં વિઠ્ઠલરાય, અમે નથી તારાંરે— નહીં૦ ટેક૦
વહાલો મારો ઉભો છે યમુનાતીરરે, નેણ બાણ માર્યાંરે;
આવી વાગ્યાં છે રૂદિયા મોઝાર, તે મને સાલ્યાંરે— નહીં૦
કાન ! કાંકરડી ના મારરે, માટ મારી ફૂટશેરે;
કાના ! હાર હૈયાનો ન તાણ, રખે તે તુટશેરે— નહીં૦

વ્હાલે મારે મારી છે અવળી દોટરે, ઉતારીને લીધાંરે;
લીધાં મહી તે નંદજીના લાલ, ઉતારીને પીધાંરે— નહીં૦
એમ જીત્યા જાદવરાયરે, ગોપિકા હારીરે;
ભલે મળ્યો નરસૈયાનો નાથ, બાળો બ્રહ્મચારીરે— નહીં૦

પદ.

૩ [ બરાબર ઉપાડજો-બને તો ગાંડા થઇને ગાજો. ]

હાંરે-હું તો મહી વેચંતી વ્રજનારીરે—
ભાઇ! કોઇ માધવ લ્યો-માધવ લ્યો.
હાંરે-મને ટૌકા કરીને બોલાવોરે—
બ્હેન ! કોઇ માધવ લ્યો-માધવ લ્યો. હાંરે હું તો૦ ટેક૦
નથી પાઇ પૈસાનું મારે કામરે—ભાઈ કોઇ૦
માત્ર પ્રેમ પૈસાથી વેચું શ્યામરે—ભાઇ કોઇ૦
હાંરે-હુંતો મહી વેચતી વ્રજનારીરે—ભાઇ૦
હાંરે શિવ બ્રહ્મા જેનો પાર નવ પામ્યારે—ભાઇ૦
તે તો મારી મટુકીમાં સુખથી સમાયારે—ભાઈ૦—હું તો મહી૦
મોટા યોગીઓના ધ્યાનમાં ન આવ્યારે—ભાઇ૦
તે તો મારે હાથે ખુશીથી વેચાયારે—ભાઈ૦—હું તો મહી૦
મને ગાંડી ગણો-ભલે ઘેલીરે—ભાઈ૦
પણ કહી દઉં વાત એક છેલીરે—ભાઇ૦
હાંરે-હુંતો મહી વેચંતી વ્રજનારીરે—ભાઇ૦
[ થાવાદ્યો-થાવાદ્યો એકલી તાળીજ પડવા દ્યો. ]
હાંરે-હુંતો મહી વેચંતી વ્રજનારીરે—ભાઇ૦
મારી મટુકીમાં મોહન સમાયારે—ભાઇ૦
માત્ર પ્રેમી તે જોઇને કમાયારે—ભાઇ૦—હું તો મહી૦
વ્હાલો પ્રેમને વશ થાય રાજીરે—ભાઈ૦
તેમાં શું કરે પંડિતને કાજીરે—ભાઈ૦
હાંરે-હુંતો મહી વેચંતી વ્રજનારીરે—ભાઇ
[ થવાદ્યો—થવાદ્યો—બસ—બસ. ]

કેમ—વ્રજનારીને દેખી? વ્રજનારીને દેખી હશે, તો માધવનાં દર્શન પણ થયાં હશે. પ્રભુ ત્યાંજ હતા. રોતાં રોતાં ગાય, તેમને ઉભરો આવે નહીં, ઉભરો ન આવે, તો ભાત પણ ન પાકે; ભાત ન પાકે-તો ભક્તિ કેમ પાકે ! ઘેર જઇને મનથી મહીયારી બનીને, આ ફરી ગાજો. એ પાંચ વખત છૂટથી ગાશો; તો જરૂર ઉભરાશો.

૪ પદ.

ધરણી ધરસું લાગ્યું તારૂં ધ્યાનરે;
ગોપી મહીડું ભૂલી કહે, 'લ્યો કોઇ કહાનરે.' ધરણી૦
લોક કહે ગોવાળણી ઘેલી થઇરે;
વેચે છે કહાન (પણ) તારે માથે છે મહીરે— ધરણી૦

વેચંતી વેચંતી ચાલી નગર મોઝારરે,
માથે મટુકી માંહી નંદ કુમારરે— ધરણી૦
ચૌદલોક જેના મુખમાં સમાયરે;
તે કેમ ક્હાન તારો વેચાયો જાયરે— ધરણી૦

× × × ×

### ૫ રાગ વસંત પંચમ.

ભોળીરે ભરવાડણ, હરિને વેચવા ચાલી;
સોળસહસ્ર ગોપીનો વ્હાલો, મટુકીમાં ઘાલી—ભોળીરે૦
અનાથના નાથને વેચે, આહીરની નારી;
શેરીએ શેરીએ સાદ પાડે, 'લ્યો કોઇ મોરારી,'—ભોળીરે૦
મટુકી ઉતારી માંહ્ય મોરલી વાગી;
વ્રજનારીને દર્શન થાતાં, સુરતા લાગી—ભોળીરે૦
બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા, કૌતુક એ પેખે;
ચૌદ લોકના નાથને, સૌ મટુકીમાં દેખે—ભોળીરે૦
ગોવાલણીના ભાગ્યે, પ્રગટયા અંતરજામી;
આહીરડાંને લાડ લડાવે, નરસૈનો સ્વામી—ભોળીરે૦

## દાણલીલા.

### ૧

રાધાજી—પાલવડો મારો મેલો મોહનજી, મારગડે મને જાવાદો;
આવતાં આપીશ દાણ તમારૂં, મહી મારૂં વેચાવા દો—પાલવ૦
શ્રીકૃષ્ણ—વેચંતાં તને કોણ રોકે છે ? સાંભળને રાધે પ્યારી;
મહી ગોરસનું દાણજ દેને, વહેલી થાને વ્રજનારી—વેચંતાં૦
રાધાજી—'પ્યારી' કહી મને ના બોલાવીશ, છાનો રહેજે છોગાળા;
કઠણ રાજ છે કંસરાયનું, ગઉ ચારી ખા ગોવાળા—પાલવ૦
શ્રીકૃષ્ણ—હું ગોવાળીયો તું ગોવાળણ; ફરી ફરી અહીં આવજે;
કંસ સરિખા સો હિમાયતી, સાથે તેડી લાવજે—વેચંતાં૦
રાધાજી—તેડી લાવું-દો મને જાવા, રોકી રહ્યા કાં વ્રિજનારી ?
રૂગનાથના સ્વામી શામળીઆ, ઘેલા દિસો છો ગિરધારી—પાલવડો૦

### ૨

રાધા—તમે અજાણ્યા અમે જાણીએરે, મારો પાલવડો નવ તાણીએરે;
તમે સમજી રહો મનમાંહરે, શામળીયા ! વ્હાલા રહો વેગળારે—તમે વ્હાલા રહો૦
કૃષ્ણ—નારી શું સમજાવે સુજનેરે, હુંતો નહીંરે જાવા દઉં તુજનેરે;
તારી મરડીને રાખીશ બાંહ્યરે, મહીયારી ! રાધા દ્યો દાણશુંરે—તમે રાધા દ્યો૦
રાધા—અલ્યા બાંહ્ય શું મરડે વીઠલારે, મેંતો તુજ સરિખા ઘણા દીઠડારે;
કપરૂં કંસનું છે રાજરે શામળીયા ! વ્હાલા રહો વેગળારે—તમે વ્હાલા રહો૦

કૃષ્ણ—નારી કંસ થકી શું થાય છે રે? એવા કંઇ આવે અને કંઇ જાયછેરે;
તારા ઉરના ઉતારીશ હારરે, મહીયારી! રાધા દ્યો દાણુંરે—તમે રાધા દ્યો૦
રાધા—કાન હાર હૈયાનો તૂટશેરે, મારી મહીની મટુકી ફૂટશેરે;
તારે માથે આવશે આળરે, શામળીયા! વ્હાલા રહો વેગળારે—તમે વ્હાલા રહો૦
કૃષ્ણ—નારી! લાજેથી કામ નવ સરેરે, અહીંયા બીક તે તું કોની ધરેરે?
આવ મળીએ આપણ જણ બેયરે, મહીયારી! રાધા દ્યો દાણુંરે—તમે રાધા દ્યો૦
રાધા—એવું નિર્લજ નવ બોલો શામળારે, તારા મનના ઉતારીશ આમળારે;
મૂકો મૂકો અમારો હાથરે—શામળીયા! વ્હાલા રહો વેગળારે—તમે વ્હાલા રહો૦
કૃષ્ણ—નારી! હાથ ન મેલું તાહરોરે, અહીં અમલ ચાલે છે માહરોરે;
માટે દાણના દોકડા મેલરે, મહીયારી! રાધા દ્યો દાણુંરે—તમે રાધા દ્યો૦
રાધા—હુંતો વિનતી કરૂં હવે કરગરીરે, હારી હારી હરિ હું તો તમ થકીરે;
આપ કહો તે આપું દાણુંરે, શામળીયા! વ્હાલા રહો વેગળારે—તમે વ્હાલા રહો૦

૩

કૃષ્ણ—ઉભીરે અલબેલડી, સાંભળીને કહું વાત;
વૃંદાવનને મારગ જાતાં, કોણ છે તારી જાત?
ઉભી રહે વ્રજની નારીરે, પૂછું પરણિ કે કુમારી?
આંજ્યા વિના આંખડી કાળીરે, બાજુબંધ બેરખા વાળીરે—ઉભી૦
રાધા—જાતવાળી હું ગમે તે છઉં, તારે શી પડપૂછ?
મારગ મૂકી રહે વેગળો, તારે મોઢે નથી મૂછ;
ચાલ્યો જા પાંસરી વાટેરે, સાંખુ નંદરાયને માટેરે;
તું બન્યો કાનુડો દાણીરે, પાઉં તને પાંદડે પાણીરે—ચાલ્યો જા૦
કૃષ્ણ—શી છે તારી જાતડી? કીયું છે તારૂં ગામ?
કોણ છે તારા માતપિતા? શું છે તારૂં નામ—ઉભી૦
રાધા—અમો બેટી વૃખુભાણની, રાધા છે મારૂં નામ;
દાણ લેવાની ગરજ હોય તો, આવજે ગોકુળગામ—ચાલ્યો જા૦
કૃષ્ણ—બોલતી નહોતીને બોલવા શીખી, આવડું બોલી આજ;
તું છો મારી છેલછબીલી, તું શાને રાખે લાજ—ઉભી૦
રાધા—મહીના દાણ ન હોય મોહનજી, મનમાં સમજો પેર;
મહી પીવાનો ખપ હોય, તો આવજે મારે ઘેર—ચાલ્યો જા૦

કૃષ્ણતત્ત્વ શું હશે? કાંઇક તો ખ્યાલમાં લાવો.

આ ઉપરાંત લાગ પડે, તો કોઇના ઘરમાં પેસીને, મહીડાં લુંટી લેતા હતા. તે કથા આગળ આવી ગઇ છે. તેની ફર્યાદનો નમુનો આપું.

—યશોદાને ફર્યાદ—

૧ પદ.

રાગ—સ્વરાજ લેવું સહેલ છે.

મારી માડી! કાનુડો તારો ચોર છે,
શું કહીએ જશોદા માડી! કાનાનાં લક્ષણ ભારી—મારી માડી૦

તમે સુણો જશોદા માડી ! હવે વાત કહું વિસ્તારી—મારી માડી૦
સૌ સખિઓ બેઠી સાથે, આવ્યો ગ્વાલબાલ સંઘાતે—મારી માડી૦
સીંકેથી માટ ઉતાર્યું, મારૂં માખણુ ખાવા માંડયું—મારી માડી૦
[ બસ થવાદ્યો—થવાદ્યો ].
ગ્વાલબાલે ગોરસ પીધું, મારૂં ઘર ધૂળધાણી કીધું—મારી માડી૦
એને માખણુ લાગે મીઠું, જાણે કોઈ દહાડે નવ દીઠું—મારી માડી૦
એણે ખવાય એટલું ખાધું, બાકીનું ઢોળી દીધું—મારી માડી૦
મેં બાંય પકડી તેની લીધી, ત્યારે આંખો મીંચી દીધી—મારી માડી૦
હું દેખાડવા ઘેર લાવી, મારા વરની બાંય ઝલાવી—મારી માડી૦
સખિ રાધાનો સ્વામી કાળો, શોભે રંગીલો રૂપાળો—મારી માડી૦

[ વસંતોત્સવ—૧ રાગ–હોરી.

હવે વસંતનાં થોડાં પદ ગાઈ લઇએ—

સાંબરા મત ડારો પિચકારી, લડેંગી માત હમારી—સાંબરા૦
નંદકુંવર મરજાદમેં રહિયો, (૨) મેં હું કન્યા કુમારી;
તુમ હો નિર્લજ, મેં નહીં એસી, મુખસેં દેઉંગી ગારી,
ફજેતી હોયગી તુમ્હારી— સાંવરા૦
પરનારીકો પાલવ પકડયો, મોહન મન ન વિચારી;
માત તાત તો વૃદ્ધ ભયે હે, (૨) રાજ કંસકો ભારી,
કહું ક્યા બાત વિસ્તારી— સાંવરા૦
આગુ પકડકર મેરી ચુનરીયાં, જીવન જોરસેં ક્યું ફારી ?
સુરદાસ પ્રભુ તુમારે મિલનકું, બોલત વ્રજકી નારી;
પિતાંબર લેઉંગી ઉતારી— સાંવરા૦

## ૨ હોરી.

ધૂમ વરસેરે-ધૂમ વરસે, હોરી ખેલે કનૈયોલાલ ધૂમ વરસે,
પીચકારી ચોદિશસેં છૂટે, (૨) હૈયાના હાર તડતડ તૂટે—હોરી૦ ધૂમ૦
અતર અરગજા ને કુમકુમ કેસર, (૨) અબીલ ગુલાલની ધૂમ વરસે—હોરી૦ ધૂમ૦
સુરદાસ પ્રભુ હોળી ખેલે, રાધામાધવપર રંગ વરસે—હોરી૦ ધૂમ૦

ગોપિકાઓ ઠપકો દે છે— **૩ હોરી.**

આતે આતે શું કહેવાય લાલ !—લોકડીયાં દેખે.
મારી આંખોમાં પડયો ગુલાલ—લોકડીયાં દેખે.
મારા મુખડાની ખાશો ગાળ—લોકડીયાં દેખે—આતે આતે૦
આડે દહાડે જોર ન ચાલ્યું, આજ હોળીનું ટાણું;
ઘણા દિવસની રીસ મુજપર, આજ ઉકેલી જાણું—
લાલ ! લોકડીયાં દેખે—આતે આતે૦
જે કહેશો તે હા છે મારે, કાં ચોળી મને નાંખો ?
ઓરા આવો કહું કાનમાં, આપ ચરણમાં રાખો—લાલ-
લોકડીયાં દેખે—આતે આતે૦

શું કરૂં હું આવી સાંકડે, મારૂં જોર ન ચાલ્યું;
દયા પ્રીતમ મને કાયર કરીને, તોખાખત લખાવ્યું, લાલ !
લોકડીયાં દેખે—આતે આતે૦

૪ પદ

આવો—રંગીલી હોરીરે—રમવાને.
રંગ લીધા—ઘોળીરે—રમવાને.

| | | | |
|---|---|---|---|
| સજીયા શણગારરે— | રમવા૦ | હાંરે--નવરંગીલી નારરે— | રમવા૦ |
| ઓઢણીયો ઓઢીરે— | રમવા૦ | થાય થોડી થોડીરે— | રમવા૦ |
| કેસુડાં ઘોળીરે— | રમવા૦ | ભર્યા ગગરાને ગોળીરે— | રમવા૦ |
| ચાલી સહીયર સમાણીરે— | રમવા૦ | મહીં રાધીકા રાણીરે— | રમવા૦ |
| ગુણી ગાય છે ગીતરે— | રમવા૦ | જેને પ્રભુ સાથે પ્રીતરે— | રમવા૦ |
| ઉલટ વાધ્યો છે અંગરે— | રમવા૦ | સ્યામળીયાની સંગરે— | રમવા૦ |
| ચાલી વૃંદાવનરે— | રમવા૦ | મળ્યા જુવતીનાં જનરે— | રમવા૦ |
| દડા ફુલના હાથરે— | રમવા૦ | મહીં સખિ રૂગનાથરે— | રમવા૦ |

૫

બિંદ્રાબન સ્યામ ખેલે હોરી, (૨) રામ ખેલે હોરીરે રે, ખેલાવે હોરી. (૨) બિંદ્રાબન૦ (૨)
કીનકે હાથે કનક પીચકારી, કીનકે હાથે ગુલાલ જોરી— બિંદ્રાવન૦
કૃષ્ણ કે હાથ કનક પીચકારી, રાધાકે હાથ ગુલાલ જોરી— બિંદ્રાવન૦
કીનકે હાથ મધુર ડફ વાગે, કીનકે હાથ મજીંર જોરી— બિંદ્રાબન૦
[1]લલીતાકે હાથ મધુર ડફ વાગે, [1]રંભાકે હાથ મજીંર જોરી— બિંદ્રાબન૦
સુર સ્યામ છબી દેખી મગન ભયે, રાધેસ્યામ અવિચળ જોડી — બિંદ્રાબન૦

૬ રાગ-હોરી.

બરસાને ખેલે હોરીરે, ચાલો બરસાને—ટેક૦
ઈતસેં આઇ રંગીલી રાધીકા, ઉતસેં આયો કાન કાળો-ચાલો બરસાને૦ બરસાને૦
હાથસેં ડારે ગુલાલ ફેંટમેં, અબીલ ગુલાલે ભરી ઝોરીરે-ચાલો૦ બરસાને૦
નવ વરસકો કુંવર કનૈયો, દસ વરસ રાધા ગોરીરે-ચાલો૦ બરસાને૦
અત્તર અરગજા ને કુમ કુમ કેસર, અબીલ ગુલાલની ભરી ઝોરીરે-ચાલો૦ બરસાને૦
તાલ, પખાજ, ઝાંજ, ડફ વાગે, મોરલીકી ધૂન થોરી થોરીરે-ચાલો૦ બરસાને૦
સુર સ્યામ પ્રભુ હોરી ખેલે, અવીચલ રહો રાધા જોરીરે-ચાલો૦ બરસાને૦

કહો ! કેમ છો ? કયાં હતા ? અહીં કે દુકાને ? રાગ ન આવડે, તો પ્રભુ શીખવશે. પ્રેમથી ફરી ફરી ગાજો—

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધનો ૩૫ મો શ્લોક સંપૂર્ણ. બોલિયો હરિ. બોલો શ્રીકૃષ્ણચંદ્ર દેવકી જય. શ્રી રામચંદ્ર દેવકી જય. હરહર મહાદેવ હર. આસપાસ બેઠાં હોય, તેમને જયશ્રીકૃષ્ણ કહેશોજી.

અમદાવાદ મોક્ષમંદિર
ભીમએકાદશી ૧૯૮૬ } લી. રામશંકર મોનજી ભટ્ટ.

---

૧ ગોપિઓનાં નાંમ.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૩૬ મો.

વિષય—શ્રીકૃષ્ણ અરિષ્ટાસુરને મારશે. તે પછી મથુરામાં નારદજી કંસને શ્રીકૃષ્ણના જન્મકર્મથી વાકેફ કરશે. કંસ પોતાના મંત્રીઓને સાવધાન કરીને, અક્રરને મોકલી શ્રીકૃષ્ણ અને બળદેવને તેડાવશે. વિગેરે કથા આ અધ્યાયમાં આવશે.

અરિષ્ટાસુર વ્રજમાં આવ્યો—

॥ श्रीशुक उवाच ॥

अथ तर्ह्यागतो गोष्ठ–मरिष्टो वृषभासुरः ॥
मह्रीं महाककुत्कायः, कम्पयन् खुरविक्षताम् । १ ॥
रम्भमाणः खरतरं, पदा च विलिखन् महीम् ॥
उद्यम्य पुच्छं वप्राणि, विषाणाग्रेण चोद्धरन् ॥ २ ॥
किंचित्किंचिच्छकृन्मुञ्चन्–मूत्रयंस्तब्धलोचनः ॥
यस्य निर्ह्रादितेनाङ्ग, निष्ठुरेण गवां नृणाम् ॥ ३ ॥
पतन्त्यकालतो गर्भाः, स्रवन्ति स्म भयेन वै ॥
निर्विशन्ति घना यस्य, ककुद्यचलशङ्कया ॥ ४ ॥

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-પછી બળદના રૂપને ધારણ કરનાર, અરિષ્ટાસુર નામનો અસુર વ્રજમાં આવ્યો. એ અસુરની ખુંધ અને કાયા બહુ મોટાં હતાં. ખરીયોથી ખોદી નાંખેલી પૃથ્વીને તે ધ્રુજાવતો હતો. [ ૧ ] તે

---

પદચ્છેદ—**अथ तर्हि**-પછી વળી. **वृषभः** (બળદ) **इव असुरः वृषभासुरः इति अरिष्टः**-બળદના જેવો અરિષ્ટાસુર. **महान्तौ ककुत्कायौ** (ખુંધ અને કાયા) **यस्य सः महाककुत्कायः**-મોટી ખાંધ અને કાયાવાળો **खुरैः विक्षतां** (ઉખેડેલી) **मह्रीं कंपयन्**-ખરીઓથી ખોદી નાંખેલી પૃથ્વીને ધ્રુજાવતો. **गोष्ठं आगतः**-વ્રજમાં આવ્યો.

૨ પદચ્છેદ—**खरतरं**-અત્યંત કઠોર રીતે **रंभमाणः**-બરાડતો-ભાંભરતો. **च**-અને **पदा**-પગથી. **मह्रीं विलिखन्**-પૃથ્વીને ઉખેડતો. **पुच्छं उद्यम्य**-પુંછડું ઉંચું કરતો. **च**-અને **विषाणस्य अग्रेण**-શીંગડાની અણીઓથી. **वप्राणि उद्धरन्**-ટેકરાને ઉખેડતો હતો.

૩-૪ પદચ્છેદ—**किंचित् किंचित् शकृत** (છાણ) **मुंचन्**-વચ્ચે વચ્ચે પોદળા કરતો જતો હતો. **मूत्रयन्**-મુતરતો પણ હતો. **स्तब्धे** (સ્થિર) **लोचने यस्य सः स्तब्धलोचनः**-એક નજરથી જોઇ રહ્યો હતો. **अंग**-હે રાજન્ **यस्य**-જેના **निष्ठुरेण** (કઠોર) **निर्ह्रादितेन**-કઠોર અવાજેથી. **भयेन**-ભયથી **गवां नृणां गर्भाः**-ગાયોના અને સ્ત્રીઓના ગર્ભો. **अकालतः पतंति स्म स्रवंति स्म**-અચાનક પડી જતા હતા-સ્ત્રવી જતા હતા. **यस्य ककुदि अचलस्य** (પર્વતની) **शंकया**-જેની ખુંધ ઉપર પર્વતની શંકાથીઃ **घनाः निर्विशंति**-વાદળાં બેસતાં હતાં.

અત્યંત કઠોર રીતે બરાડતો હતો-ભાંભરતો હતો. પગથી પૃથ્વીને ઉખેડતો હતો; તથા પુંછડું ઉંચું રાખીને ટેકરાઓને ખોદતો હતો. [૨] વચ્ચે વચ્ચે પોદળા કરતો હતો, અને મૂતરતો પણ હતો. એક નજરે-ટહેરાઈને-જોઇ રહેતો હતો. કઠોર અવાજથી ભયને લીધે, ગાયોના અને સ્ત્રીઓના ગર્ભો અચાનક પડી જતા હતા, અને સ્ત્રવી જતા હતા. તેની ખુંધ ઉપર પર્વતની શંકાથી વાદળાંઓ બેસતાં હતાં. [ ૩-૪ ]

૧ થી ૪ નું વિવેચન—

પ્રવૃત્તિમાં ફેરફાર—અત્યાર સુધીમાં જે જે લીલાઓ થઈ, તેનો મુખ્ય હેતુ, નંદાદિ ગોપોને, અને યશોદાદિ ગોપિકાઓને આનંદ આપવો, એટલોજ હતો; હવે આ અધ્યાયથી કંસાદિને જાગ્રત્ કરીને, કંસને મારવો, અને પોતે કોના પુત્ર છે, શા હેતુથી પૃથ્વી ઉપર આવ્યા છે, તે જગત્‌ને વિદીત કરવાની લીલાઓ કરશે. શ્રીકૃષ્ણનો અવતાર થયો, અને તેમણે પૂતનાને મારી, ત્યારથીજ શ્રીકૃષ્ણે પ્રવૃત્તિ માર્ગ-કર્મમાર્ગ-શરૂ કર્યો; તોપણ કોઈ કોઈ ટિકાકાર કહે છે કે 'શ્રીકૃષ્ણે અરિષ્ટાસુરને માર્યો, ત્યારથી કર્મમાર્ગ શરૂ કર્યો.'

અવધી ખૂટે છે, તે અસુરો એક પછી એક, વૃંદાવનમાં આવતા જાય છે. આ કોઈ અસુર બળદ રૂપે આવ્યો છે. જે ગોપિકાઓની રમણભૂમિ, તે અસુરોની મરણભૂમિ. સાકર એની એ, પણ એકને આનંદ આપે, અને એકના પ્રાણ લે. સૂર્ય એનો એ, તે એકને ગમે, અને બીજાને અળખામણો લાગે. આ બધા કર્માનુબંધન છે. આ સંબંધમાં વિષ્ણુ પુરાણમાં કહ્યું છે કે-'**प्रदोषार्द्धे कदाचित्तु, रासासक्ते जनार्दने । त्रासयन् समदो गोष्ठं-अरिष्टः समुपागतः** ॥ વળી એક વખત સાયંકાળે, રાસમાં પ્રીતિવાળા જનાર્દન શ્રીકૃષ્ણ હતા, તે વખતે ગોકુળને પીડા કરનારો મદવાળો અરિષ્ટ નામનો અસુર આવ્યો.' આ શ્લોકોમાં તેના અસુરજાતિને ઘટે એવાં તોફાનનું વર્ણન કર્યું.

**आचतुर्थाद् भवेत् स्रावः, पातः पंचमषष्टयोः ।**
**अतः ऊर्ध्वं तु नारीणां, प्रसवः परिकीर्तितः ॥**

ગર્ભ સ્ત્રવી જવો અને પડી જવો-તે બાબતમાં યાદ રાખવું કે-ચોથા માસ સુધી ગર્ભ સ્ત્રવી જાય, અને પાંચમા અને છઠ્ઠા માસમાં ગર્ભનો પાત થાય; અને તે પછી ગર્ભનો પ્રસવ થયો, એમ કહેવાય છે.

અસુરનાં બળ અને સ્વરૂપ ભયંકર હોય છે; તોપણ તે નશ્વર હોવાથી, આખરે તેનો નાશ થાય છે. તેમનાં બળનો અને સ્વરૂપનો નાશ ઈશ્વર કરે, ત્યાંસુધી સંતોએ ધીરજ રાખવી પડે છે.

અરિષ્ટાસુરને દેખીને ગોકુળની સ્થીતિ કેવી થઈ, તે સાંભળો—

**तं तीक्ष्णशृङ्गमुद्वीक्ष्य, गोप्यो गोपाश्च तत्रसुः ॥**
**पशवो दुद्रुवुर्भीता, राजन् संत्यज्य गोकुलम् ॥ ५ ॥**

---

૫ પદચ્છેદ—**हे राजन्**-હે રાજા ! **तं**-તેને **तीक्ष्णे शृंगे यस्य सः तं तीक्ष्णशृंगं उद्वीक्ष्य**-તીક્ષ્ણ શીંગડાવાળા ને અસુરને જોઇને **गोप्यः गोपाः तत्रसुः**-ગોપીકાઓ અને

**અર્થ—હે રાજન્ ! તીક્ષ્ણ શીંગડાંવાળા તે અસુરને જોઇને, ગોપિકાઓ અને ગોપો થડકી ગયાં. બીનેલાં પશુઓ ગોકુળ તજીને નાસવા લાગ્યાં. [ ૫ ]**

૫ વિવેચન—

અસુરોનો ત્રાસ જ્યાં જોઇએ ત્યાં આવોજ હોય. આ અસુરો પહેલાં હતા, અને હવે નથી; એમ સમજવું નહીં. ધર્મશાસ્ત્રોએ બાંધેલા કાયદાને તોડીને, સ્વચ્છંદથી વર્તનારા, ઓછાવત્તા પ્રમાણમાં અસુરોજ છે. મુમુક્ષુઓએ તેમનાથી વેગળા રહેવા પ્રયત્ન કરવો.

ત્રાસી ગયેલું વ્રજ શું કરે છે ? તે સાંભળો—

**कृष्ण कृष्णेति ते सर्वे, गोविन्दं शरणं ययुः ॥**

**भगवानपि तद्वीक्ष्य, गोकुलं भयविद्रुतम् ॥ ६ ॥**

**અર્થ—'હે કૃષ્ણ'! 'હે કૃષ્ણ!' એમ બોલાતાં બોલાતાં, તે તમામ ગોપિકાઓ અને ગોપો-ગોવિંદ ભગવાનને શરણે ગયાં. ભગવાને પણ ભયથી નાસતું ગોકુલ જોઇને-[ ૬ ]**

૬ વિવેચન—

જેને જેનો આશરો, તેને તેવી લાજ. સુખમાં અનેક સાંભરે, પણ દુઃખમાં તો જે વ્હાલું હોય, તેજ સાંભરે. વ્રજને વ્હાલા શ્રી કૃષ્ણ. વ્રજે શ્રી કૃષ્ણને સંભાર્યા. શ્રી કૃષ્ણ દોડતા આવ્યા.

શ્રી કૃષ્ણે આવીને શું કર્યું તે સાંભળો—

**मा भैष्टेति गिराश्वास्य, वृषासुरमुपाह्वयत् ॥**

**गोपालैः पशुभिर्मन्द, त्रासितैः किमसत्तम ॥ ७ ॥**

**बलदर्पहाऽहं दुष्टानां, त्वद्विधानां दुरात्मनाम् ॥**

**इत्यास्फाट्याच्युतोऽरिष्टं, तलशब्देन कोपयन् ॥ ८ ॥**

---

ગોપો થડકી ગયાં. **भीताः पशवः गोकुलं संत्यज्य**—બીનેલા પશુઓ ગોકુળ તજીને **दुद्रुवुः**—નાઠા.

૬ પદચ્છેદ—**हे कृष्ण हे कृष्ण ! इति**—'હે કૃષ્ણ હે કૃષ્ણ' એમ બોલતાં **ते सर्वे** તે તમામ. **गोविंदं शरणं ययुः**-ગોવિંદ ભગવાનને શરણ ગયા. **भगवान् अपि**-ભગવાને પણ **भयेन विद्रुतम्** (નાસતું) **गोकुलं वीक्ष्य**—ભયથી ભાગતું ગોકુળ જોઈને—

૭ પદચ્છેદ—**मा भैष्ट**—'બીશોમાં' **इति गिरा आश्वास्य**—એવી વાણીથી ધીરજ આપીને. **वृषासुरं उपाह्वयत्**-વૃષાસુરને બોલાવ્યો. **हे मंद**—હે મૂરખ ! **अतिशयेन असन् इति असत्तमः तत् संबुद्धौ हे असत्तम !**—હે દુષ્ટ ! **गोपालैः पशुभिः त्रासितैः किं**—ગોવાળીયાઓને અને પશુઓને બીવડાવવાથી શું ?

૮ પદચ્છેદ—**त्वद्विधानां दुरात्मनाम्**-તારા જેવા પાપીઓના. **दुष्टानां**—અને દુષ્ટોના **बलदर्पहा अहं**-બળનો અને ગર્વનો નાશ કરનાર હું છઉં. **इति**—એ પ્રમાણે બોલતા. **आस्फोट्य**-ખભા ઠોકીને. **तलशब्देन**-હાથનાં તળાંના શબ્દોથી, એટલે તાળીયો પાડીને. **अच्युतः अरिष्टं कोपयन्**—શ્રી કૃષ્ણ અરિષ્ટાસુરને ખીજવતા હતા.

**सख्युरंसे भुजाभोगं, प्रसार्यावस्थितो हरिः ॥**
**सोऽप्येवं कोपितोऽरिष्टः, खुरेणावनिमुल्लिखन् ॥**
**उद्यत्पुच्छभ्रमन् मेघः, क्रुद्धः कृष्णमुपाद्रवत् ॥ ९ ॥**

અર્થ—'બીશોમાં' એવા શબ્દોથી તેમને ધીરજ આપીને, વૃષાસુરને બોલાવ્યો, અને કહ્યું કે-'હે મૂરખ! હે દુષ્ટ! ગોવાળીયાઓને અને પશુઓને બીવડાવવાથી તને શો લાભ છે? તારા જેવા પાપીઓના અને દુષ્ટોના બળના ગર્વનો નાશ કરનાર હું છઉં. [એટલે-'તું જેને માટે આવ્યો છે, તે હું અહીં છઉં-આ તરફ ઉભો છઉં. બાપડાં વ્રજવાસીઓને અને પશુઓને શા માટે પીડે છે!'] આ પ્રમાણે કહીને, અને ખભો ઠોકીને તથા હાથના તળાના શબ્દોથી-મોટેથી તાલીયો પાડીને-શ્રીકૃષ્ણ અરિષ્ટાસુરને ખીજવવા લાગ્યા. [૭-૮] શ્રી શુકદેવજી આગળ કહે છે કે-'પોતાના મિત્રના ખભા ઉપર હાથ લાંબો કરીને, ભગવાન્ શ્રીકૃષ્ણ ઉભા રહ્યા. ઉપર પ્રમાણે ખીજવાએલો અરિષ્ટાસુર પણ, પગની ખરીઓથી પૃથ્વીને ઉખેડવા લાગ્યો. પુંછડું ઉંચું કરવાથી, જેના શરીર ઉપરનાં વાદળાં ફરવા લાગ્યાં હતાં, એવો-અરિષ્ટાસુર, ક્રોધ કરીને શ્રીકૃષ્ણ તરફ દોડ્યો. [૯]

૭ થી ૯ વિવેચન—

ઇશ્વર અવતાર લઇને શું કરે છે?-'**त्वद्विधानां दुरात्मनाम् दुष्टानां बलदर्पहा इति अहं**—તારા જેવા પાપીઓના અને દુષ્ટોના બળનો ગર્વ ઉતારનાર એવો હું-કૃષ્ણ. બગીચાનો માળી, જેમ સારા છોડને પોષે, અને ખોટા છોડને ઉખેડી નાંખે; તેમ સંસારનો માળી-શ્રીકૃષ્ણ, સંતોનું રક્ષણ કરે, અને અસુરોનો નાશ કરે. કર્મોનું બળ એટલું બધું છે કે-અસુરોનાં પુણ્ય ક્ષીણ થાય, ત્યાં સુધી સંતોને અને દેવોને ધીરજ રાખવી પડે છે. પાપ કરનારો પોતાનાં પુણ્ય ક્ષીણ કરે છે, અને પુણ્ય કરનારો પોતાનાં પાપ ક્ષીણ કરે છે.

ખભા ઠોકવા, હાથનાં તળાં વગાડવાં, કોઇને ખીજવવો, અને તેને મારવો, એ ક્રિયાઓ, સંતોને ઘટતી નથી, તો સંતોના અધિપતિ ભગવાનને કેમ ઘટે?-જે વિલક્ષણ છે-જે અટપટું છે-જે કોઇના નિયમમાં નથી-જે સ્વતંત્ર છે-તેજ ઇશ્વર છે. આ તમામ મનુષ્યચેષ્ટાઓ છે-બ્રહ્મતત્ત્વને ઢાંકવાની આ કળાઓ છે. તે ઉપરાંત બળીઆઓએ, નબળાંની રક્ષા કેવી રીતે કરવી, તેનો આ બોધ છે. મિત્રને ખભે હાથ રાખીને નચિંત ઉભા રહેવું, એ નિડરતાનું ચિન્હ છે.

---

૯ પદચ્છેદ—**हरिः**-શ્રીકૃષ્ણ. **सख्युः अंसे**-મિત્રને ખભે. **भुजा एव भोगः सं-सर्प** જેવા (લાંબા) હાથને. **प्रसार्य**-લાંબા કરીને. **अवस्थितः**-ઉભા રહ્યા. **सः अरिष्टः अपि**-તે અરિષ્ટાસુર પણ **एवं कोपितः**-આ પ્રમાણે કોપેલો. **खुरेण अवनिं उल्लिखन्**-પગની ખરીઓથી પૃથ્વીને ઉખેડતો. **उद्यता** (ઉંચા કરેલા) **पुच्छेन भ्रमंतः मेघाः यस्मिन सः उद्यत्पुच्छभ्रमत्मेघः**-પુંછડું ઉંચું કરવાથી જેના શરીર ઉપર વાદળાં ભમતાં હતાં. એવો **क्रुद्धः**-ક્રોધ કરીને **कृष्णं उपाद्रवत्**-શ્રીકૃષ્ણ તરફ દોડ્યો.

અરિષ્ટાસુર ભગવાનના ઉપર કેવી રીતે દોડયો, તે સાંભળો—

**अग्रन्यस्तविषाणाग्रः, स्तब्धासृग्लोचनाऽच्युतम् ॥**
**कटाक्षिप्याद्रवत्तूर्ण-मिन्द्रमुक्तोऽशनिर्यथा ॥ १० ॥**

**અર્થ—તેની આંખો લોહીના જેવી લાલ અને અક્કડ હતી. આંખો વડે કટાક્ષ કરીને, અને શીંગડાંની અણીઓને આગળ રાખીને, ઇંદ્રે મૂકેલા વજ્રની માફક, ભગવાન્ ઉપર તે અસુર ત્વરાથી દોડયો. [ ૧૦ ]**

૧૦ વિવેચન—

કેવો રોફ છે! હમણાંજ મરી છૂટવું છે, હમણાંજ મોં ફાટયું રહેશે. પણ જીવની અકડાશ તો જુઓ. ડોસો થયો-સીધો મટીને વાંકો ચાલવા લાગ્યો; આંખે ઝાંખ આવતાં, જ્યાં ત્યાં અફળાવા લાગ્યો. સારૂં સારૂં ખાવાનું મન થાય, પણ ખાવા જતાં, ઘડી ઘડીમાં તબીયત બગડવા લાગી; પણ ખટાશ ખોઇ નહીં. કજીયા કરવાની ટેવ છોડી નહીં. 'હમણાં રાત પડી જશે, માટે ગામ પહોંચી જાઉં, તો ઠીક;' એમ મુસાફર વિચાર કરે; પણ આ માનવ મુસાફર ઘડી પછી મરી જવું છે, છતાં રસ્તામાં રજળે-ભારે ભારે તોફાન કરે. વરઘોડે ચડનાર, પોતાના સ્વરૂપનું દર્શન કરવા, વારંવાર ચાટલામાં જુવે; તેમ વૃદ્ધ માણસોએ પોતાના સ્વરૂપનાં દર્શન કરવા-જીવનમાં રહેલી ત્રુટીઓ તપાસી લેવા-ભૂલ ચૂક સુધારી લેવા સદ્‌ગુરૂને શરણે જઇને, શાસ્ત્ર રૂપી ચાટલું વારંવાર જોવું જોઇએ.

યાદ રાખવું ઘટે છે કે—

પદ—

આ તન રંગ પતંગ સરિખો, જાતાં વાર ન લાગેજી;
અસંખ્ય ગયા ધન સંપત્તિ મેલી, તારી નજરો આગેજી.
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી;
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી.
જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઇ ડોલેજી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી.
મનમાં જાણે મુજ સરિખો, રસીયો નહીં કોઇ રાગીજી;
બહાર તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગીજી.
આજ કાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી;
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી.

---

૧૦ પદચ્છેદ—**स्तब्धे असृग्** (લોહી) **तुल्ये लोचने यस्य सः स्तब्धासृग्लोचनः**-જેની આંખો લોહી જેવી લાલ અને અક્કડ હતી તે. **कटाक्षिप्य**-કટાક્ષ કરીને. **अग्रे न्यस्तं विषाणयोः अग्रं येन सः अग्रन्यस्तविषाणाग्रः**—શીંગડાની અણીઓ આગળ રાખીને. **इंद्रेण मुक्तः अशनिः** (વજ્ર) **यथा**—ઈંદ્રે મૂકેલા વજ્રની માફક. **अच्युतं तूर्णं अद्रवत्** ભગવાન્ ઉપર ત્વરાથી દોડયો.

ભગવાનની સાથે કેવી રીતે યુદ્ધ કર્યું તે સાંભળો—

गृहीत्वा शृंगयोस्तं च, अष्टादश पदानि सः ॥
प्रत्यपोवाह भगवान्, गजं प्रति गजो यथा ॥ ११ ॥
सोऽपविद्धो भगवता, पुनरुत्थाय सत्वरः ॥
आपतत् स्विन्नसर्वाङ्गो, निःश्वसन् क्रोधमूर्छितः ॥ १२ ॥

વંશસ્થ—तमापतन्तं स निगृह्य शृङ्गयोः, पदा समाक्रम्य निपात्य भूतले ॥
निष्पीडयामास यथाऽऽर्द्रमम्बरं, कृत्वा विषाणेन जघान सोऽपतत् ॥१३॥
असृग्वमन् मूत्रशकृत् समुत्सृजन्-क्षिपंश्च पादाननवस्थितेक्षणः ॥
जगाम कृच्छ्रं निर्ऋतेरथ क्षयं, पुष्पैः किरन्तो हरिमीडिरे सुराः ॥१४॥

અર્થ—હાથી જેમ સામા હાથીને હઠાવે, તેમ તેનાં શીંગડાં પકડીને, શ્રીકૃષ્ણે તેને અઢાર ડગલાં પાછો હઠાવ્યો. [૧૧]. ભગવાને જેને પાછો હઠાવ્યો હતો, અને તેથી જેને સર્વ અંગોમાં પરસેવો વળી ગયો હતો—તે હાંફતો, અને ક્રોધથી બાવરો બનેલો અસુર, પાછો ઉઠીને ત્વરાથી ભગવાન્ તરફ દોડયો. [૧૨]

અર્થ—દોડયા આવતા તે અસુરને શ્રીકૃષ્ણે શીંગડાંથી પકડીને, પૃથ્વી ઉપર પાડી નાંખ્યો. પછી પગથી દબાવીને, ભીના કપડાની માફક તેને નીચોવ્યો; અને શીંગડું કાઢી લઇને, તે શીંગડાથીજ તેને માર્યો. આ પ્રમાણે મરીને

---

૧૧ પદચ્છેદ—**गजं प्रति गजः यथा**-હાથી જેમ સામા હાથીને હઠાવે તેમ. **तं शृंगयोः गृहीत्वा**-તેના શીંગડાં પકડીને. **सः भगवान्**-શ્રીકૃષ્ણે. **तं**-તેને. **अष्टादश पदानि** [प्रति+अप+उवाह] **प्रत्यपोवाह**-અઢાર ડગલાં પાછો હઠાવ્યો.

૧૨ પદચ્છેદ—**भगवता अपविद्धः सः**-ભગવાને જેને પાછો હઠાવ્યો હતો તે. **स्विन्नानि सर्वांगाणि यस्य सः स्विन्नसर्वांगः**-જેને સર્વ અંગોમાં પરસેવો વળી ગયો હતો તે. **निःश्वसन्**-હાંફતો. **क्रोधेन मूर्च्छितः**-ક્રોધથી બાવરો બનેલો. **पुनः उत्थाय**-પાછો ઉઠીને. **सत्वरः आपतत्**-ત્વરાથી ભગવાન તરફ દોડયો.

૧૩ પદચ્છેદ—**तं आपतंतं**-દોડયા આવતા તે અસુરને. **सः**-કૃષ્ણે **शृंगयोः निगृह्य**-શીંગડાથી પકડીને. **भूतले निपात्य**-પૃથ્વી ઉપર પાડી નાંખીને. **पदा समाक्रम्य**-પગથી દબાવીને. **यथा आर्द्र अंबरं निष्पीडयामास**-ભીના કપડાની માફક તેને નીચોવ્યો. **विषाणेन कृत्वा**-શીંગડું કાઢી લઇને. **जघान**-તેને માર્યો. **सः अपतत्**-તે નીચે પડી ગયો.

૧૪ પદચ્છેદ—**असृग् वमन्**-લોહી ઓકતો. **मूत्रं च शकृत् च तयोः समाहारः** [illegible]त् **तं समुत्सृजन्**-મૂત્ર અને વિષ્ટા કરી નાંખતો. **पादान् क्षिपन्**-પગ પછાડતો. **च**-અને. **अनवस्थिते ईक्षणे यस्य सः अनवस्थितेक्षणः**-જેની આંખો ચકળવકળ થઇ ગઇ હતી તે-**कृच्छ्रं जगाम**-બહુજ દુઃખ પામ્યો. **अथ**-પછી **निर्ऋतेः क्षयं जगाम**-યમરાજના સ્થાન પ્રત્યે ગયો-મરી ગયો. **सुराः पुष्पैः किरंतः**-દેવો પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. **हरिं ईडिरे**-ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા.

તે નીચે પડયો. [૧૩] લોહી ઓકતો, મૂત્ર અને વિષ્ટા કરી નાંખતો, પગ પછાડતો, અને જેની આંખો ચકળવકળ થઇ ગઈ હતી, તે અસુર બહુજ દુઃખ પામીને મરી ગયો. તે વખતે દેવો શ્રીકૃષ્ણને પુષ્પથી વધાવવા લાગ્યા, અને શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા. [૧૪]

૧૧-૧૪ વિવેચન—

અરે! આ તો ગોપીકાઓનો નટવર! નટવર તો નીચોવાઇ જાય. કામી તો બલહીન હોય. તે કંગાલો આવા બળીયા સાથે બાથ ભીડી શકે!

અરે! આ તો નંદ યશોદાજીનું બાળક. બાળક આવાં કામ કરી શકે! એક શીંગડું મારે, ત્યાં તે તો મરી જાય.

ત્યારે આ કોણ?—

રાગ-શાર્દુલ વિક્રીડિત.

જે છે એક અખંડ મંગળનિધિ, જે છે જગત્ કારણમ્
જે છે પાલક સત્ય સર્વ જીવના, જે છે મહા પાવના;
જેનું ધ્યાન ધરિ મહર્ષિ મુનિયો, નિત્યે કરે પ્રાર્થના;
તેને પૂજ્ય ઉપાસ્ય માની કરીએ, નિત્ય અમે વંદના.

પછી શું બન્યું તે સાંભળો—

**एवं ककुद्मिनं हत्वा, स्तूयमानः स्वजातिभिः ॥**
**विवेश गोष्ठं सबलो, गोपीनां नयनोत्सवः ॥१५॥**

અર્થ—આ પ્રમાણે ખુંધવાળા અરિષ્ટાસુરને મારીને, ગોવાળીયાઓ જેમની સ્તુતિ કરતા હતા એવા, અને ગોપીઓના નેત્રને આનંદ આપતા શ્રીકૃષ્ણ, બળભદ્ર સહિત વ્રજમાં પધાર્યા. [૧૫]

૧૫ વિવેચન—

આ શ્લોક અરિષ્ટાસુરના વધના ઉપસંહારમાં કહ્યો. જ્યાં પુષ્પવૃષ્ટિએ। અને સ્તુતિએ। થાય, તે તો દેવ ભૂમિ ગણાય. શ્રીકૃષ્ણ કેવા પ્રકારની વસ્તુ છે, તે ગોવાળીયાઓ અને ગોપિકાઓ, ઘડી ઘડીમાં વિસરી જાય છે; ત્યારે આપણે કોણ માત્ર!

---

૧૫ પદચ્છેદ—**एवं**-એ પ્રમાણે. **ककुद् अस्ति अस्य इति ककुद्मी-तं ककुद्मिनं**-ખુંધવાળા અરિષ્ટાસુરને. **हत्वा**-મારીને. **स्वजातिभिः स्तूयमानः**-ગોવાળીયાઓ જેમની સ્તુતિ કરતા હતા તે. અને **गोपीनां**-ગોપીઓના **नयनस्य उत्सवः** નેત્રને આનંદ આપનાર ભગવાન્ **सबलः**-બળભદ્ર સહિત. **गोष्ठं विवेश**-વ્રજમાં પધાર્યા.

હવે સુકાન મરડાય છે-હવે કંસના વધની તૈયારી થાય છે—

अरिष्टे निहते दैत्ये, कृष्णेनाद्भुतकर्मणा ॥
कंसायाथाह भगवान्, नारदो देवदर्शनः ॥१६॥
यशोदायाः सुतां कन्यां, देवक्याः कृष्णमेव च ॥
रामं च रोहिणीपुत्रं, वसुदेवेन बिभ्यता ॥१७॥
न्यस्तौ स्वमित्रे नन्दे वै, याभ्यां ते पुरुषा हताः ॥
निशम्य तद्भोजपतिः, कोपात् प्रचलितेन्द्रियः ॥१८॥

અર્થ—અદ્‌ભુત કર્મ કરનાર શ્રીકૃષ્ણે, અરિષ્ટાસુરને માર્યો, ત્યારે-તે અ-રસામાં-દેવોના ઉપર કૃપા કરવાના હેતુથી, મહાત્મા નારદજીએ કંસને કહ્યું કે-'જે કન્યા હતી, તે યશોદાજીની હતી, અને દેવકીજીના પુત્ર શ્રીકૃષ્ણ છે, અને રોહિણીજીના પુત્ર બળભદ્ર છે, એમ તારે જાણવું. તે પુત્રોને વસુદેવજીએ, તારી બીકથી નંદજીને આપ્યા છે-સોંપ્યા છે. આ બે પુત્રોએ તારા અનુચરોને માર્યા છે.' તેસાંભળીને કોપથી કંસની ઈંદ્રિયો વિકળ બની ગઈ. [૧૬ થી ૧૮]

૧૬ થી ૧૮ વિવેચન—

**भगवान् नारदः**-તેમાં ભગવાનનો અર્થ-મહાત્મા-સમર્થ-અગર ત્રિકાલજ્ઞ કરવો.

નારદને કંસને વ્હાલા થવાનું કારણ શું? ભગવાનના ભકતોને આવું ડહાપણ કરવું ઘટે? જેથી વસુદેવાદિ ભકતોને પીડા થાય એવું ભગવાનના ભકતો કરે?—તેનું કારણ શ્લોકોમાંજ બતાવ્યું છે, કે-નારદ કોણ?-કે-**देवदर्शनः**-દેવોની ઉપર કૃપા કરનાર. વસુદેવ પોતાના પ્રથમ પુત્રને લઇને કંસને આપવા ગયા હતા; ત્યારે વસુદેવની ખાનદાની-સત્યમાં પ્રીતિ-જોઇને, કંસે તે પુત્રને માર્યો ન હતો. તે વખતે પણ નારદે આવીને કંસને કહ્યું હતું કે-'રખે ગર્ભનો નંબર ભૂલાડી દઇ, ૮ મા ગર્ભને વસુદેવ બચાવી લેશે; માટે તું દરેક પુત્રને મારતો રહે.' તે પણ દેવોની ઉપર કૃપા કરવા માટે. પાપ પુણ્યને ક્ષીણ કરે, માટે નારદે પાપીને પાપમાં પ્રેર્યો. વળી બીજી વાત-નારદ શ્રીહરિનું મન છે. જીવોના કર્મના બંધન તોડવા માટે,

---

૧૬ પદચ્છેદ—**अद्भुतं कर्म यस्य सः इति अद्भुतकर्मा तेन अद्भुतकर्मणा**-અદ્‌ભુત કર્મ કરનારા **कृष्णेन**-કૃષ્ણથી. **अरिष्टे दैत्ये निहते**-અરિષ્ટાસુરનો નાશ થયો ત્યારે. **देवेषु दर्शनं-कृपादृष्टिः-यस्य सः देवदर्शनः**-દેવોના ઉપર કૃપા કરવા માટે. **इति भगवान् नारदः**-મહાત્મા નારદજીએ **अथ कंसाय आह**-પછી કંસને કહ્યું કે—

૧૭-૧૮ પદચ્છેદ—**यशोदायाः सुतां देवक्याः कन्यां विद्धि**-યશોદાની પુત્રી દેવકીજીની કન્યા બની હતી. **देवक्याः कृष्णं एव**-અને દેવકીનાજ પુત્ર કૃષ્ણ છે-**रामं च रोहिणीपुत्रं**-બળદેવ રોહિણીના પુત્ર. **बिभ्यता वसुदेवेन स्वमित्रे नंदे न्यस्तौ**-તારી બીકથી ડરતા વાસુદેવથી નંદજીને સોંપ્યા છે. **याभ्यां तेतव-पुरुषाः हताः**-જે બેથી તારા મોકલેલા અસુરોનો નાશ થયો હતો. **भोजपतिः तत् निशम्य**-કંસે તે વાત સાંભળી લઇને [ **प्रचलितानि इंद्रियाणि यस्य सः** ] **कोपात् प्रचलितेंद्रियः**-કોપથી જેની ઇંદ્રિયો ચકળવકળ બની હતી તે કંસે.

થએલા અવતારને, જેવી જોઇએ તેવી ગોઠવણુ કરી આપનાર નારદાદિ છે. એટલે-હવે શ્રીકૃષ્ણુ નંદયશોદાનાં લાડ ભોગવી રહ્યા છે, અને ગોપિકાઓને લાડ લડાવી રહ્યા છે. સિદામાદિ મિત્રો સાથે રમી રહ્યા છે. ગોકુળને ગોંદરે, જે જે અસુરોના મરણુ નિર્માણુ થઇ ચૂકયાં હતાં; તે કામ પણુ હવે પૂરૂં થઈ રહેવા આવ્યું છે. કુવલીયાપીડ હાથીના, ચાણુર આદિ મલ્લોના અને કંસના વધનો સમય આવી પહોંચ્યો છે. વસુદેવાદિ યાદવોને, સુખની સેર છૂટી કરી આપવાનો સમય પણુ, આવી પહોંચ્યો છે. આ તમામ અનુકુળતા કરી લેવાના હેતુથી, નારદે કંસને પ્રેર્યો. ગોપિઓને શ્રીકૃષ્ણુનો વિયોગ અસહ્ય હતો; નંદ યશોદાને શ્રીકૃષ્ણુ આંખની કીકીઓ હતી; પણુ ભાવી કોઇની સગવડ જોતું નથી, તે તેનું પોતાનું કામ ગમે તેની દ્વારા કર્યે જાય છે; અહીં ભાવિએ નારદ અને અક્રૂરને નિમિત્ત બનાવ્યા છે.

**પ્રચલિતેંદ્રિયઃ**—જેની ઇંદ્રિયો ચલાયમાન થઇ ગઇ હતી તે કંસ. જીવોની યોગ્યતાના પ્રમાણુમાં, મન અને ઇંદ્રિયો ચલાયમાન થાય છે. કોઇ જરા વારમાં-સહેજ બાબતમાં-ગભરાઇને ક્રોધ કરે છે, અને કોઈ મોટી આપત્તિમાં પણુ મનને અને ઇંદ્રિયોને સ્થિર રાખી શકે છે. કેટલાએક જ્ઞાનદ્વારા સ્થિર થાય છે; અને કેટલાએક ઘડાઇ ઘડાઇને સ્થિર થાય છે. પ્રથમ માર્ગ ઉત્તમ છે. સહેજ બાબતમાં ખીજાઇ જવું. તે આસુરી લક્ષણુ છે.

પૂણ્ય પાપને ક્ષીણુ કરે, અને પાપ પુણ્યને ક્ષીણુ કરે. એટલે પાપીના પાપથી ગરીઓ ધા નાંખે. આ ધા પાપીના પુણ્યનો ક્ષય કરી નાંખે.

દૃષ્ટાંત—ચીનના રાજાઓ લાંબુ આયુષ્ય ભોગવીને મરણુ પામે છે, એવી બીના સાંભળીને, દિલ્હીના સમ્રાટ ઔરંગઝેબે, પોતાના એક દીવાનને બોલાવીને કહ્યું કે-"તમે બસો માણસનો કાફલો લઇને, ચીન જાઓ. ચીનના રાજાને મારી સલામ કહીને, મારી વતી રૂબરૂ પૂછજો કે-'અમે હિંદના રાજાઓ ઘણુંજ થોડું આયુષ્ય ભોગવીને મરી જઇએ છએ; એટલે રાજ્યસુખ બરાબર ભોગવી શકતા નથી; અને આપ ચીનના રાજાઓ, ઘણું લાંબુ આયુષ્ય ભોગવીને, ઘણુા કાળ સુધી રાજ્યસુખ ભોગવો છો, તેનું કારણુ શું? આ પ્રશ્નનો જવાબ લઇનેજ આવજો."

દીવાન બસરૂદીન પોતાની સાથે બસો માણસ લઇને, બંગાળા, આસામ વિગેરે પ્રદેશો વટીને, ચીનની રાજધાનીમાં આવ્યો. ચીનના રાજાને પોતાના આગમનની ખબર આપતાં, ચીનના રાજાએ એક મોટા વડ નીચે, તેમને ઉતારો આપ્યો. ખાવા પીવાની ગોઠવણુ પણુ કરી આપી. બીજે દિવસે બસરૂદીન રાજ્ય દરબારમાં આવ્યો. ચીનના રાજાએ તેનો યોગ્ય સત્કાર કરીને આવવાનું કારણુ પૂછયું. દીવાને પોતાની હકીકત કહી સંભળાવી. તે સાંભળીને ચીનના રાજાએ કહ્યું કે-"એમાં શું! તેનો જવાબ તો સહેલો છે. જે વડલા નીચે તમે મુકામ કર્યો છે, તે વડલો સુકાઇને ઉઠી પડે, ત્યારે તમે તેનો જવાબ લેવા આવજો."

એમ કહીને રાજા ઉઠીને ચાલતો થયો, અને દીવાન બસરૂદીન પોતાના સ્થાન ઉપર આવીને, પોતાના સરદારો સાથે વિચાર કરવા લાગ્યો કે-'આ વડલો લીલો છમ છે, તે કયારે સુકાઇને ઉઠી પડે! આ વડલો સુકાઇને પડી ન જાય, ત્યાં સુધી આપણાથી પ્રશ્નનો ઉત્તર લેવા કેમ જવાય! પ્રશ્નનો ઉત્તર લીધા વિના, આવવાની પણુ મના છે. ત્યારે તો આપણે અહીંજ મરવાનું જણુાય છે, બીજો કાંઇ ઉપાય નથી.' આવી ગમગીનીમાં સૌ શાંત થઇને બેઠા હતા, તે વખતે એક ભાઇએ કહ્યું કે-'આફત વખતે સંતોના અને શાસ્ત્રોના

વચનો યાદ કરવાં જોઇએ. કારણકે તે વચનો મૃત્યુના ભયને પણ તોડે છે; ત્યારે આ ભય કોણ હિસાબમાં! તે સંબંધમાં તુલસીદાસજી બોલ્યા છે કે—

દોહરો—તુલસી ધા ગરીબકી, કણુ ન ખાલી જાય;
મુવા ઢોરકો ચામમાં, લોહ ભસ્મ હો જાય—સીયાવર૦

'ધા લોઢા જેવા કઠણ પદાર્થને ભસ્મ બનાવી દેછે, ત્યારે ખુદાને કરેલી આપણી ધા [નમ્ર પ્રાર્થના] આ વડલાને કેમ ઉડાવી નહીં દે! જરૂર ઉડાવી દેશે.'

આ વચનો દીવાન બસરૂદીનને ગમ્યાં. તેણે ઠરાવ કર્યો કે-દિવસમાં સવાર, બપોર અને સાંજ ત્રણ વખત આપણે ખુદાને નમ્ર અરજ કરવી કે આ વડલાનો ત્વરાથી નાશ થાય.'

ભયમાં સપડાએલાની પ્રાર્થના, રૂદયને સ્પર્શ કરીને-અંતરાત્માને અડકીને-બહાર નીકળે છે, તેથી તેમાંથી કાંઈક અમોઘ બળ પ્રગટે છે. આ બળે બે માસમાં વડલાના પાંદડાં ઉડાવી દીધાં. વગર પાનખર ઋતુએ, વડલો પત્રરહિત [નગ્ન] થઇને ઉભો રહ્યો. બીજા બે માસ પસાર થયાં, ત્યારે બે ત્રણ મોટી મોટી ડાળો સિવાયની તમામ નાની મોટી ડાળો ખરી પડી. બસરૂદીનનો ઉત્સાહ વધ્યો. બીજા બે માસ ઘણીજ દીનતાથી પ્રાર્થના કરતાં, થડ તથા બાકી રહેલી બે ત્રણ ડાળો ઉડી પડી. છ માસમાં વડલાને હતો નહોતો થઇ ગએલો જોઇ, બસરૂદીનને સંતોનાં અને શાસ્ત્રોનાં વચનમાં વિશ્વાસ આવ્યો. પછી તેણે ચીનના રાજાને મળીને, વડલાના નાશના સમાચાર આપ્યા; અને કહ્યું કે-'હવે આપ જવાબ આપો તો ઠીક.'

રાજા—એજ જવાબ. તમે જે જોયું, અને અનુભવ્યું, તેજ જવાબ.

બસરૂદીન—એટલે શું? આપ કૃપા કરીને ખુલાસો કરો.

રાજા—તમારો રાજા અનેક પ્રકારના કર વેરા નાંખીને, પ્રજાને નીચોવે છે. પ્રજા પ્રભુ પાસે ધા નાંખે છે. પ્રભુ તમારા રાજાનાં પુણ્ય ક્ષીણ કરીને, ત્વરાથી તેને પાછો બોલાવી લેછે. સુખ પૂર્વક અને લાંબો વખત રાજ કરવું હોય, તો પ્રજાના આશીર્વાદ લેવાનું તમારા રાજાને કહેજો.

આ સંદેશો લઇને બસરૂદીન દીલ્હીમાં આવ્યો. બાદશાહે સંદેશો સાંભળ્યો; પણ તેનું આંતર વાતાવરણ, ઘણુંજ દ્વેષભાવવાળું હોવાથી, તે પ્રજા પ્રત્યે દયાળુ રહી શકયો નહીં. પરિણામે પોતે પોતાને હાથે, મુગલાઇનો નાશ કરીને મરણ પામ્યો. ગરીબ પવિત્ર બ્રાહ્મણ, પવિત્ર પત્નિ, બાળકો અને વૃદ્ધ માતા પિતાને કદિ પજવશો નહીં, તેમની ધા સખત છે.

કંસ ક્રોધ કરીને શું કરે છે, તે સાંભળો—

**निशातमसिमादत्त, वसुदेवजिघांसया ॥**
**निवारितो नारदेन, तत्सुतौ मृत्युमात्मनः ॥ १९ ॥**
**ज्ञात्वा लोहमयैः पाशैर्-बबन्ध सह भार्यया ॥**
**प्रतियाते तु देवर्षौ, कंस आभाष्य केशिनम् ॥ २० ॥**

---

૧૯-૨૦ પદચ્છેદ—**निशातम् असिं**-અતિ તીક્ષ્ણ તલવારને. **वसुदेवस्य जिघांस** (મારી નાંખવાની ઇચ્છા) **तया**-વસુદેવને મારી નાંખવાની ઇચ્છાથી. **आदत्त**-ઉપાડી.

**અર્થ—ઉપર પ્રમાણે કોપેલા કંસે, વસુદેવને મારી નાંખવાના હેતુથી, તીક્ષ્ણ તલવાર ઉપાડી. ' વસુદેવને મારી નાંખીશ, તો તેના પુત્રો નાશી જશે, માટે હાલ વસુદેવને મારવો નહીં; ' એવી સલાહ આપીને, નારદજીએ કંસને અટકાવ્યો–વાર્યો. વસુદેવના પુત્રોને પોતાના મૃત્યુ રૂપ જાણીને વસુદેવ તથા દેવકીજીને, કંસે લોઢાની બેડીઓથી બાંધી દીધા. નારદજીના ગયા પછી, કંસે કેશી દૈત્યને બોલાવીને કહ્યું કે-[ ૧૯–૨૦ ]**

૧૯--૨૦ વિવેચન—

મોટા માણસની ખીજ એટલે મૃત્યુ. એટલા માટેજ લોકો કહે છે કે-' બાળસેં ખ્યાલ, બડેસો બિરોધ, અગોચર નારકું નહીં હસના.'

**नारदेन निवारितः**—નારદે જેને સમજાવ્યો તે કંસ. નારદે એમ કહ્યું હશે કે—' જો તું વસુદેવને મારીશ, તો રામકૃષ્ણ નાસી જશે. ' આમ લાલચ આપીને નારદે કામ સાધ્યું; સિદ્ધિ રીતે તો મૂરખ માનેજ નહીં. મુરખ પાસે કામ લેવું, તે ઘણુંજ અઘરૂં છે. ભર્તૃહરિ કહે છે કે—

રાગ—શાર્દુલવિક્રીડિતવૃત.

**व्यालं बालमृणालतंतुभिरसौ, रोद्धुं समुज्जृंभते ।**
**छेत्तुं वज्रमणीञ्छिरीषकुसुम-प्रांतेन संनह्यते ॥**
**माधुर्यं मधुबिंदुना रचयितुं, क्षारांबुधेरीहते ।**
**नेतुं वांछति यः खलान् पथि सतां, सुक्तैः सुधास्यंदिभिः ॥**

અર્થ—જે માણસ અમૃત જેવાં મધુર વચનથી ખળ પુરૂષોને સન્માર્ગે લઇ જવા ઇચ્છે છે; તે માણસ કોમળ કમળ તંતુ વડે, સર્પ અથવા મદોન્મત હાથીને બાંધવાનો પ્રયત્ન કરે છે; અથવા સરસડાના પુષ્પોના છેડાથી વજ્રમણિને છેદવાનો પ્રયત્ન કરે છે; અથવા મધના બિંદુથી ખારા સમુદ્રને મીઠો બનાવવા ઇચ્છા રાખે છે. તાત્પર્ય--કોમળ તંતુ-ઓથી હાથી બંધાતો નથી, સરસડાના પુષ્પોના છેડાથી વજ્રમણિ કપાતો નથી, અને મધના બિંદુથી ખારો સમુદ્ર મીઠો થતો નથી; તેમ ડાહ્યાના ગમે એવાં મીઠાં વચનોથી, ખળ પુરૂષો સન્માર્ગે આવતા નથી.

ત્યારે કંસે નારદજીનું કેમ માન્યું ?—તેના જવાબમાં યાદ રાખવું કે—ભાવિને જે ગમે, તે દરેકને, ગમે તે રીતે, માનવુંજ પડે. મુરખ અને ડાહ્યાં તમામ ભાવિને આધીન છે.

વસુદેવ દેવકીને બેડીઓ—નારદના ઉપદેશથી વસુદેવને માર્યા નહીં, પણ બેડીઓ ઘાલીને જેલમાં પૂર્યા. પાપ વિના પુણ્ય ક્ષીણ થતાં નથી, આથી કંસનું મૃત્યુ નજદીક

---

**नारदेन निवारितः**-એમ કરવાથી રખે તેના પુત્રો નાશી જશે, વિગેરે વાતો કરીને, નારદે તેને સમજાવ્યો. **तस्य सुतौ आत्मनः मृत्युं ज्ञात्वा**-વસુદેવના પુત્રોને પોતાના મૃત્યુરૂપ જાણીને. **भार्यया सह**-દેવકીજી સહિત. **लोहमयैः पाशैः बबंध**-લોઢાની બેડી-ઓથી વસુદેવને બાંધ્યા. **तु देवर्षौ प्रतियाते**-નારદજી ગયા પછી. **कंसः केशिनम् आभाष्य**-કંસે કેશિ દૈત્યને બોલાવીને કહ્યું કે—

આવવા લાગ્યું. કોઈ પણ માણસ બહુ જુલમ (પાપ) કરે; ત્યારે યાદ રાખવું કે--તે તેને પોતાને હાથે પોતાની ઘોર ખોદે છે. એટલે--તે પોતાને હાથે પોતાના પુણ્યનો ક્ષય કરે છે. પુણ્ય ક્ષીણ થતાં જેમ આકાશમાંથી તારો ખરી પડે, તેમ પુણ્ય ક્ષીણ થતાં, ગમે એવો માણસ જ્યાં ત્યાં આપત્તિનાં દર્શન કરે.

હજી રામકૃષ્ણને ગોકુળમાંજ મારી નાખવાના હેતુથી, કેશી દૈત્યને મોકલે છે.

**प्रेषयामास हन्येतां, भवता रामकेशवौ ॥**
**ततो मुष्टिकचाणूर–शलतोशलकादिकान ॥ २१ ॥**
**अमात्यान् हस्तिपांश्चैव, समाहूयाऽऽह भोजराट् ॥**
**भो भो निशम्यतामेतदु–वीरचाणूरमुष्टिकौ ॥ २२ ॥**

**અર્થ--'તારે રામ અને કૃષ્ણને મારવા,' એમ કહીને કંસે તેને વ્રજમાં મોકલ્યો. પછી મુષ્ટિક, ચાણૂર, શલ, અને તોશલ વિગેરે મલ્લોને, મંત્રિઓને અને હાથીઓના માવતોને બોલાવીને કંસે કહ્યું કે-હે વીર લોકો! હે ચાણૂર! હે મુષ્ટિક! હું કહું તે તમે સાંભળો '-[ ૨૧-૨૨ ]**

૨૧--૨૨ વિવેચન—

**किल** એટલે 'ખરેખર', નારદ કહી ગયા છે, તે ઉપરથી કંસને ખાત્રી થઇ કે, રામ અને કૃષ્ણ વસુદેવના પુત્રો છે.

કેશીનું મૃત્યુ ગોકુળમાં થવાનું છે; તેથી કંસે તેને યાદ કર્યો. હજી 'પ્રલંબ' નામનો એક અસુર બાકી છે. તે પણ ગોકુળમાં આવીને શ્રીકૃષ્ણને હાથે મરાશે. જેમ નંદાદિ ગોપ-ગોપિકાઓ શ્રીકૃષ્ણને રાજી કરવા અવતર્યા હતાં; તેમ ચાણુર, કેશી વિગેરે અસુરો, કંસને રાજી કરવા અવતર્યા હતા. સારૂં અને ખોટું દુનિયામાં સાથેજ ચાલે છે. સારાને સારૂં મળી આવે, અને ખોટાને ખોટું મળી આવે છે. તેઓ પોતાને ગમતા સરકલમાં (મંડળમાં) આનંદ માને છે. જ્યારે સારાને ખોટાનો, અને ખોટાને સારાનો મેળાપ થાય છે, ત્યારેજ તેઓ એકબીજાને ઉપાધીરૂપ જણાય છે. લંકાના અસુરોનો કંટાળો, વિભીષણને હતો—રાવણને નહોતો. મુમુક્ષુઓએ શાસ્ત્રોની અને સંતોની મદદથી, સારાખોટાને ઓળખીને, સારાનો સંગ કરવો. કીડી પુષ્પના સંગથી મહાદેવને માથે ચડી બેઠી. તુલસીના ગંધમાં લોભાએલો ભ્રમર, શ્રીહરિના ચરણમાં આવીને બેઠો.

---

૨૧-૨૨ પદચ્છેદ—**भवता रामकेशवौ हन्येतां**-તારે રામકૃષ્ણને મારવા. એમ કહીને. **प्रेषयामास**-તેને વ્રજમાં મોકલ્યો. **ततः**-પછી. **मुष्टिकश्च चाणूरश्च शलश्च तोशलकश्च ते आदयः येषु ते तान्**--મુષ્ટિક, ચાણુર, શલ, તોશલ આદિ મલ્લોને. **अमात्यान्**--મંત્રીઓને. **हस्तिपान्**--હાથીઓના માવતોને. **च एव समाहूय**--બોલાવીને. **भोजराट् आह**-કંસ બોલ્યો. **भो भो**-હે. **वीराश्च चाणूरश्च मुष्टिकश्च वीरचाणूरमुष्टिकाः, तत संबुद्धौ हे वीरचाणूरमुष्टिकाः**-હે વીર લોકો અને હે ચાણુર! હે મુષ્ટિક! **एतद् निशम्यतां**-આ સાંભળો.

હવે કંસ શું કહે છે, તે સાંભળો—

**नन्दव्रजे किलासाते, सुतावानकदुन्दुभेः ॥**
**रामकृष्णौ ततो मह्यं, मृत्युः किल निदर्शितः ॥ २३ ॥**
**भवद्भ्यामिह संप्राप्तौ, हन्येतां मल्ललीलया ॥**
**मञ्चाः क्रियन्तां विविधा, मल्लरङ्गपरिश्रिताः ॥ २४ ॥**

**અર્થ**—"રામ અને કૃષ્ણ નામના વસુદેવના પુત્રો, નંદરાયનાં વ્રજમાં રહે છે. 'તેમના હાથથી મારૂં મૃત્યુ થશે,' એમ દેવતાઓએ નિર્માણ કર્યું છે." [૨૩]

**અર્થ**—કંસે આગળ કહ્યું કે-"એ બે જણા અહીં આવે, ત્યારે મલ્લોની રમતમાં, તમારે તેમને મારી નાંખવા. અખેડાની આસપાસ અનેક પ્રકારના બેસવાના મંચ (બાંકડા) તૈયાર કરાવો." [૨૪]

૨૩--૨૪ વિવેચન—

દેવતાઓએ કહેલી વાતમાં શંકા કરીને, કંસ બચવાના ઉપાય કરે છે. શ્રીરામે અનેક ચમત્કાર દેખાડયા; તોપણ રાવણ સમજ્યો નહીં. હનુમાને લંકા બાળી, અંગદે વષ્ટિ કરી; મંદોદરીએ શ્રીરામ સાથે ન લડવા પ્રાર્થના કરી; વિભીષણે વડીલને વિનવવાનું બાકી ન રાખ્યું; તોપણ રાવણ સમજ્યો નહી. તે પ્રમાણેજ શ્રીકૃષ્ણે અનેક ચમત્કાર દેખાડયા. બાળક રૂપે અનેક બળવાન્ અસુરોને મારી નાંખ્યા; તોપણ કંસ સમજ્યો નહીં. આપણામાં રહેલી આસુરી વૃત્તિઓ પણ આવીજ છે. આપત્તિઓમાં અકળાઈ જઈએ; વૃદ્ધાવસ્થામાં વટાઇ જઈએ; તોપણ--'હું તે કોણ!' 'છે મારા જેવો કોઇ!' 'છે મારે કોઇની પરવા!'-- આ ધમધમાટ શમે નહીં. કહેવાનો ભાવ એવો છે કે–કાંઠો આવતાં જેમ સ્ટીમર દિશા બદલે, તેમ જીવે આપત્તિઓમાં અને વૃદ્ધાવસ્થામાં અવસ્ય દિશા બદલવી જોઇએ. આ સંસારનું તોફાન માત્ર, લક્ષ્મીને આધારે અને દેહને આધારે છે; પણ લક્ષ્મી ચંચળ છે, અને દેહ ક્ષણભંગુર છે. તે બેઉ વિશ્વાસપાત્ર નથી. ત્યારે કોને આધારે જીવે પછાડા મારવા! વિચાર કરી જોજો. સ્ત્રીને બે પુત્રવધુ–એક વઢકણી બલ્લા અને બીજી હંમેશાં માંદી. કોને ભરોંસે તે સ્ત્રીએ, લાંબા પગ કરીને, નિરાંતે બેસવું! તે સ્ત્રીએ તો પોતાની આરોગ્યતા સાચવીને, ઘરનું કામકાજ ધમધમાટ કરવું જોઇએ. તે પ્રમાણેજ આપણે, [ લક્ષ્મી ચંચળ

---

૨૩ પદચ્છેદ—**आनकदुंदुभेः रामकृष्णौ इति सुतौ**–વસુદેવના રામકૃષ્ણ નામના પુત્રો. **नंदव्रजे किल आसाते**–નંદજીના વનમાં રહે છે. **ताभ्यां इति ततः**–તેમના હાથથી. **मह्यं** (છઠ્ઠીના અર્થમાં ચતુર્થી) **मृत्युः किल निदर्शितः**-દેવતાઓથી મારૂં મૃત્યુ નિર્માણ કરાયું છે.

૨૪ પદચ્છેદ—**इह संप्राप्तौ**-તેઓ અહીં આવે ત્યારે. **भवद्भ्यां मल्ललीलया हन्येतां**–મલ્લોની રમતથી તમારે તેમને મારવા. **मल्लरंगं** (અખાડાને) **परिश्रिताः** (આશ્રય કરીને રહેલા-ફરતા)-અખેડાની ફરતા. **विविधाः मंचाः क्रियंतां**-અનેક પ્રકારનાં બેસવાના મંચ તૈયાર કરાવો.

અને દેહ ક્ષણભંગુર, તેથી] તેમનો ભરોસો નહીં રાખતાં, આપણા મનને નિરોગ રાખીને, પ્રભુ પ્રાપ્તિના ઉપાયોમાં જરા પણ પ્રમાદ કરવો નહીં. દેહ અને લક્ષ્મીમાં જરાએ અંજાઈ ન જતાં, તે બેઉનો સદુપયોગ કરવો.

**पौरा जानपदाः सर्वे, पश्यन्तु स्वैरसंयुगम् ॥**
**महामात्र त्वया भद्र, रङ्गद्वार्युपनीयताम् ॥२५॥**
**द्विपः कुवलयापीडो, जहि तेन ममाहितौ ॥**
**आरभ्यतां धनुर्यागश्-चतुर्दश्यां यथाविधि ॥**
**विशसन्तु पशून् मेध्यान्, भूतराजाय मीढुषे ॥२६॥**

**અર્થ**—"નગરના અને દેશના [એટલે આસપાસનાં ગામડાનાં] લોકોને, આ યુદ્ધ, મરજી મુજબ જોવાની છૂટ આપવી. હે મહામાત્ર! [હાથીનો માવત] તું કે જે ભલો છે તેણે, અખાડાના દ્વારમાં, કુવલયા પીડ હાથીને લાવી રાખવો. તે હાથી વડે તું મારા શત્રુઓને હણી નાંખજે. ચૌદશને દિવસે વિધિ પ્રમાણે ધનુર્યાગનો આરંભ કરવો: વર આપનારા ભૂતનાથને માટે પવિત્ર પશુઓને કાપવાં–હણવાં." [૨૫–૨૬]

૨૫--૨૬ વિવેચન—

જેમ રાજરાણી નોકરોને બળે કૂદે; અને રાજાને નિંદે; તેમ કંસ કુવલયાપીડ હાથી વિગેરેને બળે કૂદે છે, અને શ્રીકૃષ્ણને નિંદે છે. આવા પ્રયત્નનું પરિણામ મીંડુંજ આવે.

ચૌદશ—જેમ એકાદશી વિષ્ણુવ્રતનો દિવસ છે, તેમ ચૌદસ શિવવ્રતનો દિવસ છે. જૈનો પણ ચૌદસને સાચવી રહ્યા છે.

અત્યારે પણ અસુરો અને સકામ ભક્તો, પોતાના સ્વાર્થની ખાતર યજ્ઞોમાં પશુઓની હિંસા કરે છે. આ બાબતમાં યાદ રાખવા જેવી વાત એ છે કે--જે યાજ્ઞિકો પશુઓને મારીને સજીવન કરી શકે નહીં, તેમને આવા યજ્ઞમાં યજમાને નોતરવા નહીં; તેમજ જે યાજ્ઞિકો પશુઓને મારીને પાછાં સજીવન ન કરી શકે, તેમણે દક્ષણાની ખાતર, આવા યજ્ઞોમાં ભાગ લેવો નહીં. (અપૂર્ણ).

---

૨૫–૨૬ પદચ્છેદ—**पुरे भवाः पौराः**--નગરવાસીઓ. **जनपद**:-દેશ. **जनपदे भवाः जानपदाः**--નગરની આસપાસના દેશના લોકો. (**स्वैरं** મરજી પ્રમાણે-છૂટથી) (**संयुगम्** -યુદ્ધ) **स्वैरसंयुगम्**--છૂટથી આ યુદ્ધને. **पश्यंतु**--જુએ. **हे महामात्र! हे भद्र**-હે મહામાત્ર (હાથીનો માવત)! તું કે જે ભલો છે તેણે. **रंगद्वारि**--અખાડાના દ્વારમાં. **कुवलयापीडः द्विपः**-કુવલયાપીડ હાથી. **त्वया उपनीयताम्**-તારે લાવવો. **तेन**--તે હાથી વડે. **मम अहितौ जहि**--મારા શત્રુઓને તું હણી નાંખ. **चतुर्दश्यां यथाविधि धनुर्यागः आरभ्यतां**-ચૌદશને દિવસે વિધિ પ્રમાણે ધનુષ્ય યજ્ઞનો આરંભ કરવો. [**मीढवस्**-વર આપનાર. **तस्थिवान्**-જેવાં રૂપ.] **मीढुषे भूतराजाय**-વર આપનાર ભૂતનાથને માટે. **मेध्यान् पशून्**--પવિત્ર પશુઓને **विशसंतु**--કાપવાં. **विशस्**--હણવું. કાપવું]

૨૦ નં. ૧૭૦ Registered No. B. 1484.

श्रीसद्गुरवे नमः।

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્‌ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશકઃ—રમાશંકર મોનજી ભટ્ટ, ઠે. મોક્ષમંદિર-અમદાવાદ.

પુસ્તક ૧૧ મું.] શ્રાવણ માસ ૧૯૮૬ [અંક ૭ મો.

કાંઈ કરો છો ?—ચાતુર્માસમાં કાંઈ નિયમો પાળો છો ? કે ચાલે તેમ ચાલવા દો છો ? યાદ રાખજો કે–આ પ્રમાદની ખોટ, ક્યાંઈ પૂરી પૂરાશે નહીં.

**विपदो नैव विपदः, संपदो नैव संपदः ।**
**विपद्विस्मरणं विष्णोस्–संपन्नारायणस्मृतिः ॥**

વિપત્તિઓ સાચી વિપત્તિ નથી, અને સંપત્તિઓ સાચી સંપત્તિ નથી, પણ વિષ્ણુનું વિસ્મરણ એજ વિપત્તિ, અને નારાયણનું સ્મરણ એજ સંપત્તિ.

દ્રવ્ય ચાલ્યું જશે, તે પાછું મળશે; આરોગ્ય ચાલ્યું જશે, તો તે પણ મળશે; પણ સમય ચાલ્યો જશે, તે પાછો નહીં મળે. સગવડ હોય, તો આ માસમાં સત્સંગ મંડળો ખોલજો, અને સાથે બેસીને અમુક વખત હરિરસનું પાન કરજો.

---

**પારાયણ**—ભાદરવા માસની પારાયણની જાહેરખબર આ સાથે પાછળ છે. બને તો પધારજો. નવરા થશો, તોજ થવાશે. બાકી જીંદગીભર કામકાજના ઢગલા પડયા છે.

**સંધ્યા અને રૂદ્રી**—સંધ્યાની કીંમત છપાઇ, અને રૂદ્રી અ. ૨ જા ની કીંમત ત્રણ પાઇ. એક સાથે સંધ્યાની ૧૦૦ નકલના રૂા. અઢી; અને રૂદ્રીની સો નકલનો રૂા. ૧) શ્રાવણ માસમાં બ્રાહ્મણના બાળકોને આપો. જરૂર જણાય ત્યાં શાળા ખોલીને તેમને ભણાવો; આ ખર્ચ ઉગી નીકળશે. નિશાળના માસ્તરને કાંઇ લાલચ આપશો, તો તે સારૂંકામ કરશે.

**શ્રીકૃષ્ણલીલામૃત**—રાસ વખતે ગવાએલાં પદો, મોક્ષપત્રિકામાંથી વીણી લઇને એક જુદા પુસ્તકમાં ગોઠવ્યાં છે. અમૃતના કકડા છે. ભાગવતની પારાયણને દીપાવનારી વસ્તુ છે. હરિજનોના હૈડાનો હાર છે. હજી તે છપાય છે. કીંમત–હાલ મોકલો તો–અઢી આના.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૩૬ મો.

[ આ અંકના ૧૩૪૮ મા પાનાથી ચાલુ ]

આ પણ શ્રીહરિની પ્રેરણા–શ્રીરામકૃષ્ણને મારવામાં, કંસનો અપરાધ ક્યાં સુધી હતો, અને કંસને શ્રીકૃષ્ણે કેવી રીતે માર્યો; તે જગત્ ખુલ્લી રીતે જોઇ શકે, એવા હેતુથી, આ ધામધૂમ થતી જણાય છે. આ ઉપરાંત ત્રીજું કારણ એ છે કે–કંસના તાપથી તપી ગએલાં અનેક ભગવદીય જીવો, આ પ્રમાણે ગોઠવણ કરવાથી, એકી વખતે શ્રીહરિનાં દર્શન કરી શકે. જીવોને સમજણ ન પડે, એવી શ્રીહરિની ગોઠવણો હોય છે.

હવે કંસ અક્રૂર સાથે મસલત કરે છે, તે ભાવથી સાંભળો—

इत्याज्ञाप्यार्थतंत्रज्ञ, आहूय यदुपुंगवम् ॥
गृहीत्वा पाणिना पाणिं, ततोऽक्रूरमुवाच ह ॥ २७ ॥
भो भो दानपते मह्यं, क्रियतां मैत्रमादृतः ॥
नान्यस्त्वत्तो हिततमो, विद्यते भोजवृष्णिषु ॥ २८ ॥
अतस्त्वामाश्रितः सौम्य, कार्यगौरवसाधनम् ॥
यथेन्द्रो विष्णुमाश्रित्य, स्वार्थमध्यगमद्विभुः ॥ २९ ॥

અર્થ—સ્વાર્થના સિદ્ધાંતને યથાર્થ જાણનાર કંસે, મલ્લાદિકને એ પ્રમાણે આજ્ઞા કરી. પછી યાદવોમાં ઉત્તમ એવા અક્રૂરજીને બોલાવીને, અને તેનો હાથ પોતાના હાથમાં લઇને, [ એટલે–તેના ઉપર પોતાનો ઘણોજ પ્રેમ છે, એમ સૂચવીને ], કહ્યું કે–[૨૭]

---

૨૭ પદચ્છેદ—अर्थतंत्रं जानाति इति अर्थतंत्रज्ञः–પોતાના સ્વાર્થના સિદ્ધાંતને જાણનાર કંસે. इति आज्ञाप्य–મલ્લાદિકને એ પ્રમાણે આજ્ઞા કરીને. ततः–પછી यदुषु पुंगवः (શ્રેષ્ઠ) तं–यदुपुंगवं इति अक्रूरं–યાદવોમાં ઉત્તમ એવા અક્રૂરજીને आहूय–બોલાવીને. पाणिना पाणिं गृहीत्वा–હાથથી હાથ પકડીને. उवाच ह–કહ્યું કે–

૨૮ પદચ્છેદ—भो भो दानपते !–હે દાનીઓના પતિ ! હે મોટા દાની ! मह्यं–મારે માટે. मित्रस्य इदं मैत्रं क्रियतां–મિત્રે કરવા લાયક કાર્ય કરો. भोजवृष्णिषु–ભોજ અને વૃષ્ણિકુળમાં [ त्वत् इति त्वत्तः–તમારાથી ] त्वत्तः–તમારાથી हिततमः–સ્નેહી. आदृतः–આદરવાળો अन्यः न–બીજો કોઇ નથી.

૨૯ પદચ્છેદ—अतः–એટલા માટે यथा–જેવી રીતે विभुः इंद्रः–સમર્થ ઇંદ્રે. विष्णुं आश्रित्य–વિષ્ણુનો આશ્રય લઇને. स्वार्थं अध्यगमत्–સ્વાર્થ સાધ્યો હતો–તેમ સાધવા માટે हे सौम्य !–હે રૂડા પુરૂષ! कार्यस्य गौरवं तस्य साधनं इति त्वां–તમે કે જે મોટા કામના સાધનરૂપ છો તેમનો आश्रितः इति अहं–હું આશ્રય લઉં છઉં.

અર્થ—હે દાનીઓના પતિ ! એટલે હે મોટા દાની ! મિત્રે જે કામ કરવું જોઇએ, તે કામ તમે મારે માટે કરો. [ એટલે-તમે મારા સાચા મિત્ર થઇને, મારૂં હિત થાય તેમ કરો. ] ભોજ અને વૃષ્ણિકુળમાં, સ્નેહી અને આ-દરવાળો, તમારા જેવો બીજો કોઇ મારે નથી. [૨૮] તેથી જેમ સમર્થ ઇંદ્રે પોતાના કાર્યની સિદ્ધિ માટે, વિષ્ણુનો આશ્રય લીધો હતો, તેમ-તમે કે જે મોટા કાર્યના સાધનરૂપ છો-તેમનો હું આશ્રય લઉં છઉં. એટલે-" અત્યારે મારે તમારી મદદની ઘણી જરૂર છે. " [૨૮-૨૯].

૨૭-૨૮-૨૯ વિવેચન—

**अर्थतंत्रज्ञः**—'અર્થ' એટલે 'સ્વાર્થ.' સ્વાર્થના તંત્રને બરાબર જાણનાર. એટલે 'મહાન્ સ્વાર્થી.'

**यदुपुंगवः**—યાદવોમાં શ્રેષ્ઠ-અક્રૂર. અક્રૂર શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા, તોપણ તે કંસને અનુસરીને રહેતા હતા. શ્રીકૃષ્ણને તેડવા જતાં અને ત્યાંથી આવતાં, અક્રૂરે શ્રીકૃષ્ણમાં બતાવેલો ભાવ, આદર કરવા જેવો છે, અનુકરણ કરવા જેવો છે.

**पाणिना पाणिं गृहीत्वा**—હાથથી હાથ પકડીને. આ અત્યંત પ્રીતિનું સ્વરૂપ છે. અહીં પ્રીતિ બતાવનાર કંસ છે, માટે અહીં તે અત્યંત કપટનું સ્વરૂપ છે.

**દોહરો**—નમે નમેમેં ફેર હે, બહોત નમે નાદાન;
દગલબાજ દોનું નમે, ચિત્તા-ચોર-કમાન. સિયાવર૦

નમ્રતા સજ્જનોનો શણગાર છે, તોપણ ખળ પુરુષ જ્યારે 'કાકા'-'કાકા' કહેતો સેવા કરે; ત્યારે તેમાં કાંઇક કપટ છે, એમ સમજી લેવું.

દૃષ્ટાંત—રાજાની પથારીમાં એક ખુણે બેસીને, આનંદ કરતી જુ, માંકડને આવતો દેખીને ગભરાઇ ગઇ. તેણીએ માંકડ સામું જોયુંજ નહીં; પણ માંકડ **अर्थतंत्र** -મહા સ્વાર્થી-હતો, તેથી બોલ્યો કે— રાગ-શાર્દુલ વિ૦

**एह्यागच्छ समाश्वसासनमिदं, कस्माच्चिराद्दृश्यसे ।**
**का वार्ता अतिदुर्बलोऽसि कुशलं, प्रीतोऽस्मि ते दर्शनात् ॥**
**एवं नीचजनेऽपि युज्यति गृहं, प्राप्ते सतां सर्वदा ।**
**धर्मोऽयं गृहमेधिनां निगदितः, स्मार्तैर्लघुः स्वर्गदः ॥**

ભાવાર્થ—'પધારો પધારો; આ આસન ઉપર સુખરૂપ બેસો; કેમ ઘણે દહાડે આપનાં દર્શન થયાં ? કેમ શરીરે કૃશ જણાઓ છો ? આપનાં દર્શનથી મને ઘણો આનંદ થયો. વિગેરે શબ્દો, ગૃહસ્થોએ અતિથિને કહેવા જોઇએ; એમ સ્મૃતિકારો કહે છે.

તંતજ્ઞ માંકડે આવી વિવેકની વાતનો ડોળ કરીને, જુને શરમાવી દીધી. જુએ તેને આશ્રય આપ્યો. જુએ માંકડને સજ્જન જાણીને બોધ કર્યો કે-'ભાઇ! તું ઉતાવળો થઇશ નહીં. રાજા સુઇ જાય, પછી એક બે ચટકા ભરી લેજે. નહીં તો મારા અને તારા બોય મળશે-વિગેરે.' માંકડે ડાહ્યા ડમરા થઇને, આ બધી વાત સાંભળી લઇ, પલંગની એક તડમાં વાસ કર્યો, સમય થતાં રાજા પથારીમાં સુતો. Uneasy lies the head, that

wears the crown-જેને માથે તાજ હોય, તે માથું હમેશાં બેચેન રહે. આ નિયમાનુસાર રાજાને તુરત ઉંઘ આવી નહીં. માંકડે ઉતાવળા થઇને ચટકો લીધો, રાજા ચમક્યો. 'કોઇ બહાર છે?' એમ બૂમ પાડતાં, બે ત્રણ દાસીઓ દોડી આવી. માંકડ ત્વરાથી તડમાં સંતાઇ ગયો. હાથ આવ્યો નહીં; અને જુ બાપડી સપડાઇ ગઇ. કહેવાનો ભાવ એ છે કે-પ્રપંચી પુરૂષોથી, સરલ પુરૂષોએ સદા સાવધાન રહેવું.

ઇંદ્રે વિષ્ણુનો આશ્રય કયારે લીધો?—'બલિને છળવામાં, ઇંદ્રે પોતાના નાનાભાઈ રૂપે અવતરેલા વામનજીનો આશ્રય લીધો હતો; તેમ તમે કે જે, મારા એક નોકર છો; તેમનો હું અત્યારે આશ્રય લઉં છઉં.'

હવે કંસ આગળ કહે છે—

**गच्छ नंदव्रजं तत्र, सुतावानकदुन्दुभेः ॥**
**आसाते ताविहानेन, रथेनानय मा चिरम् ॥ ३० ॥**
**निसृष्टः किल मे मृत्युर्-देवैर्वैकुण्ठसंश्रयैः ॥**
**तावानय समं गोपैर्-नंदाद्यैः साभ्युपायनैः ॥ ३१ ॥**

**અર્થ**—"તમે નંદજીના વ્રજમાં જાઓ. ત્યાં વસુદેવના બે પુત્રો રહે છે. તેમને આ રથમાં બેસાડીને તુરત અહીં તેડી લાવો. [૩૦] વિષ્ણુના આશ્રયવાળા દેવોએ, તે બે ભાઇઓના હાથથી, મારૂં મૃત્યુ મુકરર કર્યું છે. માટે તે બે ભાઇઓને નંદાદિ ગોવાળીયાઓ સહિત અહીં તેડી લાવો. મારે માટે ભેટ લાવવાનું પણ ગોવાળીયાઓને કહેજો." [૩૧]

૩૦-૩૧ વિવેચન—

'કૃષ્ણબળદેવ વસુદેવના પુત્રો છે'-એમ હવે કંસ ખાત્રીપૂર્વક બોલે છે.

કનકના મંદિર, તોએ ભેટની ભૂખ ન ગઈ-કંસનાં મંદિર કનકનાં છે, તોપણ કહે છે કે-'મારે માટે ભેટ લાવવાનું ગોવાળીયાઓને કહેજો,' રાજાઓએ આ વિષય વિચારવા જેવો છે. અધર્મી રાજાઓ પ્રજાને નીચોવી લે છે, પરિણામે પોતે પણ પાયમાલ થઈ જાય છે.

કેટલાએક ગુરૂ પણ રાજા બની ગયા છે-પોતે રાજ ઠાઠમાં રમતા હોય; ફર્સ્ટકલાસ સેકન્ડકલાસમાં મુસાફરી કરતા હોય; તોપણ ગરીબ શિષ્યોને નીચોવવાનું ચૂકતા નથી. તુલસીદાસજી કહે છે કે—

---

૩૦ પદચ્છેદ—**नंदव्रजं गच्छ**-નંદજીના વ્રજમાં જાઓ. **तत्र**-ત્યાં **आनकदुंदुभेः सुतौ आसाते**-વસુદેવના બે પુત્રો વસે છે. **तौ**-તેમને. **अनेन रथेन**-આ રથથી. **मा चिरम् इह आनय**-ત્વરાથી અહીં તેડી લાવો.

૩૧ પદચ્છેદ—**वैकुंठः संश्रयः** (આશ્રય) **येषां ते-तैः देवैः**-વિષ્ણુના આશ્રયવાળા દેવતાઓથી. **मे मृत्युः किल निसृष्टः**-મારૂં મૃત્યુ મુકરર થયું છે. **नंदाद्यैः गोपैः समं तौ आनय**-નંદાદિ ગોપો સહિત તે બે ભાઇઓને તેડી લાવો. **अभ्युपायनं**-ભેટ. **अभ्युपायनेन सहिताः साभ्युपायनाः तैः**-ભેટો સહિત (ગોપોને)

છંદ—'તપસી ધનવંત દરિદ્ર ગૃહી, કલિકૌતુક તાત ન જાત કહી.'

જ્યાં વૈભવને હઠાવીને, વૈરાગને વધારવો ઘટે; ત્યાં લુંટ ન ઘટે. સદ્ગુરૂ પાસે જતાં અવશ્ય કાંઇ આપવું જોઇએ; પણ સુખી સદ્ગુરૂએ પરવા રાખવી ન ઘટે.

રામકૃષ્ણના અહીં આવ્યા પછી, તેનો કેવા પ્રકારનો સત્કાર કરવો, તે વાત હવે કંસ કહે છે—

**घातयिष्य इहानीतौ, कालकल्पेन हस्तिना ॥**
**यदि मुक्तौ ततो मल्लैर्-घातये वैद्युतोपमैः ॥ ३२ ॥**

અર્થ—"તે બે ભાઇઓ અહીં આવશે, ત્યારે કાળજેવા (કુવલયાપીડ) **હાથીથી હું તેમને મરાવી નાંખીશ. કદિ તેઓ તેમાંથી બચી જશે, તો વિજળીની અગ્નિના જેવા મલ્લોથી તેમને હણાવી નાંખીશ." (૩૨)**

૩૨ વિવેચન—

કેવી યુક્તિ છે?

દોહરો—કાપે ઉંદર કંટીગો, સાપ ઉંદરને ખાય
ઉદ્યોગે અવળો પડે, ધણીનું ધાર્યું થાય.

હજી કંસ શા વિચાર કરે છે, તે સાંભળો—

**तयोर्निहतयोस्तप्तान्, वसुदेवपुरोगमान् ॥**
**तद्बन्धून्निहनिष्यामि, वृष्णिभोजदशार्हकान् ॥ ३३ ॥**
**उग्रसेनं च पितरं, स्थविरं राज्यकामुकम् ॥**
**तद्भ्रातरं देवकं च, ये चान्ये विद्विषो मम ॥ ३४ ॥**
**ततश्चैषा मही मित्र, भवित्री नष्टकण्टका ॥**
**जरासंधो मम गुरुर्-द्विविदो दयितः सखा ॥ ३५ ॥**

---

૩૨ પદચ્છેદ—**इह आनीतौ**-એ બે ભાઇઓ અહીં આવશે ત્યારે. **कालकल्पेन हस्तिना**-કાળસમાન હાથીથી. **घातयिष्ये**-હણાવી નાંખીશ. **ततः यदि मुक्तौ**-કદિ તેમાંથી બચી જશે તો. **वैद्युतः उपमा येषां ते वैद्युतोपमाः तैः इति मल्लैः**-વિજળીની અગ્નિના જેવા મલ્લોથી, **घातये**-હણાવીશ.

૩૩ પદચ્છેદ—**तयोः निहतयोः**-તે બે ભાઇ મુવા પછી. **तप्तान्**-સંતાપ પામેલા-દુઃખી. **वसुदेवः पुरोगमः** (મુખ્ય) **येषु ते तान् इति तस्य बंधून्**-વસુદેવ જેમાં મૂખ્ય છે એવા તેના બંધુઓને અને **वृष्णयश्च भोजाश्च दशार्हकाश्च तान्**-વૃષ્ણિ, ભોજ અને દશાર્હ કુળના યાદવોને. **निहनिष्यामि**-વીણી વીણીને મારીશ,

૩૪ પદચ્છેદ—**स्थविरं अपि**-વૃદ્ધ છતાં. **राज्यं कामयते इति राज्यकामुकः तं**-રાજ્યની ઇચ્છા રાખનાર. **इति उग्रसेनं पितरं**-એવા મારા પિતા ઉગ્રસેનને. **तस्य भ्रातरं देवकं च**-અને તેના ભાઇ દેવકને. **अन्ये च ये मम विद्विषः** (શત્રુઓ)-અને બીજા પણ જે મારા શત્રુઓ છે તેમને (હણીશ).

૩૫ પદચ્છેદ—**ततः**-પછી. **मित्र**-હે મિત્ર! **एषा मही**-આ પૃથ્વી, **नष्टाः कंटकाः**

**शम्बरो नरको बाणो, मय्येव कृतसौहृदाः ॥**
**तैरहं सुरपक्षीयान्, हत्वा भोक्ष्ये महीं नृपान् ॥ ३६ ॥**

**અર્થ—**"તે બે ભાઈઓને મરાવી નાંખ્યા પછી, બહુજ સંતાપ પામેલા વસુદેવાદિને, તેના સંબંધીઓને અને [મારાથી ઉલટા ચાલનારા] વૃષ્ણિ, ભોજ અને દાશાર્હ કુળના યાદવોને પણ, વીણી વીણીને મારી નાંખીશ." [૩૩] "વૃદ્ધ છતાં રાજ્યની ઇચ્છા રાખનાર મારા પિતા ઉગ્રસેનને, તેના ભાઈ દેવકને, અને બીજા પણ જેઓ મારા શત્રુઓ છે તેમને હું હણીશ." [૩૪] "પછી હે મિત્ર! આ પૃથ્વી નિષ્કંટક-વિઘ્નરહિત-શત્રુઓથી રહિત-થઇ રહેશે. **જરાસંધ** મારો સસરો છે. **દ્વિવિદ** નામનો વાનર મારો વ્હાલો મિત્ર છે. [૩૫] શંબરાસુર, નરકાસુર, અને બાણાસુર મારામાં અત્યંત સ્નેહ રાખે છે. તેઓની સહાયથી હું દેવતાઓના પક્ષના રાજાઓને મારી નાંખીને, પૃથ્વીનું રાજ કરીશ." (૩૬)

૩૩-૩૪-૩૫-૩૬ વિવેચન—

આવા વિચાર એક કંસજ કરે છે, એવું કાંઇ નથી, આપણે સૌ ઓછાવત્તા પ્રમાણમાં-આવાજ વિચાર કરીએ છીએ; અને ધીમે ધીમે કાળના મુખમાં પેસતા જઇએ છીએ. ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—

**इदमद्य मया लब्ध-मिमं प्राप्स्ये मनोरथम् ॥**
**इदमस्तीदमपि मे, भविष्यति पुनर्धनम् ॥ १३ ॥**
**असौ मया हतः शत्रुर्, हनिष्ये चापरानपि ॥**
**ईश्वरोऽहमहं भोगी, सिद्धोऽहं बलवान् सुखी ॥ १४ ॥**
**आढ्योऽभिजनवानस्मि, कोऽन्योऽस्तिसदृशो मया ॥**
**यक्ष्ये दास्यामि मोदिष्य, इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥**
**अनेकचित्तविभ्रांता, मोहजालसमावृताः ॥**
**प्रसक्ताः कामभोगेषु, पतंति नरकेऽशुचौ ॥ १६ ॥** [ગીતા અ. ૧૬]

અર્થ—'મેં આજે આ મેળવ્યું, અને હવે આ મનોરથ પૂર્ણ કરીશ. આટલું છે અને આટલું બીજું ધન પણ મને મળશે. આ શત્રુ તો મેં હણ્યો, અને બીજાઓને પણ હું હણીશ. હું રાજા, હું સત્તાનો અને વૈભવનો ભોગવનાર, હું સિદ્ધ, હું બળવાન, હું સુખી, હું

---

**यस्याः सा नष्टकंटका**-નિષ્કંટક-વિઘ્નરહિત, **भविष्यति इति भवित्री**-થશે. **जरासंधः मम गुरुः**-જરાસંધ મારો સસરો છે. **द्विविदः**-દ્વિવિદ નામનો વાનર. **दयितः सखा**-વ્હાલો મિત્ર છે.

૩૬ પદચ્છેદ—**शंबरः**-શંબરાસુર. **नरकः बाणः**-નરકાસુર અને બાણાસુર. **मयि एव कृतं सौहृदं यैः ते**-મારામાંજ સ્નેહ રાખે છે. **तैः अहं**-તેઓની મદદથી હું. **सुरपक्षे भवाः सुरपक्षीयाः तान् इति नृपान्**-દેવતાઓના પક્ષના રાજાઓને. **हत्वा**-હણીને. **महीं भोक्ष्ये**-પૃથ્વીને ભોગવીશ.

ધનાઢ્ય, હું કુલીન, હું જથ્થાવાળો, મારા જેવો બીજો છે કોણ ? હું યજ્ઞ કરીશ, દક્ષણાઓ આપીશ, અને મોજ માણીશ.' અજ્ઞાનથી ભરેલી આવી અનેક કામનાઓથી મોહ પામેલા, અને મોહને લીધે જેમનાં ચિત્ત અનેક પ્રકારે ભમેલા રહે છે તે, અને મોહજાળમાં ઘેરાઇ ગએલા, તથા પદાર્થો અને ભોગોમાં અતિ આસક્ત થએલા, આસુરી સ્વભાવના લોકો, ભયંકર નરકમાં પડે છે. [ ૧૩-૧૬ ]

તમારી ઘડીયાળ, આ ઘડીયાળ સાથે મેળવી લેજો. મેળવતાં સ્લો-ફાસ્ટનું ભાન થશે. એટલે-તમારૂં જીવન આ આસુરી જીવન સાથે મેળવી લેજો. મેળવતાં જીવનની સામગ્રિઓ ઓળખાશે. યાદ રાખજો કે—

**'दैवी संपद्विमोक्षाय, निबंधायासुरी मता।** [ગીતા અ. ૧૬. ૫]

'દૈવી સંપત્તિથી મોક્ષ પ્રાપ્ત થાય છે, અને આસુરી સંપત્તિથી બંધન પ્રાપ્ત થાય છે.'

જેમને સારૂં સારૂં ખાવું છે, સારૂં સારૂં પહેરવું છે, જેમની શરીરસંપત્તિ સારી છે, તેઓ આ સંસારમાં દોડાદોડ કરે, તે તો ઠીક; પણ ફાટલાં કુડલાં કાં કૂદે! સારૂં સારૂં ખાવું નહીં, અને ખાય તો તુરત તેમને શિક્ષા થાય; [ એટલે તુરત તેમની તબીયત બગડે ] નવાં નવાં કસબી વસ્ત્રો પહેરવાં નથી; અને પહેરે, તો તુરત લોકો ટોકે છે કે, 'ઘરડી ઘોડી -ને લાલ લગામ.' જેનો ઘરમાં વકર નથી, જેમનાં પુત્ર વધૂ ડોસાંડગરાંથી કંટાળી ગયાં છે; તે ડોસાંડગરાં આશા તૃષ્ણાની નવી નવી બેડીઓ કાં પહેરે! આ સ્થીતિ પ્રાપ્ત થઇ, તો પણ તેઓ કાં દિશા બદલતા નથી! કાં વ્યવહારમાં વધારે ગુંચવાય છે! લ્યો આપણે તેમને પૂછીએ—

પદ.

કયારે તમે પરવારશો?—આ કાળ તારી કેડે પડયો છે. ટેક૦
દિન દિન ઘણા ગુંચાશો—આ કાળ તારી કેડે પડયો છે—કયારે૦
દુર્યોધન શિર છત્ર ધરાતું, તોએ તૃષ્ણા નવ તૂટી—આ કાળ૦ કયારે૦
ચૌદ ચોકડીનું રાજ રાવણનું, કાળે નાંખ્યો તેને કૂટી—આ કાળ૦ કયારે૦
એક મળે તો-અનેકની આશા, પરણે તો પુત્રની આશા—આ કાળ૦ કયારે૦
પુત્રના પુત્રની વાડી જોવી છે, જોવા છે જૂઠા તમાસા—આ કાળ૦ કયારે૦
ગામડાહ્યા ને દેશડાહ્યા થવું છે, ડોળવા છે દુઃખના દરીયા—આ કાળ૦ કયારે૦
દાસાનુ દાસ કહે ગુરૂ પરતાપે, આ ભવ છે દુઃખના દરીયા—આ કાળ૦ કયારે૦

ઋષીરાજ બોલ્યા છે કે—

પદ૦

તારા મનમાં જાણે મરવું નથીરે, જેમ પીપળાના પાનને ખરવું નથીરે; તારા૦ ટેક૦
જે ઠેકાણે ઓઢાડી મંગળ ઘાટડીરે, તે ઠેકાણે બંધાશે તારી ઠાઠડીરે-તારા૦
જે ઠેકાણે વાજાં રૂડાં વાગીયાંરે, તે ઠેકાણે લેવાશે તારાં છાજીયાંરે—તારા૦
જે ઠેકાણે લખી કંકોતરીરે, તે ઠેકાણે લખાશે કાળોતરીરે—તારા૦
ઋષિરાજનાં વચન સત્ય જાણજોરે, સત્સંગમાં આવીને માણજોરે—તારા૦

આ વાતો વિલાયતની નથી. અમારા તમારા ઘરની છે. આપણી પોતાની છે. અવસ્થા થઇ હોય, અને કાંઇ સમજ્યા હો—તો સળગતા ઘરમાંથી જેમ નાશી છૂટો; તેમ લૌકિક ઉપાધિઓથી નાશી છૂટો. ભયંકર માંદો જેમ દોડીને વૈદ્યને શરણે જાય; એક કહેતાં પાંચ

રૂપૈયા વાપરે; ઘડી કહેતાં પાંચ કલાક ખોટી થાય; તેમ તમે રૂડા સદ્‌ગુરૂને શરણે જજો. ત્યાં એક કહેતાં પાંચ વાપરો. ઘડી કહેતાં પાંચ કલાક ખોટી થાઓ. સદ્‌ગુરૂને પ્રભુ તુલ્ય માની કલ્યાણ સાધી લ્યો. ધોબી કપડાંને ધોક્કા મારીને, મેલને નસાડી મેલે; પિંજારો રૂને પીંજીને તેમાંથી કીટી વિગેરે મેલને ઉડાડી મૂકે; તેમ તમે તમારા ડહાપણને પડયું મેલીને, ઉપાધિઓને ઉલેચી નાંખો. તમારા વ્હાલા ઘરમાં, અને તમારાં વ્હાલાં સ્ત્રી પુત્રાદિક સાથે, જળ કમળવત રહેતાં શીખો. રેલ્વે ગાડીમાં જવું હોય, ત્યારે-જેમ ટાઇમ થતાં, તમામ ઉપાધીઓને સંકેલી લઇને, ટાઇમસર ગાડી ઉપર હાજર થાઓ છો; તેમ તમારે તમારૂં કલ્યાણ સાધવાની ગરજ હોય, તો બીજી ઉપાધીઓને સંકેલી લઇને, સદ્‌ગુરૂને શરણે રહો. [સદ્‌ગુરૂ એટલે જ્યાં ત્યાં રજળવાની વાત નહીં. શ્રદ્ધા હોય ત્યાં એકજ ઠેકાણે બેસી જાઓ.] 'ઉપાધીઓ સંકેલું છઉં', એમ કોઇને કહેશો નહીં. તે વાત તમે પોતેજ જાણજો.

કયો વિષય ચાલે છે? તે તો ભૂલ્યા નથીને? કંસના તરંગોનો વિચાર કર્યો.

**स्थविरं अपि राज्यकामुकं इति पितरं उग्रसेनं**—'વૃદ્ધ છે છતાં જેમને રાજ્યની કામના છે, એવા મારા પિતા ઉગ્રસેનને પણ હું મારીશ,' એમ કંસે કહ્યું. સરકારે મુકરર કર્યું કે-'પંચાવન વરસની ઉમર પછી, નોકરને પેનશન આપીને, તેને પારલૌકિક સુખ સાધી લેવા સમય આપવો.' પંચાવન વરસની ઉમર, એટલે ત્યાં સુધીજ મનુષ્ય બળ અને ઉત્સાહ પૂર્વક કામ કરી શકે. ચામાચિડીયાને સૂર્યના પ્રકાશની ખબરજ નથી; વાગોળો પણ સૂર્યના પ્રકાશથી હજી અજ્ઞાત છે. ગુલામોને સ્વતંત્રતાના સુખની ગંધ પણ હોતી નથી; તેમ કેટલાએક સરકારી નોકરોને નિવૃત્તિના પવિત્ર આનંદનું ભાન હોતું નથી. પેનશન લીધા પછી 'મારો વખત કેમ જશે' અને 'અરધા પગારથી મારૂં પૂરૂં કેમ થશે?' આ બે વિચારો તેને ગુલામગીરીમાં જકડી રાખે છે. પ્રથમ મુસ્કેલીનું કારણ એ છે કે-તેણે બીલકુલ ધાર્મિક શીક્ષણ લીધુંજ નથી. ધાર્મિક શીક્ષણવાળાને, ધામક જીવન માટે ઘણા અવકાશની જરૂર છે. બીજી મુસ્કેલીનું કારણ એ છે કે-તેને વિશ્વંભરની અદ્‌ભૂત શક્તિનું ભાન નથી. સૌને સરખી આવક નથી. એક ભાઇને જેટલું પેનશન મળે છે, તેટલું બીજો ભાઇ આખા વરસમાં રળી શકતો નથી; છતાં બેઉ ભાઇ જીવે છે; અને સંસારચક્ર ચલાવે છે. અન્ન પાનની ખોટ ન પડે; માત્ર વૈભવનો વિસ્તાર સંકોચાય. આથી જરા આગળ વધીને જુઓ, તો જણાશે-કે વૈભવના કરતાં વૈરાગની કીંમત વધારે છે. વૈભવ તો પાપીને ઘેર પણ હોય. વૈરાગ મોટા મોટા મઠોમાં પણ શોધ્યો ન જડે. ઋષભદેવ, જડભરત, ગોપીચંદ, ભતૃહરિ ગૌતમબુદ્ધ વિગેરેને વૈરાગે અમર કર્યા. યાદ રાખવું ઘટે છે કે-જેમ સતીનું શરીર પતિને માટેજ હોય; તેમ સમજુ પુરૂષોનું-મોક્ષાર્થીઓનું-શરીર, વૈરાગ્ય માટેજ હોય—

ચોપાઇ—યહ તનુ કર ફલ વિષય ન ભાઈ, સ્વર્ગહુ સ્વલ્પ અંત દુઃખદાઇ;
નરતનુ પાઇ વિષય મન દેહી, પલટી સુધા તે શઠ વિષ લેહી.
તાહિ કબહુ ભલ કહે ન કોઇ, ગુંજા ગહૈ પરસમણિ ખોઈ;

અહીં જેણે ભુલ ખાધી તેને—

ચોપાઇ—આકર ચારલાખ ચોરાસી, યોનિ ભ્રમત યહ જીવ અવિનાશી.
ફિરત સદા માયાકે પ્રેરે, કાલ કર્મ સ્વભાવ ગુણ ઘેરે;
કબહુક કરી કરૂણા નરદેહી, દેત ઇશ બિન હેતુ સનેહી.

નર તનુ ભવવારિધિ કહૅ વેરે, સન્મુખ મરુત અનુગ્રહ મેરે;
કર્ણધાર સદ્‌ગુરૂ દૃઢ નાવા, દુર્લભ સાજ સુલભ કરી પાવા.
[ મોક્ષવાણી પાનું ૬૮ ]

તાત્પર્ય—પંચાવન પહેલાં મુક્ત કરે, તો કૃપા સમજવી; અને તેમ ન કરે, તો પંચાવને ચોક્કસ મૂક્ત થઇને, સંતનું જીવન ગાળવું-મોક્ષાર્થી થવું. જેમ ભૂખ્યો માણસ માણસ રસોડા તરફ દોડે; તેમ નિવૃત્ત થએલા મનુષ્યે સંતો અને શાસ્ત્ર તરફ દોડવું.

સમળીની ચાંચમાં માંસનો લોંદો હતો, ત્યાં સુધી અનેક સમળીઓ તેની પાછળ ઉડતી હતી; અને તેને ચાંચો મારતી હતી. જ્યારે તે સમળીએ માંસનો લોંદો પડયો મેલ્યો, ત્યારે પાછળ ઉડનારી-ચાંચો મારનારી-તમામ સમળીઓ, તેને પડી મેલીને, માંસના લોંદા તરફ દોડી; તેમ વૃદ્ધ થએલા ગૃહસ્થો, ઘરનો કારભાર છોડે નહીં; ત્યાં સુધી સંબંધીઓના ધક્કા ખાય. યાદ રાખજો કે-સત્તાનું વ્યસન, દોઢ મણની સોનાની તોકના જેવું શોભીતું-પણ ગરદન ભાંગી નાંખે એવું-ઘરેણું છે. પહેરે તેને ખબર પડે. ભરતખંડમાં અવતરીને 'હું કોણ છઉં? મારૂં કર્તવ્ય શું? અને મુવા પછી મારૂં શું થશે.' તેનો તોડ ઉતારવા, જે નવરા ન થયા, સંતોના સમાજમાં બેઠા નહીં, સદ્‌ગુરૂનું અને શાસ્ત્રોનું સેવન કર્યું નહીં; સદ્‌ગુરૂને સેવાથી રાજી કરીને, કલ્યાણના પ્રશ્નોત્તર કર્યા નહીં, જાણ્યા પછી કાંઇ સાધ્યું નહીં, તેમની ભવોભવ ફજેતી છે. વૃદ્ધોએ આ ફંદમાંથી મૂક્ત થવા પ્રયત્ન કરવો; અને સાચી લાગણીવાળાં સ્ત્રી-પુત્રાદિકે, વૃદ્ધો જે અનુકુળતા માગે, તે આપીને, તેમને શ્રીહરિના ચરણમાં વાળવા.

કંસ જેવા પુત્ર થાય, ત્યારે?—ત્યારે સંસારનો ભાર વહેવો; પણ સંતોનો સમાગમ, દિવસમાં બે ત્રણ કલાક, ખટકો રાખીને-નમૃતાપૂર્વક કરવો. સવારના સાતથી રાતના સાત સુધી, મીલોમાં કામ કરનારા માણસો, લાગ લઇને જમી લેછે; અને દિવસમાં પાંચ પચીસ બીડીયો પણ ફૂંકી લે છે. આટલો ખટકો, વૃદ્ધો શ્રીહરિને રીઝવવા કેમ ન રાખે!

હવે કંસ પોતાની વાતનો ઉપસંહાર કરે છે—

**एतज्ज्ञात्वाऽऽनय क्षिप्रं, रामकृष्णाविहार्भकौ ॥**
**धनुर्मखनिरीक्षार्थं, द्रष्टुं यदुपुरश्रियम् ॥ ३७ ॥**

અર્થ—'આ હેતુ જાણી લઇને, રામ અને કૃષ્ણ, જેઓ બે છોકરા છે-બાળકો છે; તેમને ધનુર્યાગ જોવાના બ્હાનાથી, અને મથુરા નગરીની શોભા જોવાના બહાનાથી, ત્વરાથી અહીં તેડી લાવો." [૩૭]

૩૭ વિવેચન—

ધનુષ્યનો યજ્ઞ જોવા, અને મથુરાની શોભા જોવા-એમ બે બ્હાનાથી કૃષ્ણને બોલાવ્યા. જે અનેકને લલચાવે, તેને કંસ લલચાવે છે. જ્યાં સુધી કોઈ વસ્તુનું વાસ્તવ સ્વરૂપ ન

---

૩૭ પદચ્છેદ—**एतद् ज्ञात्वा**-આ હેતુ જાણી લઇને. **अर्भकौ रामकृष्णौ**-બાળક રામકૃષ્ણને **धनुर्मखस्य निरीक्षायै इति निरीक्षार्थं**-ધનુર્યાગ જોવાના બ્હાનાથી. **यदुपुरस्य श्रियं द्रष्टुं**-અને મથુરા નગરીની શોભા જોવાના બ્હાનાથી. **क्षिप्रं इह आनय**-ત્વરાથી અહીં તેડી લાવો.

સમજાય; ત્યાં સુધી આવી ભૂલ થાય. હિરણ્યકશીપુએ પણ આવીજ ભૂલ ખાધી હતી. રાવણ પણ આવી ભૂલમાંજ ફસાણો. આપણે પણ જે કરી લેવા જેવું છે, તે વિસારી દઇને; 'મરવાનું છેજ નહીં,' એમ માની બેઠા છઇએ; એટલે જીવવા માટે અનેક પ્રયત્ન કરી રહ્યા છઇએ. યાદ રાખજો કે— [ ભર્તૃહરિનું વિજ્ઞાનશતક ]

રાગ-શાર્દુલ વિ૦

**आयुर्वेदविदां रसाशनवतां, पथ्याशिनां यत्नतः ।**
**वैद्यानामपि रोगजन्मवपुषो, ह्यंतर्यतो दृश्यते ॥**
**दुष्पक्षुःकवलीकृतत्रिभुवनो, लीलाविहारस्थितः ।**
**सर्वोपायविनाशनैकचतुरः, कालाय तस्मै नमः ॥ ९६ ॥**

મંદાક્રાંતા—

**दृष्टं प्रायो, विकलमखिलं, कालसर्पेण विश्वं ।**
**क्रूरेणेदं, शिवशिव मुने, ब्रूहि रक्षाप्रकारम् ॥**
**अस्यास्त्येकं, शृणु मुररिपोर्-ध्यानपीयूषपानं ।**
**त्यक्त्वा नान्यत्, किमपि भुवने, दृश्यते शास्त्रदृष्ट्या ॥९७॥**

અર્થ—જે વૈદ્યો આયુર્વેદ જાણે છે. આરોગ્યને માટે રસાયણો ખાય છે; અને યત્ન પૂર્વક પથ્ય ભોજન કરે છે. આટલું કર્યા છતાં, તેમના શરીરમાં રોગ જન્મ પામે છે; અને તેઓ મરણાધીન થાય છે. આ પ્રમાણે કાળ, ભયંકર નજર કરીને, રમતમાં અને રમતમાં ત્રણે ભુવનમાં લોકોનો નાશ કરી રહ્યો છે, લોકો તેનાથી બચવા માટે અનેક ઉપાયો કરી રહ્યા છે, તો પણ તેના સર્વ ઉપાયોનો નાશ કરવામાં કાળ ઘણો ચતુર છે. તેથી હું તે કાળરૂપ પરમાત્માને પ્રણામ કરૂં છઉં. [૯૬] 'હે મુનિ! કાળરૂપી ક્રૂર સર્પ આખા જગત્‌ને કરડયો છે. તેથી જગત્ વિકળ બની ગયું છે. શિવશિવ! હવે તેની રક્ષાનો ઉપાય મને કહો'. તેને ઉત્તર આપતાં મુનિ બોલ્યા કે-'શાસ્ત્ર-દૃષ્ટિથી વિચાર કરી જોતાં, તો કાળ રૂપી સર્પે કરડેલ પુરૂષને બચવાનો, શ્રીહરિના ધ્યાનરૂપી અમૃતનું પાનકરવારૂપ એકજ ઔષધ છે. બીજું કોઈ પણ ઔષધ જોવામાં આવતું નથી. [૯૭].

મરવાનું મટાડી શકાતું હોય, તો મોટા સીવિલસર્જનો, મોટા રાજવૈદ્યો, ધનવાનો અને રાજાઓ અમર રહે. યોગીઓ પણ અમર નથી. અમરો (દેવો) પણ અમર નથી; તોપણ મૃત્યુને ટાળવા દરેક પ્રયત્ન કરવા, અને મૃત્યુના ભયંકર ભયનું સ્મરણ રાખીને, શ્રીહરિને ભજવા.

હવે અક્રૂર જવાબ આપે છે—

**॥ अक्रूर उवाच ॥**

**राजन् मनीषितं सम्यक्, तव स्वावद्यमार्जनम् ॥**
**सिद्ध्यसिद्ध्योः समं कुर्याद्-दैवं हि फलसाधनम् ॥३८॥**

---

૩૮ પદચ્છેદ—**हे राजन्**-હે રાજા! **तव मनीषितं** (વિચાર) **सम्यक्**-તમારો વિચાર ઠીક છે. **[मनसा ईषितं** (ઇચ્છેલું) **मनीषितं] स्वस्य अवद्यं** (મરણ) **मार्जयति इति स्वावद्यमार्जनं**-અને તે તમારા મરણને અટકાવે એવો ઉપાય છે. તોપણ **सिद्धि**

અર્થ—તેના જવાબમાં અક્રૂરજી કહે છે કે-હે રાજન્ ! આપનો વિચાર ઠીક છે, અને તે તમારા મરણને અટકાવે એવોજ ઉપાય છે; તોપણ સિદ્ધિમાં અને અસિદ્ધિમાં-જય અજયમાં-લાભાલાભમાં—સમાન પણું રાખવું જોઇએ; કારણકે ફળ દૈવને આધીન છે. ' [૩૮]

**मनोरथान् करोत्युच्चैर्-जनो दैवहतानपि ॥**

**युज्यते हर्षशोकाभ्यां, तथाप्याज्ञां करोमि ते ॥३९॥**

અર્થ—અક્રૂરજી આગળ કહે છે કે ' ( કેટલીક એક વખત ) દૈવ મનોરથોને તોડી નાંખે છે, તોપણ લોકો આગ્રહ પૂર્વક કાર્ય કરે જાય છે. તેને પરિણામે, લોકો હર્ષશોક પ્રાપ્ત કરે છે. (આવો સામાન્ય નિયમ છે.) તોપણ હું આપની આજ્ઞાનું પાલન કરીશ. ' [૩૯]

૩૮-૩૯ વિવેચન—

ભાવિ સંબંધી થોડી વાત કરીએ—

**आयुः कर्म च वित्तं च, विद्या निधनमेव च ॥**
**पंचैतान्यपि सृज्यंते, गर्भस्थस्यैव देहिनः ॥ १ ॥**
**अवश्यं भाविनो भावा, भवंति महतामपि ॥**
**नग्नत्वं नीलकंठस्य, महाहिशयनं हरेः ॥ २ ॥**
**यद्भावि न तद्भावि, भावि चेन्न तदन्यथा ॥**
**इति चिंताविषघ्नोऽय-मगदः किं न पीयते ॥ ३ ॥**

અર્થ—આયુષ્ય, કર્મ, લક્ષ્મી, વિદ્યા અને મરણ એ પાંચ દેહધારીઓને, માતાના ગર્ભમાં હોય છે તે સમયથીજ નક્કી થએલાં હોય છે. [૧] જે જરૂર બનવાનું હોય છે, તે મોટા માણસના સંબંધમાં પણ બને છે. દૃષ્ટાંત-સદાશિવને નગ્નપણું અને વિષ્ણુને સર્પનું શયન. [૨]. 'જે બનવાનું છે, તે બનશેજ, અને જે નથી બનવાનું, તે બનશેજ નહીં.' એવા નિશ્ચયરૂપી ઓષધનું પાન, ગમે તે કાર્યની સિદ્ધિની બાબતમાં શા માટે ન પીવું ? એટલે પીવું. [૩].

ઉપરનાં વચનો જીવન્મુક્ત જ્ઞાનીઓને બરાબર લાગુ પડે; પ્રહ્લાદ અને ધ્રુવ જેવા દૃઢ ભક્તોને પણ તે વચનો લાગુ પડે; એટલે જેમણે પોતાના જીવનની ચાવીઓ, શ્રીહરિને સોંપી દીધી હોય, તેમણે કોઇ પણ પ્રકારનો પ્રયત્ન કરવો નહીં. જેમના રાગદ્વેષ ન શમ્યા હોય; કામ, ક્રોધાદિ વિકારો ફાળો મારતા હોય; અને તેને પરિણામે શ્રીહરિમાં દૃઢ વિશ્વાસ નહોય; તેમણે આ વચનો બોલવાં નહીં. તેમણે ભાવિનો ભરોસો રાખવો નહીં.

---

**असिद्धिश्च सिद्ध्यसिद्धी-तयोः सिद्ध्यसिद्ध्योः**-સિદ્ધિમાં અને અસિદ્ધિમાં. **समं कुर्यात्**-સમાનપણું રાખવું જોઇએ. **हि**-કારણ કે-**दैवं फलसाधनं**-દૈવ ફળ આપનાર છે-ફળ દૈવને હાથ છે.

૩૯ પદચ્છેદ—**मनोरथान् दैवहतान् अपि**-(કેટલીએક વખત) દૈવ મનોરથોને તોડી નાખે છે. તોપણ-**जनः उच्चैः करोति**-લોકો આગ્રહપુર્વક કાર્ય કરે જાય છે. તેને પરિણામે. **जनः हर्षशोकाभ्यां युज्यते**-લોકો હર્ષશોકની પ્રાપ્તિ કરે છે. **तथापि**-તો પણ. **ते आज्ञां करोमि**-આપની આજ્ઞાનું પાલન કરીશ.

તેમણે અવશ્ય પ્રયત્ન કરવો. તેઓ આવાં વચનો બોલે, ત્યારે સમજવું કે-તેઓ માત્ર કાયરતા અગર આળસ ઢાંકવા માટેજ આવાં વચનો બોલે છે. તેઓએ તો યાદ રાખવું કે—

**अनागतविधाता च, प्रत्युत्पन्नमतिस्तथा ॥**

**द्वावेतौ सुखमेधते, यद्भविष्यो विनश्यति ॥ ४ ॥**

અર્થ—**અનાગતવિધાતા** એટલે સંકટ આવતાં પહેલાં તેના નિવારણનો વિચાર કરનારો, અને **પ્રત્યુત્પન્નમતિ** એટલે સમયાનુસાર અક્કલ દોડાવીને સંકટથી પાર ઉતરનારો, એ બે સુખથી જીવન ગાળે છે; અને **યદ્ભવિષ્ય** એટલેજ થવાનું હશે તે **થશે,** એમ કહેનારો નાશ પામે છે. [૪].

આ ૩૮-૩૯ બે શ્લોકોમાં અક્રૂરનો કહેવાનો આશય એ છે કે-મનોરથોને માટે પ્રયત્ન કરવો, પણ **उच्चैः न**-આગ્રહપૂર્વક-તેમાં આસક્ત થઇને-પ્રયત્ન કરવો નહીં, એટલે—

**कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन ॥**

**मा कर्मफलहेतुर्भूर्-मा ते संगोऽस्त्वकर्मणि ॥ ४७ ॥**

**योगस्थः कुरु कर्माणि, संगं त्यक्त्वा धनंजय ॥**

**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा, समत्वं योग उच्यते ॥४८॥**

**दूरेण ह्यवरं कर्म, बुद्धियोगाद्धनंजय ॥**

**बुद्धौ शरणमन्विच्छ, कृपणाः फलहेतवः ॥ ४९ ॥** [ગીતા અ. ૨].

ગીતા એક નાનકડો ગ્રન્થ; પણ તેમાં ખુલાસા ઘણા. 'જેમ થવાનું હશે તેમ થશે, તું તારે છાનોમાનો બેસ;' એમ ગીતામાં ગોવિંદે અર્જુનને કહ્યું નથી. ગીતામાં ગોવિંદે અર્જુનને શીખવ્યું કે-'કર્મ તો કરવાંજ પડે; પણ તે કર્મ અનાસક્ત થઈને કરવાં. તેને પરિણામે હર્ષશોક થાય નહીં. અનાસક્ત કોણ થઈ શકે ?-હું-હું કરતો કોણ મટી જાય ?-

**अहं सर्वस्य प्रभवो, मत्तः सर्वं प्रवर्तते ॥**

**इति मत्वा भजंते मां, बुधा भावसमन्विताः ॥ ८ ॥** [ગીતા અ. ૧૦].

'દુકાનમાં ખરી સત્તા શેઠની છે-ગુમાસ્તાની નહીં; ઘરમાં ખરી સત્તા પતિની છે-સ્ત્રીની નહીં; તેમ આ બ્રહ્માંડમાં ખરી સત્તા ઇશ્વરની છે-જીવની નહીં. એવું જેમને ભાન થાય તે-હું-હું-કરતો મટી જાય.'

રાજસુખમાં રજળી પડેલાં રાજારાણીને, અગર છકી ગએલા ધનવાનને કથાકાર ઘણી તત્ત્વની વાત કરે; પણ તે અમોલા ઉપદેશ, જેમ તેને નકામો છે; **મચ્છભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે;** તેમ-અક્રૂરનો અમોલો ઉપદેશ, કંસે જરા પણ સાંભળ્યો નહીં; આપણે તેમ કરવું ઘટતું નથી

હવે આ અધ્યાયનો ઉપસંહાર કરે છે—

**॥ श्रीशुक उवाच ॥**

**एवमादिश्य चाक्रूरं, मंत्रिणश्च विसृज्य सः ॥**

**प्रविवेश गृहं कंसस्-तथाऽक्रूरः स्वमालयम् ॥ ४० ॥**

**॥ इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धेऽक्रूरसंप्रेषणं नाम षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥**

---

૪૦ પદચ્છેદ—**एवं अक्रूरं आदिश्य**-એ પ્રમાણે અક્રૂરને આજ્ઞા કરીને. **च मंत्रिणः**

**અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે-એ પ્રમાણે અક્રૂરજીને આજ્ઞા કરીને, અને મંત્રિઓને વિસર્જન કરીને, કંસ મહેલમાં ગયો, અને અક્રૂરજી પોતાને ઘેર ગયા. [૪૦]**

૪૦ વિવેચન—

કંસે સભા વિસર્જન કરી, પણ શ્રીકૃષ્ણના સ્મરણનું વિસર્જન કર્યું નહીં. તે વૈરભાવે શ્રીકૃષ્ણના ધ્યાનમાંજ હતો. શ્રીશુકદેવજી આગળ બોલ્યા છે કે-'હે પરીક્ષિત રાજા! વૈરભાવે ભજનારો શિશુપાળ પરમ પદને પામ્યો, ત્યારે-**किमुताधोक्षजप्रिया:** ॥ [અ. ૨૯. ૧૩] ભગવાન્‌માં પ્રીતિ રાખનારી ગોપીકાઓ પરમપદને કેમ ન પામે? કહેવાનો ભાવ એ છે કે -શ્રીહરિને ભૂલશો નહીં.

ઇતિશ્રીમન્ મહાપુરાણે દશમસ્કંધે પૂર્વાર્ધે છત્રીસમો અધ્યાય સંપૂર્ણ. બોલીયો હરિ. સૌને જયશ્રીકૃષ્ણ.

અમદાવાદ મોક્ષમંદિર, ૧૯૮૬ અશાડ શુદી ૧૧. } **લી૦ રામશંકર મોનજી ભટ્ટ.**

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૩૭ મો.

**વિષય—**આ અધ્યાયમાં, કેશી દૈત્યનો વધ; નારદનું શ્રીકૃષ્ણ પાસે આવવું, અને હવે પછી શ્રીકૃષ્ણને હાથે થવાનાં કર્મોની યાદ, શ્રીકૃષ્ણ પાસે મૂકવી; તથા મયદાનવના પુત્ર વ્યોમાસુરનો વધ; એટલી કથા કહેવામાં આવશે.

કેશીનું ગોકુળમાં આવવું—

॥ **श्रीशुक उवाच** ॥ વંશસ્થ.

**केशी तु कंसप्रहितः खुरैर्महीं, महाहयो निर्जरयन् मनोजवः ॥**
**सटावधूताभ्रविमानसंकुलं, कुर्वन्नभो हेषितभीषिताखिलः ॥१॥**

---

**विसृज्य**-અને મંત્રીઓને વિસર્જન કરીને. **सः कंसः गृहं प्रविवेश**-કંસ મહેલમાં ગયો. **तथा अक्रूरः स्वं आलयम्** અને અક્રૂર પોતાને ઘેર ગયો.

૧ પદચ્છેદ—**कंसेन प्रहितः केशी**-કંસે મોકલેલો કેશી દૈત્ય. **महाहयः**-મોટા ઘોડાનું રૂપ લઇને. [**नंदस्य व्रजं जगाम**-નંદના વ્રજમાં આવ્યો]. **मनसः जवः इव जवः** (વેગ) **यस्य सः मनोजवः**-મનના જેવો વેગવાળો. **खुरैः महीं निर्जरयन्**-ખરીઓથી જમીન ખોદતો. **सटाभिः** (કેશવાળીથી) **अवधूतानि**-(ફેંકેલા) **अभ्रविमानानि** (વાદળાં અને વૈમાનો) **तैः संकुलं** (વ્યાપ્ત) **इति नभः कुर्वन्।** **हेषितैः** (હણુહણાટથી) **भीषितं** (ડરી ગયું છે) **अखिलं** (આખું જગત્) **येन सः हेषितभीषिताखिलः**-જેના હણુહણાટથી સમગ્ર જગત્ ડરી ગયું હતું તે.

**विशालनेत्रो विकटास्यकोटरो, बृहद्गलो नीलमहाघनोपमः ॥**
**दुराशयः कंसहितं चिकीर्षुर् , व्रजं स नन्दस्य जगाम कम्पयन् ॥२॥**

**અર્થ**—પછી કંસે મોકલેલો **કેશી** નામનો દૈત્ય, મોટા ઘોડાનું રૂપ લઇને, ગોકુળમાં આવ્યો. તેનો મન સરખો વેગ હતો. તે ખરીઓથી પૃથ્વીને ચીરી નાંખતો હતો. કેશવાળીના ઝપાટાથી આકાશનાં વાદળાં અને વિમાનો, આમ તેમ ઉડતાં, આકાશ વાદળાં અને વૈમાનોથી ભરાઇ ગયું હતું. આખું ગોકુળ અને વૃંદાવન તેના હણુહણાટથી ડરી ગયું હતું. તેની આંખો મોટી હતી; તેનું મુખ ભયંકર કોતરના જેવું હતું; તેનું ગળું મોટું હતું; તેનું શરીર કાળા મોટામેઘના સરખું હતું; તેનો આશય દુષ્ટ હતો; કંસનું હિત કરવાની તેને ઇચ્છા હતી. આ પ્રમાણે તે નંદના વ્રજને કંપાવતો હતો. [૧-૨]

૧-૨ વિવેચન—

પાછળ ૩૬ મા અધ્યાયમાં કહ્યું કે—

**प्रतियाते तु देवर्षौ, कंस आभाष्य केशिनं ॥२०॥**
**प्रेषयामास हन्येतां, भवता रामकेशवौ ॥२१॥**

'નારદજીના ગયા પછી, કંસે કેશીને ગોકુળમાં જવાની, અને ત્યાં રામ અને કૃષ્ણને મારી નાંખવાની આજ્ઞા કરી.' તે આજ્ઞાનુસાર કેશી ગોકુળમાં આવ્યો.

**केशी तु-तु** શબ્દ સૂચવે છે કે આ કેશી દૈત્ય ઘણો બળવાન હતો. તેને પણ કંસે મોકલ્યો.

કંસનું હિત શું?—રામ કૃષ્ણને મારવા તે.

હજી કેશીનું વર્ણન સાંભળો—

**तं त्रासयन्तं भगवान् स्वगोकुलं, तद्धेषितैर्वालविघूर्णिताम्बुदम् ॥**
**आत्मानमाजौ मृगयन्तमग्रणी-रुपाह्वयत् स व्यनदन् मृगेन्द्रवत् ॥३॥**

---

૨ પદચ્છેદ—**विशालनेत्रः**-તેની આંખો મોટી હતી. **विकटं कोटरं इव आस्यं यस्य सः विकटास्यकोटरः**-તેનું મુખ ભયંકર કોતરના જેવું હતું. **बृहत् गलः यस्य सः**-તેનું ગળું મોટું હતું. **नीलः महाघनः उपमा यस्य सः नीलमहाघनोपमः**-તેનું શરીર કાળા મોટા મેઘ સરખું હતું. **दुष्टः आशयः यस्य सः दुराशयः**-તેનો આશય દુષ્ટ હતો. **कंसहितं चिकीर्षुः**-કંસનું હિત કરવાની તેને ઇચ્છા હતી. [**कर्तुं इच्छुः चिकीर्षुः**] **नंदस्य व्रजं जगाम**-તે નંદના વ્રજમાં ગયો. **कंपयन्**-તે નંદના વ્રજને કંપાવતો હતો.

૩ પદચ્છેદ—**तस्य हेषितैः स्वगोकुलं त्रासयंतं इति तं**-તેના હણુહણાટથી પોતાના ગોકુળને ત્રાસ આપતા તે કેશીને. **वालैः विघूर्णिताः अंबुदाः येन सः तं**-પૂંછડાના વાળથી જેણે વાદળાંઓને ઘુમાવ્યાં હતાં તેને. **आजौ** (યુદ્ધમાં) **आत्मानं मृगयंतम्**-યુદ્ધ માટે પોતાને શોધતો હતો તેને. **अग्रणीः इति भगवान्**-સૌના અગ્રણી એવા ભગવાને **उपाह्वयत्**-પોતાની પાસે બોલાવ્યો. **स मृगेंद्रवत् व्यनदत्**-તેણે સિંહની માફક ગર્જના કરી.

**અર્થ—હણુહણુાટથી પોતાના ગોકુળને ત્રાસ આપતો તે કેશી, કે જેના પૂંછડાના વાળોથી વાદળાં ઘુમતાં હતાં, અને યુદ્ધ ને માટે જે પોતાને શોધતો હતો, તે કેશીને સૌના અગ્રણી એવા ભગવાને બોલાવ્યો. ભગવાનનું તે વચન સાંભળીને, કેશીએ સિંહના જેવી ગર્જના કરી.** [૩]

૩ વિવેચન—

અસુર હતો તોપણ **आत्मानं मृगयंतं**-શ્રીકૃષ્ણને શોધતોઃ શ્રીહરિને હાથે પોતાનું ઋણાનુબંધ પુરૂં કરવા તે આવ્યો હતો.

આવું કાંઇ આપણી પાસે છે ?-તપાસ કરીએ તો જણાય. સાંભળો-અસુરનું આગમન અને અસુરનાં તોફાન ભયંકરજ હોય. આવા અસુરો અત્યારે પણ છે. અગર જોકે તેઓ ઘોડાનાં રૂપ લેતા નથી-અસુર જેવા દેખાતા નથી; તોપણ તેમનું આગમન ભય સૂચવે છે, અને આવ્યા પછી તેમના ધમપછાડા ઘણાંને રંજાડે છે.

કેટલાએક આ કટેવને સમજે છે, તોપણ જન્મ સિદ્ધ હક્કની માફક, તેને વળગી રહે છે. તજવા પ્રયત્ન પણ કરતા નથી. તેઓ દયાને પાત્ર છે. તેઓ ગુલાબના બગીચામાં આવીને કાંટા વિણે છે. દેવો જેની પ્રશંસા કરે, તેવું માનવ જીવન પામીને, તેઓ-**अशांतस्य कुतः सुखं**-જેઓ જીંદગીભર અશાંત રહીને, વાસ્તવ સુખને સમજવા પ્રયત્ન કરતા નથી; તેઓ પુનર્જન્મે સર્પ અગર સિંહાદિ ભયંકર પ્રાણીઓની યોનીમાં અવતાર લેવા તૈયારી કરી રહ્યા છે.

તમારામાંનાં કોઇને, આવા ધમપછાડા કરવાની ક્રોધી ટેવ હોય, તો સમજી જજો. આપ સૌ હવે શ્રીહરિના લાડિલા છો. શ્રીહરિને ભજવા આવ્યા છો. દહીં દુધના શીરામણમાં ઉતરી ગએલો ટાઢો ભાત લેશો નહીં. બાસુદી સાથે બાકળા જમશો નહીં. ખાસ કામ હોય, તોજ કોઇને ઘેર જજો. જ્યાં જાઓ ત્યાં ખાસ કામ જેટલુંજ રોકાજો. જેટલી વખત રોકાઓ, તેટલી વખત અરસપરસ શાંતિ વધે, તેવું વર્તન રાખજો. નવરાશ લઇને શાંતિવાળા સંતોના જીવનનો અભ્યાસ કરજો. પોતાની આસપાસ રહેનારોઓને પ્રાર્થના કરજો કે-'મને અશાંત થતો-ક્રોધ કરતો-બચાવી લેજો.' ગ્યાસલેટ, દારૂ વિગેરે સળગી ઉઠે એવા પદાર્થોને જરા દીવાસળીનો સ્પર્શ થતાં, ભડકો થાય; તેમ ક્રોધી માણસને જરા વાંકું પડતાં સળગી ઉઠે. હિસ્ટીરીયાના દરદીને જેમ આસપાસનાં માણસો, સંભાળી લે છે; તેમ ક્રોધના દરદીને પણ, આસપાસનાં માણસોએ સાચવી લેવો જોઇએ. સાચવતાં ન આવડે, તો તે ઘડી વારમાં વીવાહની વરશી કરે. આનંદથી પકવાન જમતા હો, ત્યાં તે ભાઇ રોકકળ ઉભી કરે. 'મારા જેવો ધનવાન નથી '-' મારા જેવો કોઇ ઉદાર નથી '-' મારા જેવો કોઇ વિદ્વાન્ નથી' -' મારા જેવો કોઇ બળવાન્ નથી '-વિગેરે. આ વૃત્તિઓ, દેહાધ્યાસની માનીતી પટરાણીઓ છે; અને તે ક્રોધની-કજીયાની-અશાંતિની-માતા થઇને, માનવજીવનને વારંવાર ભ્રષ્ટ કરે છે. ' ઇશ્વરની સૃષ્ટિમાં આપણા કરતાં અનેક ઉત્તમ રત્નો છે, ' એવો વિચાર વારંવાર કરીને, દેહાધ્યાસની માનીતી વૃત્તિઓને શમાવવા પ્રયત્નક રજો. પ્રયત્ન સફળ થતાં, જ્ઞાન, વિવેક, વૈરાગ્ય અને ભક્તિ નવપલ્લવીત થશે. હવે આપણે આપણા મૂળ વિષય તરફ આવો.

ભગવાનને જોઇને તે અસુરે શું કર્યું?—

**स तं निशम्याभिमुखो मुखेन खं, पिबन्निवाभ्यद्रवदत्यमर्षणः ॥**
**जघान पद्भ्यामरविन्दलोचनं, दुरासदश्चण्डजवो दुरत्ययः ॥ ४ ॥**
**तद्वञ्चयित्वा तमधोक्षजो रुषा, प्रगृह्य दोर्भ्यां परिविद्ध्य पादयोः ॥**
**सावज्ञमुत्सृज्य धनुःशतान्तरे, यथोरगं तार्क्ष्यसुतो व्यवस्थितः ॥५॥**

અર્થ—ઘણા વેગવાળો, પરાભવ કરવાને અશકય, કોઇનો માર્યો ન મરે એવો, તે કેશી દૈત્ય, ભગવાનને જોઈને, મુખથી જાણે આકાશને પી જતો હોય તે પ્રમાણે, શ્રીકૃષ્ણ સામે દોડયો. તેણે ઘણોજ ક્રોધ કરીને, કમળ સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણને, પોતાના પાછલા પગની પાટુ મારી. [૪] શ્રીકૃષ્ણે તે પ્રહાર ચૂકાવી દઈને, ક્રોધથી તેના બે પાછલા પગ પકડી લઇને, આકાશમાં ફેરવીને, લીલામાત્રમાં-સહેજમાં-જોતજોતામાં-તેને સો ધનુષ્યને છેટે ફેંકી દીધો; પછી સર્પને ફેંકી દઇને જેમ ગરૂડજી [સ્વસ્થ] ઉભા રહે, તેમ શ્રીકૃષ્ણ ઉભા રહ્યા. [૫]

૪–૫ વિવેચન—

પહેલા શ્લોકમાં કહ્યું કે-'**मनोजवः** [મનના જેવા વેગવાળો]' અને ચોથા શ્લોકમાં કહે છે કે-'**चंडजवः** [ભયંકર વેગવાળો]' વેગવાળો અને ઘણોજ બળવાન્. ગરૂડ જેમે તેવા સર્પને ફેંકી દે, તેમ શ્રીકૃષ્ણે તેને ફેંકી દીધો. ભાવ એ છે કે-એક મંકોડો આપણા શરીર ઉપર ઘણી મહેનતે ચડયો હોય, પણ આપણે તેને ફુંક મારીને ફેંકી દઇએ. તે પ્રમાણેજ દૈવી શક્તિ પાસે, લૌકિક શક્તિ કાંઇ હિસાબમાં નથી.

હવે તેને મારી નાંખવાની તૈયારી કરે છે—

**स लब्धसंज्ञः पुनरुत्थितो रुषा, व्यादाय केशी तरसाऽपतद्धरिम् ॥**
**सोऽप्यस्य वक्त्रे भुजमुत्तरं स्मयन, प्रवेशयामास यथोरगं बिले ॥ ६ ॥**

---

૪ પદચ્છેદ—**तं निशम्य**-ભગવાનને જોઇને. **चंडः जवः यस्य सः चंडजवः**-ઘણા વેગવાળો. **दुःखेन अत्येतुं शक्यः दुरत्ययः**-પરાભવ કરવાને અશકય. **दुरासदः**-બીજાનો માર્યો મરે નહીં એવો. **अभिमुखः**-સામે થયો. **मुखेन खं पिबन् इव**-મુખથી જાણે આકાશને પી જતો હોય એવી રીતે તે. **अभ्यद्रवत्**-શ્રીકૃષ્ણ સામે દોડયો અને **अत्यमर्षणः**-ઘણો ક્રોધ કરીને. **अरविंदलोचनं**-કમળ સરખાં નેત્રવાળા કૃષ્ણને. **पद्भ्यां जघान**-પાછલા પગનું પાટુ મારી.

૫ પદચ્છેદ—**अधोक्षजः तत् वंचयित्वा**-શ્રીકૃષ્ણે તે પ્રહારને ચૂકાવી દઈને. **तं**-તે કેશીને. **रुषा**-ક્રોધથી. **पादयोः दोर्भ्यां** (હાથથી). **प्रगृह्य**-તેના પાછલા બે પગ ઝાલી લઇને. **परिविद्ध्य**-આકાશમાં ફેરવીને. **अवज्ञया** (લીલા માત્ર) **सहितं यथा स्यात् तथा सावज्ञं**-લીલા માત્રમાં, જોતજોતામાં. **धनुषां शतं धनुःशतं तस्य अंतरं तस्मिन धनुःशतांतरे**-સો ધનુષ્યને છેટે. **उत्सृज्य**-ફેંકીને. **यथा तार्क्ष्यसुतः** (ગરૂડ) **उरगं**-સર્પને ફેંકીને જેમ ગરૂડજી. **व्यवस्थितः**-નિડરપણે ઉભા રહે તેમ શ્રીકૃષ્ણ ઉભા રહ્યા.

૬ પદચ્છેદ—**लब्धा संज्ञा येन सः लब्धसंज्ञः सः केशी**-તે કેશી દૈત્યને ભાન આવતાં. **पुनः उत्थितः**-પાછો ઉભો થઇને. **रुषा व्यादाय**-ક્રોધથી મુખ પહોળું કરીને.

**दन्ता निपेतुर्भगवद्भुजस्पृश्-ते केशिनस्तप्तमयः स्पृशो यथा ॥**
**बाहुश्च तद्देहगतो महात्मनो, यथामयः संववृधे उपेक्षितः ॥ ७ ॥**

અર્થ—કેશી દૈત્યને ભાન આવતાં, પાછો ઉભો થઇને, ક્રોધથી મુખ પહોળું કરીને, તુરત ભગવાન્ ઉપર કૂદી પડયો. ભગવાને પણ, હસતાં હસતાં, સર્પને દરમાં ઘાલે તેમ, કેશી દૈત્યના મુખમાં, પોતાનો ડાબો હાથ ઘાલી દીધો. [૬] તપાવેલા લોઢાને અડકતાં, જેમ દાંતો પડી જાય; તેમ ભગવાનના હાથનો સ્પર્શ કરતાં, કેશી દૈત્યના દાંતો પડી ગયા. પછી કેશીના શરીરમાં ગએલો, ભગવાન્ શ્રીકૃષ્ણનો હાથ, યોગ્ય ઉપચાર નહીં કરેલા જલોદરની માફક, વધ્યો-ફૂલી ગયો. [૭]

૬-૭ વિવેચન—

જ્યાં ભય ત્યાં સમર્થ લોકો અભય રહે-મુખ દ્વારા શ્રીકૃષ્ણને ગળી જવાનો, કેશીનો પ્રયત્ન હતો. તે મુખમાંજ શ્રીકૃષ્ણે હાથ ઘાલ્યો. મુખમાં પેઠા પછી હાથે, લોઢા જેવા તપી જઇને, તેના દાંત પાડી નાખ્યા; અને ફૂલી જઇને તેનો શ્વાસ રૂંધી નાંખી, તેનું પેટ ચીરી નાંખ્યું. આ દૈવી ચમત્કારો છે. તે સ્થૂલબુદ્ધિથી સમજાય નહીં.

હવે કેશી મરણપથારીએ જાય છે—

**समेधमानेन स कृष्णबाहुना, निरुद्धवायुश्चरणांश्च विक्षिपन् ॥**
**प्रस्विन्नगात्रः परिवृत्तलोचनः, पपात लेण्डं विसृजन् क्षितौ व्यसुः ॥८॥**

---

**तरसा हरिं अपतत्**-તુરત ભગવાન્ ઉપર કુદી પડયો. **सः अपि**-ભગવાને પણ. **अस्य वक्त्रे**-આ કેશીના મુખમાં **स्मयन्**-હસતાં હસતાં. **उत्तरं भुजं**-ડાબો હાથ. **यथा उरगं बिले प्रवेशयामास**-સર્પને દરમાં ઘાલે તેમ ઘાલી દીધો.

૭ પદચ્છેદ—**यथा**-જેવી રીતે [ **अयः स्पृशंति इति अयःस्पृशः** ] **तप्तं अयः-स्पृशः दंताः**-તપેલા લોઢાને અડકનારા દાંતો. એટલે-તપેલા લોઢાને અડકવાથી જેમ દાંતો પડી જાય તેમ. **भगवद्भुजस्पृशः केशिनः ते दंताः**-ભગવાનના હાથનો સ્પર્શ કરનારા કેશીના દાંતો. **निपेतुः**-પડી ગયા. **च**-પછી **तस्य देहं गतः**-તે કેશીના શરીરમાં ગએલો. **महात्मनः बाहुः**-શ્રીકૃષ્ણનો હાથ. **यथा उपेक्षितः आमयः**-યોગ્ય ઉપચાર નહીં કરેલા જલોદરની માફક. **संववृधे**-સારી રીતે વધ્યો.

૮ પદચ્છેદ—**समेधते इति समेधमानः तेन कृष्ण बाहुना**-વૃદ્ધિ પામેલા ભગવાનના હાથથી. **निरुद्धः वायुः यस्य सः निरुद्धवायुः**-જેનો શ્વાસ રોકાઇ ગયો છે એવો કેશી. **प्रस्विन्नं** (પરસેવાવાળું) **गात्रं यस्य सः**-પરસેવો વળી ગયો હતો તે **च चरणान् विक्षिपन्**-અને પગ પછાડતો. **परिवृत्ते लोचने यस्य सः परिवृत्तलोचनः**-તેની આંખો ફાટી રહી હતી તે. **लेंडं विसृजन्**-લીંડા કરતો. **विगताः असवः यस्य सः व्यसुः**-જેના પ્રાણ નીકળી ગયા તે. **क्षितौ पपात**-પૃથ્વીઉપર પડી ગયો.

**तद्देहतः कर्कटिकाफलोपमाद्—व्यसोरपाकृष्य भुजं महाभुजः ॥**
**अविस्मितोऽयत्नहतारिरुत्स्मयैः, प्रसूनवर्षैर्दिविषद्भिरीडितः ॥९॥**

**અર્થ**—વૃદ્ધિ પામેલા ભગવાનના હાથથી, જેનો શ્વાસ રોકાઈ ગયો હતો, જેને પરસેવો વળી ગયો હતો, તથા જે પગ પછાડવા લાગ્યો હતો; અને જેની આંખો ફાટી રહી હતી; તથા જે લીંડાં કરી રહ્યો હતો, તે કેશી દૈત્યના પ્રાણ નીકળી ગયા; અને તે પૃથ્વી ઉપર પડી ગયો. [૮] પ્રાણ રહિત થએલા (પાકેલી) કાકડી જેવા તેના દેહમાંથી, શ્રીકૃષ્ણે જરા પણ ગર્વ કર્યા વિના, પોતાનો હાથ ખેંચી લીધો. (આ દેખાવ જોઈને) વિસ્મય પામેલા દેવો, સહેજમાં શત્રુનો નાશ કરનાર શ્રીકૃષ્ણ ઉપર, પુષ્પ વૃષ્ટિ કરીને, સ્તુતિ કરવા લાગ્યા. [ ૯ ]

૮-૯ વિવેચન—

પ્રાણીમાત્રને અંતકાળની આવી ભયંકર સ્થીતિ હોય છે. તે વખતે શ્રી હરિ સામે ક્યાંથી હોય! વાળી કહે છે—

ચોપાઈ—જન્મ જન્મ મુનિ યતન કરાહિ, અંત રામ કહીં આવત નાહીં.

[ મોક્ષવાણી પાનું ૪૧ A ]

કેશી અસુર છે, તોપણ ભાગ્યશાળી છે, કારણકે અંતકાળ વખતે સામા શ્રીહરિ ઉભા છે. આપણે સૌ શ્રીહરિને પ્રાર્થના કરો કે—

**પદ.**

અમને અંત સમે અલબેલા લેવા આવજોરે—અમને અંત સમે૦ ટેક૦
ત્રીકમ નામ તમારૂં પ્યારૂં, પ્રાણ જતાં પણ ન કરૂં ન્યારૂં (૨)
મનહર મંગળ મૂરતિ–મને બતાવજોરે—અમને૦
વીકટ સમય સાચવજો વ્હાલા, કહું કોટિ કરી કાલાવાલા;
એવા દીન દયાળ-દયા દરસાવજોરે—અમને૦
વસમી અંત સમયની વેળા, [ થવા દ્યો—થવા દ્યો– ]
વસમી અંત સમયની વેળા, વ્હારે ધાજો વિઠ્ઠલ વહેલા;
પ્રણતપાલનું પહેલાં પણ–પરખાવજોરે—અમને૦

૯ પદચ્છેદ—**व्यसोः**-પ્રાણરહિત થએલા **कर्कटिका** (કાકડી) **फलं उपमा यस्य सः, तस्मात् कर्कटिकाफलोपमात् इति तस्य देहतः**-કાકડી જેવા તેના દેહમાંથી **महाभुजः**-શ્રીકૃષ્ણે. **अविस्मितः**-જરા પણ વિસ્મય પામ્યા વિના-ગર્વ કર્યા વિના. **भुजं अपाकृष्य**-હાથને ખેંચી લઈને **अयत्नेन हतः अरिः येन सः अयत्नहतारिः**-જેણે સહેજમાં શત્રુનો નાશ કર્યો એવા કૃષ્ણ. **उत्स्मयैः**-અતિ વિસ્મય પામેલા. **प्रसूनानि वर्षंति इति प्रसूनवर्षाः तैः प्रसूनवर्षैः**-પુષ્પવૃષ્ટિ કરતા દેવોથી. **दिवि** (સ્વર્ગમાં) **सिदंति** (રહે છે) **इति दिविषदः** [અથવા **दिविसदः**] **तैः दिविषद्भिः**-દેવોથી. **ईडितः**-સ્તુતિ કરાતા હતા.

મરકટ જેવું મન અમારૂં, ત્રીકમ તાન ચૂકાવે તારૂં;
અંતરનું અંધારૂં-સદા સમાવજોરે—અમને૦
દેજો દર્શન જનમન હારી, કરૂણાસાગર કુંજવિહારી;
શિવશંકર બલિહારી, બાપ બચાવજોરે—અમને૦

[ પાછળ ૮૮૮ મે પાને આ ગવાયું છે. ]

કર્મની અંતરાયે કદિ શ્રીહરિ અંતકાળ વખતે ન આવી શકે; પણ શ્રીહરિના જનને તો, તે વખતે જરૂર બોલાવજો. બોલાવીને પાસે બેસાડજો. તેમના ખોળામાં માથું મૂકીને, **'ૐ નમો ભગવતે વાસુદેવાય'**નો જપ કરજો. તેમના હાથમાં હાથ મેલાવીને **'જય-શ્રીકૃષ્ણ'** કહેજો. તેમના ચરણની રજ લઇને માથે મૂકજો. ઉપર ગાયું તે પદ, તેમની પાસે બે ત્રણ વખત ગવરાવજો. અરણીને ઘસતાં અગ્નિ ખરે; તેમ આવાં પદ ગાતાં ભગવદ્ભાવ ઉભરાય. આવું કાંઇ નહીં કરો, અને-નથુભાઈ મરી ગયા; તેની પાછળ-ત્રણ નાત, પાંચ અખાડા, અડસઠ તીરથ, પોળની ચોરાશી, અને સજ્જામાં સોનાનાં સાંકળાં-તે તમામ મરનાર માટે નથી. હશે તો એકાદ ટકો-નવાણું ટકાની શોભા પુત્રાદિકને છે.

એકનો જીવ જાય, બીજાને આનંદ થાય. અસુરનો જીવ ગયો, અને દેવો રાજી થયા. દેવો શ્રીકૃષ્ણને પુષ્પવૃષ્ટિથી વધાવવા લાગ્યા. જીવે ત્યાં સુધી કોઇને જંપવા ન દે, તે રાજા હોય કે પ્રજા હોય; તે પિતા હોય કે પુત્ર હોય; સ્ત્રી હોય કે પતિ હોય; અગર ગમે એવું નીકટનું સંબંધી હોય; તો પણ તેના મૃત્યુથી અંતરાત્મા કાંઇક-અમુક પ્રમાણમાં-પ્રસન્ન થાય છે. આવ્યા ત્યારે કાંઇ લાવ્યા નહોતા, અને ગયા ત્યારે કાંઇ લઇ ગયા નથી. નાગા આવ્યા, અને નાગા ચાલ્યા. એક ચીંથરૂં ઉપાડી જવાનો પણ અધિકાર નહીં; છતાં કોઇને જંપીને બેસવા દીધા નહીં, તે અસુરો છે. તેમના મરણથી દેવો રાજી થાય છે. ભરતખંડ, માનવજીવન, સત્સાસ્ત્રો અને સદ્ગુરૂ મળ્યા; પણ-અંધા પાસે આરસી અને ભેંશ પાસે ભાગવત. જીવનું કલ્યાણ ચાહતા હો, તો જ્યાં જીવનું બગડે, એવો દગા ફટકાનો, વ્યાજ વટાવનો અને પોલીસાદિનો ધંધો કદિ કરશો નહીં. ઘરમાં સૌની સાથે હળીમળીને રહેજો, અને જે અન્નપાન મળે, તે સંપીને જમજો. જ્યાં સંબંધ હોય, ત્યાં-ધક્કો ખાતો શીખજો; ધક્કો મારતાં શીખશો નહીં.

હવે નારદજી પધારે છે—

**देवर्षिरुपसंगम्य, भागवतप्रवरो नृप ॥**
**कृष्णमक्लिष्टकर्माणं, रहस्येतदभाषत ॥ १० ॥**

**અર્થ—હે રાજન્ ! વૈષ્ણવોમાં ઉત્તમ નારદજીએ, એ મોટાં કામ કર-નારા ભગવાનને એકાંતમાં મળીને, નીચે પ્રમાણે કહ્યું. [૧૦]**

૧૦ વિવેચન—

આગળ કહ્યું કે નારદજી શ્રીહરિનું મન છે. તારનું દોરડું છે. આગળ પાછળની વ્યવસ્થા

---

૧૦ પદચ્છેદ—**नृप**-હે રાજન્ ! **भागवतेषु प्रवरः**-વૈષ્ણવોમાં ઉત્તમ-**देवर्षिः**-નારદજીએ. **अक्लिष्टकर्माणं कृष्णं**-મોટા કામ કરનારા શ્રીકૃષ્ણને **रहसि उपसंगम्य**-એકાંતમાં મળીને. **एतद् अभाषत**-નીચે પ્રમાણે કહ્યું.

કરી આપનાર વ્યવસ્થાપક છે. શ્રીહરિને એકાંતમાં મળ્યા. [શ્રીહરિ દેખાય છે નાના બાળક, પણ ભક્તોને એકાંત આપે છે.]

નારદજી શું કહે છે તે ભાવથી સાંભળો—

**कृष्ण कृष्णापमेयात्मन्, योगेश जगदीश्वर ॥**
**वासुदेवाखिलावास, सात्वतां प्रवर प्रभो ॥ ११ ॥**
**त्वमात्मा सर्वभूताना-मेको ज्योतिरिवैधसाम् ॥**
**गूढो गुहाशयः साक्षी, महापुरुष ईश्वरः ॥ १२ ॥**
**आत्मनात्माश्रयः पूर्वे, मायया ससृजे गुणान ॥**
**तैरिदं सत्यसंकल्पः, सृजस्यत्स्यवसीश्वरः ॥ १३ ॥**

અર્થ—હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે પ્રમાણમાં ન આવે એવા સ્વરૂપવાળા ! હે યોગેશ્વર ! હે જગતના ઈશ્વર ! હે વાસુદેવ ! હે સર્વના નિવાસરૂપ ! હે યાદવોમાં ઉત્તમ ! હે પ્રભુ ! સર્વ પ્રાણીપદાર્થોમાં આત્મારૂપે આપ એકજ છો. લાકડામાં રહેલા અગ્નિની માફક, હૃદયરૂપી ગુફામાં આપ ગુપ્ત રીતે રહો છો; આપ બુદ્ધિના સાક્ષી છો. આપ મહાપુરૂષ અને ઈશ્વર છો. [૧૧-૧૨]. આપે કોઇ બીજાં સાધનોની અપેક્ષા રાખ્યા વિના-સ્વતંત્રપણે-પોતાની માયા વડે, પૂર્વે (પ્રથમ) ગુણોને ઉત્પન્ન કર્યા. સત્ય સંકલ્પવાળા આપ ઇશ્વર, તેજ ગુણોથી આ જગતને સર્જો છો, પાળો અને તેનો નાશ કરો છો. [૧૩]

૧૧ થી ૧૩ વિવેચન—

આનું વિવેચન શું કરીએ ! વિવેચન કરવા જઈએ, તો વસ્તુ ખોવાઇ જાય. [લ્યો

---

૧૧ પદચ્છેદ—**कृष्ण ! कृष्ण** !-હે કૃષ્ણ **अप्रमेयः आत्मा** (રૂપ) **यस्य सः तत् संबुद्धौ-हे अप्रमेयात्मन्**-હે પ્રમાણમાં ન આવે એવું જેનું રૂપ છે તે. **योगेश जगदीश्वर**-હે યોગેશ્વર, હે જગતના નાથ. **वासुदेव**-હે વસુદેવના પુત્ર. **अखिलानां आवासः** (સ્થાન) **तत् संबुद्धौ हे अखिलावास** !-હે સર્વના નિવાસરૂપ. **सात्वतां प्रवरः**-યાદવોમાં ઉત્તમ. **प्रभो**-હે પ્રભુ.

૧૨ પદચ્છેદ—**त्वं सर्वभूतानां एकः आत्मा**-તમે સર્વ પ્રાણીઓના એકજ આત્મા છો **एधसाम् ज्योतिः इव**-લાકડામાં રહેલી અગ્નિની માફક-**गुहायां शेते इति गुहाशयः**-હૃદયરૂપી ગુફામાં સુનાર. **इति गूढः**-ગુપ્ત **साक्षी**-બુદ્ધિ પણ સાક્ષી. **महापुरुषः ईश्वरः**-મહાપુરૂષ અને ઇશ્વર છો.

૧૩ પદચ્છેદ—**आत्मा एव आश्रयः यस्य सः आत्माश्रयः**-બીજા કોઇ સાધનની અપેક્ષા નહીં રાખનારા-સ્વતંત્ર. **आत्मना**-પોતાથી. **पूर्वे मायया**-પૂર્વે માયાથી. **गुणान ससृजे**-ગુણોને ઉત્પન્ન કર્યા. **सत्यसंकल्पः इति त्वं ईश्वरः**-સત્યસંકલ્પવાળા આપ ઇશ્વર **तैः गुणैः**-તે ગુણોથી. **इदं** આ જગતને. **सृजसि**-સૃજો છો. **अवसि**-રક્ષણ કરો છો. **अत्सि**-નાશ કરો છો.

ફરીવાર તેનો અર્થ કરું.] શ્રીકૃષ્ણતત્ત્વ શું છે? શ્રી પરમાત્મા અગર બ્રહ્મનું સ્વરૂપ કેવું હોય? સત્પુરુષોને તે કેવું દેખાય? તેનું આ વર્ણન છે. પોળના એક શેઠની મશ્કરી થતી નથી. એક નગરશેઠને રાજા પણ માન આપે છે. ત્યારે શ્રીકૃષ્ણ કે જે-આવા પ્રકારની વસ્તુ છે, તેને પાખંડી કહીને, ભૂલાં પડીએ; તેમાં આપણો પોતાનો દોષ છે.

હવે અવતાર ધરવાનું કારણ કહે છે—

**स त्वं भूधरभूतानां, दैत्यप्रमथरक्षसाम् ॥**
**अवतीर्णो विनाशाय, सेतूनां रक्षणाय च ॥१४॥**

**અર્થ—રાજારૂપે થએલા દૈત્યો, પ્રમથો [ઉદ્ધત-અવિવેકી] અને રાક્ષસોના નાશ માટે, અને ધર્મની મર્યાદાઓનું રક્ષણ કરવા માટે, આપ અવતર્યા છો-આપે અવતાર ધારણ કર્યો છે. [૧૪]**

૧૪ વિવેચન—

**परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृताम् ॥**
**धर्मसंस्थापनार्थाय, संभवामि युगे युगे ॥ ८ ॥** ગીતા અ. ૪

તેજ વાત અહીં નારદજી કહે છે. **दुष्कृतां**-ખોટાં કામ કરનારા. આ શ્લોકમાં તેનું સ્પષ્ટિકરણ કરે છે કે-કેટલાએક રાજાઓ ઉપરથી પ્રજાપાલક જેવા જણાય છે; પણ તેઓનાં લક્ષણ અસુરોને મળતાં છે.

વચ્ચે કેશીના વધની પ્રશંસા કરે છે—

**दिष्ट्या ते निहतो दैत्यो, लीलयायं हयाकृतिः ॥**
**यस्य हेषितसंत्रस्तास्-त्यजन्त्यनिमेषा दिवम् ॥१५॥**

**અર્થ—જેના હણહણાટથી ત્રાસ પામેલા દેવો, સ્વર્ગને તજી દેતા હતા; તે આ ઘોડાના આકારવાળા કેશી દૈત્યને, આપે સહેજમાં માર્યો, તે ઠીક કર્યું. [૧૫]**

૧૫ વિવેચન—

કહેવાનો ભાવ એ છે કે-'જગતને પીડનારાનો જલદી નાશ કરો, એ સારી વાત છે.'

---

૧૪ પદચ્છેદ—**स त्वं**-તે આપ. [**भुवं धरंति इति भूधराः**-રાજાઓ.] **भूधररूपाः इति भूधरभूताः तेषां भूधरभूतानां**-રાજા રૂપે થએલાનાં **दैत्याश्च प्रमथाश्च** (ઉદ્ધત) **रक्षांसि** (રાક્ષસો) **च तेषां दैत्यप्रमथरक्षसां**-દૈત્યો, પ્રમથો અને રાક્ષસોનાં. **विनाशाय च सेतूनां रक्षणाय त्वं अवतीर्णः**-નાશ માટે અને ધર્મની મર્યાદાઓનું રક્ષણ કરવા માટે આપ અવતર્યા છો.

૧૫ પદચ્છેદ—**अयं हयाकृतिः दैत्यः**-ઘોડાની આકૃતિવાળો આ દૈત્ય. **यस्य हेषितसंत्रस्ताः**-જેના હણહણાટથી ત્રાસ પામેલા. **न विद्यते निमिषं येषां ते इति अनिमिषाः**-દેવો. **दिवं त्यजंति**-સ્વર્ગને તજી દેતા હતા, તે દૈત્ય. **ते-त्वया**-તમારાથી. **लीलया निहतः**-સહેજમાં હણાયો તે. **दिष्ट्या**-ઠીક થયું.

હવે પછીનાં કાર્યોનો પ્રોગ્રામ ગોઠવી આપે છે, અગર હવે પછી શું શું થવાનું છે, તેની યાદ આપે છે—

**चाणूरं मुष्टिकं चैव, मल्लानन्यांश्च हस्तिनम् ॥**
**कंसं च निहतं द्रक्ष्ये, परश्वोऽहनि ते विभो ॥१६॥**

**तस्यानु शङ्खयवन-मुराणां नरकस्य च ॥**
**पारिजातापहरण-मिन्द्रस्य च पराजयम् ॥१७॥**

**અર્થ—હે પ્રભુ! પરમ દિવસે ચાણુર, મૂષ્ટિક અને એવા બીજા મલ્લો, કુવલયાપીડ હાથી અને કંસ આપનાથી હણાશે-મરાશે, તે હું જોઇશ-[ ૧૬ ] તે પછી પંચજન, કાલયવન, મુર, અને નરકાસુરના વધને પણ હું જોઇશ. આપ [ સ્વર્ગમાંથી ] પારિજાત-વૃક્ષ-નું હરણ કરશો, અને ઇંદ્રનો પરાજય કરશો, તે પણ હું જોઇશ. [ ૧૭ ]**

૧૬-૧૭ વિવેચન—

પરમ દિવસ—'પરમ દિવસે તમે ચાણૂરાદિને મારશો,' એટલે-'આજે તમને અક્રૂર તેડવા આવશે.

પંચજન—ગુરૂના પુત્રને લેવા શ્રીકૃષ્ણ જશે, ત્યારે સમુદ્રમાં રહેનારા આ દૈત્યને પ્રભુ મારશે.

પછી શું થશે તે હવે કહે છે—

**उद्वाहं वीरकन्यानां, वीर्यशुल्कादिलक्षणम् ॥**
**नृगस्य मोक्षणं पापाद्-द्वारकायां जगत्पते ॥१८॥**

---

૧૬ પદચ્છેદ—**हे विभो !**-હે પ્રભુ! **परश्वः** (પરમ) **अहनि**-પરમ દિવસે. **चाणूरं मुष्टिकं च एव अन्यान् मल्लान्**-ચાણુર, મુષ્ટિક અને એવા બીજા મલ્લોને **हस्तिनं च**-અને હાથીને. **कंसं च**-કંસને. **ते त्वया निहतं द्रक्ष्ये**-તમારાથી હણાયેલા હું જોઇશ.

૧૭ પદચ્છેદ—**तस्यानु**-તે પછી. **शंखश्च यवनश्च मुरश्च-तेषां**-પંચજન, કાલયવન અને મુરના **च**-અને **नरकस्य वधं**-નરકાસુરના વધને [ **द्रक्ष्ये**-જોઇશ ]. **पारिजातस्य अपहरणं**-પારિજાતનું હરણ. **च**-અને **इंद्रस्य पराजयं**-ઇંદ્રનો પરાજય કરશો (તે હું જોઇશ).

૧૮ પદચ્છેદ—**हे जगत्पते**-હે જગતના પતિ! **वीर्यं एव शुल्कं वीर्यशुल्कं, तत् एव आदिलक्षणं यस्मिन् सः तं इति वीरकन्यानां उद्वाहं** (વિવાહ)-પરાક્રમરૂપી મૂલ્ય આપીને રાજાઓની કન્યાઓને પરણશો. **द्वारकायां नृगस्य पापात् मोक्षणं**-દ્વારકામાં નૃગ રાજાને પાપથી મુક્ત કરશો. [**शापात्**-હોય તોપણ ચાલે.]

स्यमन्तकस्य च मणे-रादानं सह भार्यया ॥
मृतपुत्रप्रदानं च, ब्राह्मणस्य स्वधामतः ॥१९॥

અર્થ—હે જગત્પતિ! પરાક્રમરૂપી મૂલ્ય આપીને, આપ રાજાઓની કન્યાઓને પરણશો, તથા દ્વારકામાં નૃગરાજાને પાપથી (શાપથી) આપ મુક્ત કરશો. પછી જાંબવંતીની સાથે સ્યમંતક મણિને લાવશો; અને યમપુરીમાંથી બ્રાહ્મણના મરી ગએલા પુત્રને, સજીવન કરીને; પાછો લાવી આપશો, તે હું જોઇશ. [૧૮-૧૯]

૧૮-૧૯ વિવેચન—

શ્લોકમાં पापात् ને બદલે शापात् હોય તોપણ ચાલે-અર્થ સ્પષ્ટ થાય.

પરાક્રમરૂપી મૂલ્ય આપીને પરણવું, તે વીરોને શોભે છે. અત્યારે પણ કેટલાંએક માબાપો, ધન અગર કુળમાં ન અંજાઇ જતાં, સારા વિદ્વાનોને પોતાની કન્યાઓ આપે છે. ચપળ પુરૂષો પણ, પરણવાના લોભમાં ન પડી જતાં, વિદ્યા અને વિનયદ્વારા કન્યાઓ મેળવે છે.

પછી શું થશે તે હવે કહે છે—

पौण्ड्रकस्य वधं पश्चात्, काशिपुर्याश्च दीपनम् ॥
दन्तवक्त्रस्य निधनं, चैद्यस्य च महाक्रतौ ॥ २० ॥
यानि चान्यानि वीर्याणि, द्वारकामावसन् भवान् ॥
कर्ता द्रक्ष्याम्यहं तानि, गेयानि कविभिर्भुवि ॥२१॥

અર્થ—નારદજી આગળ કહે છે કે-હે શ્રીકૃષ્ણ! પછી આપ મિથ્યા વાસુદેવને મારશો, કાશીપુરીને બાળશો, દંતવક્ત્રને મારશો; રાજસુય યજ્ઞમાં શીશુપાલને (પણ) મારશો; અને એવાં બીજાં કવિઓને ગાવા યોગ્ય પરાક્રમો -કર્મો-પણ આપ દ્વારકામાં રહીને કરશો, તે હું જોઈશ. [૨૦-૨૧]

૨૦-૨૧ વિવેચન—

મિથ્યા વાસુદેવની કથા આગળ આવશે. પોતે જે નથી, તેનો ડોળ કરનારને, પ્રભુ

---

૧૯ પદચ્છેદ—च-અને भार्ययासह स्यमंतकस्य मणेः आदानं-જાંબવંતી સાથે સ્યમંતકમણિ લાવશો તે. च-અને स्वधामतः-યમરાજની પુરીમાંથી. ब्राह्मणस्य मृतपुत्रप्रदानं-બ્રાહ્મણના મરી ગએલા પુત્રને પાછો જીવતો લાવી આપશો તે.

૨૦ પદચ્છેદ—पौड्रकस्य वधं-મિથ્યા વાસુદેવને મારશો તે पश्चात् काशीपुर्याः दीपनं-કાશીપુરીને બાળવી તે. दंतवक्त्रस्य निधनं-દંતવક્રનું મોત. च महाक्रतौ-રાજસુ યજ્ઞમાં चेदानां राजा चैद्यः तस्य (निधनं)-શીશુપાળનું મોત.

૨૧ પદચ્છેદ—च अन्यानि यानि वीर्याणि-અને એવાં બીજાં પરાક્રમો પણ. भुवि कविभिः गेयानि तानि-પૃથ્વીમાં કવિઓએ ગાવા યોગ્ય જે છે તે કર્મોને द्वारकां आवसन् इति भवान् कर्ता દ્વારકામાં રહીને આપ કરશો, તે કર્મોને अहं द्रक्ष्यामि-હું જોઈશ.

પોતે શિક્ષા કરે છે; એમ મિથ્યાવાસુદેવની કથાનો સાર છે. પોતે બ્રહ્મરૂપ થયા નથી, છતાં પોતાને બ્રહ્મરૂપ બતાવીને, સ્વચ્છંદ કરનાર શિક્ષાને પાત્ર છે. પોતે પ્રભુ બન્યા નથી, તે પહેલાં પ્રભુ બનીને બેસનારા, શિક્ષાને પાત્ર છે. યાદ રાખવું કે-જેમને શ્રીહરિની દરકાર હોય, તેમણે દિનતાનું પાલન કરવું; અને જેમને લૌકિક શોભાની દરકાર હોય, તેમણે પાખંડનું પાલન કરવું. દિનતાદ્વારાજ પ્રભુતા પ્રાપ્ત થશે. દોહરો-'મૃદતામાં પ્રભુતા રહે, પ્રભુતાસેં પ્રભુ દૂર; કીડી મીસરી ચુગતે, ગજ ઉડાવે ધૂર.'

કાશીપુરીને બળાય ?-અને તે કર્મ શ્રીકૃષ્ણ કરે ?-ભ્રષ્ટ થએલા કપડાને ધોઈ નાંખવુંજ પડે. તેમ મિથ્યા વાસુદેવના સંગથી, ધર્મ મર્યાદાનો ત્યાગ કરનારી કાશીપુરીને, પાવન કરવા માટે, શ્રીકૃષ્ણે અગ્નિસંસ્કાર કર્યો, જણાય છે.

કવિયો ગાય તેવાં કર્મ-એટલે-પવિત્ર કર્મ-પાવન કર્મ.

હવે આગળ સાંભળો—

**अथ ते कालरूपस्य, क्षपयिष्णोरमुष्य वै ॥**
**अक्षोहिणीनां निधनं, द्रक्ष्याम्यर्जुनसारथेः ॥२२॥**
**विशुद्धविज्ञानघनं स्वसंस्थया, समाप्तसर्वार्थममोघवाञ्छितम् ॥**
**स्वतेजसा नित्यनिवृत्तमाया-गुणप्रवाहं भगवन्तमीमहि ॥२३॥**

**અર્થ**—પછી આપ કે જે કાળ સ્વરૂપ છો, તે અર્જુનના સારથી બનીને, અને પૃથ્વીનો ભાર ઉતારનારા બનીને, [અથવા પૃથ્વીનો ભાર ઉતારવાના હેતુથી, અર્જુનના સારથી બનીને,] અઢાર અક્ષોહિણીઓનો નાશ કરશો, તે પણ હું જોઈશ. [૨૨] આપ કે જે શુદ્ધ જ્ઞાન-સ્વરૂપ, સ્વરૂપની સારી સ્થીતિથીજ જેના સર્વ મનોરથો પ્રાપ્ત છે એવા [એટલે જે પૂર્ણ કામ છે] તેને; વળી જેના સર્વ પ્રયત્નો સફળ છે, એવા આપને; અને પોતાના પ્રભાવથી જેમાં માયાના કાર્ય રૂપ સંસારનો પ્રવાહ નિરંતર નિવૃત્તિ પામેલો છે; એવા આપ ભગવાનને શરણે અમે આવેલા છઇએ. [૨૩]

---

૨૨ પદચ્છેદ—**अथ**-પછી. **कालरूपस्य इति कालरूपेण-इति ते-त्वया**-આપ કે જે કાળરૂપ છો તેમનાથી **अमुष्य**-આ પૃથ્વીના **क्षपयिष्णोः इति क्षपयिष्णुना इति ते-त्वया**-સંહાર કરનારા એટલે ભાર ઉતારનારા એવા આપથી; **इति अर्जुनसार्थिना इति ते-त्वया**-અર્જુનના સારથી બનીને. **अक्षोहिणीनां निधनं** અક્ષોહિણીઓનો નાશ કરશો તે. **द्रक्ष्यामि**-હું જોઇશ.

૨૩ પદચ્છેદ—**विशुद्धं विज्ञानघनं** (જ્ઞાનની મૂર્તિ) **यस्य सः तं**-આપ કે જે શુદ્ધ જ્ઞાન સ્વરૂપની **स्वस्य संस्था तया** સ્વરૂપની સારી સ્થીતિથીજ. **समाप्ताः सर्वे अर्थाः यस्य सः तं समाप्तसर्वार्थं**-જેને સર્વ મનોરથો પ્રાપ્ત છે એવા; એટલે જે પૂર્ણ કામ છે તેને. **अमोघं** (સફળ) **वांछितं** (પ્રયત્ન) **यस्य सः तं अमोघवांच्छितं**-જેના સર્વ પ્રયત્નો સફળ છે એવા આપને. **स्वतेजसा**-પોતાના પ્રભાવથી. **नित्यं निवृत्तः मायागुण-प्रवाहः यस्य सः तं इति भगवंतं ईमहि**-જેમાં માયાના કાર્યરૂપ સંસારનો પ્રવાહ નિરંતર નિવૃત્તિ પામેલો છે, એવા આપ ભગવાનને અમે શરણે આવેલા છઇએ.

૨૨-૨૩ વિવેચન—

૨૨ મા શ્લોકમાં મહાભારતના કૌરવ પાંડવના યુદ્ધની યાદ દે છે; અને તેના હેતુરૂપ શ્રીકૃષ્ણને ગણે છે. ૨૩ મા શ્લોકમાં ઇશ્વિરતત્ત્વનું વર્ણન કરીને **तं भगवंतं ईमहि**-હું અને મારા જેવા બીજા-એટલે અમે-તે શ્રીહરિને શરણે છઈએ. તાત્પર્ય-નારદ જેવા સર્વજ્ઞ પુરુષો પણ, શ્રીહરિના શરણમાં રહે છે.

**नित्यनिवृत्तमायागुणप्रवाहं इति भगवंतं कृष्णं**—જેમાં માયાના કાર્યરૂપ સંસારનો પ્રવાહ નિરંતર નિવૃત્તિ પામેલો છે એવા ભગવાન્ શ્રીકૃષ્ણને. જેમને સંતો આવાં વિશેષણો લગાડે, તેમને આપણે વ્યભિચારી-મૂર્ખ-ઉદ્ધત-કહેવા, તે વ્યાજબી ગણાય છે?

હવે કહે છે કે-સાક્ષાત્ નારાયણેજ શ્રીકૃષ્ણ સ્વરૂપે યદુકુળમાં મનુષ્યદેહ ધારણ કર્યો છે—

**त्वामीश्वरं स्वाश्रयमात्ममायया, विनिर्मिताशेषविशेषकल्पनम् ॥**
**क्रीडार्थमद्यात्तमनुष्यविग्रहं, नतोऽस्मि धुर्यं यदुवृष्णिसात्वताम् ॥२४॥**

અર્થ—આપ ઇશ્વર કે જે સ્વતંત્ર છો, પોતાની માયાથી સર્વ પ્રકારના [વિશેષોની કલ્પના કરનાર [એટલે ગમે એવા અદ્ભુત કાર્યોને કરી બતાવનાર], વળી (હાલ) ક્રીડાને માટે જેમણે મનુષ્ય દેહ ધારણ કર્યો છે, તથા જે યદુ, વૃષ્ણિ અને સાત્વત્ કુળમાં અગ્રણી છે, એવા આપને, હું પ્રણામ કરૂં છઉં [૨૪]

૨૪ વિવેચન—

જે કામ બેવડે દોરે કર્યું હોય, તેમાં ભૂલ શી કઢાય! જે દસ્તાવેજમાં મોટા મોટા ગૃહસ્થોની સહી હોય, તે દસ્તાવેજની સત્યતામાં શંકા કેમ લેવાય! શ્રીકૃષ્ણ શી વસ્તુ છે, તે અનેક સંતો પોકાર કરીને કહે છે; છતાં ધોળે દહાડે દોડતા ઘુવડની માફક, આમ તેમ ભીંતો સાથે અફળાવું, તે ઠીક ન ગણાય.

શ્રીકૃષ્ણ અને નારદજીના મેળાપનો ઉપસંહાર, શ્રી શુકદેવજી કરે છે—

॥ **श्रीशुक उवाच** ॥

**एवं यदुपतिं कृष्णं, भागवतप्रवरो मुनिः ॥**
**प्रणिपत्याभ्यनुज्ञातो, ययौ तद्दर्शनोत्सवः ॥२५॥**

---

૨૪ પદચ્છેદ—**त्वां ईश्वरं स्वाश्रयं**—આપ ઇશ્વિર કે જે સ્વતંત્ર છો. **आत्ममायया**-પોતાની માયાથી. **निर्मिता अशेषविशेषा कल्पना येन सः तं इति त्वां**-સર્વ પ્રકારના વિશેષોની કલ્પના કરનાર. એટલે ગમે એવા અદ્ભુત કામને પણ કરી બતાવનાર. **क्रीडार्थं**-ક્રીડાને માટે. **आत्तः** (પ્રાપ્ત કર્યું છે) **मनुष्यस्य विग्रहः** (દેહ) **येन सः तं**-ક્રીડાને માટે જેણે મનુષ્ય દેહ ધારણ કર્યો છે એવા આપને. **यदवश्च वृष्णयश्च सात्वतश्च तेषां धुर्यं**-યદુ, વૃષ્ણિ અને સાત્વત્ કુળના અગ્રણી એવા આપને. **नतः अस्मि**-હું પ્રણામ કરૂં છઉં.

૨૫ પદચ્છેદ—**एवं यदुपतिं कृष्णं**-આ પ્રમાણે યાદવોના પતિ શ્રીકૃષ્ણને. **प्रणिपत्य**-પ્રણામ કરીને. **अभ्यनुज्ञातः**-રજા લઈને. **तस्य दर्शनात् उत्सवः** (આનંદ) **यस्य**

**भगवानपि गोविन्दो, हत्वा केशिनमाहवे ॥**
**पशूनपालयत्पालैः, प्रीतैर्व्रजसुखावहः ॥२६॥**

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-એ પ્રમાણે યાદવોના પતિ શ્રીકૃષ્ણને પ્રણામ કરીને, અને તેમની આજ્ઞા લઇને, તેમનાં દર્શનથી રાજી થએલા મહાવૈષ્ણવ નારદજી ત્યાંથી ગયા. [૨૫]**

**અર્થ—વ્રજને સુખ આપનારા શ્રીકૃષ્ણ પરમાત્મા પણ, યુદ્ધમાં કેશી દૈત્યને હણીને, રાજી થયેલા ગોવાળીયાઓની સાથે, પશુઓનું પાલન કરવા લાગ્યા. [૨૬]**

૨૫-૨૬ વિવેચન—

**तद्दर्शनोत्सवः**—નિર્ધનને ધન, કામીને સ્ત્રી, અને ભક્તોને ભગવાન્. તેના લાભની વાત તેઓજ જાણે.

**भागवतः**—ભગવાનને પરાયણ થએલો ભક્ત.

**भागवतप्रवरः**—ભગવદ્ પરાયણ ભક્તોમાં અગ્રણી-મૂખ્ય-મહા વૈષ્ણવ. જેનો પણ કહે છે કે-'ભાગવતી દિક્ષા લીધી.' એટલે-સંસારનો ત્યાગ કરીને, ભગવાનને પરાયણ રહેવાની દિક્ષા લીધી.

હવે મયદાનવના પુત્ર વ્યોમાસુરની કથા શરૂ થાય છે—

**एकदा ते पशून् पालाश्—चारयन्तोऽद्रिसानुषु ॥**
**चक्रुर्निलायनक्रीडाश्—चोरपालापदेशतः ॥ २७ ॥**
**तत्रासन् कतिचिच्चोराः, पालाश्च कतिचिन्नृप ॥**
**मेषायिताश्च तत्रैके, विजह्रुरकुतोभयाः ॥ २८ ॥**

---

**सः तद्दर्शनोत्सवः**-શ્રીકૃષ્ણના દર્શનથી જેમને આનંદ થયો હતો એવા **भागवतप्रवरः मुनिः**-મહાવૈષ્ણવ નારદજી. **ययौ**-ત્યાંથી ગયા.

૨૬ પદચ્છેદ—**व्रजस्य सुखं आवहति इति व्रजसुखावहः**-વ્રજને સુખી કરનાર. **गोविंदः भगवान्**-શ્રીકૃષ્ણ પરમાત્મા. **अपि**-પણ. **आहवे केशिनं हत्वा**-યુદ્ધમાં કેશી દૈત્યને હણીને. **प्रीतैः पालैः सह**-રાજી થએલા ગોવાળીયાઓની સાથે. **पशून अपालयत्**-પશુઓનું પાલન કરવા લાગ્યા.

૨૭ પદચ્છેદ—**एकदा**-એક દિવસે. **अद्रिसानुषु**-પર્વતના શીખરો ઉપર. **पशून् चारयंतः पालाः**-પશુને ચારતા ગોવાળીયાઓ, **चोरपालाः तेषां अपदेशात्** (બ્હાનાથી) **इति अपदेशतः चोरपालापदेशतः**-ચોર અને ઘેટાંઓના પાલક બનીને. **निलायनक्रीडाः चक्रुः**-સંતાઇ જવાની રમતો રમવા લાગ્યા.

૨૮ પદચ્છેદ—**नृप**-હે રાજન્! **तत्र**-તે ગોવાળીયાઓમાં. **कतिचित् चोराः आसन्** કેટલાએક ચોર બન્યા. **कतिचित् पालाः आसन्**-કેટલાએક પાલક થયા. **तत्र एके**-તેમાં કેટલાએક. **मेषवत् आचरिताः इति मेषायिताः**-ઘેટાં બન્યા. **न विद्यते कुतः भयं येषां ते अकुतोभयाः**-કોઇ પણ પ્રકારના ભયરહિત. **विजह्रुः**-વિહાર કરવા લાગ્યા. રમવા લાગ્યા.

**અર્થ—એક દિવસે પર્વતના શિખરો ઉપર પશુઓને ચારતા ગોવાળીયાઓ, ચોર અને ઘેટાંઓના પાલક બનીને, સંતાઇ જવાની રમત રમવા લાગ્યા.** [૨૭]. તે ગોવાળીયાઓમાંથી **કેટલાએક ચોર બન્યા; કેટલાએક ઘેટાના પાલક બન્યા; અને કેટલાએક ઘેટાં બન્યાં. આ પ્રમાણે બનીને કોઇ પણ પ્રકારના ભયરહિત, તેઓ ત્યાં રમવા લાગ્યા.** [૨૮].

૨૭-૨૮ વિવેચન—

મયદાનવના પુત્ર વ્યોમાસુરને સગવડ કરી આપવા માટે, શ્રીકૃષ્ણે આ રમત શરૂ કરી જણાય છે. આવતાને કેવી રીતે વધાવી લેવો, તે પ્રભુ બહુ સારી રીતે જાણે છે.

**एकदा**—એક દિવસે. જે દિવસે કેશીને માર્યો, તે દિવસેજ નારદજી શ્રીકૃષ્ણ પાસે આવ્યા હતા; અને તેમણે કહ્યું હતું કે–'પરમ દિવસ તમે ચાણુરાદિને મારશો, તે હું જોઇશ.' એટલે 'આજે અક્રૂર આવશે. કાલે તમે મથુરા જશો, અને પરમ દિવસે તમે ચાણુરાદિને મારશો.' કેશીની કથા પછી વ્યોમાસુરની કથા આવી; અને તેમાં **एकदा** શબ્દ મૂકીને સૂચવ્યું કે–'આ કથા એક દિવસે બની હતી.' એટલે આ વ્યોમાસુરની કથા, કેશીના મૃત્યુ પહેલાં બનેલી હોવી જોઇએ.

બાળકો નિર્ભય રીતે રમતા હતા, ત્યાં વ્યોમાસુર આવ્યો—

**मयपुत्रो महामायो, व्योमो गोपालवेषधृक् ॥**
**मेषायितानपोवाह, प्रायश्चोरायितो बहून् ॥ २९ ॥**
**गिरिदर्यां विनिक्षिप्य, नीतं नीतं महासुरः ॥**
**शिलया पिदधे द्वारं, चतुःपञ्चावशेषिताः ॥ ३० ॥**

**અર્થ—તે વખતે ત્યાં મોટી કાયાવાળો મયદાનવનો પુત્ર વ્યોમાસુર, ગોવાળનો વેશ લઇને આવ્યો. તેણે [સાચો] ચોર બનીને ઘેટારૂપ બનેલા ઘણા ગોપોને ઉપાડવા માંડયા.** [૨૯] **તે મોટો અસુર તે ગોવાળોને, એક પછી એક, પર્વતની ગુફામાં લઇ જતો હતો; અને ગુફાનું દ્વાર શીલાથી બંધ કરી દેતો હતો. આખરે ઘેટારૂપ બનેલા ચારપાંચ ગોવાળ બાકી રહ્યા.** [૩૦].

---

૨૯ પદચ્છેદ—**महा माया यस्य सः महामायः इति मयपुत्रः व्योमः**-મોટી માયાવાળો મયદાનવનો પુત્ર વ્યોમાસુર. **गोपालस्य वेषं धरति इति गोपालवेषधृक्**-ગોવાળીયાનો વેષ ધારણ કરીને અને **प्रायः चोरवत् आचरितः इति चोरायितः**-અને લગભગ ચોર જેવુંજ કામ કરીને. **बहून् मेषायितान् अपोवाह**-ઘેટાંરૂપ બનેલા ઘણા ગોપોને ઉપાડી ગયો.

૩૦ પદચ્છેદ—**महासुरः**-તે મહા અસુર. **गिरेः दरी तस्यां गिरिदर्यां**-પર્વતની ગુફામાં **नीतं नीतं**-એક એકને લઇ જઇને. **विनिक्षिप्य**-તે ગુફામાં રાખીને. **शिलया द्वारं पिदधे**-શીલાથી દ્વાર બંધ કરી દેતો હતો. **चत्वारः पंच वा इति चतुःपंच, चतुःपंच अवशेषिताः**-ઘેટાંરૂપ બનેલા ચારપાંચ ગોપ બાકી રહ્યા.

૨૯–૩૦ વિવેચન—

ખળ પુરૂષો હંમેશાં, પોતાના આશયને સંતાડીને આવે; કારણ કે તેમનો આશય મલીન હોય છે. ચોર ચૂપકીથી આવે, શાહુકાર સાંકળ ખખડાવીને આવે.

ખળતા અને અજ્ઞાન—ખળ ગમે એવો ચપળ હોય, પણ તે દીવા જેવી સ્પષ્ટ વાત સમજી શકે નહીં; શ્રીકૃષ્ણે અનેક પરાક્રમ કરીને, કંસાદિ ખળને પોતાનું બળ બતાવી આપ્યું; તોપણ તેઓ શ્રીકૃષ્ણને મરણાધીન–પોતાના જેવા–સામાન્ય મનુષ્ય–સમજતા હતા. તેનું કારણ એ કે–ખળતા અજ્ઞાનની ઓથે ઉભી રહે છે. જ્ઞાનની ઓથે ખળતા ઉભી રહી શકતી નથી. અજ્ઞાનના નાશની સાથે ખળતાનો નાશ થાય છે. અજ્ઞાનનો નાશ જ્ઞાન વિના સંભવતો નથી.

હવે શ્રીકૃષ્ણ વ્યોમાસુરનો વધ કરે છે—

तस्य तत्कर्म विज्ञाय, कृष्णः शरणदः सताम् ॥
गोपान्नयन्तं जग्राह, वृकं हरिरिवौजसा ॥ ३१ ॥
स निजं रूपमास्थाय, गिरीन्द्रसदृशं बली ॥
इच्छन् विमोक्तुमात्मानं, नाशक्नोद्ग्रहणातुरः ॥ ३२ ॥
तं निगृह्याच्युतो दोर्भ्यां, पातयित्वा महीतले ॥
पश्यतां दिवि देवानां, पशुमारममारयत् ॥ ३३ ॥

અર્થ—સત્પુરૂષોને શરણ આપનાર શ્રીકૃષ્ણે, વ્યોમાસુરના તે કામને જાણી લઇને, ગોપોને ઉપાડી જતા તે અસુરને, સિંહ બળાત્કારથી નારને પકડે તેમ, બળાત્કારથી પકડયો. [૩૧] પકડવાથી ગભરાઈ ગએલા બળવાન્ દૈત્યે, પોતાને છોડાવવાના હેતુથી, મોટા પર્વતના જેવું રૂપ ધારણ કરીને, પ્રયત્ન કર્યો; પણ તે પોતાના દેહને છોડાવી શકયો નહીં. [૩૨] ભગવાને તેને બે હાથે પકડીને, પૃથ્વી ઉપર પછાડયો. પછી આકાશના દેવોના દેખતાં, (યજ્ઞમાં) પશુનું મૃત્યુ થાય, તેવી રીતે તેને માર્યો. [૩૩].

---

૩૧ પદચ્છેદ—**सतां शरणदः कृष्णः**–સત્પુરૂષોને શરણ આપનાર કૃષ્ણે. **तस्य तत् कर्म विज्ञाय**–તેનું તે કામ જાણીને. **गोपान् नयंतं**–ગોપોને ઉપાડી જતા તે અસુરને **हरिः ओजसा वृकं इव**–સિંહ બળથી નારને પકડે તેમ. **जग्राह**–પકડયો.

૩૨ પદચ્છેદ—**ग्रहणेन आतुरः ग्रहणातुरः**–પકડવાથી ગભરાઇ ગએલો **स बली**–તે બળવાન્ દૈત્યે **आत्मानं विमोक्तुं इच्छन्**–દેહને છોડાવવાની ઇચ્છાથી **गिरींद्रसदृशं**–મોટા પર્વતના જેવું **निजं रूपं आस्थाय**–પોતાનું રૂપ ધારણ કરીને (પ્રયત્ન કર્યો. પણ) **न अशक्नोत्**–સમર્થ થયો નહીં.

૩૩ પદચ્છેદ—**अच्युतः तं दोर्भ्यां निगृह्य**–ભગવાને તેને બે હાથે પકડીને **महीतले पातयित्वा**–પૃથ્વી ઉપર તેને પાડીને. **दिवि देवानां पश्यतां**–આકાશના દેવોના દેખતાં. **पशोः मारः** (મૃત્યુ) **यथा भवति तथा तं पशुमारं. पशुमारं अमारयत्**–પશુનું મૃત્યુ જેવી રીતે થાય તેવી તેને માર્યો.

૩૧ થી ૩૩ વિવેચન—

**સતાં શરણદઃ**—સત્પુરૂષોને શરણ આપનાર, શાસ્ત્રોમાં આવા શબ્દો આવીને કહે છે કે-'તમારે પ્રભુની પરવા હોય તો, **પ્રથમ** સત્પુરૂષ થાઓ, તમારા મનના મેલને ધોઇ નાખો. જ્યાં વ્યવહાર હોય, ત્યાં પ્રપંચ હોય; માટે વ્યવહારને ઘટાડતા શીખો. [અમને આ પોળમાં ઘણાં ઓળખતાં નથી. અમે અહીં જળકમળવત્ રહીએ છીએ; જમવા કરવાનો, અને બેસવા ઉઠવાનો વ્યવહાર, સૌ સાથે નહીં જેવો રાખીએ છીએ. ]

યજ્ઞમાં પશુને મારે, તેવી રીતે વ્યોમાસુરને શ્રીકૃષ્ણે માર્યો.

**વાંકું પડે કે તુરત વિકરાળ**—પૂતના સુંદર બનીને આવી હતી. પણ જ્યારે વાંકુ પડયું, કે તુરત ભયંકર રૂપ [અસલ સ્વરૂપ] ધારણ કર્યું. વ્યોમાસુર સુંદર ગોપ બનીને આવ્યો હતો, પણ વાંકુ પડયું કે તુરત, ભયંકર પર્વતના જેવું અસલ સ્વરૂપ ધારણ કર્યું. રામાયણમાં **કાળનેમી** મોટો સંત બનીને, હનુમાનજીને ઠગવા બેઠો હતો. હનુમાને સપડાવ્યો, કે તુરત તેણે ભયંકર સ્વરૂપ-અસલ સ્વરૂપ-ધારણ કર્યું. જેમ કપાસ, દારૂ, ગ્યાસલેટ, પેટ્રોલ વિગેરે ત્વરાથી સળગી ઉઠે એવા પદાર્થો, અગ્નિનો સ્પર્શ ન થાય, ત્યાં સુધીજ શાંત જણાય, અને અગ્નિનો સ્પર્શ થતાં ભયંકર રૂપ ધારણ કરે; તેમ કેટલાએક માણસો પણ, ઉપર ઉપરથી ડાહ્યા ડમરા-ભક્ત-જ્ઞાની-વિદ્વાન્ અગર પંડિત જણાય; પણ તેમનું ધાર્યું જરા ન થાય; તો તુરત તેઓ ભયંકર રૂપ ધારણ કરે. એકદમ ક્રોધથી સળગી ઉઠે -રાડેરાડ પાડે. તેઓએ યાદ રાખવું જોઇએ કે-આ આસુરી ગુણ છે. આલોક અને પરલોક બગાડનાર ગુણ છે. મુમુક્ષુઓ અને બ્રાહ્મણો સાત્ત્વિકતાના ઉપાસક છે. સાત્ત્વિકોએ સળગી ઉઠવું ન ઘટે. તેઓએ મરણાદિ આપત્તિઓ પણ, શાંતિથી સંભાળી લેવી ઘટે. તેમનાથી વાંકું પડે, વિકરાળ ન થવાય.

હવે અધ્યાયનો ઉપસંહાર કરે છે—

**गुहापिधानं निर्भिद्य, गोपान्निःसार्य कृच्छ्रतः ॥**
**स्तूयमानः सुरैर्गोपैः, प्रविवेश स्वगोकुलम् ॥ ३४ ॥**

**इति श्रीम० महा० [illegible]न्धे पूर्वार्धे व्योमासुरवधो नाम सप्तत्रिंशोऽध्यायः ॥३७॥**

**અર્થ—પછી ગુફાના ઢાંકણાને તોડી નાંખીને, ગોવળીયાઓને દુઃખમાંથી બચાવ્યા. દેવો અને ગોપો જેમની સ્તુતિ કરતા હતા; તે શ્રીકૃષ્ણ (પછી) પોતાના ગોકુળમાં આવ્યા. [૩૪]**

૩૪ વિવેચન—

જેને જેનો આશરો, તેને તેની લાજ. બોલો શ્રીકૃષ્ણચંદ્ર દેવકી જય. હર હર મહાદેવ હર.

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધપૂર્વાર્ધનો ૩૭ મો અધ્યાય સંપૂર્ણ. બોલીઓ હરિ. બોલો શ્રીરામચંદ્ર દેવકી જય. સૌને જયશ્રીકૃષ્ણ કહેજો.

| અમદાવાદ મોક્ષમંદિર,<br>૧૯૮૬ અશાડ શુદી ૧૫. | **લી૦ રામશંકર મોનજી ભટ્ટ.** |
|---|---|

૩૪ પદચ્છેદ—**गुहायाः पिधानं**-ગુફાના ઢાંકણાને. **निर्भिद्य**-તોડી નાંખીને. **गोपान् कृच्छ्रतः निःसार्य [सृ धातु]**-ગોવાળીઓને દુઃખમાંથી કાઢયા-બચાવ્યા. **सुरैः गोपैः स्तूयमानः**-દેવો અને ગોપો જેમની સ્તુતિ કરતા હતા તે કૃષ્ણ. **स्वगोकुलं प्रविवेश**-પોતાના ગોકુળમાં પેઠા.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૩૮ મો.

**વિષય**—આ અધ્યાયમાં-અક્રૂર ગોકુળ જવા નિકળ્યા. રસ્તામાં તેમને ઉત્કૃષ્ટ ભક્તિ પ્રાપ્ત થઇ, અને પરિણામે ( મનન કરવા લાયક ) ઉત્તમ વિચારના તરંગો ઉભરાવા લાગ્યા. ગોકુળ લગભગ પહોંચતા, શ્રીકૃષ્ણના પગલાં દેખીને, અક્રૂરજીનાં રૂંવાડાં ઉભા થયાં; અને વાણી ગદ્‌ગદ્ કંઠે થઇ. પછી વ્રજમાં પધાર્યા. ત્યાં રામકૃષ્ણે અને નંદજીએ તેમનો સત્કાર કર્યો-તે કથા કહેવામાં આવશે.

છત્રીશમા અધ્યાયમાં કંસે અક્રૂરજીને ગોકુળ જવાની અને રામકૃષ્ણને તેડી લાવવાની આજ્ઞા કરી. પછી કંસ પોતાના મહેલમાં ગયો, અને અક્રૂરજી પોતાને ઘેર ગયા. વળતે દિવસે અક્રૂર ગોકુળ જવા નીકળ્યા, તે કથા હવે કહે છે.

**श्रीशुक उवाच ॥**

**अक्रूरोऽपि च तां रात्रिं, मधुपुर्यां महामतिः ॥**
**उषित्वा रथमास्थाय, प्रययौ नन्दगोकुलम् ॥ १ ॥**

અર્થ—શુકદેવજી કહે છે કે-'મોટી બુદ્ધિવાળા અક્રૂરજી પણ, તે રાત્રિ મથુરામાં રહીને વળતે દિવસે,રથમાં બેસીને નંદજીના ગોકુળમાં જવા નિકળ્યા.'[૧]

૧ વિવેચન—

**મહામતિઃ**—મોટા મોટા પુલ બાંધનારા એનજીનીયરો બહુ બુદ્ધિશાળી ગણાય છે. ગુંચવણવાળા મોટા કેસ જીતનારા વકીલો પણ, બુદ્ધિશાળી ગણાય છે. તાર, વિજળી વરાળ, ફોનોગ્રાફ, રેડીયો વિગેરે શોધી કાઢનાર વિજ્ઞાનશાસ્ત્રીઓ પણ, બુદ્ધિશાળી ગણાય છે. એક વ્યાખ્યાન કરીને, અનેકને પોતાના પક્ષમાં ખેંચી લેનારા વક્તાઓ પણ, બુદ્ધિશાળી ગણાય છે. મોટી મોટી રાજખટપટો કરનારા મુત્સદીઓ પણ, બુદ્ધિશાળી ગણાય છે. પાસે પૈ નહોય, અને વેપારરોજગારમાં એક લાખ એકઠા કરનાર પણ, બુદ્ધિશાળી ગણાય છે. આ પ્રમાણે બુદ્ધિ ખીલવવાનાં અનેક ક્ષેત્રો છે, અને તેમાં જીવો, મનગમતો લાભ લઇ રહ્યા છે; તોપણ તેઓ વહેલા અગર મોડા એક અવાજે બોલે છે કે-'જેમ નાકવિના સુંદરીના અનેક શણગાર શોભતા નથી; તેમ બ્રહ્મવિદ્યા વિના-ભગવદીયભાવ વિના-માનવજીવનના અનેક શણગાર શોભતા નથી.' જેણે હૃદયથી શ્રીહરિ વ્હાલા કર્યા, તે મહામતિ છે. જેણે શ્રીહરિના સંબંધને સાચવી રાખવા, કંસાદિનાં અનેક દુઃખ વેઠી લીધાં, તે મહામતિ છે. જેમ પોતાનાં પાપ અને પોતાની મુડી કોઇ કોઇને કહેતું નથી-ગુપ્ત રાખે છે; તેમ જેમણે શ્રીહરિની ભક્તિ ગુપ્ત રાખી-આડંબર કર્યો નહીં, તે મહામતિ છે.

---

૧ પદચ્છેદ—**महामतिः अक्रूरः अपि च**-મોટી બુદ્ધિવાળા અક્રૂરે પણ. **तां रात्रिं**-તે રાત્રી. **मधुपुर्यां उषित्वा**-મથુરામાં રહીને. **रथम् आस्थाय**-રથમાં બેસીને. **नंदगोकुलं प्रययौ**-નંદજીના ગોકુળમાં જવા નીકળ્યા.

આવા મહામતિ અક્રૂરને માર્ગમાં કયો લાભ થયો, તે સાંભળો—

**गच्छन्पथि महाभागो, भगवत्यम्बुजेक्षणे ॥**
**भक्तिं परामुपगत, एवमेतदचिन्तयत् ॥ २ ॥**

**અર્થ—જતાં માર્ગમાં, કમળ સરખાં નેત્રવાળા ભગવાન્ શ્રીકૃષ્ણમાં, અક્રૂરજીને પરમ ભક્તિ ઉત્પન્ન થઇ. આ પ્રમાણે ભક્તિ પ્રાપ્ત થતાં, અક્રરજી નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યા.** [૨]

૨ વિવેચન—

**परां भक्तिं**—નાતમાં કન્યાઓ ઘણી હોય, પણ પોતાના ઘરમાં આવવાનો અધિકાર યોગ્ય કન્યાને અપાય. રાજાને રાણી દસ, પણ પોતાની હજુરમાં રહેવાનો અધિકાર તો, અમુક યોગ્ય રાણીનેજ અપાય. ખાતામાં નોકરો ઘણા હોય, પણ પોતાની હજુરમાં રહેવાની આજ્ઞા તો, અમુક અધિકારી નોકરનેજ અપાય. તેમ શ્રીહરિ **परा भक्तिः**-ઉત્કૃષ્ટ ભક્તિ-તો અમુક અધિકારી જીવોનેજ આપે.

એટલા માટેજ **'नायमात्मा प्रवचनेन लभ्यः'** વિગેરે વચનોથી શ્રુતિ કહે છે કે -'આ આત્મા પ્રવચનથી, બહુ બુદ્ધિથી તેમ જ્ઞાનથી પણ પ્રાપ્ત થતો નથી. **यम् एव एषः वृणुते तेन लभ्यः, तस्यैष आत्मा विवृणते स्वां तनुं ॥** [શ્રુતિ] જેમના ઉપર તે કૃપા કરવા ધારે છે, તેમનાથીજ તે પ્રાપ્ત થઇ શકે છે. તેનેજ તે પોતાનું વાસ્તવ સ્વરૂપ–આત્મ સાક્ષાત્કાર–કરાવે છે.'

પરાભક્તિ વાળા ભકતો કેવા વિચાર કરે, તે સાંભળો—

**किं मयाचरितं भद्रं, किं तप्तं परमं तपः ॥**
**किं वाऽथाप्यर्हते दत्तं, यद्द्रक्ष्याम्यद्य केशवम् ॥ ३ ॥**

**અર્થ—'મે એવું કયું પુણ્ય કર્મ કર્યું હશે! કયું મોટું તપ કર્યું હશે! અને પાત્રને કયું દાન આપ્યું હશે! કે તેના પ્રભાવથી આજ મને ભગવાનનું દર્શ થશે.** [૩]

---

૨ પદચ્છેદઃ—**पथि गच्छन्**–જતાં માર્ગમાં. **अंबुजे** (કમળ) **इव ईक्षणे यस्य सः तस्मिन् इति भगवति**–કમળ સરખા નેત્રવાળા ભગવાન્ કૃષ્ણમાં. **परां भक्तिं उपगतः**–પરા ભક્તિ પ્રાપ્ત થઈ. **एवं**–આ પ્રમાણે ભક્તિ પ્રાપ્ત થતાં **एतद् अचिंतयत्**–નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યા.

૩ પદચ્છેદ—**मया किं भद्रं आचरितं**–મેં એવું કયું પુણ્ય કર્યું હશે! **किं परमं तपः तप्तं**–એવું કયું પરમ તપ કર્યું હશે! **वा**–અથવા. **अथ अपि**–વળી. **अर्हते मया किं दत्तं**–પાત્રને કયું દાન આપ્યું હશે. **यत्**-કે જેથી. **अद्य केशवं द्रक्ष्यामि**–આજે કેશવને હું જોઇશ.

૩ વિવેચન—

ઘઉં વાવે, તોજ ઘઉં ઉગે; અને બાજરી વાવે, તોજ બાજરી ઉગે. બાજરી વાવે, અને ઘઉં ઉગે, એમ બનતું નથી. ડુંગળી ખાનારને કસ્તુરીના ઘચરકા આવતા નથી; અને કસ્તુરી ખાનારને ડુંગળીના ઘચરકા સંભવતા નથી. તેમ પાપીઓને ભગવદ્‌ભાવ હોય નહીં. પુણ્યશાળી જીવોનેજ ભગવદ્‌ભાવ હોય. દરેક ધર્મ-દરેક સંપ્રદાય-દરેક સંત અને દરેક શાસ્ત્ર કહે છે કે-'પાપથી બચો, અને બને એટલું પુણ્ય કરો.' 'રજો તમોને શમાવો, અને સત્વગુણને ખીલવો.' આઇશ્વરપ્રાપ્તિનાં સાચાં સાધન છે.

અક્રૂર કેવા વિચાર કરે છે તે આગળ સાંભળો—

**ममैतद्दुर्लभं मन्य, उत्तमश्लोकदर्शनम् ॥**
**विषयात्मनो यथा ब्रह्म–कीर्तनं शूद्रजन्मनः ॥४॥**
**मैवं ममाधमस्यापि, स्यादेवाच्युतदर्शनम् ॥**
**ह्रियमाणः कालनद्या, क्वचित्तरति कश्चन ॥५॥**
**ममाद्यामङ्गलं नष्टं, फलवांश्चैव मे भवः ॥**
**यन्नमस्ये भगवतो, योगिध्येयाङ्घ्रिपङ्कजम् ॥६॥**

અર્થ—જેમ શૂદ્ર જાતિના માણસને વેદનું ઉચ્ચારણ દુર્લભ છે, તેમ હું કે જે વિષયોમાં આસક્ત છઉં, તેને આ શ્રીકૃષ્ણનું દર્શન, દુર્લભ માનું છઉં. [૪] હું કે જે અધમ છઉં, તેને આ પ્રમાણે દર્શનનો લાભ ન હોય; તોપણ મને અચ્યુત ભગવાનનું દર્શન થશે. જેમ નદીમાં તણાતા ખડ આદિ પદાર્થોમાંથી, કોઇ એકાદ બે પદાર્થ, કોઈ સમયે કાંઠે આવી જાય છે; તેમ (કર્મના સંજોગે) કાળસ્વરૂપ નદીમાં તણાતા જીવોમાંથી કોઇ જીવ (કોઈ સમયે) તરીને કાંઠે આવે છે-સંસારના પારને પામે છે. [૫] આજે મારૂં પાપ નાશ પામ્યું, અને મારો જન્મ સફળ થયો. કારણકે યોગીઓને ધ્યાન કરવા લાયક, ભગવાનના ચરણમાં હું પ્રણામ કરીશ. [૬]

અપૂર્ણ.

---

૪ પદચ્છેદ—**यथा शूद्रजन्मनः ब्रह्मकीर्तनं दुर्लभं**-શૂદ્ર જાતિના માણસને વેદનું ઉચ્ચારણ દુર્લભ છે. **तथा**-તેમ. **विषयेषु आत्मा** (મન) **यस्य सः तस्य विषयात्मनः इति मम**-હું કે જે વિષયોમાં મન રાખનાર છઉં તેને. **एतद् उत्तमश्लोकदर्शनम् दुर्लभं मन्ये**-આ કૃષ્ણનું દર્શન દુર્લભ માનું છઉં.

૫ પદચ્છેદ—**मम अधमस्य एवं मा**-હું કે જે અધમ છઉં, તેને આ લાભ ન હોય. **अपि**-તોપણ. **(मम अधमस्य) अच्युतस्य दर्शनं स्यात्**-મને અચ્યુત ભગવાનનાં દર્શન થશે. **कालनद्या ह्रियमाणः**-કાળ નદીમાં ખેંચાતાં. [**नद्यां**-જોઇએ.] **कश्चन**-કોઇ પુરૂષ. **क्वचित् तरति**-કોઇ વખત તરીને કાંઠે જાય છે. ૬ પદચ્છેદ—**अद्य मम अमंगलं नष्टं**-આજે મારૂં પાપ નાશ પામ્યું. **च**-અને **मे भवः फलवान् एव**-મારો જન્મ સફળ થયોજ. **यत्**-કારણકે. **भगवतः**-ભગવાનના **योगिभिः ध्येयं अंघ्रिपंकजं नमस्ये**-યોગીઓને ધ્યાન કરવા લાયક ચરણકમળમાં હું પ્રણામ કરીશ.

ફે૦ નં. ૯૭૪ Registered No. B. 1484.

શ્રીસદ્ગુરવે નમઃ।

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશકઃ—રામશંકર મોનજી ભટ્ટ. ઠે. મોક્ષમંદિર-અમદાવાદ.

પુસ્તક ૧૧ મું.] ભાદરવો માસ ૧૯૮૬ [ અંક ૮ મો.

### નવસારી-મુંબઈ.

મુંબઈનો પ્રોગ્રામ વાંચીને, નવસારીએ તુરત પ્રેમભર્યું આમંત્રણ કર્યું. શ્રાવણ શુદી ત્રીજ સોમવારે સવારમાં નવસારી ઉતરી, સવારસાંજ બે વખત હરિરસ પીધો અને પાયો. તેજ દિવસે રાત્રે ત્યાંથી લોકલમાં નીકળી, ભોમવારે સવારમાં મુંબઈ પહોંચ્યા. શેઠ જમનાદાસભાઈ, મારવાડી શેઠ લચ્છીરામભાઇ, મંગળદાસભાઇ મલાડવાળા વિગેરે સ્ટેશને સામા આવ્યા હતા. મુકામ-દાદીશેઠની અગીઆરી લાઈનમાં જમનાદાસભાઈને ત્યાં રાખ્યો હતો. સવારમાં ૮-૩૦ થી ૧૦ જમનાદાસભાઇને ત્યાં, અને રાત્રે ૮-૩૦ થી ૧૦ કોટમાં ઝવેરચંદ જાદવજીને ત્યાં નિયમસર સત્સંગ થતો હતો.

અત્યારની મુંબઈ—અત્યારની મુંબઇ સ્વરાજ્ય માટે તલપાપડ છે. ગાંધીજીની ચળવળનું પરિણામ શું આવશે, તે તો પ્રભુ જાણે; પણ આપણે એમ કહેવું પડે કે—હિંદમાં કાંઇક નવીન ચેતન આવ્યું છે. સ્વરાજવાદીઓના ત્યાગ, દૃઢતા અને નિડરતા, ઇશ્વરવાદીઓએ પણ અનુકરણ કરવા જેવા છે. રાજાપ્રજાની લડાઇ-તે બાપ દિકરાની લડાઇ જેવી છે; તોપણ નુકસાનીનો પાર નથી. પ્રભુ સૌને સદ્બુદ્ધિ અને શાંતિ આપે.

મુદત પહેલાં મુંબઇ છોડયું-શ્રાવણ વદી ૨ સોમવાર તા. ૧૧-૮-૩૦ ના રોજ બપોરે અમદાવાદથી તાર આવતાં, સોમવારે રાત્રે મુંબઇ છોડયું. ભોમવાર વદી ૩ સવારમાં સાતે અમદાવાદ પહોંચી, સવારના ૮ વાગે પ્રાંતીજની ગાડીમાં બેસીને બપોરે પ્રાંતીજ પહોંચ્યા.

**ચી૦ કૌશીકચંદ્રના વિવાહ**—પ્રાંતીજના પોસ્ટમાસ્તર ભાઇ ગુપ્તરાય જયશંકર (લાકડીયા) ભટ્ટને ત્યાં, બપોરનું ભોજન લઇને, બપોર પછી ત્રણ વાગતે શુભ ચોઘડીયામાં, [ સંવત ૧૯૮૬ શ્રાવણ વદી ૩ ભોમવાર તા. ૧૨-૮-૩૦ ] ચી૦ કૌશીકચંદ્રનો

વિવાહ, ભાઈશ્રી ભુપતરાયની પુત્રી કાંતા (ધનલક્ષ્મી) સાથે કર્યો. ચાંદલા કર્યા, ગોળ ખાધો અને ચુંદડી ઓઢાડી. કંકુ અને કન્યા મળે, તોજ વિવાહ કરવો, એવો અમારો આગ્રહ હતો. તેમ કરનારા પવિત્ર બ્રાહ્મણો હજી છે, તે ભુપતરાયે પુરવાર કર્યું. તેમનાં ધર્મપત્નિ નંદુ બ્હેનનો પ્રેમ પણ વિસરાય એવો નથી. આ પણ શ્રીહરિની દયા–શ્રીહરિનીજ ગોઠવણ. આ શુભ કાર્ય પતાવી, તેજ દિવસે રાત્રે અમદાવાદ પાછા આવ્યા.

મુંબઇનો સત્કાર–જમનાદાસભાઈ અને તેમના કુટુંબે, ભોજન વિગેરેની જેવી જોઇએ તેવી સાત્વિક ગોઠવણ કરી આપી હતી; તોપણ જ્યારે જોઇએ ત્યારે તેઓ સૌ પ્રેમથી ઉભરાતાં હતાં–કંટાળ્યાં નહોતાં. સગાના સો ધક્કા ખવાય, હરિજનનો એક ધક્કો ભાગ્યશાળીજ ખાઈ શકે. કોટવાળા ઝવેરચંદભાઇ પણ સાવધાન હતા. પ્રભુ તેમને સૌને દૃઢ ભક્તિ આપે.

---

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૩૮ મો. (૧૩૮૦ મે પાનેથી) ચાલુ

૪–૫–૬ વિવેચન—

આવા વિચારો સુતીક્ષ્ણે અને વિભીષણે કર્યા હતા. સુતીક્ષ્ણને ઓળખો છો?–તે અગસ્ત્યનો શિષ્ય હતો. અભ્યાસ પૂર્ણ થયા પછી, ગુરુને દક્ષણા માગવાનું કહેતાં, ગુરૂએ તેના અંતઃકરણની નિર્મળતા જોઇને કહ્યું કે–'દક્ષણામાં શ્રીરામલક્ષ્મણને લાવજે' આ આજ્ઞા સાંભળીને, સુતીક્ષ્ણનું અંતઃકરણ શ્રીરામમાં રંગાયું. 'શ્રીરામ હાલ ક્યાં છે?' 'ક્યારે આ તરફ આવશે?' વિગેરે વિચારો, તેના અંતરમાં આળોટવા લાગ્યા.

**સુતીક્ષ્ણ**—શ્રીરામને આવતા સાંભળીને વિચાર કરે છે—

ચોપાઇ—પ્રભુ આગમન શ્રવણ સુની પાવા, કરત મનોરથ બહુ બિધિ ધાવા.[1]
હે વિધિ દીનબંધુ રઘુરાયા, મોસે શઠપર કરિહહિં દાયા!
સહિત અનુજ મોહિ રામ ગુંસાઇ, મિલિહહિ નિજ સેવકકી [2]નાંઇ?
મોરે જીય ભરોસ દૃઢ નાંહિ, ભક્તિ ન વિરતિ જ્ઞાન મનમાંહિ.
નહિં સત્સંગ યોગ જપ યાગા, નહિં દૃઢ ચરણ કમળ [3]અનુરાગા,
એક બાની કરૂણાનિધાનકી, **સો પ્રિય જાકે ગતિ ન [4]આનકી.**

× × × × × ×

હોઇહિ સફલ આજ મમ લોચન, દેખી વદન પંકજ [5]ભવમોચન;
નિર્ભર પ્રેમમગન મુનિ જ્ઞાની, કહિ ન જાય સો દશા ભવાની.

(મોક્ષવાણી પાનું ૩૦ A)

**વિભીષણ**—શ્રીરામને શરણે જતાં વિચાર કરે છે—

**ચોપાઇ—ચલેઉ હર્ષિ રઘુનાયકપાંહી, કરત મનોરથ બહુ મનમાંહિ;**
**દેખિહૌં જાય ચરણ [6]જલજાતા, અરૂણ મૃદુલ સેવક સુખદાતા.**

---

૧ દોડયો. ૨ માફક. ૩ પ્રીતિ. ૪ અનન્યભાવ. ૫ મુક્તિદાતા. ૬ કમળ.

જે પદ પરસી તરી ઋષિનારી, દંડક ૭કાનન પાવનકારી;
જે પદ જનકસુતા ઉર લાયે, ૮કપટકુરંગ સંગ ધરી ધાયે,
હર ઉર સર ૯સરોજપદ જોઇ, અહો ભાગ્ય મેં દેખવ સોઈ.
(મોક્ષવાણી પાનું ૪૬ A)

કહેવાનો ભાવ એ છે કે—'જેમ વાંઝણીને પુત્ર, નિર્ધનને ધન અને કામીને સ્ત્રી; તેમ મારે આજે શ્રીકૃષ્ણનાં દર્શન.' એમ અક્રૂર વિચાર કરે છે—

પાંચમા શ્લોકમાં કહ્યું કે-'કાળ નદીમાં તણાતાં તણાતાં, કોઇકજ કાંઠે નીકળી જાય; બાકી તો સૌ તણાતાં તણાતાં સમુદ્રમાં ધસડાઇ જાય. એટલે-જન્મ મરણના રેંટમાં ફર્યા કરે. નાગરની નાતમાં નરસી એકજ, ડભોઇમાં દયારામભાઇ એકજ, મેવાડમાં મીરાં એકજ, વિગેરે.

**मनुष्याणां सहस्रेषु, कश्चिद्यतति सिद्धये ॥**
**यततामपि सिद्धानां, कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥३॥** [ગીતા અ. ૭]

શ્રીકૃષ્ણ કહે છે કે—'ઇશ્વર સંબંધી જ્ઞાન અનેક લોકો લે છે-સાંભળે છે; પણ હજારો મનુષ્યોમાંથી કોઇકજ તેને અમલમાં મૂકીને, સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે. સિદ્ધ કરવાને પ્રયત્ન કરનારાઓમાંથી પણ કોઇકજ, તીવ્ર મોક્ષેચ્છુ બનીને, માર્ગમાં દેખાતી કોઇ પણ પ્રકારની લૌકિક લાલચોમાં ન લલચાતાં, મને તત્ત્વથી જાણે છે.' [૩]

કહેવાનો ભાવ એ છે કે—આવરણ અગર માયાનું બળ એટલું બધું બળવાન્ છે કે-ઘરબાર તજીને બેઠા હોય, તેમને મઠની મમતા શ્રીહરિથી વિમુખ રાખે. કુટુંબ કબીલો તજીને બેઠા હોય, તેમને શિષ્ય શિષ્યાઓની અગર સંપ્રદાયની મમતા અવળી અક્કલ આપે. એટલે-શ્રીહરિથી વિમુખ રાખે. કનકકાંતા તજ્યાં હોય, તેમની નજર આગળ કનકકાંતા આવીને ઉભાં રહે; અને શ્રીહરિને રસ્તેથી દૂર ફેંકી દે. પંડિતજી સારી કથા કરતા હોય, પણ લોભ અને મોહ તેમના ખભા દાબીને પડખેજ ઉભા હોય. પંડિતજીને આગળ વધવા દે નહીં. તીવ્ર વૈરાગ્ય વિના આવરણ કપાય નહીં. આવરણ કપાય નહીં, ત્યાં સુધી શ્રીહરિ દૂર રહે.

છઠ્ઠા શ્લોકમાં કહે છે કે—'ગમે એવો છઉં, તોપણ આજ મારૂં જીવન સફળ થશે; કારણ કે આજે હું '**योगिध्येयांघ्रिपंकजम् नमस्ये**-યોગિઓને ધ્યાન કરવા લાયક શ્રીહરિના ચરણકમળમાં પ્રણામ કરીશ.' વિભીષણ શ્રીરામને કહે છે કે—

ચોપાઇ—તબલગી બસત જીવ ઉરમાંહી, જબલગી પ્રભુ પ્રતાપ રવિ નાંહી;
અબ મેં કુશલ મિટે ભય ભારે, દેખિ રામપદ કમલ તુમ્હારે.
તુમ કૃપાલુ જાપર અનુકૂલા, તાહિ ન બ્યાપ ત્રિવિધ ભય શૂલા.

હવે કંસનો ઉપકાર માને છે—

**कंसो बताऽद्याकृत मेऽत्यनुग्रहं, द्रक्ष्येंऽघ्रिपद्मं प्रहितोऽमुना हरेः ॥**
**कृतावतारस्य दुरत्ययं तमः, पूर्वेऽतरन् यन्नखमण्डलत्विषा ॥ ७ ॥**

---

૭ વન. ૮ મારીચ મૃગ બન્યો હતો તે. ૯ ચરણકમળ.

૭ પદચ્છેદ—**बत**-અહો. **कंसः**-કંસે. **अद्य मे अत्यनुग्रहं अकृत**-આજે મારા ઉપર મોટો ઉપકાર કર્યો. **अमुना प्रहितः**-આ કંસથી મોકલાએલો એવો હું. **कृतः**

**यदर्चितं ब्रह्मभवादिभिः सुरैः, श्रिया च देव्या मुनिभिः ससात्वतैः ॥**
**गोचारणायानुचरैश्चरद्वने, यद्गोपिकानां कुचकुङ्कुमाङ्कितम् ॥ ८ ॥**

**અર્થ**—અહો ! કંસે આજે મારા ઉપર મોટો ઉપકાર કર્યો. આ કંસથી મોકલાએલો એવો હું, જેમણે અવતાર ધારણ કર્યો છે, એવા શ્રીહરિના ચરણકમળને જોઇશ. જેના નખમંડળની કાંતિથી, પૂર્વે થઇ ગએલા [બ્રહ્માદિ તત્ત્વજ્ઞાનીઓ, અને અમરિષાદિ અન્ય ભકતો] સંસારના ઘાટા અજ્ઞાનને તરી ગયા છે, તે ચરણકમળને હું જોઇશ. [૭]

**અર્થ**—આ ચરણકમળ, બ્રહ્મા, સદાશિવ, દેવી લક્ષ્મી, અને ભક્તજનો સહિત મુનિઓથી પૂજાએલું છે. [અર્થાત્ પરમ ઐશ્વર્ય, પરમ સૌભાગ્ય અને પરમ પુરૂષાર્થરૂપ આ ચરણકમળ છે.] આ ચરણકમળ ગાયો ચારવા માટે, અનુચરો સહિત વનમાં આમતેમ ફરે છે. વળી તે ગોપિકાઓના સ્તન ઉપરના કેસરથી રંગાએલું છે. [એટલે પ્રેમથી સુલભ છે.] (૮)

૭-૮ વિવેચન—

જ્યાં એકને અજવાળું, ત્યાં બીજાને અંધારૂં. જ્યાં એકને આનંદ, ત્યાં બીજાને શોક. જે વાતમાં કંસને ભય, તે વાતમાં અક્રૂરને આનંદ.

શિખરિણીવૃત્ત—

**क्वचिद्वीणावादः, क्वचिदपि च हाहेति रुदितं ।**
**क्वचिन्नारी रम्या, क्वचिदपि जराजर्जरवपुः ॥**
**क्वचिद्विद्वद्गोष्ठी, क्वचिदपि सुरामत्तकलहः ।**
**न जाने संसारः, किममृतमयः किं विषमयः ॥ ८८ ॥**

[વૈરાગ્યશતક]

સંસારમાં કોઇ ઠેકાણે ગાનતાન થઇ રહે છે, ત્યારે કોઇ ઠેકાણે 'હાય હાય' થઇ રહે છે. કોઇ ઠેકાણે મનોહર સ્ત્રી હોય છે; ત્યારે કોઇ ઠેકાણે બુઢ્ઢી લથડતા શરીરવાળી સ્ત્રી હોય છે. કોઇ જગ્યાએ વિદ્વાનો જ્ઞાનચર્ચા કરે છે, ત્યારે વળી બીજે ઠેકાણે મદિરા પીઇને

---

**अवतारः येन सः तस्य कृतावतारस्य इति हरेः**-જેમણે અવતાર ધારણ કર્યો છે એવા શ્રીહરિના **अंघ्रिपद्मं द्रक्ष्ये**-ચરણકમળ હું જોઇશ. **यस्य नखमंडलस्य त्विट्** (કાંતિ) **तया यन्नखमंडलत्विषा**-જેના નખમંડળની કાંતિથી **पूर्वे**-પૂર્વે થઇ ગએલા બ્રહ્માદિ અમરિષાદિ ભકતો. **दुरत्ययं तमः**-સંસારનું ઘાટું અજ્ઞાન. **अतरन्**-તરી ગયા.

૮ પદચ્છેદ—**ब्रह्मभवादिभिः सुरैः**-બ્રહ્મા અને સદાશિવ આદિ દેવોથી. **श्रिया देव्या च**-લક્ષ્મીદેવીથી. **सात्वतैः सहिताः तैः मुनिभिः**-ભક્તજન સહિત મુનિયોથી. **यत् अर्चितं**-જે પૂજાએલું છે. **गोचारणाय**-ગાયો ચારવા માટે. **अनुचरैः (सह) वने यत् चरत्** (વિચરતું) અનુચરો સાથે વનમાં આમતેમ ફરતું. વળી **यत्**-જે. **गोपिकानां कुचकुंकुमेन अंकितं**-ગોપિકાઓના સ્તન ઉપરના કેસરથી રંગાએલું છે. (તેને હું જોઇશ.)

ગાંડા બનેલા કલહ કરે છે. તેથી આ સંસાર અમૃતમય છે કે વિષમય છે, તેની સમજ પડતી નથી.

**पाप्मा वै तमः** શ્રુતિ. ધાટું અજ્ઞાન, સંસારપ્રપંચ. 'ચરણુકમળ સેવનારા ધાટા અજ્ઞાનને તરી ગયા' એમ શ્લોકના છેવટમાં કહ્યું-શેઠના ચરણુકમળ સેવનારો ગુમાસ્તો, થોડા વખતમાં નિર્ધનતાને તરી જાય-શેઠ બની જાય. પતિના ચરણુકમળ સેવનારી સ્ત્રી, આલોકના અનેક સુખ ભોગવીને, સ્વર્ગમાં જાય. સદ્‌ગુરૂના ચરણુકમળ સેવનારો શિષ્ય, ભવસાગર તરી જાય; ત્યારે શ્રીહરિના ચરણુકમળ સેવનારા સંતો, સંસારસાગર તરી જાય, તેમાં નવાઈ જેવું કાંઇ નથી. યાદ રાખવું કે-સદ્‌ગુરૂનું ચરણુ એજ શ્રીહરિનું ચરણુ. એટલે સદ્‌ગુરૂ એજ શ્રીહરિ. સદ્‌ગુરૂ શ્રીહરિના મહેલનું દ્વાર છે. ચરણુકમળનું સેવન, એટલે યમનિયમાદિ પાળીને શુદ્ધ કરેલા અંતઃકરણુથી, સદ્‌ગુરૂની સેવા કરવી તે. સેવાદ્વારા જ્ઞાન, અને જ્ઞાનદ્વારા સાક્ષાત્કાર. માત્ર મૂર્તિભાવથી શ્રીહરિનું ચરણુ સેવનારા-ગુગળીઓ અને એવા બીજા ઘણા-હારી ગયા છે. મૂર્તિતત્ત્વને બરાબર સમજીને, શ્રીહરિનું ચરણુ સેવવું એ ભાવ છે.

હવે શ્રીહરિના મુખ અને અંગનાં વખાણુ કરે છે—

**द्रक्ष्यामि नूनं सुकपोलनासिकं, स्मितावलोकारुणकञ्जलोचनम् ॥**
**मुखं मुकुन्दस्य गुडालकावृतं, प्रदक्षिणं मे प्रचरन्ति वै मृगाः ॥ ९ ॥**
**अप्यद्य विष्णोर्मनुजत्वमीयुषो, भारावताराय भुवो निजेच्छया ॥**
**लावण्यधाम्नो भवितोपलम्भनं, मह्यं न न स्यात्फलमञ्जसा दृशः ॥ १० ॥**

અર્થ---આ હરણો મારે જમણાં ઉતરે છે, તેથી ખાત્રી થાય છે કે-હસીને જોનાર, રાતા કમળ સરખા નેત્રવાળું, વાંકા કેશોથી વિંટાએલું, અને જેમાં ગાલ તથા નાસિકા સુંદર છે એવું, શ્રીકૃષ્ણુ ભગવાનનું મુખારવિંદ, હું

---

૯ પદચ્છેદ—**मृगाः मे प्रदक्षिणं प्रचरंति**-મૃગો મારે જમણા ઉતરે છે. **वै**-તેથી, **शोभनाः कपोलनासिकाः यस्मिन् तत् इति मुखं**-જેમાં કપોલ (ગાલ) અને નાસિકા સુંદર છે એવું મુખ. **स्मितेन सहितः अवलोकः यस्मिन् तत्-स्मितावलोकं**-હસીને જોવાનું જેમાં છે તે મુખ. **अरुणकंजवत् लोचने यस्मिन् तत् अरुणकंजलोचनम्**-રાતા કમળ સરખા નેત્રવાળું મુખ. **स्मितावलोकं च तत् अरुणकंजलोचनं च स्मितावलोकारुणकंजलोचनम्. गुडाश्च** (વાંકા) **ते अलकाश्च तैः आवृतं** (વિંટાએલું) **इति मुकुंदस्य मुखं**-વાંકા વાળોથી વિંટાએલું મુકુંદ ભગવાનનું મુખ. **नूनं द्रक्ष्यामि**-હું જરૂર જોઈશ.

૧૦ પદચ્છેદ—**भुवः भारस्य अवतारः** (ઉતારવું તે) **तस्मै**-પૃથ્વીનો ભાર ઉતારવા માટે **निजेच्छया**-પોતાની ઇચ્છાથી. **मनुष्यत्वं ईयुषः**-મનુષ્યત્વ પામેલા. મનુષ્યનો અવતાર જેમણે લીધો છે તે વિષ્ણુનું. [**ईयाय** (પામેલા) **इति ईयिवान् तस्य ईयुषः इति विष्णोः**] **लावण्यस्य धाम तस्य इति विष्णोः**-લાવણ્યના ધામરૂપ વિષ્ણુનું **उपलंभनं**-દર્શન. **भविता**-થશે, **अपि**-જો દર્શન થશે તો. **मह्यं** એટલે **मम. दृशः**-લોચનનું. **अद्य**-આજે. **अंजसा फलं न स्यात् इति न**-અનાયાસે ફળ નહીં મળે એમ નહીં. મળશેજ.

**(આજે) અવશ્ય જોઇશ. [૯] પૃથ્વીનો ભાર ઉતારવા માટે, પોતાની ઇચ્છાથી મનુષ્યનો અવતાર લેનારા વિષ્ણુના-લાવણ્યના ધામસ્વરૂપ-સુશોભિત-સ્વરૂપનું, મને આજે દર્શન થશે. જો મને સ્વરૂપનું દર્શન થશે, તો મારા લોચનનું ફળ, આજે મને અનાયાસે પ્રાપ્ત થશેજ. [૧૦]**

૯-૧૦ વિવેચન—

**પદ.**

રાગ-સખી પડવે તે પૂરણબ્રહ્મ, જે કોઇ જાણેરે—

વ્હાલે લીધો તે નટવર વેશ, શામ સોહાગીરે;
એહને નિરખતો વૃજદેશ, ખરે બડભાગીરે— વ્હાલે૦
એહને મુગટ બીરાજે શીશ, ભાલમાં ચંદનરે;
એહને મોહી રહ્યા સુરઇશ, દુષ્ટ નિકંદનરે— વ્હાલે૦
એહને કુંડળ ઝળકે છે કાને, કંઠે વનમાળારે;
મુખે કરે છે મોરલી ગાન, સંગે વૃજ બાળારે— વ્હાલે૦
ભાસે ભૃકુટિ બાણ કમાન, વાંકી વળેલીરે;
એનાં મોહનાં મર્મકટાક્ષ, આંખો અણીયાળીરે— વ્હાલે૦

વિગેરે-વિગેરે—

'પૃથ્વીનો ભાર ઉતારવા પ્રભુ અવતાર લે છે,' એમ ભાગવત, ગીતા અને રામાયણ વારંવાર કહે છે. તે સંબંધમાં 'ઇશ્વરાવતાર અને શ્રીકૃષ્ણતત્ત્વ'નું પુસ્તક લખી આપ્યું છે. ન વાંચ્યું હોય તો વાંચજો-કીંમત માત્ર ૭ પાઇ છે.

હવે કહે છે કે પ્રભુ અવતાર લઇને અજ્ઞાનીઓને મોહ પેદા કરે છે—

**य ईक्षिताऽहं रहितोऽप्यसत्सतोः, स्वतेजसाऽपास्ततमोभिदाभ्रमः ॥**
**स्वमाययात्मन् रचितैस्तदीक्षया, प्राणाक्षधीभिः सदनेष्वभीयते ॥ ११ ॥**

**અર્થ—જે કાર્ય કારણના કર્તા છે, તોપણ અહંકારથી રહિત છે. વળી જે પોતાના તેજથી અજ્ઞાન, ભેદ અને ભ્રમથી રહિત છે; તોપણ પોતાનેજ આધીન રહેનારી માયાએ, પોતાનીજ દૃષ્ટિના પ્રભાવથી, પ્રાણ-ઇંદ્રિયો અને**

૧૧ પદચ્છેદ—**यः**-જે. **असत्** (કાર્ય) **सतोः** (કારણના) **ईक्षिता** (કર્તા) **अपि**-કાર્ય કારણના કર્તા છે તોપણ. **अहं रहितः**-જે અહંકારથી રહિત. **स्वतेजसा**-જેણે પોતાના તેજથી. **तमश्च भिदा** (ભેદ) **च भ्रमश्च तमोभिदाभ्रमाः**-અજ્ઞાન, ભેદ અને ભ્રમ. **अपास्ताः** (નાશ પામ્યા છે) **तमोभिदाभ्रमाः यस्य सः अपास्ततमोभिदाभ्रमः**-જે અજ્ઞાન, ભેદ અને ભ્રમથી રહિત છે તે. **स्वमायया**-પોતાની માયાથી. **तस्य एव ईक्षया**-શ્રીકૃષ્ણની દૃષ્ટિના પ્રભાવથી. **रचितैः**-રચાએલા જીવો વડે એટલે જીવોને. **प्राणाश्च अक्षाणि च धीश्च प्राणाक्षधियः ताभिः आत्मन [आत्मनि] रचितैः**-પ્રાણ, ઈંદ્રિયો અને બુદ્ધિ સહિત પોતાનામાં રચાએલા જીવોથી-ને. **सदनेषु**-ગોપીકાઓના ઘરમાં અગર વૃંદાવનમાં. [આસક્ત જેવા, અમારા જેવા રાગી] **अभीयते**-જણાઓ છો-દેખાઓ છો. [કર્મણીરૂપ છે.]

બુદ્ધિની સાથે, પોતામાંજ રચેલા જીવોને, ગોપીકાઓના ઘરમાં અને વૃંદાવનમાં, આસક્ત જેવા-અગર રાગી જેવા-અગર અજ્ઞાનીની માફક લીલાઓ કરતા, આપ જણાઓ છો. [૧૧]

૧૧ વિવેચન—

વહાણમાં બેઠેલાને કાંઠો ફરતો જણાય; ફુદડી ખાનારને આસપાસનાં ઘર ફરતાં જણાય. તેમ લૌકિક દૃષ્ટિથી જોનારને પ્રભુ લૌકિક દેખાય. અલૌકિક દૃષ્ટિથી-નિર્મળ અંતઃકરણથી-જોનારને શ્રીકૃષ્ણ સાક્ષાત્ નારાયણ દેખાય.

સનાતન ધર્મની ખાસ ખૂબી—રાગમાં ત્યાગ અને ત્યાગમાં રાગ. શ્રીરામ, શ્રીકૃષ્ણ, વસિષ્ઠ, જનક, યાજ્ઞવલ્કય, તુલાધાર, મીરાં, કરમા, નરસી અને સજનો વિગેરે અનેક સંતો, રાગમાં રહીને ત્યાગનાં સુખ ભોગવતાં હતાં. ઉપરથી રાગી અને અંદરથી ત્યાગી. અને કેટલાએક ભગવાં, ડાઢી અગર જટાના ડમાકમાં રહીને, નાના પ્રકારના વૈભવ ભોગવે છે. ઉપરથી ત્યાગી અને અંદરથી રાગી. સનાતન ધર્મ એટલે-ભાગવત, ગીતા, રામાયણ વિગેરે સદ્ગ્રન્થો, આંતર ત્યાગનો મહિમા ઘણો બતાવે છે; તો પણ અજ્ઞાની જીવો, બાહ્યત્યાગમાં લલચાઇ જઇને, શ્રીહરિથી વિમુખ રહે છે. સમાજે પોતાના કલ્યાણની ખાતર, જેમ બને તેમ બાહ્ય ત્યાગથી ચેતતા રહેવું જોઇએ.

અવતાર લઇને કરેલી લીલાઓનું પ્રયોજન—

**यस्याखिलामीवहभिः सुमङ्गलैर्-वाचो विमिश्रा गुणकर्मजन्मभिः ॥**
**प्राणन्ति शुम्भन्ति पुनन्ति वै जगद्-यास्तद्विरक्ताः शवशोभना मताः ॥१२॥**

**स चावतीर्णः किल सात्वतान्वये, स्वसेतुपालामरवर्यशर्मकृत् ॥**
**यशो वितन्वन् व्रज आस्त ईश्वरो, गायन्ति देवा यदशेषमङ्गलम् ॥ १३ ॥**

---

૧૨ પદચ્છેદ—**यस्य**-જેની. **अखिलानां अमीवं** (પાપ) **घ्नंति इति अखिलामीवहानि तैः अखिलामीवहैः**-સર્વ લોકોના પાપનો નાશ કરનાર [**अखिलामीवहभिः**-શબ્દ છે, તે ખોટો છે. તેને બદલે **अखिलामीवहैः** જોઈએ]. **सुमंगलैः**-મંગળરૂપ. **गुणाश्च कर्माणि च जन्मानि च तैः विमिश्राः** (યુક્ત) **वाचः**-ગુણ કર્મ અને જન્મથી યુક્ત વાણી-વાતચીત-વાર્તાઓ. **जगत् प्राणंति**-જગતને જીવાડે છે. **शुंभंति**-જગતને શોભાવે છે. **पुनंति**-જગતને પવિત્ર કરે છે. **तैः विरक्ताः तद्विरक्ताः इति वाचः**-તેવા વર્ણન વિનાની વાણી. **शवस्य शोभना इव शोभना यासां ताः इति शवशोभनाः इति वाचः मताः**-વસ્ત્રાદિથી શણગારેલા શબ જેવી ગણાય છે.

૧૩ પદચ્છેદ—**सः ईश्वरः च**-તે ઇશ્વર. **स्वसेतून् पालयंति इति स्वसेतुपालाः, स्वसेतुपालाश्चते अमरवर्याश्च** (લોકપાલો) **तेषां शर्म** (સુખ) **करोति इति स्वसेतुपालामरवर्यशर्मकृत्**-પોતે કરેલી વર્ણાશ્રમની મર્યાદાઓને પાળનારા લોકપાલોને સુખ આપવા માટે. **सात्वतानां अन्वयः** (વંશ) **तस्मिन् सात्वतान्वये**-યાદવોના કુળમાં. **किल अवतीर्णः**-ખરેખર અવતર્યા છે. **अशेषाणि मंगलानि यस्मात् तत् इति अशेषमंगलं इति यत् यशः**-સર્વ મંગળરૂપ યશ કે જેને. **देवाः गायंति**-દેવો ગાય છે તે યશને. **वितन्वन्**-વિસ્તાર કરતા. **ईश्वरः व्रजे आस्ते**-પ્રભુ વ્રજમાં રહે છે.

**અર્થ—ઈશ્વરનાં ગુણ, જન્મ અને કર્મ સર્વ લોકોનાં પાપોને ટાળનાર અને મહામંગળરૂપ છે. તે ગુણ, જન્મ અને કર્મના વર્ણનવાળી વાણી, જગત્‌ને જીવાડે છે, જગત્‌ને શોભા આપે છે અને જગત્‌ને પવિત્ર કરે છે. ગુણ, જન્મ અને કર્મના વર્ણન વિનાની વાણી, ભલે સારી રીતના અલંકારવાળી હોય, તો પણ તે વાણી વસ્ત્રાદિથી શણગારેલા શબ જેવી માનવામાં આવે છે. [૧૨]. તે ઈશ્વરજ પોતે કરેલી વર્ણાશ્રમની મર્યાદાઓને પાળનારા લોકપાલોને સુખ આપવા માટે, યાદવોના કુળમાં ખરેખર અવતર્યા છે; અને દેવતાઓ જેનું ગાયન કરે છે, એવા સર્વ મંગળરૂપ યશને વિસ્તારતા વ્રજમાં રહે છે. [૧૩].**

૧૨-૧૩ વિવેચન—

**जन्म कर्म च मे दिव्य-मेवं यो वेत्ति तत्त्वतः ॥**
**त्यक्त्वा देहं पुनर्जन्म, नैति मामेति सोऽर्जुन ॥९॥** [ગીતા અ. ૪].

એક સત્પુરૂષનાં જન્મ, કર્મ અને ગુણ પ્રશંસાપાત્ર હોય છે, ત્યારે ઇશ્વરના ગુણ, જન્મ અને કર્મ પ્રશંસાપાત્ર-દીવ્ય-હોય, તેમાં નવાઈ જેવું કાંઈ નથી. સ્થૂલ બુદ્ધિથી પુરાણો ગપ્પોડા જેવાં લાગે, પણ સૂક્ષ્મબુદ્ધિથી વિચારીએ, ત્યારે તેમાં ઘણો માલ જણાય. જ્ઞાનવૈરાગ્યની અનેક વાતોમાં-જ્યાં જોઈએ ત્યાં-શ્રીવેદવ્યાસે ઇશ્વરના ગુણાનુવાદનો દોરો દીધો જણાય છે. જે ઓરડામાં કસ્તુરી ખુલ્લી મૂકી હોય; તે ઓરડામાં ચોતરફ કસ્તુરીની સુગંધી ફેલાઇ રહે તેમ જે મન અને વાણીમાં પ્રભુના ગુણાનુવાદ ખુલ્લા મૂક્યા હોય-અહરનીશ પ્રભુના ગુણાનુવાદ ગવાતા હોય; તે મન વાણીમાં-જ્યાં જોઈએ ત્યાં-પ્રભુ મ્હેકી રહે.

કોલેરા, પ્લેગ, વિગેરે ચેપી રોગ ફાટી નીકળે છે; ત્યારે મ્યુનીસીપાલીટી, ચેપી સ્થાનોમાં, ફીનાઇલ છંટાવે છે, અને ગંધક વિગેરે પદાર્થોના ધૂપ કરાવે છે. તેમ કામ, ક્રોધ, લોભ, મોહ, મંદ, દંભ વિગેરે ચેપી વિચારો જ્યાં [જે મનમાં] ફાટી નીકળ્યા હોય. એટલે કાન અને આંખદ્વારા હૃદયમાં ઉભરાતા હોય, ત્યાં-તે મનની શુદ્ધિને માટે, તે મનનું વાતાવરણ બદલવા માટે-નામ સ્મરણરૂપી ફીનાઇલ છાંટવું જોઇએ, અને શ્રીહરિના ગુણાનુવાદ રૂપી ગંધકના ધૂપ થવા જોઇએ. હવાઈ ગયેલાં લાકડાંને તડકે નાંખીને ગરમ કરવામાં આવે છે; ઠંડા પડી ગએલા શરીરને, ગરમ દવાઓ ચોળીને ગરમ કરવામાં આવે છે; તેમ માયામાં રચ્યાપચ્યા જીવોને, ભગવદ્મય બનાવવા માટે, શ્રીહરિના ગુણાનુવાદ વારંવાર ગાવા જોઇએ. કવિઓની અલંકારીક વાણી, વિદ્વાનોની વિદ્વતા ભરેલી વાણી, ડૉકટરોની વકીલોની અને ગુણીકાની ચતુરાઇ ભરેલી વાણી, પ્યારીની મધુરી વાણી અને બાળકની બોબડી વાણી, લૌકિક વ્યવહાર માટે ઠીક ગણાય; પણ સ્વસ્વરૂપના જીજ્ઞાસુઓને તે તમામ વાણી ફીક્કી લાગે. કામીને સ્ત્રી વિનાનું ઘર સુનું; લોભીને ધન વિનાની વાણી ફીક્કી; કામીને વિષય વિનાની વાણી ફીક્કી; તેમ મુમુક્ષુઓને શ્રીહરિના ગુણાનુવાદ વિનાની વાણી ફીક્કી-શબ જેવી નિરસ. તે સંબંધમાં મીરાંબાઇ ગાય છે કે—

**પદ.**

બોલમાં બોલમાં બોલમાં રે-રાધાકૃષ્ણ વિના બીજું બોલમાં.
સાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો તે લીંમડો છોલમાંરે—રાધાકૃષ્ણ૦

ચાંદા સૂરજનું તેજ તજીને, આગીઆ સંગાતે પ્રીત જોડમાં રે—રાધાકૃષ્ણ૦
હીરા મોતી માણેક તજીને, કથીર સંગાતે મણિ તોળમાં રે—રાધાકૃષ્ણ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, કૃષ્ણ વિના બીજું બોલમાં રે—રાધા૦

તેરમા શ્લોકમાં એમ પણ કહી દીધું કે-'શ્રીકૃષ્ણનો અવતાર, વર્ણાશ્રમની ધર્મમર્યાદાઓનું પાલન કરવા માટે છે.' યાદ રાખવું કે-પાળે અને પળાવે તેજ સદ્ગુરૂ-તેજ ઉપદેશક. શ્રીકૃષ્ણે પાળ્યું અને પળાવ્યું. બ્રાહ્મણોએ પાળવું, અને પળાવવું જોઇએ. પરમ હંસો ધર્મ મર્યાદાની પેલી કોરની ભૂમિકાના મુમુક્ષુઓ છે. તેઓને સમાજની પરવા હોતી નથી. તેઓ પાળતા નથી; તેમ પળાવતા પણ નથી. તેઓ જ્યારે સમાજમાં ઉપદેશક થઇને ઘૂમે, ત્યારે સમજી લેવું કે-તેઓ પરમહંસ નથી; પણ લઘુહંસ છે-પામર છે.

શ્રીકૃષ્ણના સ્વરૂપના પાછાં વખાણ કરે છે—વંશસ્થ

**तं त्वद्य नूनं महतां गतिं गुरुं, त्रैलोक्यकान्तं दृशिमन्महोत्सवम् ॥**
**रूपं दधानं श्रिय ईप्सितास्पदं, द्रक्ष्ये ममासन्नुषसः सुदर्शनाः ॥ १४ ॥**

**અર્થ**—મહાત્મા પુરૂષોની ગતિરૂપ તથા તેમના ગુરૂરૂપ, અને ત્રૈલોક્યને વ્હાલા, તથા લક્ષ્મીજીના પ્રિય સ્થાનકરૂપ, જોનારાઓને ઉત્સવરૂપ શરીર ધારણ કરનારા-એવા એ શ્રીકૃષ્ણને, આજે હું ચોક્કસ જોઇશ. કારણ કે પ્રાતઃકાળમાં [ઘરેથી હું નીકળ્યો ત્યારે] શુકન બહુજ સારાં થયાં હતાં. [૧૪].

૧૪ વિવેચન—

શુકન સંબંધી વાત પાછળ નવમા શ્લોકમાં થઇ ગઇ છે. જોનારાઓના ઉત્સવરૂપ એટલે?

ધ્રુવ પદ તાલ ૪.

શીશ મુગટ તિલક ભાલ, કાનન કુંડલ વિશાલ;
કંઠમેં વેજંતી માલ, શોભત અતિ ભારી—ટેક૦
વિલસત તન પીત વસન, વદન મંદ મંદ હસન;
તીનલોક તાપ ગ્રસન, ચતુર ભુજા ધારી—શીશ૦
શંખ ચક્ર ગદા સંગ, રમા વસત વામ અંગ;
સુંદર શુભ શામરંગ, ગરૂડ કે સવારી—શીશ૦
કુટિલ કુટિલ અલક રાજે, પગમેં નેપૂર વિરાજે;
બ્રહ્માનંદ મદન લાજે, રૂપકો નિહારી—શીશ૦

---

૧૪ પદચ્છેદ—**महतां गतिं**-મહાત્માઓની ગતિરૂપ. **महतां गुरुं**-મહાત્માઓના ગુરૂરૂપ તે ઇશ્વર. **त्रैलोक्यकांतं**-ત્રૈલોક્યને વ્હાલા. **श्रियः**—લક્ષ્મીજીના. **ईप्सितं तत आस्पदं च ईप्सितास्पदं**-પ્રિય સ્થાનકરૂપ. **दृशिमतां महोत्सवः तं-इति रूपं दधानं** જોનારાઓને ઉત્સવરૂપ શરીરને ધારણ કરનાર. **इति तं तु अद्य नूनं द्रक्ष्ये**-એવા આ કૃષ્ણને હું આજે ચોક્કસ જોઇશ. કારણ કે. **मम**-મારે. **शोभनं दर्शनं** (શુકન) **येषां ते इति उषसः**-પ્રાતઃકાળમાં શુકન સારાં થયાં હતાં. [**उषस्** એટલે પ્રાતઃકાળ. **उषांसि**ને બદલે **उषसः** શબ્દ છે.]

દર્શન કર્યા પછી શું કરવું તે હવે વિચારે છે—

**अथवारूढः सपदीशयो रथात्, प्रधानपुंसोश्चरणं स्वलब्धये ॥**
**धिया धृतं योगिभिरप्यहं ध्रुवं, नमस्य आभ्यां च सखीन्वनौकसः ॥१५॥**
**अप्यङ्घ्रिमूले पतितस्य मे विभुः, शिरस्यधास्यन्निजहस्तपङ्कजम् ॥**
**दत्ताभयं कालभुजङ्गरंहसा, प्रोद्वेजितानां शरणैषिणां नृणाम् ॥१६॥**
**समर्हणं यत्र निधाय कौशिकस्-तथा बलिश्चाप जगत्त्रयेन्द्रताम् ॥**
**यद्वा विहारे व्रजयोषितां श्रमं, स्पर्शेन सौगन्धिकगन्ध्यपानुदत् ॥१७॥**

અર્થ—દર્શન થતાં એકદમ રથથી નીચે ઉતરીને, સ્વરૂપની પ્રાપ્તિ માટે, જે ચરણોનું યોગીઓ કેવળબુદ્ધિથી ધ્યાન ધરે છે; તે મુખ્ય પુરૂષ શ્રીકૃષ્ણ અને બળભદ્રના ચરણમાં હું જરૂર પ્રત્યક્ષ પ્રણામ કરીશ; અને આ બે ભાઇઓ સાથે જે ગોવાળીયા મિત્રો હશે, તેમને પણ હું પ્રણામ કરીશ. [૧૫]

અર્થ—વળી જ્યારે હું કૃષ્ણના ચરણકમળમાં પડીશ, ત્યારે પોતાનું હસ્તકમળ કે જે-કાળરૂપી સર્પના વેગથી ઘણુંજ બીનેલા અને શરણ ઇચ્છનારામનુષ્યોને અભય આપે છે, તે (હસ્તકમળ) શ્રીકૃષ્ણ મારા મુસ્તક ઉપર, મૂકશે. [૧૬]

---

૧૫ પદચ્છેદ—**अथ**-દર્શન થતાં **सपदि**-એકદમ. **रथात् अवरूढः**-રથથી નીચે ઉતરીને. **प्रधानपुंसोः ईशयोः चरणं**-મૂખ્ય પુરૂષ શ્રીકૃષ્ણ અને બળભદ્રના ચરણમાં. **अहं ध्रुवं नमस्ये**-હું જરૂર ચોક્કસ-પ્રત્યક્ષ-નમીશ. **यत् चरणं**-જે ચરણનું. **स्वलब्धये**-સ્વરૂપની પ્રાપ્તિ માટે. **योगिभिः अपि धिया धृतं**-યોગીઓ કેવળ બુદ્ધિથી ધ્યાન ધરે છે. **च**-અને **आभ्यां वनौकसः सखीन्**-આ બે ભાઇઓ સાથે જે ગોવાળીયા મિત્રો હશે તેમને [**नमस्ये**-નમીશ.]

૧૬ પદચ્છેદ—**अपि**-વળી. **अंघ्रिमूले पतितस्य इति मे**-ચરણકમળમાં પડેલ એવો જે હું તેના. **शिरसि**-મુસ્તક ઉપર. **विभुः**-શ્રીકૃષ્ણ. **निजहस्तपंकजं अधास्यत्**-પોતાનો હસ્તકમળ મૂકશે. **कालः एव भुजंगः तस्य रंहः** (વેગ) **तेन कालभुजंगरंहसा**-કાળરૂપી સર્પના વેગથી. **प्रकर्षेण उद्वेजिताः** (બીનેલા) **तेषां प्रोद्वेजितानां** [**प्र+उद्वेजितानां**]-ઘણુંજ બીનેલાને. **शरणं इच्छंति इति शरणैषिणः तेषां शरणैषिणां इति नृणां**-શરણ ઇચ્છનારા મનુષ્યોને **दत्तं अभयं येन तत् दत्ताभयं**-અભય આપનારૂં (હસ્તકમળ).

૧૭ પદચ્છેદ—**कौशिकः**-ઇંદ્ર. **च**-અને **बलिः**-બલિરાજા. **यत्र**-જે હાથમાં. **समर्हणं निधाय**-પૂજન આપીને. **जगतां त्रयं जगत्त्रयं तस्य इंद्रः तस्य भावः ताम् जगत्त्रयेंद्रताम्**-ત્રણ લોકના સ્વામીપણાને. **आप**-પામ્યા. **वा**-અથવા, અને. **यत्**-જે હસ્તકમળ. **सौगंधिकस्य गंधः इव गंधः यस्य तत सौगंधिकगंधि**-સૌગંધિક નામના કમળની સુગંધિ જેવી સુગંધીવાળું હસ્તકમળ. **विहारे**-રાસ વખતે. **स्पर्शेन**-સ્પર્શથી. **व्रजयोषितां श्रमं**-વ્રજ સ્ત્રિયોના શ્રમને **अपानुदत्**-દૂર કરતું હતું.

**અર્થ—ઇંદ્ર અને બલિરાજા તે હસ્તકમળમાં પૂજન આપીને, ત્રણુલોકના સ્વામીપણાને પામ્યા હતા, અને સૌગંધિક નામના કમળની સુગંધી જેવી જેની સુગંધિ છે, એવા તે હસ્તકમળે, રાસલીલામાં સ્પર્શથી વ્રજ સ્ત્રિયોના શ્રમને હરિ લીધો હતો. [૧૭]**

૧૫-૧૬-૧૭ વિવેચન—

શેકસલ્લીએ ગૃહસ્થાશ્રમના મનોરથ બાંધ્યા, તે બેવકુફ ઠર્યો; અને અક્રૂરે શ્રીહરિના મેળાપના મનોરથ બાંધ્યા, તે મોટા ભક્ત ગણાયા. શેકસલ્લીની નિંદા કરનારા ડાહ્યા ગણાયા; અને હરિજનની નિંદા કરનારા દુરીજન ગણાયા. શ્રીહરિના ધંધાની ઘણા લોકો અદેખાઈ કરે છે; પણ તેઓ કોઇ રીતે શ્રીહરિના ધંધામાં જોડાઇ શકતા નથી.

દૃષ્ટાંત—એક દેવમંદિર સામે એક શેઠાણી રહેતી હતી. તે કહેતી કે-'આજકાલ સાધુને મજા છે,-મફતનું ખાવું અને કથાઓ કરવી.' આ શબ્દો સાંભળીને એક સંતે તે શેઠાણીને કહ્યું કે-'અમે મફતનું ખાઇએ છઇએ; પણ તમે તો હરામનું ખાઓ છો.'

શેઠાણી—હરામનું કેમ? કાળજાતૂટ મહેનત કરે છે, ત્યારે પૈસા મળે છે.

સંત—આ વાત શેઠને પૂછી જોજો.

રાત્રે જમી પરવારીને શેઠ બેઠા, ત્યારે શેઠાણીએ વાત કરી કે-"પેલા સાધુ કહેતા હતા કે-'અમે તો મફતનું ખાઇએ છઇએ, પણ તમે તો હરામનું ખાઓ છો.' ત્યારે શું આપણે હરામનું ખાઇએ છઇએ?"

શેઠ—આપણને હક્કનું ઘણુંજ થોડું મળે; અને હરામનું ઘણું મળે. હક્કની આવકમાંથી માંડ માંડ રોટલા, શાક અને આછું પાતળું વસ્ત્ર મળે; અને હરામની આવકમાંથી—આ તમારા દસ દસના સાડલા, પચીસના પોલકા, અને પાંચસોની નાકની વાળી, વિગેરે તમામ-હરામની કમાણી છે. સાધુ બ્રાહ્મણને તો હાથે કરીને જે આપીએ, તેજ તેમને મળે; અને આપણે તો દગા ફટકા કરવાજ પડે. સારો કહીને ખોટો માલ બતાવીએ, તોજ તે ખપે. દિવસમાં પચીસ વખત ખોટા ખોટા ધર્મના સમ ખાઇએ, ત્યારેજ ગ્રાહક છેતરાય, અને આપણને બેના ચાર મળે. વારૂ! તેં આ સંતને શું આપ્યું છે?

શેઠાણી—એક પઇએ નહીં.

શેઠ—એક પાઇ આપી નથી, અને નિંદા કરે છે, ત્યારે તું અમારા કરતાં પણ વધારે પાપી. કારણકે-તું પાપની કમાણી ખાછો, અને નવાં પાપ બાંધછ.

શેઠાણી—અરે! આ સંત તો મોટા માલદાર છે.

શેઠ—આપણે લક્ષ્મીના દાસ છઇએ, અને લક્ષ્મી તેમની દાસી છે. તેઓ લક્ષ્મીના પતિના દાસ છે. લક્ષ્મીના ઉપર સંતોનો વધારે હક્ક છે. આપણને જે લક્ષ્મી મળે છે; તે સંતોની સેવાના ફળરૂપેજ મળે છે. આપણા ઘરમાં લક્ષ્મીને આવવા દેવી હોય, તો તું આપણી લક્ષ્મીને સંતોના ચરણમાં જવા દેજે. સંતોના ચરણમાં ગએલી લક્ષ્મી, દસગણી થઇને પાછી આવશે. તેં આ જન્મે નહીં, તો પૂર્વ જન્મે, સંતોને સંતોષ્યા હશે; તેથી તું શેઠાણી બની છે. જોને તારીજ બ્હેન. કોઇને પાઇ આપી નહીં હોય, તેથી તે આ જન્મે નિર્ધનતા ભોગવે છે.

આ વાત સાંભળી શેઠાણીનાં અંધારાં નાઠાં. 'વાવીએ તેજ ઉગે.' એવું ભાન થયું.

સોળમા અને સત્તરમા શ્લોકમાં હસ્તકમળનો મહિમા બતાવ્યો. આનું વિવેચન શું કરીએ! આ શ્લોકજ બે ત્રણવાર વાંચો, તેમાંથી કાંઇક ખરશે.

પોતે કૃષ્ણના દાસ છે, તે વાત શ્રીકૃષ્ણ કેવી રીતે જાણશે ? તે સંબંધી હવે વિચાર કરે છે—

**न मय्युपैष्यत्यरिबुद्धिमच्युतः, कंसस्य दूतः प्रहितोऽपि विश्वदृक् ॥**
**योऽन्तर्बहिश्चेतस एतदीहितं, क्षेत्रज्ञ ईक्षत्यमलेन चक्षुषा ॥ १८ ॥**

અર્થ—હું જોકે કંસનો મોકલેલો દૂત છઉં; તોપણ શ્રીકૃષ્ણ મારામાં શત્રુબુદ્ધિ કરશે નહીં. કારણકે તે સર્વજ્ઞ છે, અને અંતર્યામી છે. તે પોતાના નિત્યજ્ઞાનથી મારા મનની અને બહારની ચેષ્ટાઓને જુએ છે–દેખે છે-સમજે છે. [૧૮]

૧૮ વિવેચન—

શ્રીકૃષ્ણ અંતર્યામી હોવાથી જાણી શકશે કે-' હું બહારથી કંસનો નોકર છઉં, પણ અંદરથી શ્રીકૃષ્ણનો દાસ છઉં.' કારણકે તે-'**यो मनसि तिष्ठन**' શ્રુતિ. **विश्वदृक्**- '**यो वेत्ति युगपत् सर्वं, प्रत्यक्षेण सदा स्वतः**'-શ્રુતિ-તે સર્વજ્ઞ છે.

હવે સાક્ષાત્કારનાં સુખ બતાવે છે—

**अप्यंघ्रिमूलेऽवहितं कृताञ्जलिं, मामीक्षिता सस्मितमार्द्रया दृशा ॥**
**सपद्यपध्वस्तसमस्तकिल्बिषो, वोढा मुदं वीतविशङ्क ऊर्जिताम् ॥ १९ ॥**

અર્થ—વળી હું જ્યારે શ્રીકૃષ્ણના ચરણમાં, સાવધાન પણાથી હાથ જોડીને ઉભો રહીશ, ત્યારે હસતાં હસતાં, કોમળ દૃષ્ટિથી, ભગવાન્ મારા પ્રત્યે જોશે; તેથી મારાં સમગ્ર પાપોનો તુરત નાશ થતાં, અને મારા તર્કવિતર્ક શમી જતાં, મને ઘણોજ આનંદ થશે. (૧૯)

---

૧૮ પદચ્છેદ—**कंसस्य प्रहितः दूतः अपि**-હું કંસનો મોકલેલો દૂત છઉં તો પણ. **अच्युतः**-શ્રીકૃષ્ણ. **मयि**-મારામાં **अरिबुद्धिं न उपैष्यति**-શત્રુબુદ્ધિ કરશે નહીં. **विश्वदृक**-સર્વજ્ઞ છે. **यः क्षेत्रज्ञः**-જે અંતર્યામી છે. **अमलेन चक्षुषा**-પોતાના નિર્મળ જ્ઞાનથી-નિત્ય જ્ઞાનથી. **मम अंतःबहिश्चेतसः एतद् ईहितं**-મારા મનની અને બહારની ચેષ્ટાને **ईक्षति**-તે જુએ છે.

૧૯ પદચ્છેદ—**अपि**-વળી. **अंघ्रिमूले अवहितं**-(સાવધાન) **इति मां कृतांजलि इति मां**-શ્રીકૃષ્ણના ચરણમાં સાવધાનપણાથી હાથ જોડીને ઉભો રહીશ ત્યારે. **सस्मितं**-હસતાં હસતાં. **आर्द्रया दृशा**-કોમળ દૃષ્ટિથી. **ईक्षिता**-ભગવાન્ જોશે ત્યારે. **सपदि**-તુરત. **अपध्वस्तानी**-(નાશ પામ્યાં છે.) **समस्तानि किल्बिषाणि यस्य सः अपध्वस्तसमस्तकिल्बिषः**-જેના સમગ્ર પાપો નાશ પામ્યાં છે એવો હું. **वीताः विशंकाः यस्य सः इति अहं**-જેની શંકાઓ શમી ગઈ છે તે હું. **ऊर्जिताम् मुदं वोढा**-મને ઘણોજ આનંદ થશે. **ऊर्ज्**-એટલે વૃદ્ધિ પામવું.

૧૯ વિવેચન—

જેમનાં પાપનો નાશ થયો હોય, તેમને શ્રીહરિનાં દર્શન થાય; પણ શ્રીહરિની અવતાર દશામાં, આ નિયમ લૂલો થઇ જાય છે. અવતાર દશામાં તો, દર્શન થતાંની સાથે પાપનો નાશ થાય, અને તર્કવિતર્ક શમી જાય.

આ લાભ અનન્ય ભાવવાળાને મળે છે, એમ હવે કહે છે—

**सुहृत्तमं ज्ञातिमनन्यदैवतं, दोर्भ्यां बृहद्भ्यां परिरप्स्यतेऽथ माम् ॥**
**आत्मा हि तीर्थीक्रियते तदैव मे, बन्धश्च कर्मात्मक उच्छ्वसित्यतः ॥२०॥**

**અર્થ—ભગવાન્ વિના જેને બીજો કોઈ ઇષ્ટદેવ નથી, તે હું-તેને, વળી હું કે જે ભગવાનનો સ્નેહી પિત્રાઇ છઉં-તેને, એ ભગવાન્ જ્યારે પોતાના લાંબા હાથથી ભેટશે, ત્યારેજ મારો આ દેહ અત્યંત પવિત્ર થશે, અને આ દેહમાંથી કર્મબંધન ઢીલું પડી જશે. (૨૦)**

૨૦ વિવેચન—

**અનન્યભાવ**-અનન્યભાવ વિના વ્યવહાર પણ સિદ્ધ થતો નથી. ઘેર લગ્ન હોય, અને પાડોશીને કહીએ કે-'કાકા ! મારે તમારોજ આશરો છે. તમ વિના મારૂં કોઈ કરે તેમ નથી. તમારા બળ ઉપરજ આ કામ મેં ઉપાડયું છે.' આ શબ્દો સાંભળીને કાકામાં નવીન ઉત્સાહ પ્રગટશે, અને દોડાદોડ કરશે. યાદ રાખજો કે-જે નોકર શેઠને અનન્ય ભાવે ભજે, તેને કદિ શેઠ ઠગે, પણ પ્રભુ ઠગતો નથી. જે સ્ત્રી પતિને અનન્યભાવે ભજે, તેને કદિ પતિ ઠગે, પણ પ્રભુ ઠગતો નથી. જે શિષ્ય ગુરૂને અનન્યભાવે ભજે, તેને કદિ ગુરૂ ઠગે, પણ શ્રીહરિ ઠગતો નથી. અનન્યભાવ સામાને પોતાનો કરી લે છે. કદિ સામો બેવકુફ હોય, તો પ્રભુ તેનો બદલો આપ્યા વિના રહેતો નથી. એક નિષ્ઠા અગર અડગ શ્રદ્ધા વિના અનન્યભાવ ટકી શકતો નથી. અનન્યભાવે ભજનારા અનેક શિષ્યો, ગુરૂથી પણ આગળ વધી ગયા છે. તાત્પર્ય-અનન્ય ભાવમાં કાંઈ ઓર ચમક છે. તે માત્ર સૂક્ષ્મ બુદ્ધિથીજ દેખાય છે. ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—

**अनन्याश्चिंतयंतो मां, ये जनाः पर्युपासते ॥**
**तेषां नित्याभियुक्तानां, योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥** [ગીતા અ. ૯]

'જે નિષ્કામી જનો મને અનન્ય ભાવથી ચિંતવીને રૂડે પ્રકારે સેવે છે; અને મારા-

---

૨૦ પદચ્છેદ—**न विद्यते अन्यत् दैवतं यस्य सः अनन्यदैवतः तं**-ભગવાન્ વિના મારે બીજો કોઈ ઇષ્ટદેવ નથી, તેને **सुहृत्तमं ज्ञातिम् इति मां**-વળી તેમનો બહુજ સ્નેહી પિત્રાઇ છઉં તેને. **अथ**-જ્યારે. **बृहद्भ्यां दोर्भ्यां**-લાંબા હાથોથી. **परिरप्स्यते-परि+रभ्**-ભેટશે. **तदा एव**-ત્યારેજ. **मे आत्मा**-મારો દેહ. **तीर्थं क्रीयते इति तीर्थीक्रियते**-ઘણોજ પવિત્ર થશે. [**अतीर्थ**-અપવિત્ર] **हि**-ચોક્કસ. **च**-અને. **अतः**-આ દેહમાંથી. **कर्म एव आत्मा** (સ્વરૂપ) **यस्य सः इति बंधः** [illegible] **बंधः**-કર્મરૂપી બંધન. **उच्छ्वसिति-उत्+श्वस्**-ઢીલું પડી જશે.

માંજ જોડાઇ રહે છે; તેમના યોગ (પ્રાપ્ત કરવાનું) અને ક્ષેમ (સંભાળવાનું) હું જ કર્યા કરું છઉં.'

સુતીક્ષ્ણ બોલ્યો છે કે—'ભલે હું ગમે એવો અધમ છઉં; અને શ્રીરામ ગમે એવા મોટા છે, તોપણ તેમને મળવાની એક યુક્તિ છે- તે એ કે—

ચોપાઇ—એક બાની કરૂણાનિધાનકી, '**સો પ્રિય જાકે ગતિ ન આનકી.**'

જેને શ્રીહરિનોજ આશરો છે, તે શ્રીહરિને બહુજ વ્હાલા છે.

ધાવણું બાળક અનન્યભાવથી માતાને ભજે છે. માતા પણ તેને માટે બહુ દરકાર રાખે છે; માતા તેને માટે મરી પડે છે. બાળક મોટું થતાં, બીજે અનેક ઠેકાણે પ્રીતિ કરીને, માતા પ્રત્યેના અનન્ય ભાવને ઘેસવી નાંખે છે. આ સ્થિતિમાં માતા પણ તેને માટે બહુ દરકાર કરતી નથી.

અત્યારે અનેક ઠેકાણે કથાવાર્તા થાય છે. અનેક ઠેકાણે ગુરૂશિષ્યના સંબંધ નજરે પડે છે; પણ પરિણામ એક ટકો પણ આવી શકતું નથી; તેનું કારણ અનન્યભાવની ન્યૂનતા છે. ધનવાનને ગુરૂના અને સંતોના ટોપલા હોય; કારણકે લક્ષ્મીના મદમાં તે અનન્યભાવનું રહસ્ય સમજી શકતા નથી; પણ નિર્મળ અંતઃકરણવાળા નિર્ધન કાં ફાંફાં મારે!

વેશ્યાઓ ચપળ ઘણી, પણ અનન્ય ભાવની વાત સમજે નહીં. થોડું ભણેલો બ્રાહ્મણ શ્રીહરિમાં જેવો અનન્યભાવ રાખે; તેવો ભાવ, ઘણું ભણેલો બ્રાહ્મણ રાખી શકે નહીં. શ્રીહરિને પોતાના જેવા સમજીને, શ્રીહરિની માયામાં તે વિદ્વાન ઠગાઈ જાય-વિદ્યાના ગર્વમાં તણાઈ જાય. થોડું ભણેલી સ્ત્રી પતિમાં જેવો અનન્યભાવ રાખે, તેવો અનન્યભાવ ઘણું ભણેલી સ્ત્રી રાખી શકે નહીં. અભણ સ્ત્રી પતિને પ્રભુ સમજે; અને ભણેલી ગણેલી સ્ત્રી, પતિને એક Good friend-ભલો મિત્ર-સમજે. વિદ્યાની પેલીમેરની-લૌકીક ડહાપણની પેલીમેરની-શાંત વિવેકભરી ભૂમિકામાં, જો તેઓ જઈ શકે; તોજ તેમને અનન્ય ભાવની ગંધ આવી શકે. યાદ રાખજો કે-ગાય ભેંશ રાખનારને ખીલો નાંખવોજ પડે; ઘર ચણનારને ઘરનો નકશો કરાવવોજ પડે; તેમ કાર્યસિદ્ધિ માટે અનન્યભાવ પ્રગટાવવોજ પડે.

અક્રૂરે પોતાના કાર્યની સિદ્ધિ માટે કહ્યું કે-'**अनन्यदैवतं इति मां**-જેને ભગવાન વિના બીજો કોઇ દેવ નથી એવો-હું-અક્રૂર-તેને.'

યાદ રાખજો કે-અનન્ય ભાવની વાતો કરવી સહેલી છે. વર્તન બહુજ અઘરૂં છે. સ્ત્રી મંદિરે મંદિરે રઝળે; બાવા સાધુ દેખીને ગાંડી થઇ જાય; પણ ધણી સાથે અણગમો રાખે. દિકરો દુનિયામાં ડાહ્યો, પણ માતા પિતાને પજવે. મોક્ષાર્થી અડસઠ તિરથ આથડે; જ્યાં ત્યાં સાધુ સંતના ચરણ ધોઇને પીએ: ઠેકઠેકાણે કથાવાર્તા સાંભળે; પણ એક ઠેકાણે ઠરીને બેસી શકે નહીં-કોઈ ઠેકાણે અનન્યભાવ રાખી શકે નહીં. આ બાબતનો શાંતિથી વિચાર કરી જોજો. જીવનમાં ભુલચૂક જણાય, તો સુધારવા પ્રયત્ન કરજો.

**कर्मात्मकः बंधः उच्छ्वसिति**—કર્મબંધન ઢીલું પડી જશે-દેવાદાર માણસ દેવામાંથી મુક્ત થવા માટે, પરદેશ જઈને, અનેક કષ્ટ વેઠે; તેમ કર્મબંધન ઢીલા કરવા માટે, જીવ આ કર્મભૂમિમાં આવીને, અનેક તપાદિ કષ્ટો વેઠે. યાદ રાખવું કે—કર્મબંધન ઢીલું કરવા માટેજ, આ દેહ જીવે માગી લીધો છે. કર્મબંધન ઢીલું કરવું, એજ આ દેહનો મૂખ્ય હેતુ છે. વળી કર્મબંધન ઢીલું કરવાનું કાર્ય, આ દેહમાંજ થઈ શકે એમ છે. **स्वकर्मसूत्रग्रथितो हि लोकः।**

'લોક માત્ર પોતાના કર્મના સૂત્રથી ગુંથાએલો છે.' **कर्मणा बध्यते जंतुर्-विद्यया च विमुच्यते ।** મહાભારત । કર્મથી જીવ બંધાય છે, અને જ્ઞાનથી જીવ મુક્ત થાય છે. કર્મ બે પ્રકારનાં-પાપ અને પુણ્ય. આ બેઉ પ્રકાર જીવને બંધન કરે-જન્મ મરણ આપે. પાપ દુઃખ આપે, પુણ્ય સુખ આપે. પાપ પુણ્ય બેઉનો લય થતાં, જીવ બંધનથી મુક્ત થાય-મુક્તિ પામે. પાપને હઠાવવા, પ્રથમ પુણ્યનો વધારો કરવો, પછી જ્ઞાનદ્વારા પુણ્યનો પણ વિલય કરવો.

**यथा निरिन्धनो वह्निः, स्वयोनावुपशाम्यति ।**
**तथा वृत्तिक्षयाच्चित्तं, स्वयोनावुपशाम्यति ॥** (જીવન્મુક્તિવિવેક).

પાપપુણ્યનો વિલય થતાં વૃત્તિ ક્ષીણ થઈ જાય. જેમ લાકડાં વિનાનો અગ્નિ પોતાના સ્થાનમાંજ શમી જાય; તેમ વૃત્તિ ક્ષીણ થતાં ચિત્ત પોતાના અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં શમી જાય.

વૃત્તિને શમાવવા-ક્ષીણ કરવા માટે-યોગવાસિષ્ઠ કહે છે તે સાંભળોઃ—

**श्रूयतां ज्ञानसर्वस्वं, श्रुत्वा चैवावधार्यताम् ।**
**भोगेच्छामात्रको बंधस्-तत्त्यागो मोक्ष उच्यते ॥**

વસિષ્ઠમહારાજ શ્રીરામને કહે છે કે—'સકળ જ્ઞાનનો સાર કહું તે સાંભળો. સાંભળીને તેમાંથી કાંઈક પાલન કરજો-કોઈપણ પ્રકારના ભોગની ઈચ્છા થાય, તો તે બંધનરૂપ છે; અને ભોગનો ત્યાગ તેજ મોક્ષ છે.

**मन एव मनुष्याणां, कारणं बंधमोक्षयोः ।**
**बंधाय विषयासक्तं, मुक्त्यै निर्विषयं स्मृतं ॥** (પંચદશી).

મન એજ બંધન અને મોક્ષનું કારણ છે. વિષયાસક્ત મન બંધન ઉત્પન્ન કરે છે, અને નિર્વિષયમન મોક્ષ આપે છે.

યાદ રાખજો કે—કર્મબંધન ઢીલું કરનાર, પોતા સિવાય બીજું કોઈ નથી. પોતેજ અવકાશ લઈને મનની ગાંઠો છોડવી જોઈએ. કોઈ દિવસ નિવૃત્ત થઈને મનની સ્થીતિ તપાસો છો? જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યનાં અનેક પદો કર્મબંધનને ઢીલું કરનારાં છે.

હજી અક્રૂરજીના મનોરથો સાંભળોઃ—

**लब्धाङ्गसङ्गं प्रणतं कृताञ्जलिं, मां वक्ष्यतेऽक्रूर ततेत्युरुश्रवाः ॥**
**तदा वयं जन्मभृतो महीयसा, नैवादृतो यो धिगमुष्य जन्म तत् ॥२१॥**
**न तस्य कश्चिद्दयितः सुहृत्तमो, न चाप्रियो द्वेष्य उपेक्ष्य एव वा ॥**
**तथाऽपि भक्तान्भजते यथा तथा, सुरद्रुमो यद्वदुपाश्रितोऽर्थदः ॥२२॥**
**किं वाग्रजो माऽवनतं यदूत्तमः, स्मयन्परिष्वज्य गृहीतमञ्जलौ ॥**
**गृहं प्रवेश्याप्तसमस्तसत्कृतं, संप्रक्ष्यते कंसकृतं स्वबन्धुषु ॥२३॥**

---

૨૧ પદચ્છેદ—**प्रणतं इति मां**-પ્રણામ કરતો એવો હું-તેને **कृतांजलिं इति मां**-હાથ જોડીને ઉભો રહેલો એવો હું-તેને **लब्धः अंगसंगः येन सः तं**-જેણે આલિંગન મેળવ્યું છે તેને. **उरु श्रवः** (નપુસકલિંગ-કીર્તિ,) **यस्य सः उरुश्रवाः**-મોટી કીર્તિવાળા. **हे अक्रूर! हे तत !-(हे तात!)**-હે અક્રૂર ! હે બાપ ! (હે કાકા) **इति मां वक्ष्यते**-

**અર્થ--પ્રણામ કરતો અને હાથ જોડીને ઉભો રહેલો એવો જે હું-તેને, તથા જેને ભગવાન્ ભેટયા છે એવો જે હું-તેને, મોટી કીર્તિવાળા શ્રીકૃષ્ણ, 'હે અક્રૂર! હે બાપ! (હે કાકા!)' એમ કહીને બોલાવશે, ત્યારે અમારો જન્મ સફળ થશે. ભગવાનથી જે પુરૂષનો કદિ સત્કાર થતો નથી, તે પુરૂષના જન્મને ધિક્કાર છે. એટલે ભગવાને જે પુરૂષનો કદિ સત્કાર કર્યો નથી, તેનો જન્મ ફોગટ છે, [૨૧] અગર જો કે શ્રીકૃષ્ણને કોઇ વ્હાલો-દવલો નથી; તેમ કોઈ હિતકારી, દ્વેષનું પાત્ર અગર ઉપેક્ષાનું પાત્ર પણ નથી; તો પણ સેવેલું કલ્પવૃક્ષ આશ્રય લેનારાઓનેજ ફળ આપે છે; તેમ ભગવાન્ ભકતોનેજ ભજે છે-ભકતોનેજ ફળ આપે છે. [૨૨] વળી હું જ્યારે પ્રણામ કરીને હાથ જોડીશ, ત્યારે યાદવોમાં ઉત્તમ બલભદ્રજી મારા હાથ ઝાલી લઈને, હાસ્યપૂર્વક મારૂં આલિંગન કરીને, મને ઘરમાં તેડી જશે. ત્યાં સર્વ પ્રકારે મારો સત્કાર કરીને, પોતાના બંધુઓ પ્રત્યે કંસે ચલાવેલી વર્તણુક સંબંધી, બળભદ્ર મને પૂછશે. [૨૩]**

૨૧-૨૨-૨૩ વિવેચન—

**नैवादृतः यो धिगमुष्य जन्म तत्**-જેનો પ્રભુએ સત્કાર ન કર્યો, તેના જન્મને ધિક્કાર છે. શ્રી હરિનો સત્કાર કેવા પ્રકારનો હશે?—અનેક પ્રકારના લૌકિક સુખ મળે છે, ત્યારે આપણે પ્રભુની કૃપા માનીએ છીએ; પણ તેમાં ભેદ છે. પ્રભુએ આપેલા વૈભવોથી સાધુ બ્રાહ્મણોની નમ્રતાપૂર્વક સેવા થાય, સત્કર્મ થાય, ત્યારેજ-'તે પ્રભુકૃપા છે,' એમ સમજવું. પ્રભુએ આપેલી લક્ષ્મીથી-જ્યારે પાપ કર્મ થાય; ત્યારે સમજવું કે-'આપણા ઉપર પ્રભુની કૃપા નથી, એટલે-સન્માર્ગ ઉપરથી દૂર ફેંકી દેવા માટે-ભુલવણીમાં ગોથાં ખવરાવવા માટે-શ્રીહરિએ આપણને લક્ષ્મી આપી છે.' શ્રીહરિના કરતાં પણ સદ્ગુરૂ

---

એ પ્રમાણે કહી મને બોલાવશે. **तदा**-ત્યારે **वयं जन्मभृतः**-અમે જન્મ ધારણ કરનારા એટલે સફળ જન્મવાળા. **महीयसा**-ભગવાનથી. **यः न एव आदृतः**-જે કદિ સત્કાર પામ્યો નથી. **अमुष्य**-તે મનુષ્યના. **तत जन्म धिक्**-જન્મને ધિક્કાર છે.

૨૨ પદચ્છેદ—**तस्य**-તે કૃષ્ણને. **कश्चित् दयितः न**-કોઈ વ્હાલો નથી. **अप्रियः न**-દવલો નથી. **सुहृत्तमः न**-અતિહિતકારી નથી. **द्वेष्यः न**-કોઈ શત્રુ નથી. (**उपेक्ष्यते इति उपेक्ष्यः**) **उपेक्ष्यः न**-ઉપેક્ષા કરવા લાયક પણ નથી. **तथा अपि**-તોપણ. **उपाश्रितः सुरद्रुमः यद्वत् यथा**-સેવેલું કલ્પવૃક્ષ જેમ. **अर्थदः**-ફળ આપે છે. **तथा**-તે પ્રમાણે-ભગવાન્. **भक्तान भजते**-ભકતોને ભજે છે.

૨૩ પદચ્છેદ—**किं वा**-વળી. **अवनतं मा-इति माम्**-પ્રણામ કરતો એવો હું તેને. **अंजलौ गृहीतं इति मां**-મારા હાથ ઝાલી લઇને **स्मयन**-હાસ્યપૂર્વક, હસતાં હસતાં. **परिष्वज्य**-ભેટીને. **गृहं प्रवेश्य**-ઘરમાં લઈ જઇને, **आप्तानि** (પ્રાપ્ત કર્યા છે) **समस्तानि सत्कृतानि** (સત્કાર) **येन सः तं इति आप्तसमस्तसत्कृतं इति मां**-જેનો સર્વ પ્રકારે સત્કાર કરવામાં આવશે એવો હું-તેને. **यदुत्तमः अग्रजः**-યાદવોમાં ઉત્તમ બળદેવજી. **स्वबंधुषु कंसकृतं**-પોતાના બંધુઓ પ્રતિ કંસે ચલાવેલા વર્તન સંબંધી. **संप्रक्ष्यते**-પૂછશે.

વ્હાલા લાગે, સદ્દગુરનાં વચનોમાં પ્રીતિ થાય, વચનોમાં પ્રીતિદ્વારા સાત્ત્વિકભાવ વધે, રજોતમો ભાવ ક્ષીણ થઈ જાય, રાગદ્વેષ કમી થઇ જાય, શ્રીહરિના ગુણાનુવાદ સાંભળી હૈયું હરખાય, ત્યારે સમજવું કે- 'શ્રીહરિ આપણો સત્કાર કરે છે.'

જેમનું જીવન ઉપર જણાવેલા સદ્દગુણોથી કદિ સુવાસીત થયું નહીં, તેમને મનુષ્ય કેમ કહેવાય!

બાવીસમાં શ્લોકમાં કહે છે કે—શ્રીકૃષ્ણને કોઈ વ્હાલું અળખામણું નથી, તોપણ જેમ કલ્પવૃક્ષ સેવનથી ફળ આપે છે; અગ્નિ તેની પાસે બેસવાથી ગરમી આપે છે; તેમ શ્રીહરિ ઉપાસનાથી રીઝે છે. ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—

**समोऽहं सर्वभूतेषु, न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजंति तु मां भक्त्या, मयि ते तेषु चाप्यहम् ॥२९॥**

(ગીતા અધ્યાય ૯.)

'અગર જો કે હું સર્વ પ્રાણીઓને સમાન છઉં, એટલે હું કોઇનો દ્રોહી નથી, તેમ મારે કોઇ પ્રિય નથી; તોપણ જેઓ મને શ્રદ્ધા ભક્તિથી ભજે છે, તેઓ મારામાં વિશેષ જોડાઇને રહે છે. હું પણ તેમની સાથે વિશેષ જોડાઇને રહું છઉં.'

**पत्रं पुष्पं फलं तोयं, यो मे भक्त्या प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृत-मश्नामि प्रयतात्मनः ॥ २६ ॥** [ગીતા અ. ૯]

'ટોપલા ભરીને મીઠાઇ ધરે, પણ તેમાં ભક્તિભાવ-નમ્રતા-ન હોય, તો હું તે લેતો નથી; અને ભક્તિથી નજીવું મને ધરે, તો હું તેનો પ્રેમથી સ્વિકાર કરૂં છઉં.' એમ કૃષ્ણ બોલ્યા.

મનુષ્યજન્મ મળ્યો, છતાં 'પ્રભુની મરજી હશે, તો ભક્તિ કરશું' એવો ખોટો બચાવ કરવો નહીં. પુરૂષાર્થ કરીને પ્રભુને પામવા માટેજ આ દેહ ધારણ કર્યો છે.

ચોવીસમા શ્લોકમાં કહ્યું કે—'હાથ જોડતાં બલભદ્ર મારા હાથ પકડી લેશે.' એટલે બળભદ્ર મને પોતાનો ગણશે.

હવે શ્રીશુકદેવજી અક્રુરજીના મનોરથોનો ઉપસંહાર કરે છે—

**श्रीशुक उवाच ॥**

**इति संचिन्तयन्कृष्णं, श्वफल्कतनयोऽध्वनि ॥**
**रथेन गोकुलं प्राप्तः, सूर्यश्चास्तगिरिं नृप ॥ २४ ॥**

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-"હે રાજન્! આ પ્રમાણે રસ્તામાં શ્રીકૃષ્ણનું ચિંતવન કરતા કરતા, શ્વફલ્ક યાદવના પુત્ર **અક્રૂરજી** રથમાં બેસીને ગોકુળમાં આવ્યા. તે વખતે સૂર્ય આથમી ગયો હતો. [૨૪]

---

૨૪ પદચ્છેદ—**हे नृप**!-હે રાજન્! **इति अध्वनि**-આ પ્રમાણે રસ્તામાં. **कृष्णं संचिंतयन्**-ભગવાન્ કૃષ્ણનું ચિંતવન કરતા કરતા. **श्वफल्कस्य तनयः**-શ્વફલ્ક યાદવના પુત્ર અક્રૂરજી. **रथेन गोकुलं प्राप्तः**-રથમાં બેસીને ગોકુળમાં આવ્યા. **च**-તે વખતે. **सूर्यः अस्तगिरिं प्राप्तः**-સૂર્ય આથમી ગયો.

૨૪ વિવેચન—

જે પ્રાણીપદાર્થમાં રાગ અગર દ્વેષ થાય, તેમાં ચિત્તનું ચિંતવન વધે. રાવણાદિ, કંસાદિ, અને એવા બીજા આસુર ભાવવાળા જીવોને, શ્રીહરિમાં દ્વેષ હતો. રખે શ્રીહરિ પોતાની સત્તા લઈ લેશે, એવો ભય તેમને હતો; તેથી તેઓ શ્રીહરિનું ચિંતવન કર્યા કરતા હતા. આપણ મનુષ્યભાવવાળા જીવોને શ્રીહરિમાં દ્વેષ નથી; તેમ રાગ પણ નથી. આપણા રાગદ્વેષના માર્ગ જુદા છે. લૌકિક સુખોમાં આપણે રાગ છે; અને લૌકિક દુઃખોમાં આપણે દ્વેષ છે. જ્ઞાનદ્વારા અંતરમાં અજવાળાં થાય, તો લૌકિક સુખદુઃખ–બેઉ મિથ્યા જણાય. ગીલેટના દાગીના જેવા અનિત્ય–નકલી–સુખદુઃખનું ભાન થાય. એટલે જ્ઞાનદ્વારા અવિદ્યા ઓળખાય, ત્યારે–નિત્ય વસ્તુનું ભાન થાય. ભાન થતાં નિત્ય વસ્તુમાં રાગ થાય. રાગ થતાં તેનું ચિંતવન થાય. વસ્તુને ઓળખવી હોય, તો હૃદયમાં પ્રકાશને–જ્ઞાનને–આવવા દો.

હવે શ્રીકૃષ્ણનાં પગલાં દેખીને અક્રૂરજી શું કરે છે તે સાંભળો—

ઉપજાતિ.

**पदानि तस्याखिललोकपाल–किरीटजुष्टामलपादरेणोः ॥**
**ददर्श गोष्ठे क्षितिकौतुकानि, विलक्षितान्यब्जयवाङ्कुशाद्यैः ॥२५॥**
**तद्दर्शनाह्लादविवृद्धसंभ्रमः, प्रेम्णोर्ध्वरोमाऽश्रुकलाकुलेक्षणः ॥**
**रथादवस्कन्द्य स तेष्वचेष्टत, प्रभोरमून्यंघ्रिरजांस्यहो इति ॥ २६ ॥**

અર્થ—શ્રીકૃષ્ણ કે જેમના ચરણની પવિત્ર રજને, સઘળા લોકપાળો પોતાના મુગટ ઉપર ધારણ કરે છે; તે ચરણના પગલાં, કમળ જવ અને અંકુ-

---

૨૫ પદચ્છેદ—**तस्य**–તે શ્રીકૃષ્ણના. **अखिललोकपालैः किरीटेषु जुष्टाः** ( સેવાએલી–ધારણ કરાએલી. ) **अमलाः पादरेणवः यस्य सः अखिललोकपालकिरीटजुष्टामलपादरेणुः तस्य**–જેમના ચરણારવિંદની પવિત્ર રજને સઘળા લોકપાળો પોતાના મુગટ ઉપર ધારણ કરે છે, તે શ્રીકૃષ્ણના. **पदानि**–પગલાં. **अब्जं च यवश्च अंकुशं च तानि आदीनि येषु तानि तैः अब्जयवांकुशाद्यैः**–કમળ, યવ, અને અંકુશ વિગેરેની રેખાઓથી. **विलक्षितानि**–ઓળખાઇ આવતાં. **क्षितेः कौतुकानि इति पदानि**–પૃથ્વીના શણગાર રૂપ પગલાંને. **गोष्ठे ददर्श**–ગોકુળને ગોંદરે દેખ્યાં.

૨૬ પદચ્છેદ—**तेषां पदानाम् दर्शनेन आह्लादः तेन विवृद्धः संभ्रमः** (ઉત્સવ, આતુરતા) **यस्य सः तद्दर्शनाह्लादविवृद्धसंभ्रमः**–પગલાના દર્શનના આનંદથી જેમની આતુરતા વધી, એવા અક્રૂરજી. **प्रेम्णा**–પ્રેમથી. **ऊर्ध्वानि रोमाणि यस्य सः ऊर्ध्वरोमः। अश्रूणां कलाभिः** ( રેખા, જળજળીયાં ) **आकुले ईक्षणे यस्य सः अश्रुकलाकुलेक्षणः। ऊर्ध्वरोमश्चासौ अश्रुकलाकुलेक्षणश्च ऊर्ध्वरोमाऽश्रुकलाकुलेक्षणः**–જેનાં રૂંવાડાં ઉભાં થઇ ગયાં, અને આંખ્યો આંસુના ટીપાંઓથી વ્યાકુળ થઇ ગઈ. **अहो प्रभोः अमूनि अंघ्रिरंजांसि इति (मत्वा)**–અહો આ શ્રીકૃષ્ણના ચરણની રજ છે એમ માનીને. **रथात् अवस्कंद्य**–રથમાંથી નીચે ઉતરીને. **सः तेषु अचेष्टत**–તે તેમાં આળોટવા લાગ્યા.

**થી ઓળખાઈ આવતાં હતાં. આવાં પૃથ્વીના શણગારરૂપ પગલાં, અક્રૂરજીએ ગોકુળને ગોંદરે દેખ્યાં. [૨૫] આ પગલાંના દર્શનના આનંદથી, અક્રૂરજીની આતુરતા વધી. પ્રેમથી તેમનાં રૂવાડાં ઉભાં થઈ ગયાં; અને આંખો આંસુનાં ટીપાંઓથી વ્યાકુળ થઇ ગઈ. 'અહો ! આ શ્રીકૃષ્ણના ચરણની રજ છે,' એમ માનીને, રથમાંથી નીચે ઉતારીને, અક્રૂરજી તે રજમાં આળોટવા લાગ્યા. [૨૬]**

૨૫-૨૬ વિવેચન—

અમતુબ્હેને પોતાના ધણીની નાની છબી લોકેટમાં જડાવી. આ લોકેટ અમતુબ્હેનને પહેરવું બહુ ગમે-લોકેટમાં જડેલી છબી સામું જોવું પણ બહુ ગમે. જે ભાવ છબી પાડનાર ન સમજ્યો; લોકેટ ઘડનાર સોની પણ ન સમજ્યો; લોકેટ ઘડાવી આપનાર પતિ પણ ન સમજ્યો, તે ભાવ અમતુબ્હેનને અટપટો લાગ્યો.

રણછોડભાઈની સ્ત્રી સીમંત પછી પોતાને પિયર ગયાં; અને રણછોડભાઇ પોતાને ઘેર, તેણીનાં પડી રહેલાં વસ્ત્રો સંકેલતાં સંકેલતાં, ગદ્ ગદ્ કંઠે થઇ ગયા. મણીબ્હેને પૂછ્યું- 'કેમ ભાઇ! એમ કરો છો ? શા વિચારમાં છો ?' ત્યારે રણછોડભાઇએ કહ્યું કે-' તમારી ભાભી સુખરૂપ પાછી આવશે ?' રણછોડભાઈના ઘરમાં રણછોડભાઈ સિવાય બીજાં પંદર જણાં હતાં, પણ સુશીલાના વિયોગમાં રણછોડભાઈ એકલાજ બાવરા હતા. તેમ શ્રીકૃષ્ણનાં પગલાંમાં રહેલું રહસ્ય, વ્રજવાસીઓ સમજી ન શક્યાં; અને અક્રૂરને તે અટપટું લાગ્યું. અક્રૂરના હાથ પગ એના એ હતા-માત્ર તેમનું મન બદલાઇ ગયું હતું.

અક્રૂરે કરેલા મનોરથોનો મહિમા હવે બતાવે છે—

**देहभृतामियानर्थो, हित्वा दम्भं भियं शुचम् ॥**
**संदेशाद्यो हरेर्लिङ्ग-दर्शनश्रवणादिभिः ॥ २७ ॥**

**અર્થ—કંસે અક્રૂરજીને સંદેશો આપ્યો, ત્યારથી તે અક્રૂરજીએ શ્રીકૃષ્ણના ચરણના પગલાંનાં દર્શન કર્યાં, ત્યાં સુધીની કથાનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન, જે પુરૂષ, દંભ-ભય અને શોકનો ત્યાગ કરીને કરે; તેને જન્મ ધારણ કર્યાનું ફળ પ્રાપ્ત થાય. [૨૭]**

૨૭ વિવેચન—

નિરોગી માણસનું લોહી, ઇંજેક્શન દ્વારા રોગીના શરીરની નસમાં જવા દઇને, રોગીને નિરોગી બનાવવામાં આવે છે. ચારણ ભાટો પોતાની વાણીના પ્રવાહથી, કાયરને શૂરવીર બનાવે છે; તેમ સંતો અને શાસ્ત્રો સમર્થ ભક્તોના નિરોગી વિચારો, મુમુક્ષુઓમાં કર્ણદ્વારા રેડીને, તેમની ભક્તિ દૃઢ કરે છે-તેમનો વૈરાગ્ય તીવ્ર કરે છે-તેમનો ભગવદ્ભાવ ખીલવે છે,

---

૨૭ પદચ્છેદ—**संदेशात्**-કંસે અક્રૂરજીને સંદેશો આપ્યો ત્યારથી. **हरेः लिंगदर्शनं** (શ્રીકૃષ્ણનાં પગલાં રુપી ચિન્હનું દર્શન અક્રૂરજીએ કર્યું, ત્યાં સુધીની કથા) **तस्य श्रवणादिभिः** (તેના શ્રવણાદિથી) **यः**-જે પુરૂષ. **दंभं भियं शुचं हित्वा**-દંભ, ભય અને શોકનો ત્યાગ કરીને (પુરૂષાર્થ કરે તો.) **देहभृतां इयान् अर्थः**-જન્મ ધારણ કર્યાનું આજ ફળ છે.

**हरेः लिंगदर्शनश्रवणादिभिः**—શ્રીકૃષ્ણનાં ચિન્હ (પગલાં)ના દર્શન સુધીનું વૃત્તાંત, શ્રવણ મનન અને નિદિધ્યાસનદ્વારા, પોતાના વિચારોમાં ઓતપ્રોત કરે, તો ભક્તિની જલક જલકાય-ઉભરાય,

હવે શ્રીકૃષ્ણનાં દર્શન થાય છે—

**ददर्श कृष्णं रामं च, व्रजे गोदोहनं गतौ ॥**
**पीतनीलांबरधरौ, शरदम्बुरुहेक्षणौ ॥२८॥**
**किशोरौ श्यामलश्वेतौ, श्रीनिकेतौ बृहद्भुजौ ॥**
**सुमुखौ सुन्दरवरौ, बालद्विरदविक्रमौ ॥२९॥**
**ध्वजवज्राङ्कुशाम्भोजैश्-चिह्नितैरङ्घ्रिभिर्व्रजम् ॥**
**शोभयन्तौ महात्मानौ, सानुक्रोशस्मितेक्षणौ ॥३०॥**

અર્થ—વ્રજમાં ગાયો દોહવાના સ્થાનમાં, શ્રીકૃષ્ણ અને રામ ગયા હતા; ત્યાં તેમને અક્રૂરજીએ દેખ્યા. શ્રીકૃષ્ણે પિતાંબર પહેર્યું હતું, અને બળભદ્રે નીલાંબર (શ્યામવસ્ત્ર) પહેર્યું હતું. તે બેઉની આંખો શરદ્ ઋતુના કમળ સરખી હતી. [૨૮] એકનો વર્ણ શ્યામ હતો, અને બીજાનો વર્ણ શ્વેત હતો. બેઉની અવસ્થા કિશોર હતી. બન્ને લક્ષ્મીના સ્થાનરૂપ હતા. બેઉના હાથ લાંબા હતા. તેમનાં મુખ સુંદર હતાં, તે બેઉ ઘણાજ રૂપાળા હતા. તે બેઉની ચાલ

૨૮ પદચ્છેદ—**व्रजे गोदोहनं गतौ इति कृष्णं च रामं ददर्श**-વ્રજમાં ગાયો દોહવાના સ્થાનમાં કૃષ્ણ અને રામ ગયા હતા ત્યાં તેમને અક્રૂરજીએ દેખ્યા. **पीतं च नीलं च च अंबरयोः धरौ**-શ્રીકૃષ્ણે પીળું વસ્ત્ર પહેર્યું હતું અને બળભદ્રે લીલું વસ્ત્ર પહેર્યું હતું. **शरदः अंबुरुहे** (કમળ) **इव ईक्षणे ययोः तौ शरदंबुरुहेक्षणौ**-તે બેઉની આંખો શરદ્ ઋતુના કમળ(પત્ર) સરખી હતી.

૨૯ પદચ્છેદ—**किशोरौ**-બેઉની અવસ્થા કિશોર હતી. **श्यामलश्च श्वेतश्च श्यामलश्वेतौ**-એકનો વર્ણ શ્યામ હતો અને બીજાનો પણ શ્વેત હતો. **श्रियाः निकेतौ**-લક્ષ્મીજીના સ્થાનરૂપ. **बृहंतौ भुजौ ययोः तौ बृहद्भुजौ**-મોટા હાથવાળા. **शोभनं मुखं ययोः तौ सुमुखौ**-સુંદર મુખવાળા. **सुंदरेषु वरौ सुंदरवरौ**-ઘણાજ સુંદર હતા. [ **द्विरदः**-હાથી. **विक्रमः**-પગનું મૂકવું, ચાલ. ] **बालद्विरदस्य इव विक्रमः ययोः तौ बालद्विरदविक्रमौ**-ચાલ નાના હાથીના જેવી હતી.

૩૦ પદચ્છેદ—**ध्वजश्च वज्रं च अंकुशं च अंभोजं च तैः चिह्नितैः अंघ्रिभिः** (પગલાં) **व्रजं शोभयंतौ महात्मानौ**-ધ્વજ, વજ્ર, અંકુશ અને કમળની રેખાના ચિન્હવાળા પગલાંથી વ્રજને શોભાવતા તે મહાત્મા પુરૂષો. **अनुक्रोशेण** (દયા) **सहितं सानुक्रोशं, सानुक्रोशं तत् यत् स्मितं तेन युक्तं ईक्षणं** (જોવું) **ययोः तौ**-તેઓ દયાપૂર્વક હસીને જોતા હતા.

**નાના હાથીના જેવી હતી. [૨૯] તે બન્ને મહાપુરુષો ધ્વજ, વજ્ર, અંકુશ અને કમળની રેખાના ચિન્હવાળા પોતાનાં પગલાંથી વ્રજને શોભાવતા હતા; અને દયાપૂર્વક હસીને જોતા હતા. [૩૦]**

૨૮ થી ૩૦ વિવેચન—

આ શણગાર યાદ રાખવા જેવા છે. હાથી અને સિંહ નિર્ભય રીતે-ધીમે ધીમે-ગંભીરપણે-ચાલે છે. વીર પુરુષો નિડર હોય છે, તેથી તેમની ચાલને હાથીની અગર સિંહની ચાલની ઉપમા અપાય છે.

**सानुक्रोशस्मितेक्षणौ**—તે બે ભાઇઓ દયાપૂર્વક હસીને જોતા હતા. દયાપૂર્વક જોવાનું કારણ શું?—સાસરેથી આવેલી પુત્રીને મળતાં પિતા હરખાય, પણ જો તે સાસરીયામાં અનેક રીતે પીડા પામતી હોય, તો પિતા તેની સામે દયાપુર્વક જુએ. અક્રૂર આદિ યાદવો કંસના રાજમાં બહુ પીડા પામતા હતા, તેથી પ્રભુ દયાપૂર્વક જોવા લાગ્યા. દયાપૂર્વક જોવા સાથે હસવાનું પ્રયોજન શું?—તે પણ સાંભળો-હસીને શ્રીહરિ સૂચવે છે કે—'હવે થોડા દિવસમાં કંસ મરણ પામશે, અને તમારો તે ભય ગયો સમજજો.'

હજી આગળ સાંભળો—

**उदाररुचिरक्रीडौ, स्रग्विणौ वनमालिनौ ॥**
**पुण्यगन्धानुलिप्ताङ्गौ, स्नातौ विरजवाससौ ॥३१॥**
**प्रधानपुरुषावाद्यौ, जगद्धेतू जगत्पती ॥**
**अवतीर्णौ जगत्यर्थे, स्वांशेन बलकेशवौ ॥३२॥**
**दिशो वितिमिरा राजन्, कुर्वाणौ प्रभया स्वया ॥**
**यथा मारकतः शैलो, रौप्यश्च कनकाचितौ ॥३३॥**

---

૩૧ પદચ્છેદ—**उदारा रुचिरा क्रीडा ययोः तौ उदाररुचिरक्रीडौ**-તે બે ભાઈ ઉદાર અને મનોહર ક્રીડા કરતા હતા. **स्रग् अस्ति ययोः तौ स्रग्विणौ**-તેઓએ રત્નની માળા પહેરી હતી. **वनमाला अस्ति ययोः तौ वनमालिनौ**-તેઓએ વનમાળા પહેરી હતી. **पुण्यगंधेन अनुलिप्तानि अंगानि ययोः तौ**-શરીર ઉપર સુગંધીદાર ચંદનનું લેપન કર્યું હતું. **स्नातौ**-તેઓએ સ્નાન કર્યું હતું. **विरजे वाससी ययोः तौ विरजवाससौ**-સ્વચ્છ વસ્ત્રો પહેર્યાં હતાં.

૩૨-૩૩ પદચ્છેદ—**हे राजन्**-હે રાજા! **स्वया प्रभया**-પોતાના પ્રકાશથી **दिशः**-દિશાઓને. **विगतं तिमिरं याभ्यः ताः इति वितिमिराः**-અંધકાર રહિત. **कुर्वाणौ**-કરતા. **कनकेन आचितौ**-સુવર્ણથી જડેલા-સુવર્ણથી શણગારેલા. **मरकतानां अयं इति मारकतः इति शैलः**-મણિઓનો પહાડ. **रौप्यः शैलः**-રૂપાનો પહાડ (શોભે, તેમ) **कनकाचितौ**-સુવર્ણના અલંકારોથી તે બે ભાઇઓ શોભતા હતા. **प्रधानपुरुषौ आद्यौ जगतः हेतू जगतः पती**-પ્રધાન પુરુષો, આદિ પુરુષો જગતના કારણરૂપ, અને જગતના પતી એવા **बलकेशवौ**-બળભદ્ર અને કૃષ્ણ. **स्वांशेन**-પોતાના અંશસહિત. **जगति अर्थे**-જગતમાં કલ્યાણ માટે. **अवतीर्णौ**-અવતર્યા છે.

**અર્થ—**તે બેઉ ભાઈઓ ઉદાર અને મનોહર ક્રીડા કરતા હતા. તેઓએ સ્નાન તથા ઉત્તમ ચંદનનું લેપન કર્યું હતું. તેઓએ સ્વચ્છ વસ્ત્રો પહેર્યા હતાં. તેઓએ રત્નની તથા પુષ્પની માળાઓ પણ ધારણ કરી હતી. [૩૧]

**અર્થ—**હે રાજન્! તેઓ પોતાની કાંતિથી દિશાઓના અંધકારને મટાડતા હતા. જેમ સોનાથી વ્યાપ્ત થએલા મરકતમણિના (નીલમણિના) અને રૂપાના પર્વતો શોભે, તેમ સુવર્ણના અલંકારથી તે બન્ને ભાઈઓ શોભતા હતા. તે બે પ્રધાન પુરૂષો, આદિ પુરૂષો, જગતના કારણરૂપ અને જગત્‌ના પતિ એવા બળભદ્ર અને કૃષ્ણ, પોતાના અંશસહિત, જગત્‌ના કલ્યાણ માટે અવતર્યા છે. [૩૨-૩૩]

૩૧ થી ૩૩ વિવેચન--

લૌકિક શણગારનાં વખાણ કરતાં કરતાં, શ્રી શુકદેવજી **प्रधानपुरुषाद्यौ** વિગેરે શબ્દોથી સૂચવવા લાગ્યા કે--'આ સગુણ જણાય છે, પણ જે નિર્ગુણ છે, તેજ સગુણ બન્યા છે. હે પરીક્ષિત! કોઈ પણ પ્રકારના વહેમમાં તણાઇ જઇશ નહીં.'

શ્રીકૃષ્ણ તથા બલરામને દેખીને અક્રૂરજી રથમાંથી હેઠા ઉતરીને દંડવત્ પ્રણામ કરે છે--

**रथात्तूर्णमवप्लुत्य, सोऽक्रूरः स्नेहविह्वलः ॥**
**पपात चरणोपान्ते, दण्डवद्रामकृष्णयोः ॥३४॥**
**भगवद्दर्शनाह्लाद-बाष्पपर्याकुलेक्षणः ॥**
**पुलकाचिताङ्ग औत्कण्ठयात्, स्वाख्याने नाशकन्नृप ॥३५॥**

**અર્થ—**તેમને જોઇને સ્નેહથી વિહ્વલ બનેલા અક્રૂરજી, રથમાંથી એકદમ ઉતરી પડીને, બળરામ તથા કૃષ્ણના ચરણ પાસે, દંડની માફક પડયા-તેમના ચરણમાં દંડવત પ્રણામ કર્યા. [૩૪]

**અર્થ—**હે રાજન્! શ્રીકૃષ્ણનાં દર્શનથી આનંદ થતાં, આંસુથી જેમનાં નેત્ર વ્યાકુળ થઇ ગયાં હતાં, અને ઉત્કંઠાથી જેમનાં રૂવાડાં ઉભાં થઇ ગયાં

---

૩૪ પદચ્છેદ—**स्नेहविह्वलः**-સ્નેહથી વિહ્વલ બનેલા. **सः अक्रूरः**-તે અક્રૂર. **रथात् तूर्णं अवप्लुत्य**-રથમાંથી એકદમ ઉતરી પડીને. **रामकृष्णयोः चरणयोः उपांते तस्मिन**-રામ અને કૃષ્ણના ચરણ પાસે. **दंडवत पपात**-દંડની માફક પડયા પ્રણામ કર્યા.

૩૫ પદચ્છેદ—**नृप !**-હે રાજન્! **भगवतः दर्शनाह्लादेन यत् बाष्पं तेन पर्याकुले** (વ્યાપ્ત) **ईक्षणे यस्य सः**-ભગવાનના દર્શનથી આનંદ થતાં આંસુથી જેનાં નેત્ર વ્યાકુળ થઇ ગયાં હતાં તે. **उत्कंठायाः भाव औत्कंठयं तस्मात् औत्कंठयात्**-ઉત્કંઠાથી. **पुलकैः आचितं** (વ્યાપ્ત) **अंग यस्य सः पुलकाचितांगः**-રૂંવાડાં ઉભાં થઇ ગયાં હતાં તે અક્રૂરજી. **स्वाख्याने न अशकत्**-પોતાનું નામ પણ લઈ શકયા નહીં-'હું કોણ છઉં,' તે પણ કહી શકયા નહી.

**હતાં એવા અક્રૂરજી, (તેમની પાસે) પોતાનું નામ પણ લઇ શકયા નહીં. એટલે 'હું કોણ છઉં', તે પણ કહી શકયા નહીં. [૩૫]**

૩૪ ૩૫વિવેચન—

અક્રૂરનો આ પ્રથમ મેલાપ છે, તેથી 'પોતે કોણ છે,' એમ શ્રીકૃષ્ણને કહેવું જોઇએ. શ્રીકૃષ્ણનાં રઢીયાળાં દર્શન કરીને, અક્રૂરજી પોતાના દેહનું ભાન ભૂલી ગયા. 'પોતે કોણ છે?' તે વાત પણ કરી શકયા નહી. ધનનો લાભ સાંભળીને, સુંદર સ્ત્રી દેખીને, બાળકની તોતડી બોબડી વાણી સાંભળીને, અગર વ્હાલા સગાંસંબંધી, અગર મિત્રો દેખીને તમે ઘણીવાર વિહ્વળ બનતા હશો; પણ રઢીયાળી શ્રીહરિની મૂર્તિ જોઇને રૂંવાડું પણ ફરકતું નહીં હોય. તેનું શું કારણ છે? તે કદિ વિચારો છો? વિચારતા હો તો જરૂર તેમાંથી કાંઇક જડે. ખાતા પિતા, બેસતા ઉઠતા, અને સદ્દબોધ આપીને સન્માર્ગે ચડાવનારા સદ્દગુરૂનો મહિમા સમજી શકયા નહિં હો; સદ્દગુરૂને જોઇને હરખાયા નહીં હો; સદ્દગુરૂમાં પ્રભુત્વ પ્રગટાવી શકયા નહીં હો; ત્યારે મૂર્તિનો મહિમા તો ક્યાંથીજ જાણો!

શ્રીરામચંદ્ર કહે છે કે—

ચોપાઈ—ભક્તિ સ્વતંત્ર સકલ સુખ ખાની, બિનું સત્સંગ ન પાવહિં પ્રાની.
પુણ્ય પુંજ બિનુ મિલહી ન સંતા, સત્સંગતિ સંસૃતિ કર અંતા.
પુણ્ય એક જગમેં નહિં દૂજા, મન ક્રમ બચન વિપ્રપદ પૂજા.
સાનુકુલ તેહિ પર સબ દેવા, જો તજિ કપટ કરે દ્વિજ સેવા.

ભક્તિ સ્વતંત્ર છે, પણ સત્સંગને આધીન છે. સત્સંગ સદ્દગુરૂ અગર સંતને આધીન છે. સદ્દગુરૂ અગર સંત સેવાભાવને આધીન છે. પતિવ્રતા સ્ત્રી પતિને પડયો મેલીને, પતિની છબીને સેવતી નથી; તેમ સદ્દગુરૂ અગર સંતને પડયા મેલીને, શ્રીહરિની મૂર્તિ પાસે દોડશો નહીં. મૂર્તિનો મહિમા બતાવનાર સંત અગર સદ્દગુરૂ છે. હીરાનો મહિમા નહીં જાણનારો કુંભાર, પાંચ શેર જુવાર લઇને હીરો વેચે છે. વિચાર કરી જોજો.

અક્રૂરને તો અહીં શ્રીહરિ મળ્યા. આપણે કે જે નિઃસાધન છઇએ, તેમણે અહીં શું કરવું?—આપણે શ્રીહરિને પ્રાર્થના કરવી કે—

રાગ—ગજલ તાલ ધમાલ.

નજરભર દેખલે મુઝકો, શરણમેં આ પડા તેરી—ટેક૦
તેરા દરબાર હૈ ઉંચા, કઠિન જાના હૈ મંજિલકા,
હજારો દૂત મારગમેં, ખડે હૈં પંથકો ઘેરી—નજર૦ ૧

નહીં હૈ જોર મેરોમેં, ન દુજા સંગમેં સાથી;
સહારા દે મુજે અપના, કરો નહીં નાથ અબ દેરી—નજર૦ ૨

નહીં હૈ ભોગકી વાંછા, ન દિલ મેં મોક્ષ પાનેકી;
પ્યાસ દર્શનકી હૈ મનમેં, સફલકર આશકો મેરી—નજર૦ ૩

ક્ષમા કર દોષકો મેરે, બિરદકો દેખકે અપને;
વો બ્રહ્માનંદ કર કરૂણા, મિટાદે જન્મકી ફેરી—નજર૦ ૪

હવે કૃષ્ણ બલરામ અક્રૂરજીનો સત્કાર કરે છે—

**भगवांस्तमभिप्रेत्य, रथाङ्गाङ्कितपाणिना ॥**
**परिरेभेऽभ्युपाकृष्य, प्रीतः प्रणतवत्सलः ॥३६॥**
**संकर्षणश्च प्रणत-मुपगुह्य महामनाः ॥**
**गृहीत्वा पाणिना पाणी, अनयत्सानुजो गृहम् ॥३७॥**

**અર્થ**—પ્રસન્ન થએલા અને ભકતોપર પ્રીતિ રાખનારા ભગવાન શ્રીકૃષ્ણ, તેમના મનની વાત જાણી લઇને, ચક્રના ચિન્હવાળા પોતાના હાથથી, તેમને ખેંચી લઈને ભેટી પડયા. [૩૬]

**અર્થ**—શ્રીકૃષ્ણ સહિત મોટા મનવાળા બળભદ્ર પણ, નમેલા અક્રૂરજીને ભેટીને, તેમના બે હાથ પોતાના હાથથી પકડીને, તેમને (પોતાને) ઘેર લઇ ગયા. [૩૭].

૩૬-૩૭ વિવેચન—

**रथांगांकितपाणिना**—ચક્રના ચિન્હવાળા પોતાના હાથથી. પોતાના હાથમાં ચક્રનું ચિન્હ બતાવીને અક્રૂરને પોતાનું પ્રભુત્વ વિદીત કર્યું.

આવા કૃપાળુને આપવા આપણી પાસે શું છે?—આપણી પાસે જે છે, તે તમામ તેમનું છે. ત્યારે?—

રાગ—પંચળ પ્રભાત.

કૃષ્ણજી કૃષ્ણજી કૃષ્ણજી કહેતાં, ઉઠોરે પ્રાણી;
કૃષ્ણના નામ વિના જે બોલો, તે મિથ્યારે વાણી—કૃષ્ણજી૦
કૃષ્ણજીએ વાસ્યુ રૂડું, ગોકુળીયુંરે ગામ;
કૃષ્ણજીએ પૂરી મારા, મનડા કેરી હામ—કૃષ્ણજી૦
કૃષ્ણજીએ અહલ્યા તારી, ગુણકા ઓધારી,
કૃષ્ણજીના નામ ઉપર, જાઉં બલિહારી—કૃષ્ણજી૦
કૃષ્ણજી માતા, કૃષ્ણજી પિતા, કૃષ્ણ સહોદર ભાઇ;
અંતકાળે જાઉં એકલડા, સાથે શ્રીકૃષ્ણજીની સગાઈ—કૃષ્ણજી૦
કૃષ્ણજી કૃષ્ણજી કૃષ્ણજી કહેતાં, કૃષ્ણ સરિખા થાશો;
ભણેરે નરસૈંયો 'કૃષ્ણ કહો તો', સહેજે વૈકુંઠ જાશો—કૃષ્ણજી૦

---

૩૬ પદચ્છેદ—**प्रीतः**-પ્રસન્ન થએલા. **प्रणतवत्सलः**-ભકતો ઉપર પ્રીતિ રાખનારા. **भगवान्**-ભગવાને **तम् अभिप्रेत्य**-તેમના મનની વાત જાણી લઇને. **रथांगेन** (ચક્રથી) **अंकित पाणिः तेन**-ચક્રના ચિન્હવાળા પોતાના હાથથી. **अभ्युपाकृष्य**-[**अभि+उप+आकृष्य**]-તેમને ખેંચી લઇને **परिरेभे**-ભેટી પડયા.

૩૭ પદચ્છેદ—**अनुजेन सहितः सानुजः**-શ્રીકૃષ્ણ સહિત. **महत् मनः यस्य सः महामनाः इति संकर्षणः**-મોટા મનવાળા બળભદ્ર. **च**-પણ. **प्रणतम् उपगुह्य**-નમેલા અક્રૂરજીને ભેટીને **पाणी पाणिना गृहीत्वा**-બે હાથથી પકડીને. **गृहं अनयत्**-ઘેર લઇ ગયા.

**प्रणतवत्सलः**—શરણે આવેલા ભક્તો ઉપર પ્રીતિ રાખનારા. જે શરણે આવે, તેમના ઉપરજ શ્રીહરિ અઢળક ઢળે છે, તે વાત કદિ ભૂલવી નહીં. આ વાત યાદ રહેશે, તો પુરૂષાર્થ કરવો ગમશે-પ્રમાદ કરવો ગમશે નહીં. તલમાં તેલ છે, પણ તે યોગ્ય પ્રયત્ન કરનારનેજ મળે છે. દુધમાં ઘી છે, પણ તે યોગ્ય પ્રયત્ન કરનારનેજ મળી શકે છે; તે પ્રમાણે અસત્યમાં સત્ય-અનિત્યમાં નિત્ય-સંસારમાં શ્રીહરિ-સંતાઈને રહ્યા છે; પ્રયત્ન કરનારનેજ મળે છે.

હજી સત્કારક્રિયા ચાલે છે. સાંભળો—

**पृष्ट्वाऽथ स्वागतं तस्मै, निवेद्य च वरासनम् ॥**
**प्रक्षाल्य विधिवत्पादौ, मधुपर्कार्हणमाहरत् ॥३८॥**
**निवेद्य गां चातिथये, संवाह्य श्रान्तमादृतः ॥**
**अन्नं बहुगुणं मेध्यं, श्रद्धयोपाहरद्विभुः ॥३९॥**

અર્થ—પછી 'ભલે આવ્યા' એમ કહીને, તેમને ઉત્તમ આસન ઉપર બેસાડયા. વિધિપૂર્વક ચરણ ધોઇને મધુપર્કરૂપ પૂજન આપ્યું, અને ગાયનું નિવેદન કરીને, આદરવાળા બલભદ્રે તેમના ચરણ ચાંપ્યા. આ પ્રમાણે અક્રૂરજીનો થાક ઉતારી નાંખ્યા પછી, તેમને પવિત્ર અને ઘણા ગુણવાળું અન્ન શ્રદ્ધાથી જમવા આપ્યું. [૩૮-૩૯].

૩૮-૩૯ વિવેચન—

મધુપર્ક શું ?—દહીંમાં મધ નાંખીને આપવું તે. લગ્ન વખતે કન્યાના પિતા, વરરાજાને મધુપર્ક આપે છે.

**गां निवेद्य**—અતિથીને ગાય આપીને, અગર ગાયનાં દર્શન કરાવીને. ગાયમાં ઘી દુધ આદિ રસો છે, તે ઉપરાંત તે પૂજ્ય છે, અને તેનાં છાણ મૂત્ર આરોગ્ય દાતા છે. અત્યારે ગાયોની છત નથી; તોપણ બેન ભાણેજને, ગોર અગર મંદિરોને, ભાવિક ધનવાનો ગાય શણગારીને આપે છે.

**श्रांतं संवाह्य**—થાકેલા અક્રૂરજીના પગ ચાંપીને. રામ અયોધ્યા હતા ત્યારે રાજા દશરથના ચરણ ચાંપતા હતા. રામ વનવાસ આવ્યા, ત્યારે લક્ષ્મણજી શ્રીરામના ચરણ ચાંપતા હતા. સાધ્વી સ્ત્રીઓ પતિના ચરણ ચાંપ્યા પહેલાં નિદ્રા લેતી નથી. વડીલના ચરણ ચાંપવા એટલે તેમની સેવા કરીને, તેમના ઋણમાંથી મુક્ત થવું, અને તેમના

---

૩૮-૩૯ પદચ્છેદ—**अथ**-પછી. **स्वागतं पृष्ट्वा**-ભલે આવ્યા એમ કહીને. **च**-અને. **तस्मै**-તેમને **वरासनम्**-ઉત્તમ આસન. **निवेद्य**-આપીને. **विधिवत् पादौ प्रक्षाल्य**-વિધિ પ્રમાણે ચરણ ધોઇને. **मधुपर्क** ( દહીંમાં મધ આપવું તે ) **एव अर्हणं** (પૂજન)-મધુપર્કરૂપી પૂજન. **आहरत्**-કર્યું. **च**-અને **अतिथये गां निवेद्य**-અતિથીરૂપે આવેલા અક્રૂરને ગાય આપીને. ( **गां**-ગાય અગર સુંદર વાણી ). **आदृतः**-આદરવાળા બળભદ્રે. **श्रांतं संवाह्य**-થાકી ગએલા અક્રૂરજીના પગ ચાંપીને. **विभुः**-ભગવાને. **मेध्यं** (પવિત્ર) **बहुगुणं अन्नं श्रद्धया उपाहरत्**-ઘણા ગુણવાળું પવિત્ર અન્ન શ્રદ્ધાથી આપ્યું.

આશીર્વાદ લઇને સંસારનાં અનેક વિઘ્નો ટાળી દેવાં. ધર્મની તૂટી ગએલી મર્યાદાઓ બાંધવા પ્રભુ પધાર્યા છે; માટે અક્રૂરજીના પગ ચાંપીને પ્રભુ આપણને શીખવે છે કે—કોઈ વડીલ તમારે ત્યાં પધારે, ત્યારે તમારે આ સેવા ચૂકવી નહીં. આ સેવાથી અતિથીનો થાક ઉતરે એટલુંજ નહીં, પણ અતિથીનો અંતરાત્મા પ્રસન્ન થાય-આશીર્વાદ આપે. સમજુ સ્ત્રીઓએ પતિ સિવાય કોઇના ચરણ ચાંપવા નહીં.

હવે બલભદ્ર મુખવાસાદિ આપે છે—

**तस्मै भुक्तवते प्रीत्या, रामः परमधर्मवित् ॥**
**मुखवासैर्गन्धमाल्यैः, परां प्रीतिं व्यधात्पुनः ॥४०॥**

**અર્થ—અક્રૂરજી જમી રહ્યા પછી, પરમધર્મને જાણનારા બળભદ્રે, તેમને પ્રીતિથી નાના પ્રકારના મુખવાસ, ચંદન અને પુષ્પ આપીને, બહુજ રાજી કર્યા. [૪૦]**

૪૦ વિવેચન—

**પરમધર્મવિત્**—પરમ ધર્મને જાણનારા બલભદ્ર. સેવામાં મેવા છે. વડીલોની સેવા કરતાં ન આવડે, તેમનાં જીવન પશુ જેવાં શુષ્ક-જડ-છે. દસ પંદરના પગાર માટે શેઠ આખો દહાડો દોડાવીને-વૈતરૂં કરાવીને-સાંધા ઢીલા કરી નાંખે, તે માણસ સાંખે; પણ જેમણે અનેક કષ્ટ વેઠીને મોટા કર્યા; અનેક ધંધા કરીને બેપૈસાની મૂડી આપી, ઘર આપ્યું, અને સ્ત્રી પણ પરણાવી આપી, તે માતાપિતાને પાણીનો પ્યાલો ભરી ન આપે, તે ભયંકર અજ્ઞાન છે, એટલુંજ નહિં, પણ ભયંકર નરકની તૈયારી છે. સ્ત્રીઓ વ્યવહારમાં બહુ ડાહી થાય, મંદિરે મંદિરે દર્શન કરે, ગુરૂને પંખે કરીને પવન ઢોળે; પણ જે તેમના સુખે સુખી અને દુઃખે દુઃખી છે; 'બ્હેન! હવે આ તારો પતિ પ્રભુતુલ્ય છે. તેમની સેવા ખંત રાખીને કરજે. એ તારૂં સર્વસ્વ છે.' એમ હજારો માણસો વચ્ચે, માતાપિતાએ લગ્ન વખતે, અગ્નિ અને બ્રાહ્મણની સાક્ષીએ કહ્યું, તેનો અનાદર કરે છે. તે પણ ભયંકર અજ્ઞાન છે. માતાપિતાની, વડીલોની અગર પતિની સેવા કરવી, તે એક પ્રકારની ફરજ છે. તે એક પ્રકારનો સ્વાર્થ છે; તોપણ તેમાં પરમારથ ઘણો છે; તેથીજ આ શ્લોકમાં બળભદ્રને પરમધર્મને જાણનારા કહ્યા. આવા સંસ્કારી કુટુંબમાં જ્યાં ત્યાંથી સુખની સેરો ચાલી આવે છે; અને લોકો તેમનાં વખાણ કરે છે.

સેવા કરનારને વિશેષ લાભ—સેવા કરનારનું શરીર હરવા ફરવાથી સારૂં રહે છે, અને કામના ચોર-આળસુ-નું શરીર બગડતું જાય છે. પંચાવન વરસની સાસુ, ચાર વાગે ઉઠીને, સ્નાનાદિ નિત્ય કર્મ કરીને, સૌને માટે ચાપાણી તૈયાર કરે; ત્યારે વીશ બાવીશ વરસની પુત્રવધુ, સાતવાગે માંડમાંડ ઉઠીને ચાપાણી પીએ. સાસુ ડૉકટરને દોકડો પણ આપે નહીં, અને પુત્રવધુ મહીને પાંચ દસ રૂપૈયાની ડૉકટર સાહેબને ભેટ ધરે. કહેવાનો ભાવ એ છે કે -શરીર સારૂં રાખવું હોય, તો કામ કરતાં શીખો. ધનવાન હો, તોપણ વડીલોની સેવાનાં ક્ષેત્રો ખુલ્લાં છે. માગ્યા વિના જળ પાતાં તો, અવશ્ય શીખો.

---

૪૦ પદચ્છેદ—**बुभुजे इति भुक्तवान तस्मै भुक्तवते इति तस्मै**-અક્રૂરજી જમી રહ્યા પછી તેમને **परमधर्मवित रामः**-પરમધર્મને જાણનારા બળભદ્રે **प्रीत्या**-પ્રીતિથી. **मुखवासैः**-નાના પ્રકારના મુખવાસથી. **गंधश्च माल्यानि च तैः**-ચંદન અને પુષ્પ આપીને. **पुनः**-પછી **परां प्रीतिं व्यधात्**-તેમને બહુજ રાજી કર્યા.

હવે નંદજી અક્રૂરજીનો સત્કાર કરે છે—

**पप्रच्छ सत्कृतं नन्दः, कथं स्थ निरनुग्रहे ॥**

**कंसे जीवति दाशार्ह, सौनपाला इवावयः ॥ ४१ ॥**

**योऽवधीत्स्वस्वसुस्तोकान्, क्रोशन्त्या असुतृप् खलः ॥**

**किं नु स्वित्तत्प्रजानां वः, कुशलं विमृशामहे ॥ ४२ ॥**

અર્થ—સારી રીતે સત્કાર પામેલા અક્રૂરજીને નંદજી પૂછવા લાગ્યા કે 'હે અક્રૂરજી ! કસાઈના હાથ નીચે રહેલાં બકરાં ઘેટાં જેમ માંડ માંડ જીવે છે; એટલે સદા ભયમાંજ રહે છે; તેમ નિર્દય કંસના હાથ નીચે રહેલાં આપ, કેવી રીતે જીવો છો ? એટલે આપ મોટા ભયમાંજ સદા રહેતા હશો, આપને જીવવું ઘણું મોંઘું હશે. [૪૧] ખળ અને પોતાની ઇંદ્રિયોનેજ તૃપ્ત કરનારા કંસે, રૂદન કરતી બ્હેનના બાળકોને હણી નાંખ્યા; તે કંસની તમે પ્રજા છો, તેથી તમને (જીવન દુર્લભ હશે, ત્યારે) કુશળતાનો પ્રશ્ન તો કેમ જ પૂછાય ?' [૪૨]

૪૧-૪૨ વિવેચન—

અધર્મી રાજાની પ્રજાને સુખ ન હોય, એ ભાવ છે.

**असुतृप्**—ઇંદ્રિયોને રાજી રાખનાર. તે સંબંધી ૮૩ ના પુસ્તક ૮ મા માં બે દૃષ્ટાંત આપ્યા છે તે ખાસ વાંચજો.

હવે શ્રીશુકદેવજી અક્રૂરજીના આગમનનો ઉપસંહાર કરે છે—

**इत्थं सूनृतया वाचा, नन्देन सुसभाजितः ॥**

**अक्रूरः परिपृष्टेन, जहावध्वपरिश्रमम् ॥ ४३ ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धेऽक्रूरागमनं नामाऽष्टत्रिंशत्तमोऽध्यायः ॥ ३८ ॥**

---

૪૧ પદચ્છેદ—**सत्कृतं नंदः पप्रच्छ**-સારી રીતે સત્કાર પામેલા અક્રૂરજીને નંદજી પૂછવા લાગ્યા. **हे दाशार्ह**-હે અક્રૂરજી ! **निर्गतः अनुग्रहः** (દયા) **यस्मात् सः तस्मिन् इति कंसे जीवति**-જેમાંથી દયાનો નાશ થઇ ગયો છે એવો કંસ જીવે છે ત્યાં સુધી. **सौनः** ( ખાટકી ) **पालः** ( પાલક ) **येषां ते सौनपालाः**-ખાટકી જેનો પાલક એવા. **अवयः** ( ઘેટાં, બકરાં ) **इव**-બકરાંની માફક [**अविः**-નર અને નારી બેઉ જાતિમાં છે.] **यूयं कथं स्थ**-આપ કેવી રીતે જીવો છો ?

૪૨ પદચ્છેદ—**असून् तर्पयति इति असुतृप्, असुतृप् इति खलः इति यः**-ખલ અને પોતાની ઇંદ્રિયોને તૃપ્ત કરનારા જે કંસે. **क्रोशन्त्योः** ( રડતી ) **स्व स्वसुः** ( બેનના )-પોતાની રડતી બેનના. **तोकान अवधीत्**-બાળકોને હણી નાંખ્યા. **किं नु स्वित्**-ત્યારે-પ્રશ્નમાં. **तस्य प्रजानां इति वः**-તેની પ્રજારૂપ જે તમે તેમનું **कुशलं किं विमृशामहे**-કુશળ શું વિચારીએ !

૪૩ પદચ્છેદ—**इत्थं**-એ પ્રકારે. **सूनृतया वाचा**-મધુર વાણીથી. **नंदेन सुसभाजितः**-નંદરાયથી સારી રીતે સત્કાર પામેલા [**सभाज्** ધાતુ] **अक्रूरः**-એવા અક્રૂરે. **परिपृष्टेन**-સારી રીતે પૂછવાથી. **अध्वपरिश्रमम् जहौ**-રસ્તાનો થાક તજી દીધો.

**અર્થ—આ પ્રમાણે નંદરાયે જેમનો મધુર વાણીથી સારી રીતે સત્કાર કર્યો હતો, તે અક્રૂરજીના માર્ગનો થાક, નંદરાયના પૂછવાથીજ મટી ગયો. [૪૩]**

૪૩ વિવેચન—

જ્યાં શ્રીહરિએ અવતાર લીધો, ત્યાં અક્રૂર જેવા અતિથીના આનંદનો પાર નજ હોય. ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમ સ્કંધ પૂર્વાર્ધનો ૩૮ મો અ. સંપૂર્ણ. બોલીઓ હરિ. બોલો શ્રીકૃષ્ણચંદ્ર દેવકી જય. હર હર મહાદેવ હર—આસપાસ બેઠાં હોય તેમને અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેશોજી.

**અમદાવાદ મોક્ષમંદિર,**
૧૯૮૬ જન્માષ્ટમી. **લી૦ રામશંકર મોનજી ભટ્ટ.**

---

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૩૯ મો.

વિષય—જે શ્રીકૃષ્ણ ગોપીકાઓના પ્યારા હતા, તે હવે રાજખટપટમાં પડે છે. શ્રીકૃષ્ણને મથુરા જતાં સાંભળીને ગોપીકાઓ પોકાર કરે છે. મથુરા પાછા વળતાં રસ્તામાં અક્રૂરજી યમુનાજીમાં સ્નાન કરવા પેઠા. ડુબકી મારતાં શ્રીકૃષ્ણ અને બલરામ, જે રથમાં બેઠા હતા; તેમને અક્રૂરજીએ જળમાં દીઠા. તે કથા આ અધ્યાયમાં કહેવાશે.

જેમ વ્હાલી સ્ત્રીના મનોરથ પતિ પૂરે, તેમ ભક્તોના મનોરથ શ્રીહરિ પૂરે—

**श्रीशुक उवाच ॥**

**सुखोपविष्टः पर्यङ्के, रामकृष्णोरुमानितः ॥**
**लेभे मनोरथान् सर्वान्, पथि यान्स चकार ह ॥ १ ॥**
**किमलभ्यं भगवति, प्रसन्ने श्रीनिकेतने ॥**
**तथापि तत्परा राजन्-न हि वांन्छंन्ति किंचन ॥ २ ॥**

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-પલંગ ઉપર સુખપૂર્વક બેઠેલા અને બલભદ્રે તથા શ્રીકૃષ્ણે જેમનો બહુ સત્કાર કર્યો હતો, એવા અક્રૂરજીના તમામ

---

૧ પદચ્છેદ—**पर्यंके सुखोपविष्टः**-પલંગ ઉપર સુખથી બેઠેલા. **रामकृष्णाभ्यां उरुमानितः**-રામકૃષ્ણથી બહુ માન પામેલા એવા અક્રૂરજીએ. **सर्वान् मनोरथान् लेभे**-તમામ મનોરથો પ્રાપ્ત કર્યા. **यान् पथि स चकार ह**-જે મનોરથો તેણે રસ્તામાં કર્યા હતા.

૨ પદચ્છેદ—**श्रीनिकेतने भगवति प्रसन्ने सति**-લક્ષ્મીના નિવાસરૂપ ભગવાન્ પ્રસન્ન થાય, ત્યારે. **किं अलभ्यं**-શું ન મળે ! **तथापि**-તોપણ. **राजन्**-હે પરીક્ષિત રાજા ! **तस्मिन् पराः तत्पराः**-પ્રભુને પરાયણ થએલા-સાચા ભક્તો. **किंचन न वांछंति हि**-જરૂર કાંઇપણ ઇચ્છા રાખતા નથી.

મનોરથો સિદ્ધ થયા. તે મનોરથો અક્રૂરજીએ (મથુરાથી આવતાં) રસ્તામાં કર્યા હતા. [૧] લક્ષ્મીના નિવાસરૂપ ભગવાન્ પ્રસન્ન થાય, ત્યારે કોઇપણ વસ્તુ દુર્લભ રહેતી નથી; તોપણ હે રાજન્! પ્રભુને પરાયણ થએલા-પ્રભુના સાચા ભક્તો, જરૂર કોઈપણ પ્રકારની ઇચ્છા રાખતા નથી. [૨]

૧-૨ વિવેચન—જ્યારે નિર્ધનતા હોય, ત્યારે બહુ ભૂખ લાગે; અને જ્યારે પૈસાટકા પ્રાપ્ત થાય, ત્યારે માત્ર બેજ ફૂલકા ખવાય. તે પણ પચે તો સારૂં. તે પ્રમાણેજ અજ્ઞાન દશામાં અનેક વાસનાઓ થાય; અને જ્ઞાન દશામાં-સાક્ષાત્કાર થતાં-વાસનાઓ વિલાઇ જાય; એટલે શ્રીહરિ પ્રસન્ન થતાં, કોઇપણ વસ્તુ દુર્લભ નથી. જેમ બીલાડીને દેખીને ઉંદર નાસે; તેમ શ્રીહરિ પ્રસન્ન થતાં, અનેક લૌકિક વાસનાઓ-ઇચ્છાઓ નાસી જાય-શમી જાય. જેમ લાડુ દેખીને રોટલી ભાવે નહીં; હીરો દેખીને પોખરાજમાં પ્રીતિ થાય નહીં; તેમ શ્રીહરિની પ્રસન્નતા પ્રાપ્ત થતાં, લૌકિક વાસનાઓમાં પ્રીતિજ થાય નહીં.

**भिद्यते हृदयग्रंथि-श्छिद्यंते सर्वसंशयाः ।**
**क्षीयंते चास्य कर्माणि, तस्मिन् दृष्टे परावरे ॥** [મુંડકોપનિષદ્]

અર્થ—જે પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે; એટલે પરમાત્માને પ્રસન્ન કરે છે; તેમની હૃદયગ્રન્થી ભેદાય છે, તેના સર્વ સંશયો છેદાય છે, અને તેનાં તમામ કર્મ ક્ષીણ થઈ જાય છે.

**अत्यंत कामुकस्यापि, वृत्तिः कुंठति मातरि ।**
**तथैव ब्रह्मणि ज्ञाने, पूर्णानंदे मनीषिणः ॥** [વિવેકચૂડામણિ]

અર્થ—અત્યંત કામી પુરૂષની વૃત્તિ પણ માતા પાસે અટકે છે; તે પ્રમાણે બુદ્ધિવાનની બુદ્ધિ-તર્કવિતર્ક, આશા તૃષ્ણા, પૂર્ણાનંદ અને જ્ઞાન એવા બ્રહ્મ આગળ અટકી જાય છે.

**तत्पराः**—સર્વસ્વને તજીને શ્રીહરિને પરાયણ થએલા ભક્તો અને જ્ઞાનીઓ. વેદાંતની મોટી મોટી વાતો કરે, ઘર તજીને ભગવાં પહેરે, અગર લાંબે રાગે રંગભેર ભજનો ગવરાવે, પણ તેથીજ પ્રભુ પ્રસન્ન થાય, એવું કાંઇ નથી.

**निष्णातोऽपि वेदांते, साधुत्वं नैति दुर्जनः ।**
**चिरं जलनिधौ मग्नो, मैनाक इव मार्दवम् ॥** [જગન્નાથ]

અર્થ—વેદાંતમાં ભલેને નિષ્ણાત હોય, પણ હૃદય સ્વચ્છ ન હોય; એટલે દુર્જન હોય; તો તે સાધુત્વને પામી શકતો નથી. દૃષ્ટાંત—સમુદ્રમાં લાંબા વખતથી બુડીને રહેલો મૈનાકપર્વત કદિ મૃદુ થતો નથી. તાત્પર્ય-નિઃસાધન હોય, પણ અંતરની નિર્મળતા હોય, તોજ પ્રભુ પ્રસન્ન થાય.

**न मोक्षो नभसः पृष्टे, न पाताले न भूतले ।**
**मोक्षो हि चेतो विमलं, सम्यग्ज्ञानविबोधितं ॥**

**विचारितमलं शास्त्रं, चिरमुद्ग्राहितं मिथः ।**
**संत्यक्तवासनान्मौना-दृते नास्त्युत्तमं पदम् ॥** [યોગવાસિષ્ઠ]

અર્થ—મોક્ષ આકાશના પૃષ્ટ ઉપર નથી; પાતાળમાં નથી; પૃથ્વી ઉપર પણ નથી. સમ્યક્ જ્ઞાનથી બોધાએલું નિર્મળ ચિત્ત તેજ મોક્ષ. શ્રીવસિષ્ઠ મહારાજ આગળ કહે છે કે–હે રામજી! શાસ્ત્ર બહુ વિચાર્યું. પરસ્પરને તેનો બોધ પણ સારી રીતે કર્યો અને કરાવ્યો. તોપણ છેવટ એમ ખાત્રી થઈ કે–વાસનાથી અત્યંત મૂક્ત એવા મૌન સિવાય ઉત્તમ પદ કોઈ ઠેકાણે નથી.

અફસોસની વાત–હૃદયમંદિરમાં જ્ઞાનને–પ્રકાશને આવતો, કોણ અટકાવે છે? તે પણ ઘણાં ડાહ્યાં ડાહ્યાં મનુષ્યો જાણતાં નથી.

**लोकवासनया जंतोः, शास्त्रवासनयापि च ।**
**देहवासनया ज्ञानं, यथावन्नैव जायते ॥** [સ્મૃતિ]

અર્થ—લોકવાસના, શાસ્ત્રવાસના, અને દેહવાસના જીવને સમ્યગ્ જ્ઞાનથી વિમુખ રાખે છે.

આ વાત ઘણાં જાણે છે; છતાં જેમ બાળક થી કહીને થીને ચુંથે છે; તેમ આ ડાહ્યાં રાજી થઈને ત્રણ પ્રકારની વાસનાને બંધનરૂપ સમજીને, તેમાં ઘણાં બંધાય છે. મુમુક્ષુઓએ આ રોગને ઓળખી રાખવો.

હવે શ્રીકૃષ્ણ અક્રૂરજી પાસેથી ધીમે ધીમે વાતો કઢાવે છે—

सायंतनाशनं कृत्वा, भगवान् देवकीसुतः ॥
सुहृत्सु वृत्तं कंसस्य, पप्रच्छान्यच्चिकीर्षितम् ॥३॥

**श्रीभगवानुवाच ॥**

तात सौम्यागतः कच्चित्–स्वागतं भद्रमस्तु वः ॥
अपि स्वज्ञातिबन्धूना–मनमीवमनामयम् ॥४॥
किं नु नः कुशलं पृच्छे, एधमाने कुलामये ॥
कंसे मातुलनाम्न्यङ्ग, स्वानां नस्तत्प्रजासु च ॥५॥

---

૩ પદચ્છેદ—**सायं भवं सायंतनं**-સંધ્યાકાળ વખતનું. **सायंतनं च तत् अशनं सायंतनाशनं**-સાયંકાળ વખતનું ભોજન. **कृत्वा**-કરીને. **देवकीसुतः भगवान्**-દેવકીજીના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાન્ **कंसस्य सुहृत्सु वृत्तं**-સંબંધીઓ પ્રતી કંસે ચલાવેલું વર્તન. **अन्यत् चिकीर्षितम्**-અને બીજું જે કાંઈ કરવા ધાર્યું હોય તે. **पप्रच्छ**-પૂછ્યું.

૪ પદચ્છેદ—**हे तात ! हे सौम्य !**-હે બાપ! હે ભલા માણસ! **कच्चित् आगतः**-આપ સુખરૂપ આવ્યા છો? **वः भद्रं अस्तु**-તમારૂં ભલું થાઓ. [ **अपि स्वज्ञातिबंधूनां अनमीवम्**-આપણા જ્ઞાતિબંધુઓ સુખી છે ને? [ **अमीवं** એટલે પાપ અગર દુઃખ. **न अमीवं अनमीवं**-એટલે પુણ્ય અગર સુખ.] **अनामयं**-શું તે સૌ રોગરહિત છે?

૫ પદચ્છેદ—**कुलस्य आमयः** (રોગ) **तस्मिन्**-કુળના રોગરૂપ. **नः मातुलः नाम यस्य सः तस्मिन् इति कंसे**-અમારો મામો કહેવાતો કંસ. **एधमाने**-વૃદ્ધિ પામતો હોય તે સમયમાં. **नः स्वानां कुशलं**-આપણા સ્વજનનું કુશળ. **च तस्य प्रजासु**

**અર્થ—દેવકીજીના પુત્ર શ્રીકૃષ્ણે, સાયંકાળનું ભોજન લઇને, કંસ સંબંધીઓ પ્રત્યે કેવી રીતે વર્તે છે, તથા તેણે બીજું શું કરવા ધાર્યું છે, તે વિષે અક્રૂરજીને નીચે પ્રમાણે પૂછયું. [૩] શ્રીકૃષ્ણ પૂછે છે કે-હે તાત ! હે સૌમ્ય ! આપનું કલ્યાણ થાઓ. શું આપ સુખરૂપ પધાર્યા છો ? આપણા જ્ઞાતિબંધુઓ સુખી છે ? તે સૌ આરોગ્ય છે ને ? [૪] કુળના રોગરૂપ અમારો મામો કહેવાતો કંસ, જ્યાં સુધી વૃદ્ધિ પામતો હોય, ત્યાં સુધી-એટલે તે સમયમાં, આપણા જ્ઞાતિબંધુઓનું અને કંસની પ્રજાનું કુશળ પૂછવું, તે વ્યાજબી નથી. એટલે કંસ હૈયાત હોય, ત્યાં સુધી આપણા જ્ઞાતિબંધુઓ તથા કંસની પ્રજા સુખી હોયજ નહીં. [૫]**

૩ થી ૫ વિવેચન—

યાદ રાખવું કે-શ્રીકૃષ્ણ અને અક્રૂર વચ્ચે ચાલતો આ વાર્તાલાપ ખાનગી છે. તેમાં માત્ર બળભદ્ર હાજર છે.

**अन्यत् चिकीर्षितम्**—'તે બીજું શું કરવા માગે છે ?' એમ પૂછીને, અક્રૂરને અહીં આવવાનું પ્રયોજન જાણવા પ્રયત્ન કરે છે. ( પોતે બધું જાણે છે, અને આ માનવ-ચેષ્ટા છે. )

પાંચમા શ્લોકમાં અક્રૂરે જણાવ્યા પહેલાં, શ્રીકૃષ્ણ કંસનાં લક્ષણ જણાવે છે.

હવે પોતાના માતા પિતાના દુઃખની વાત કરે છે—

**अहो अस्मदभूद्भूरि, पित्रोर्वृजिनमार्ययोः ॥**
**यद्धेतोः पुत्रमरणं, यद्धेतोर्बन्धनं तयोः ॥ ६ ॥**

**અર્થ—અહો અમારે લીધે અમારાં પૂજ્ય અગર નિરપરાધી માતાપિતાને બહુ દુઃખ પડયું. અમારે લીધેજ તેમના પુત્રોનાં મરણ થયાં, અને તેમને બંધન થયું. [૬]**

૬ વિવેચન—

જગતના ઉદ્ધારક શ્રીકૃષ્ણ-તેમનાં માતાપિતા જેલમાં, અને તેમનો જન્મ પણ જેલમાં. દુનિયાનો ઇતિહાસ કહે છે કે-દેશમાં અંધાધૂની ચાલતી હોય, ત્યારે સત્પુરૂષો દેશપાર અગર જેલમાં હોય છે. કુટિલ રાજાઓને તેઓ કાંટા જેવા લાગે છે. કંસ અધર્મી હતો, એટલું જ નહીં, પણ તેને શ્રીકૃષ્ણનો બહુ ભય હતો. આ ભયમાંથી બચવા માટે, કંસે વસુદેવ

---

**कुशलं**-અને તે કંસની પ્રજાનું કુશળ. **किं नु पृच्छे**-કેવી રીતે પૂછી શકાય ! પૂછવું ઘટતું નથી. [ **पृच्छे** પરસ્મૈપદ છે છતાં આત્મને પદમાં લીધું છે. ]

૬ પદચ્છેદ—**अहो अस्मद्**-અહો અમારા માટે. **आर्ययोः पित्रोः**-અમારાં પૂજ્ય-નિરપરાધી માતાપિતાને. **भूरि वृजिनम् अभूत्**-બહુ દુઃખ પડયું. **यस्य हेतोः यद्धेतोः**-જેને લીધે-એટલે મારે લીધે. **तयोः पुत्राणां मरणं**-તેમના પુત્રોનું મરણ. **यस्य हेतोः तयोः बंधनं**-મારે લીધેજ તેમને બંધન થયું.

દેવકીને ત્રાસ આપ્યો. પોતાની ખાતર કંસે ત્રાસ આપ્યો, માટે શ્રીકૃષ્ણ દિલગીર થાય છે. (તે પણ લૌકિક માનવચેષ્ટા છે.)

હવે અક્રૂરને આગમનનું કારણ પૂછે છે—

**दिष्ट्याऽद्य दर्शनं स्वानां, मह्यं वः सौम्य काङ्क्षितम् ॥**
**संजातं वर्ण्यतां तात, तवागमनकारणम् ॥७॥**

**અર્થ—હે સૌમ્ય ! આપ કે જે પોતાના છો, તેમનું દર્શન હું ઇચ્છતો જ હતો. આજ તે દર્શન થયું તે ઠીક થયું. હે કાકા ! આપના આગમનનું કારણ મને કહો. [૭]**

૭ વિવેચન—

શ્રીકૃષ્ણ કહે છે કે—'હે કાકા ! તમે કે જે પોતાના છો, તેમના દર્શનની મને ઇચ્છા હતી.' 'પોતાના' એટલે દૈવી જીવ, કાર્યના પ્રયોજન માટેજ અવતાર લીધો તે. 'દર્શનની ઇચ્છા'—એટલે 'દર્શનની વાટ.' એટલે—'કંસને મારવાને હું ટમટમી રહ્યો છઉં; પણ નિમિત્ત વિના હું શું કરૂં!' એમ શ્રીકૃષ્ણે અક્રૂરને સૂચવ્યું.

'**तव आगमनकारणं वर्ण्यतां**'—(આપના અહીં આગમનનું કારણ મને કહો.) એમ મુદ્દાનો પ્રશ્ન પૂછીને શ્રીકૃષ્ણે વાર્તાલાપ ટુંકાવ્યો.

હવે અક્રૂર જવાબ આપે છે—

॥ **श्रीशुक उवाच** ॥

**पृष्टो भगवता सर्वं, वर्णयामास माधवः ॥**
**वैरानुबन्धं यदुषु, वसुदेववधोद्यमम् ॥८॥**
**यत्संदेशो यदर्थं वा, दूतः संप्रेषितः स्वयम् ॥**
**यदुक्तं नारदेनास्य, स्वजन्मानकदुन्दुभेः ॥९॥**

અપૂર્ણ.

૭ પદચ્છેદ—**हे सौम्य !**—હે સૌમ્ય ! **वः स्वानां दर्शनं कांक्षितं**—આપ કે જે પોતાનાં છો તેમનું દર્શન હું ઇચ્છતો હતો. **अद्य संजातं दिष्ट्या**—તે આજ થયું તે સારૂં થયું. **तात**—હે કાકા! **तव आगमनस्य कारणं मह्यं वर्ण्यतां**—આપના આગમનનું કારણ મને કહો.

૮–૯ પદચ્છેદ—**भगवता पृष्टः माधवः**—ભગવાનથી પૂછાએલા અક્રૂરજીએ. (**मधोः अपत्यं पुमान माधवः**—મધુ નામના યાદવના કુળમાં જન્મેલા અક્રૂરજી.) **यदुषु वैरानुबंधः**—યાદવોની સાથે કંસે રાખેલો વૈરાનુંબંધ. **आनकदुंदुभेः स्वजन्म इति यत् नारदेन अस्य (कंसस्य) उक्तं तत्**—વસુદેવથી શ્રીકૃષ્ણનો જન્મ થયો છે એવી વાત નારદજીએ કંસને કહી તે વાત **वसुदेवस्य वधाय उद्यमः तत्**—**वसुदेववधोद्यमम्**—કંસે કરેલો વસુદેવના વધનો ઉપાય. **वा**—અને **यदर्थं**—જેને માટે. **स्वयं दूतः संप्रेषितः**—પોતે દૂત થઇને આવ્યા છે તે **सर्वं यत्संदेशः वर्णयामास**—તમામ વાત કંસનો સંદેશો લઇને આવનાર અક્રૂરજીએ કહી સંભળાવી.

નં. ૧૭૮ Registered No. B. 1434.

श्रीसद्गुरवे नमः।

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્‌ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશકઃ—રામશંકર મોનજી ભટ્ટ. ઠે. મોક્ષમંદિર—અમદાવાદ.

પુસ્તક ૧૧ મું.] આસો માસ ૧૯૮૬ [અંક ૯ મો.

**ભાદરવા માસની પારાયણ**—પારાયણમાં લાભ લેવા પ્રેમથી આમંત્રણ કર્યું, પણ ભાગ્ય હતાં, તેઓ આ લાભ લઈ શક્યાં. પારાયણ સંબંધી આપને સૌને ખાસ લખવાનું કે-કાં ઉંઘો ? આવો, એ કાંઈ **લાવો** એટલા માટે નથી; કારણકે **અહીં જે જોઈએ તે છે.** માત્ર આવો, અને **અહીંથી કાંઈક લ્યો,** એટલા માટેજ અહીં આવો. વળી બીજી વાત કહી દઉં; પણ તે ખાનગી છે. સાવધાનતાપૂર્વક પ્રેમથી સાંભળો—અમે સદાય રહેવાના નથી. આ મીઠા મેરામણ હમણાં સુકાઇ જશે. પ્રેમના ઉભરા શમી જશે. અમારા ઉપર પ્રભુની કૃપા થઇ છે. તેનો લાભ તમને પણ થોડો દઇએ. તમારા ખ્યાલમાં એમ હશે કે-પારાયણ એટલે પાંચ દસ ડોશીઓ, અને બે ત્રણ નકામા—નાંખી દેવા જેવા—ડોસા, બેઠાં બેઠાં ઝોકાં ખાતાં હોય તે. આ પારાયણ તે નથી. આ રંગ તો જોવા જેવો છે. આ તો ગામ ઝાંપે ચોખા. આ તો રામનામની નૌકા; આ તો કલિયુગનું નૈમિષારણ્ય; આ તો મુમુક્ષુઓનું તપોવન. તેમાં શ્રવણાદિ દિક્ષાના નિયમો લઇને બેસનારાજ, સો દોઢસો સાવધાન મુમુક્ષુઓ હોય. તે સિવાય બીજાં ચારસો પાનસો બેઠાંજ હોય. છેલ્લા સાત દિવસ ફરાળ પણ ત્યાંજ કરતા હોય. ફરાળમાં સૂરણ ને દુધ. ભોજનમાં રોટલી દાળ અને ભાત. શયન શેતરંજી કે ચટાઇ ઉપર, અને બ્રહ્મચર્યાદિ વ્રતોનું પાલન. સ્નાન ઠંડા જળથી. સાત્ત્વિક આહાર અને સાત્ત્વિક વિહાર. બબ્બે કલાકને ગાળે કથા બંધ થાય. વચ્ચે ઉઠબેસ નહીં. વચ્ચે જેવાં જોઇએ તેવાં ભજન કીર્તન. સરખે સરખાં ગાનારાં, અને સરખે સરખાં ઉપાડનારાં. ગરબા ગાવાના અવસર પણ મળે.

ગરીબ જેટલી અક્કલ તો રાખજો. ગરીબ ભલે પોતાને ઘેર વરો ન કરી શકે; પણ કોઇ ઠેકાણે વરો હોય, તો ચીવટ રાખીને ત્યાં હાજર રહે. તેમ આવા જલસા તમે ન કરાવી શકો, તો કાંઇ નહીં; પણ તેમાં ચીવટ રાખીને હાજર રહેવાનો પ્રમાદ કાં કરો ? કયા સુખે અગર કયા સંબંધીએ, તમને છાતી ઠોકીને કહ્યું છે કે—'હું તને જન્મમરણના બંધનમાંથી છોડાવીશ.' આવા જલસા તો છાતી ઠોકીને જીવને અભયદાન આપે છે.

તાત્પર્ય—કોના બળે તમે આટલો પ્રમાદ કરો છો ? 'અવકાશ નથી' એવાં બ્હાનાં કાઢશો નહીં. લગ્ન માટે, મંદવાડ માટે અને એવાં બીજાં કામો માટે, અવકાશને આભમાંથી ઉતારો છો. લગ્ન અને મંદવાડ કરતાં, આ કામ વધારે ચીવટથી કરવા જેવું છે. યાદ રાખજો કે-આ ભયંકર કલિયુગ છે. લંગોટીની પાછળ પણ પાંચસો ઉપાધીઓ દોડે છે. વનમાં જઇને રહેવાય એવું નથી. યોગાદિ સાધનો સહેલાઇથી સિદ્ધ થઇ શકે એવાં નથી. તેથી પંદર દિવસ આવા જલસામાં ચિત્તને શ્રીહરિના ચરણમાં પરોવવું, તે સારૂં છે. વૃદ્ધોને કહીએ—જરા વિચાર તો કરો-કે ક્યાં સુધી ઘરની ઉંડી ખાડમાં પડયાં રહેશો ? ગોટલાં અને છોતરાં તો શ્રીહરિને ધરો. વિચાર કરી જોજો. ઠીક જણાય તો કોઇ વખત પધારજો; પણ એકલા આવજો. દેહાભિમાનને સાથે લાવશો નહીં. તે કુતરૂં તમને અને અમને બેઉને પજવશે. દેહાભિમાન કાઢયું ન જાય; તો સંપૂર્ણ દીનતા અને ગરજથી તેને શીથીલ કરજો. કહીએ તેમ કરવાની શક્તિ હોય, તોજ આવજો. પાકી ગરજ વિના આવશો નહીં. ગરજ હશે, તો ગોળ મળશે. વળી ખર્ચ કોઇને માથે નથી. સૌ પોત પોતાનો ભાર ઉપાડે. એટલે થોડે ખર્ચે ઘણો નફો. લ્યો ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

---

**દશમસ્કંધ**—દશમસ્કંધ ૮૩ ની સાલથી શરૂ થયો છે. ચાલુ માસીક વાંચીને રાજી થયા હો, તો પાછલાં પુસ્તકો અવશ્ય વાંચો. પછી નહીં મળે.

**આસો માટેનાં પુસ્તકો**—નવરાત્રી ૦-૨-૦ ચંડિપાઠ ૦-૧-૦, અને દિવાળી કેવી રીતે ઉજવશો ? ૦-૦-૬. જોઇએ તો મંગાવો. નવરાત્રીના ગરબા માટે 'શ્રીકૃષ્ણલીલામૃત' કીંમત ૦-૩-૦

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૩૯ મો ચાલુ [ ૧૪૧૨ મા પાનાથી ]

અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે "એ પ્રમાણે ભગવાને પૂછતાં, યાદવોની સાથે કંસે રાખેલો વૈરાનુબંધ, 'વસુદેવથી શ્રીકૃષ્ણનો જન્મ થયો છે,' એવી વાત નારદજીએ કંસને કહી, તે વાત, (તે સાંભળીને) કંસે કરેલો વસુદેવના વધનો ઉપાય, અને જેને માટે-એટલે ધનુર્યાગનું બ્હાનુ બતાવીને, શ્રીકૃષ્ણને મારવા છે, અને તે માટે-પોતે દૂત થઇને આવ્યા છે, તે તમામ વાત, કંસનો સંદેશો લઇને આવનાર અક્રૂરજીએ કહી સંભળાવી. [૮-૯]

૮-૯ વિવેચન—

'રામકૃષ્ણ વસુદેવ દેવકીના પુત્રો છે,' એમ નારદજીએ કંસને ક્યારે કહ્યું ? સાંભળો—

**कंसायाथाह भगवान्, नारदो देवदर्शनः ॥ १६ ॥**
**यशोदायाः सुतां कन्यां, देवक्याः कृष्णमेव च ॥**
**रामं च रोहणीपुत्रं, वसुदेवेन बिभ्यता ॥ १७ ॥**

[ દશમ પૂ. અ. ૩૬ ]

નારદજીએ કંસને કહ્યું કે-' કૃષ્ણ દેવકીજીના પુત્ર છે, અને બલરામ રોહણીજીના પુત્ર છે. જે કન્યા હતી તે યશોદાજીની હતી.' વિગેરે. નારદજીની વાત સાંભળીને કંસે વસુદેવને મારી નાંખવા, ખડગ ઉપાડી હતી. તે વખતે નારદજીએ તેને સમજાવ્યો હતો કે-' વસુદેવને મારીશ, તો તેના બે પુત્રો નાશી જશે વિગેરે.' આ પ્રમાણે સમજાવીને નારદજીએ વસુદેવને બચાવ્યા હતા.

આ પ્રમાણે કંસને કહીને, નારદજી શ્રીકૃષ્ણ પાસે પણ આવ્યા હતા.

**સર્વે**—કુવલીયાપીડ હાથી પાસે, અને ચાણૂરાદિ મલ્લો પાસે, શ્રીકૃષ્ણને મરાવવાની ગોઠવણ કંસે કરી રાખી છે, તે તમામ વાત અક્રૂરજીએ રામકૃષ્ણને કહી બતાવી.

કંસે કોઇ અસુરને નહીં મોકલતાં, અક્રૂરને કેમ મોકલ્યા ? આ એક પ્રકારની રાજનીતિ છે. જે જેમના હોય, તેમને તે ધીરે. જો કોઈ અસુર તેડવા આવ્યો હોત, તો નંદાદિ ગોપો છેતરાત નહીં.

હવે રામકૃષ્ણ નંદજીને, કંસે અક્રૂરને કરેલી આજ્ઞા સંભળાવે છે—

**श्रुत्वाऽक्रूरवचः कृष्णो, बलश्च परवीरहा ॥**
**प्रहस्य नन्दं पितरं, राज्ञादिष्टं विजज्ञतुः ॥ १० ॥**

અર્થ—અક્રૂરજીનાં વચન સાંભળીને, શત્રુઓને હણનારા શ્રીકૃષ્ણે અને બલરામે હસીને, પોતાના પિતા નંદજીને, કંસ રાજાએ આજ્ઞા કર્યાની વાત કહી દેખાડી. [૧૦]

૧૦ વિવેચન—

પ્રપંચમાં રહેનારને પ્રપંચ કરવા પડે-જગતમાં રહેનારને જગત્ જેવું થવું પડે. ' મથુરા નગરી જોવા, તથા ધનુર્યાગ જોવા, કંસ આપણને આમંત્રણ કરે છે.' એટલીજ વાત રામકૃષ્ણે નંદજીને કરી. કંસે પોતાને મારી નાંખવા જે જે ગોઠવણ કરી હતી, તે વાત રામકૃષ્ણે નંદજીને કરી નહીં. ' પ્રભુ થઇને આમ કરતા હશે?' એવી શંકા થાય. તેનું સમાધાન સાંભળો. જ્ઞાનીઓ અને જીવન્મુક્ત પુરૂષો પણ, અજ્ઞાનીઓની માફક કર્મો કરે; પણ તેમાં તેમને રાગ નહીં હોવાથી, તે કર્મો તેમને બંધન કરતા નથી. શ્રીકૃષ્ણ પણ કહે છે કે—

**न मां कर्माणि लिंपंति, न मे कर्मफले स्पृहा ॥** [ગીતા અ. ૪-૧૪]

' કર્મોથી મને બંધન થતું નથી, કારણકે કર્મના ફળોમાં મારે સ્પૃહા હોતી નથી.'

ગીતા શીખ્યા, પણ ગમ ન પડી; તો તે ગીતાનો અભ્યાસ શા કામનો ? શાસ્ત્રોનાં વચનોમાં ગમ ન પડે, તો ઉતાવળા થઇને અવળા અભિપ્રાય બાંધવા નહીં; પણ ધીરજ રાખીને તેનો વિચાર કરવો. વિચાર કરતાં વસ્તુ ઓળખાશે.

---

૧૦ પદચ્છેદ—**अक्रूरवचः श्रुत्वा**-અક્રૂરનું વચન સાંભળીને. **परान् वीरान्** (શત્રુઓને) **हंति परवीरहा इति कृष्णः च बलः**-શત્રુઓને મારનાર શ્રીકૃષ્ણે અને બલરામે **प्रहस्य**-હસીને. **नंदं पितरं**-પોતાના પિતા નંદરાયની પાસે. **राज्ञा आदिष्टं**-રાજાએ આજ્ઞા કર્યાની વાત. **विजज्ञतुः**-કહી દેખાડી.

**પ્રહસ્ય**—હસીને. હસવામાં બે ભાવ છે. એક ભાવથી શ્રીકૃષ્ણ નંદજીને સૂચવે છે કે–'કૃપાળુ કંસ આપણને આવે ટાણે યાદ કરે છે, માટે આપણે રાજીખુશીથી તેમાં ભાગ લેવો.' બીજા ભાવથી અક્રૂરજીને તે સૂચવે છે કે–'કંસાદિ અનેક અસુરો અમારા હિસાબ નથી. અગર આ કામ પણ ઠીક નીકળ્યું; કે એ બ્હાને અમે કંસને મારી શકીશું.'

રામકૃષ્ણની વાત સાંભળીને, નંદજી ગોકુળના ગોવાળીયાઓને તૈયાર થવા આજ્ઞા આપે છે–

**गोपान् समादिशत्सोऽपि, गृह्यतां सर्वगोरसः ॥**
**उपायनानि गृह्णीध्वं, युज्यन्तां शकटानि च ॥ ११ ॥**

**यास्यामः श्वो मधुपुरीं, दास्यामो नृपते रसान् ॥**
**द्रक्ष्यामः सुमहत्पर्व, यान्ति जानपदाः किल ॥**
**एवमाघोषयत्क्षत्रा, नन्दगोपः स्वगोकुले ॥ १२ ॥**

અર્થ—નંદજીએ પણ ગોવાળીયાઓને આજ્ઞા કરી કે–'દહીં, દુધ, માખણ વિગેરે તમામ પ્રકારના રસ સાથે લેજો. ભેટ રૂપે આપવાની ઉત્તમ વસ્તુઓ પણ સાથે લેજો; અને ગાડાં જોડજો. આવતી કાલે આપણે મથુરા જઈશું; રાજાને નાના પ્રકારના રસ આપીશું, અને મોટો ઉત્સવ જોઈશું.' 'ગામના લોકો મથુરા જાય છે' એ પ્રમાણે નંદરાયે કોટવાળ પાસે ગોકુળમાં સાદ (પણ) પડાવ્યો. [૧૧–૧૨]

૧૧–૧૨ વિવેચન—

**આપવું એ મોટી વાત છે,** અને લેવું તે નાની વાત છે–ઓરસીયો મોટો અને સુખડ નાની; પણ સુખડ ઘસાય છે, તેથી ઉપર ફરે છે; અને ઓરસીયો બાપડો નીચે પડ્યો રહે છે. આપી ન શકો તો કાંઈ નહીં; પણ લઈને રાજી થવામાં નારાજ રહેતા શીખજો. આજકાલ જ્યાં ત્યાં માગણ–લાલચુ ઘણા છે. છેવટે ચાપાણી પાઓ, તોપણ રાજી. આપનારે તો આપવુંજ ઘટે–તેમાં તેની વડાઈ; પણ લેનારે વિચાર કરવો ઘટે છે. તેમાંએ માગીને લેવું તે 'ખેંચલીયા, સો રગત બરાબર.' યાદ રાખવું કે–આપે છે તે કાંઈક લે છે. આપનાર સામાના મનને વશ કરે છે–પોતાનું કરે છે. રાજા, દેવ અને સદ્ગુરૂ

---

૧૧–૧૨ પદચ્છેદ—**सः अपि**–નંદરાયે પણ. **गोपान् समादिशत्**–ગોવાળીયાઓને આજ્ઞા કરી કે–**सर्वगोरसः गृह्यताम्**–દહીં, દુધ, માખણ વિગેરે તમામ પ્રકારના રસ સાથે લેજો. **उपायनानि**–ભેટરૂપે આપવાની વસ્તુઓ. **गृह्णीध्वं**–સાથે લઇ લ્યો. **च**–અને **शकटानि युज्यंतां**–ગાડાં જોડો. **श्वः**–આવતી કાલે. **मधुपुरीं यास्यामः**–મથુરાં જશું. **नृपतेः रसान् दास्यामः**–કંસ રાજાને રસો આપીશું. [**पर्वन्** શબ્દ નાન્યેતરજાતિ–અર્થ–ઉત્સવ] **सुमहत् पर्व द्रक्ष्यामः**–મોટો ઉત્સવ જોઈશું. **जनपदेषु भवाः जानपदाः**–દેશી લોકો–ગામડાના લોકો. **किल यांति**–મથુરાં જાય છે. **एवं**–એમ. **नंदगोपः**–નંદજીએ **स्वगोकुले**–પોતાના ગોકુળમાં. **क्षत्रा**–કોટવાળ પાસે [**क्षत्तृ** ઉપરથી **क्षत्रा**]–**आघोषयत्**–જાહેર કરાવ્યું.

અગર સંત પાસે ખાલી હાથે જવાય નહીં. સમુદ્ર રત્નોથી ભર્યો છે; તોપણ તેને શ્રીફળ ધરવું જોઇએ. સમુદ્ર જળથી ભર્યો છે, તોપણ એ આચમનીથી તેનું પૂજન કરવું જોઇએ. તેમ રાજા, દેવ અને સંત નિસ્પૃહ હોય છે; તોપણ તેમને કંઇક આપવું જોઇએ. કોઈવાર ડૅાકટરના સપાટામાં, અગર પોલીસના સપાટામાં, અગર વકીલના સપાટામાં, મનુષ્ય આવી જાય છે; ત્યારે મોટા ત્યાગીની માફક દ્રવ્યને ઉછાળે છે. તે ઉછાળો છૂટી પડે છે. એટલે શ્રીહરિને ત્યાં તે નોંધાતો નથી; પણ દેવને અને સંતોને રાજીખુશીથી-નિષ્કામભાવે જે આપ્યું હોય, તે ઇશ્વરને ત્યાં આપણા ખાતામાં જમા થાય છે. કંસરાયને રાજી કરવા નંદજીએ ગોરસાદિની ભેટ લેવા ગોપોને આજ્ઞા કરી.

રામકૃષ્ણ મથુરાં જાય છે, તે સમાચાર સાંભળી ગોપીકાઓ ગભરાય છે—

**गोप्यस्तास्तदुपश्रुत्य, बभूवुर्व्यथिता भृशम् ॥**
**रामकृष्णौ पुरीं नेतु-मक्रूरं व्रजमागतम् ॥ १३ ॥**

અર્થ—'બલરામને અને શ્રીકૃષ્ણને મથુરા લઈ જવા માટે, અક્રૂરજી વ્રજમાં આવ્યા છે' એમ સાંભળીને ગોપિકાઓ બહુજ દિલગીર થઈ ગઈ. [૧૩]

પદ.

એની વ્રજમાં વાતો એવી થાય છે રે (૨)
મારો વ્હાલો મથુરામાં જાય છે રે—એની વ્રજમાં૦
સર્વ વ્રજની સુંદરી ભેળી થઇરે (૨), રથ રોકીને આડી ઉભી રહીરે—એની૦
રથ જોડીને અક્રૂર આવીયારે (૨), તમે શાશા સમાચાર લાવીયારે—એની૦
અમે મહેતા નરસૈયાના સાથમાંરે (૨), અમે છઈએ હરિ તમારા હાથમાંરે—એની૦

**भृशम् व्यथिताः**—ધણીજ દિલગીર થઇ. તેના કારણમાં શ્રીધરસ્વામી કહે છે કે-'ગોપીકાઓ **कृष्णैकजीवनाः** હતી'-'શ્રીકૃષ્ણ એજ ગોપિકાઓનું જીવન હતું.'

જીવોને ત્રણ પીડે—જીવો ત્રણ માટે તલખે-જીવ ત્રણ માટે જીંદગી બગાડી નાંખે. આ ત્રણને તજે-દબાવે-આ ત્રણમાં જે જીવ ન અંજાય, તેને માટે ચોથું દ્વાર ખુલે. ચોથા દ્વારે પેસે, તેને જન્મમરણ ન હોય. આ ત્રણ કોણ ? ધનવાસના, પુત્રવાસના અને લોકવાસના (કીર્તિ). આ ત્રણમાં ન અંજાય, તેને માટે ઈશ્વરવાસનાનું દ્વાર ખુલે. તે દ્વારમાં પેસે તેને જન્મ મરણ ન હોય.

નોંધ—'શ્રીકૃષ્ણ મથુરા જાય છે' એવા સમાચાર ગોપિકાઓને રાત્રે મળ્યા. ત્યારથી સવારમાં શ્રીકૃષ્ણ મથુરા પધાર્યા, ત્યાં સુધી ગોપિકાઓએ અનેક વિચાર કર્યા.

કેવા પ્રકારની વ્યથા થઈ તે હવે કહે છે—

**काश्चित्तत्कृतहृत्ताप-श्वासम्लानमुखश्रियः ॥**
**स्रंसद्दुकूलवलय-केशग्रन्थ्यश्च काश्चन ॥ १४ ॥**

---

૧૩ પદચ્છેદ—**रामकृष्णौ पुरीम् नेतुं**-બલરામને અને શ્રીકૃષ્ણને મથુરાનગરી લઈ જવા માટે. **अक्रूरं व्रजं आगतं तत् उपश्रुत्य**-અક્રૂર વ્રજમાં આવ્યા છે, એમ સાંભળીને. **ताः गोप्यः**-તે ગોપીકાઓ **भृशम् व्यथिताः बभूवुः**-બહુજ દિલગીર થઈ ગઇ.

૧૪ પદચ્છેદ—**काश्चित्**-કેટલીએક ગોપિકાઓ. [**तेन कृतः तत्कृतः**-તે શ્રવણથી

**अन्याश्च तदनुध्यान-निवृत्ताशेषवृत्तयः ॥**
**नाभ्यजानन्निमं लोक-मात्मलोकं गता इव ॥ १५ ॥**

**અર્થ**—એ વાતથી ઉત્પન્ન થએલા હૃદયના તાપથી, અને તેથી થએલા (ગરમ) શ્વાસથી, કેટલીએક ગોપિકાઓના મુખની શોભા કરમાઇ ગઇ. કેટલીએક ગોપીકાઓનાં વસ્ત્ર, કંકણુ અને કેશની ગાંઠયો (અંબોડા) ઢીલી પડી જવા લાગી. (૧૪) ભગવાનના ધ્યાનથી જેમની સઘળી ઇંદ્રિયોની વૃત્તિઓ નિવૃત્ત થઈ ગઈ હતી; એવી બીજી ગોપીકાઓ (પણ), યોગારૂઢ પુરૂષ જેમ દેહનું ભાન ભૂલી જાય, તેમ પોતાના દેહનું ભાન ભૂલી ગઈ. (૧૫)

૧૪-૧૫ વિવેચન—

ચૌદમા શ્લોકમાં કહ્યું કે—ગોપિકાઓને વસ્ત્રાદિકનું ભાન રહ્યું નહીં, અને મુખકળા કરમાઇ ગઇ.

વિશ્વામિત્રે રામને માગ્યા, ત્યારે રણધીર દશરથ ગભરાઇ ગયા—

ચોપાઇ—'સુની રાજા અતિ અપ્રિય બાની, હૃદયકંપ મુખ દ્યુતિ કુમલાની'

[મોક્ષવાણી પાનું ૧૫]

પંદરમા શ્લોકમાં ગોપીઓને યોગીઓ સાથે સરખાવી, કારણકે તેમની સમગ્ર વૃત્તિઓ શ્રીકૃષ્ણમાં જોડાઇ ગઇ.

યોગ—યોગનાં પુસ્તકો વાંચો છો ? કે હજી તેને અડકતાં પણ ડરો છો ? ડરતા હો, તો હાલ ક્રીયાઓ ન કરશો; પણ તે વાંચીને વાકેફ થવામાં કોઇપણ પ્રકારનો ભય નથી. પાતંજલ યોગદર્શન [કીંમત ૨-૪-૦] અને યોગ તારાવલી [કીંમત ૨-૦-૦] ઘણીજ સરલ ટિકા સાથે આપને લખી આપ્યાં છે. તમે તમારો સ્વાર્થ ન સમજો, તો બ્રહ્મા જેવા ગુરૂ પણ તમારૂં કલ્યાણ ન કરી શકે. (પૈસાને જ્યાં ત્યાં વ્યસનોમાં અગર મોજમજામાં ફેંકી દેતા હશો, તેથી પુસ્તક ખરીદવા જેટલા પૈસા પણ બચાવી શકતા નહીં હો. કાંઇ

---

ઉત્પન્ન થએલા] **तत्कृतः हृदि तापः तेन यः श्वासः तेन म्लाना** (નિસ્તેજ) **मुखश्रीः यासां ताः तत्कृतहृत्तापश्वासम्लानमुखश्रियः**—તે વાતથી—તે વાત સાંભળીને—ઉત્પન્ન થએલા હૃદયના તાપથી, અને તે તાપથી ઉકળી ગએલા શ્વાસથી, જેમનાં મુખની શોભા કરમાઈ ગઇ હતી એવી ગોપિકાઓ. **काश्चन**—અને કેટલીએક. **दुकूलानि च वलयानि च केशग्रन्थयश्च दुकूलवलयकेशग्रंथयः, स्रंसंतः दुकूलवलयकेशग्रंथयः यासां ताः स्रंसद्दुकूल-वलय-केशग्रंथ्यः** (**ग्रंथि** પુ. છે, તોપણ અહીં તેનું નદી જેવું રૂપ થયું)—જેમનાં વસ્ત્ર, કંકણ અને કેશના અંબોડા ઢીલા પડી ગયાં હતાં તે વ્રજાંગનાઓ.

૧૫ પદચ્છેદ—**अन्याः**—બીજી ગોપિકાઓ. **तस्य अनुध्यानेन निवृत्ताः** (શાંત થઇ ગઇ છે) **अशेषवृत्तयः** (સંપૂર્ણ વૃત્તિઓ) **यासां ताः**—ભગવાનના ધ્યાનથી જેમની સમગ્ર વૃત્તિઓ નિવૃત્ત થઇ ગઈ હતી તે ગોપીકાઓ. (**आत्मा एव लोकः तं आत्मलोकं**) **आत्मलोकं गताः इव**—યોગારૂઢ પુરૂષ જેમ દેહ ભૂલી જાય તેમ તે સ્ત્રીઓને. **इमं लोकं** (દેહ) **न अभ्यजानन्**—પોતાના દેહનું ભાન રહ્યું નહીં.

સમજ્યા હો, તો તમારે તમારા ઘરમાં એક નાનકડી લાઇબ્રેરી રાખવી જોઇએ.)

યોગીઓ પોતાના દેહનું ભાન કેવી રીતે વિસરતા હશે?—

રાગ—મંગલ તાલ ૩

જોગ જુગત હમ જાની સાધો, જોગ જુગત હમ જાનીરે—ટેક૦
ખેંચ અપાન પ્રાણ ઘર લાયે, નાગન નીંદ જગાનીરે;
મેરૂદંડ ખોલ કર ઉપર, ભ્રમરગુફા ઠહરાનીરે—જોગ૦
જીહ્વા ઉલટ ખેચરી મુદ્રા, તાલુ બીચ લગાનીરે;
ત્રિકૂટી મહેલમાં ધ્યાન જમાયો, બ્રહ્મજોત દરસાનીરે—જોગ૦
અનહદ નાદ બજે ઘટ ભીતર, ગર્જન મેઘ સુહાનીરે;
સુન સુન મસ્તભયો મન મેરો, કાયાસુધ વિસરાનીરે—જોગ૦
સુન શિખરસેં અમૃત ટપકે, પીકર સુરત અઘાનીરે;
બ્રહ્માનંદ સ્વરૂપ સમાયો, પાયો પદ નિર્વાનીરે—જોગ૦

જેમ ગેંગાને છાણનો પોદળોજ ગમે. તેમાંજ રમે, અને તેમાંજ જમે-તેમાંથી બહાર નીકળેજ નહીં! ભ્રમર તેની પાસે બગીચાના પુષ્પોની સુગંધીની વાત કરે; પણ તે વાતો ગેંગો કદિ માનેજ નહીં. તેવી સ્થીતિ સમાજની થઇ ગઇ છે. સંતો શાસ્રોની અનેક વાતો કરે; પણ ગેંગાને જ્યારે પૂછો, ત્યારે તે નવરોજ નથી. (ગેંગો એટલે માયામાં રચ્યો મચ્યો જીવ) તે સાંભળે ખરો, પણ માને નહીં. વિવેકી પુરૂષોને તેમ કરવું ઘટતું નથી. ખાવા પીવાનું અને સુઇ રહેવાનું, પશુ પક્ષીના અવતારોમાં પણ મળશે. જ્ઞાનની વાતો અહીંજ કરીલ્યો. એક મોટા રાજનો દીવાન કહેતો હતો કે-'હું ડાહ્યો-હું ડાહ્યો-મારા જેવો કોઇ ડાહ્યો નથી. હું છઉં-તોજ આ રાજકારભાર ચાલે છે.' વિગેરે. બે ત્રણ વરસ પછી રાજમાં ખટપટ થઇ; ને દીવાન ઘેર બેઠા. લોકો પુછવા આવ્યા કે-'કેમ સાહેબ! તમે ડાહ્યા કે સમય ડાહ્યો.' દીવાન બોલ્યા 'હું તો એનો એ, પણ સમય ડાહ્યો.' તેમ આ દેહરૂપી રાજમાં, બે પાંચ અગર પચીશ વરસે, અનેક રોગો ખટપટ કરશે; ત્યારે માનવદેહ રૂપી દીવાનગીરી, ઇશ્વર ખુંચવી લેશે, અને ઘેર બેસારશે. તે વખતે આપણને ખાત્રી થશે કે-'આપણે એના એ-પણ સમય ડાહ્યો.'

આગળ કહ્યું છે કે-'ગોપીકાઓ સન્યાસીનીઓ છે-મહાન્ યોગીઓ છે.' તે વિષય પાછલાં પુસ્તકોમાંથી વાંચજો.'

ગોપિકાઓ કેવા પ્રકારનું ધ્યાન ધરતી હતી તે હવે સાંભળો—

**स्मरंत्यश्चापराः शौरे–रनुरागस्मितेरिताः ॥**
**हृदिस्पृशश्चित्रपदा, गिरः संमुमुहुः स्त्रियः ॥ १६ ॥**

---

૧૬ પદચ્છેદ—**च**-અને **अनुरागेण स्मितं तेन ईरिताः** (પ્રેરેલી)-સ્નેહપૂર્વક મંદ હાસ્યે પ્રેરેલી. **हृदि स्पृशंति इति हृदिस्पृशः**-હૃદયમાં લાગી આવે એવી. **चित्राणि पदानि यासु ताः चित्रपदाः**-વિચિત્ર પદવાળી. **इति शौरेः गिरः**-એવી શ્રીકૃષ્ણની વાણીને-વાતોને. **स्मरंत्यः अपराः स्त्रियः**-સંભારતી બીજી કેટલીએક ગોપિકાઓ. **संमुमुहुः**-મૂર્ચ્છા પામી ગઇ.

**गतिं सुललितां चेष्टां, स्निग्धहासावलोकनम् ॥**
**शोकापहानि नर्माणि, प्रोद्दामचरितानि च ॥ १७ ॥**
**चिन्तयन्त्यो मुकुन्दस्य, लीलाविरहकातराः ॥**
**समेताः संघशः प्रोचु–रश्रुमुख्योऽच्युताशयाः ॥ १८ ॥**

અર્થ—સ્નેહપૂર્વક મંદહાસ્યે પ્રેરેલી, હૃદયમાં લાગી આવે એવી, વિચિત્ર પદવાળી, શ્રીકૃષ્ણની વાણીને–વાતોને–સંભારીને, કેટલીએક ગોપિકાઓ મૂર્છા ખાઇ ગઇ. [૧૬] શ્રીકૃષ્ણની સુંદર ચાલ, ચેષ્ટા, સ્નેહ ભરેલા હાસ્યપૂર્વક જોવું, શોકને મટાડનારાં હાંસીનાં વચનો, અને સર્વોત્તમ ચરિત્રોનું ચિંતવન કરતી, લીલાના વિરહથી બીતી–એટલે રખે લીલાઓ કરનાર શ્રીકૃષ્ણ ચાલ્યા જશે એવો ભય રાખતી, શ્રીકૃષ્ણમાં જેમનાં ચિત્ત લાગી રહ્યાં હતાં–એવી તે સ્ત્રિયો, ટોળાબંધ એકઠી થઇને, રડતી રડતી નીચે પ્રમાણે બોલવા લાગી. [૧૭–૧૮]

૧૬ થી ૧૮ વિવેચન—

**ત્રિવિધ નામાવલી** નામની ટિકા અક્રૂરના આવાગમન સંબંધી લખે છે કે—

**अतः परं श्रीगोकुले सद्भक्तिः फलरूपा स्थापनीयेत्यक्रूरागमने निरूप्यते**–'હવે ગોકુલમાં ફલરૂપી માનસી સેવારૂપ સદ્ભક્તિનું સ્થાપન કરવા માટે અક્રૂરનું આગમન થયું, એમ કહેવાય છે.' શ્રીમદ્ આચાર્ય મહાપ્રભુજી પણ આ અધ્યાયની પ્રસ્તાવનામાં કહે છે કે–**अक्रूरागमनभक्तिः फलं चैवहि मानसम्** । 'અક્રૂરનું આગમન એ ભક્તિ છે, અને તેનું ફળ માનસ છે.' તાત્પર્ય–શ્રીકૃષ્ણ નજરથી દૂર થતાં, માનસીક ભક્તિમાં વધારો થયો. રાગ અગર પ્રેમનું પાત્ર મન છે. પ્રેમનું પાત્ર પાસે હોય, ત્યારે મન સંતોષી રહે, અને પ્રેમનું પાત્ર દૂર જાય, ત્યારે મન અધીરૂં બને–તલખાટ કરે, અને અનાયાસે મન એકાગ્ર થાય.

**हृदिस्पृशः गिरः**—હૃદયમાં લાગી આવે એવી વાણી–એવાં શ્રીકૃષ્ણનાં વચનો. કામીને સ્ત્રીનાં મીઠાં વચનો હૃદયમાં લાગી આવે; માતા પિતાને બાળકનાં તોતળાં બોબડાં વચનો હૃદયમાં લાગી આવે; મુમુક્ષુઓને શાસ્ત્રોનાં અને સંતોનાં નિસ્પૃહ અને નિષ્પક્ષપાત વચનો હૃદયમાં લાગી આવે; તેમ ગોપીકાઓને પ્યારા શ્રીકૃષ્ણનાં વચનો હૃદયમાં લાગી આવ્યાં.

---

૧૭–૧૮ પદચ્છેદ—**मुकुंदस्य सुललितां गतिं**–શ્રીકૃષ્ણની સુંદર ચાલ. **चेष्टां**–લીલા. **स्निग्धहासेन युक्तं अवलोकनं**–સ્નેહ ભરેલા હાસ્યપૂર્વક જોવું. **शोकं अपघ्नंति इति शोकापहानि इति नर्माणि**–શોકને મટાડનાર હાંસિનાં વચનો. **प्रोद्दामानि चतानि चरितानि च**–અને સર્વોત્તમ ચરિત્રો–તેનું. **चिंतयंत्यः**–ચિંતવન કરતી. **लीलायाः विरहेण कातराः**–લીલાના વિરહથી બીતી. એટલે–રખે લીલા કરનારા શ્રીકૃષ્ણ ચાલ્યા જશે એવા ભયથી. **अच्युते आशयः (ચિત્ત) यासां ताः**–શ્રીકૃષ્ણમાં જેમનાં ચિત્ત લાગી રહ્યાં હતાં તે સ્ત્રિયો. **संघशः समेताः**–ટોળાંબંધ એકઠી થએલી. **अश्रूणि मुखे यासां ताः अश्रुमुख्यः**–રડતી રડતી. **प्रोचुः**–નીચે પ્રમાણે બોલવા લાગી.

ગીતા ઘણી વાર વાંચો છો; પણ ગીતામાં કહેલાં શ્રીકૃષ્ણનાં વચનો, કદિ હૃદયમાં લાગી આવે છે? ભાગવત ઘણીવાર વાંચો છો; પણ ભાગવતના એકાદશ સ્કંધે, ઉદ્ધવને શ્રીકૃષ્ણે કહેલાં વચનો, હૃદયમાં લાગી આવે છે? કેમ લાગી આવતાં નથી; તેનો વિચાર પણ કરો છો? આવી બાબતનો વિચાર તો જરૂર કરજો. પાઈની ભૂલ પકડવા, વેપારી પાશેર દીવેલ બાળે છે; ત્યારે આ વાસીદે સાંબેલું ચાલ્યું જાય છે, તેને અટકાવવા, બે પાંચ કલાક વિચાર કરો, તો કાંઈ ખોટું નથી.

**સંમુમુહુઃ**-ગોપીકાઓને મૂર્છા આવી ગઈ. રામ વનવાસ વખતે રામના ગુણ સંભારીને-

**ચોપાઈ**—રામ રૂપગુણ શીલ સ્વભાઉ, સુમરી સુમરી ઉર શોચત રાઉ;
રાજ સુનાઈ દીન્હ વનવાસુ, સુનિ મન ભયેઉ ન હર્ષ હરાસુ.
સો સુત બીછુરત ગયે ન પ્રાણા, કો પાપી બડ મોહી સમાના.

\+ + + + +

સુનત સુમંત બચન નરનાહુ, પરેઉ ધરણી ઉર દારૂણ દાહુ.
*તલફત વિકલ **મોહ મન માપા, માજા મનહુ મીન કહૂઁ વ્યાપા.**

સારા થયા, તેમણે વિયોગનાં દુઃખ કોને દીધાં નથી! રામનો વનવાસ અને દશરથનો તડફડાટ, કૌશલ્યાનો વિરહતાપ, અયોધ્યા નગરનો ઉકળાટ અને ભરતનો પરિતાપ. ગોપીકાઓની પણ એજ દશા. એક ગોપિ બીજીને કહે છે—

રાગ—રેખતા તાલ દાદરા.

સુનરી સખી તુઝસેં, કહું અપના હવાલ હૈ;
દિલ ચોર લિયા આજ, મેરા નંદલાલ હૈ.—ટેક૦
યમુના કે તીરપે ખડા, કદમકી છાયમેં;
સિર મોરકે મુગટ ધરે, સંગ ગ્વાલ બાલ હૈ—સુનરી૦
બંસીકી ધૂન સુનાય, મુઝે પ્રેમવશ કિયા;
ઘરબાર કામકાજ, ન તનકી સંભાલ હૈ— સુનરી૦
અગર એ સાંવરી સુરત, નજર ન આયગી;
મેરી જાન આજ જાયગા, મુઝકો ખયાલ હૈ—સુનરી૦
કરકે દયા દયાલ, દરસ દીજિએ મુઝે;
બ્રહ્માનંદ તેરે ચરણમેં, યેહી સવાલ હૈ— સુનરી૦

**આ તે રાગ કે વિરાગ?**—'રાગ અને વૈરાગ બેઉ એકબીજાથી વિરુદ્ધ વૃત્તિઓ છે. જ્યાં રાગ હોય, ત્યાં વૈરાગ્ય નહી; અને જ્યાં વૈરાગ્ય હોય, ત્યાં રાગ ન હોય;'-એવું તમે તમારી સ્થૂલ બુદ્ધિથી સમજી શકો.

'જેમ જેમ આપણું જ્ઞાન વધતું જાય, તેમ તેમ અજ્ઞાનની મર્યાદા પણ વધતી જાય;' એમ જો કોઈ કહે, તો તમને આશ્ચર્ય લાગશે. સૂક્ષ્મ બુદ્ધથી આ બાબતનો વિચાર કરશો, તો વસ્તુનું ભાન થશે. પૂર્વે જ્યારે મનુષ્યો સાધારણ જ્ઞાનવાળા હતા; અને પ્રાપ્ત થએલા અસ્પષ્ટ જ્ઞાનથી સંતોષ માનતા હતા; ત્યારે તેમને પોતાનું અલ્પ જ્ઞાન ઘણું

* વર્ષાઋતુના જળનું ફીણ માછલાના પેટમાં જતાં તે જેમ તરફડે, તેમ રામના સમાચાર સાંભળી દશરથ તડફડવા લાગ્યા.

લાગતું હતું; પણ જેમ જેમ એ જ્ઞાનને વધારે સ્પષ્ટ કરવા માટે, વિશેષ પ્રયત્ન થતો ચાલ્યો, તેમ તેમ તે જ્ઞાન તો સ્પષ્ટ થયું, પણ તે સાથે અનેક વિષયો આપણા જ્ઞાનથી બહાર છે, એમ પણ સ્પષ્ટ થયું. અર્થાત જ્ઞાનની મર્યાદા વધી, તે સાથે અજ્ઞાનની મર્યાદા પણ વધી. તે સંબંધમાં ભર્તૃહરિ નીતિશતકમાં કહે છે કે—

રાગ—શિખરિણીવૃત્ત.

यदा किंचिज्ज्ञोऽहं, द्विप इव मंदाधः समभवं ।
तदा सर्वज्ञोऽस्मी-त्यभवदवलिप्तं मम मनः ॥
यदा किंचित् किंचिद्-बुधजनसकाशादवगतं ।
तदा मूर्खोऽस्मीति, ज्वर इव मदो मे व्यपगतः ॥ ८ ॥

અર્થ—હું જ્યારે થોડું જાણતો હતો, અને હાથીની પેઠે મદોન્મત્ત થઈને વિવેકશૂન્ય હતો; ત્યારે હું સર્વજ્ઞ છઉં, એમ માનીને મારૂં મન ગર્વમાં ગરકાવ રહેતું. પછી જ્યારે હું વિદ્વાનોની પાસેથી શાસ્ત્રોમાં થોડો થોડો જાણીતો થયો; ત્યારેજ હું મૂર્ખ છઉં, એમ ખાત્રી થતાં, મારો મદ, જ્વરની પેઠે નાશ પામી ગયો. [૮]

એક વખત એવો હતો કે-નાડી ઉપર હાથ મૂકીને, કફ, વાત અને પિત્તનું જ્ઞાન થતું હતું. આટલા જ્ઞાન ઉપરથી ઔષધ આપવામાં આવતું. તેથી કેટલાએકને સારૂં થતું, અને કેટલાએક મરણ પણ પામતા. પછી જેમ જેમ શારીર શાસ્ત્રોનું ખેડાણ વધારે અને વધારે કરવામાં આવ્યું; ત્યારે ખાત્રી થઇ કે-શારીરશાસ્ત્ર સંબંધી હજી ઘણું જાણવાનું છે. તાત્પર્ય-'જ્ઞાન વધે તેની સાથે અજ્ઞાન પણ વધે છે,' એમ સ્થૂલ બુદ્ધિથી ન સમજાય; પણ સૂક્ષ્મ બુદ્ધિથી અવશ્ય સમજાય.

આ પ્રમાણે જેઓ રાગ અને વિરાગના સામાન્ય સ્વરૂપ જાણે છે તેમને રાગ વિરાગમાં પરસ્પર વિરોધ જણાય. જેમણે રાગવિરાગના રહસ્ય પ્રતિ લક્ષ્ય આપ્યું હોય, અને માનવઅંતઃકરણનો સારી રીતે અભ્યાસ કર્યો હોય; તે પુરૂષોજ પોતાની સૂક્ષ્મબુદ્ધિ શમજી શકે-કે-જેમ જેમ રાગ વધે, તેમ તેમ વિરાગ પણ વધે. રાગનો આશય એકબીજાને પરસ્પર આકર્ષી, બન્નેનો ભેદ ટાળી, બેઉને એક કરવાનો હોય છે. અમુક પ્રાણી પદાર્થમાં રાગ થાય, ત્યારે ચિત્ત બીજા પદાર્થોમાં જતું અટકીને, એકજ ઠેકાણે જોડાય. જેમ જેમ આ જોડાણ-રાગ-પ્રેમ-દૃઢ થાય; તેમ તેમ જોડાણ કરનારનો અન્ય ઠેકાણે વહી જતો પ્રેમ, ત્યાં જતો અટકીને એકજ ઠેકાણે આવે. અમુક ઠેકાણે પ્રેમ જતો અટકે-એટલે ત્યાં વૈરાગનું તત્ત્વ ફેલાય. અહીં રાગનું પાત્ર શ્રીકૃષ્ણ છે. શ્રીકૃષ્ણમાં ગોપીકાઓનો રાગ વધી પડયો. તેના પરિણામે ગોપીકાઓને તેમના પતિ પુત્રાદિકમાં જે રાગ હતો, તે ઘણોજ શિથિલ થઈ ગયો. એટલે-તેમાં વૈરાગ થયો. શ્રીકૃષ્ણ બ્રહ્મસ્વરૂપ છે. બ્રહ્મ સિવાયના અન્ય પ્રાણી પદાર્થોમાંથી રાગ શિથીલ થઈ જાય, તેજ વૈરાગ-તેજ પ્રપંચનો ત્યાગ.

'તીવ્ર વૈરાગ્ય વિના ઘરનો ત્યાગ કરીને સાધુ સન્યાસી થવું નહીં.' એમ શાસ્ત્રો પોકાર કરીને કહે છે; તેનું કારણ એટલુંજ છે કે-ઘરમાં રહીને જ્ઞાનદ્વારા-વિવેકદ્વારા સત્યા-સત્ય વસ્તુને બરાબર ઓળખવી. પછી સત્યમાં રાગને કેળવવો. સત્યમાં રાગ કેળવાય, એટલે અનાયાસે-સાથે સાથેજ-અસત્યમાં વૈરાગ પણ કેળવાય. ઘરમાં રહીને આ પ્રમાણે

તૈયાર થએલા પુરૂષને, ભગવાંનો ડોળ ડમાક કરવાની જરૂર રહેતી નથી. કદિ આવા તીવ્ર વૈરાગી ભગવાં પહેરે છે, તો ભગવાં પહેર્યા પછી, તે મઠ મકાનમાં લલચાતા નથી.

હવે ગોપિકાઓ શું કહે છે તે સાંભળો. પ્રથમ વિધાતાનો વાંક કાઢે છે—

**गोप्य ऊचुः ॥**

**वंशस्थ—**

**अहो विधातस्तव न क्वचिद्दया, संयोज्य मैत्र्या प्रणयेन देहिनः ॥**
**तांश्चाकृतार्थान् वियुनंक्ष्यपार्थकं, विक्रीडितं तेऽर्भकचेष्टितं यथा ॥१९॥**
**यस्त्वं प्रदर्श्यासितकुन्तलावृतं, मुकुन्दवक्त्रं सुकपोलमुन्नसम् ॥**
**शोकापनोदस्मितलेशसुन्दरं, करोषि पारोक्ष्यमसाधु ते कृतम् ॥२०॥**

અર્થ—હે દૈવ ! તને કોઇના ઉપર દયા આવતી નથી. મિત્રના કાર્યથી અગર સ્નેહથી તું એકવાર પ્રાણીઓને એકઠા કરે છે; અને તેઓએ હજી પુરાં સુખ ન ભોગવ્યાં હોય, તે પહેલાં-તું તેમને નકામા-એટલે-એમ કરવામાં તને કોઈપણ પ્રકારનો સ્વાર્થ નથી, તોપણ-તે પ્રાણીઓને તું જુદાં પાડી દે છે-વિયોગ કરાવે છે. આ પ્રકારની તારી ક્રીડાઓ-તારાં કામકાજ-બાળકના ખેલ જેવાં છે. [૧૯] તું કે શ્યામકેશથી વિંટાએલું, સુંદર ગાલવાળું, ઉપડતી નાસિકાવાળું અને શોકને હરનારા મંદ મંદ હાસ્યવાળું-એવું સુંદર-મુકુંદ ભગવાનનું મુખ (અમને) બતાવીને, તે મુખને તું અમારી આંખથી દૂર કરે છે. આ તારૂં કૃત્ય અયોગ્ય-તિરસ્કારને પાત્ર છે. [૨૦]

---

૧૯ પદચ્છેદ—**अहो विधातः**-હે દૈવ. **तव क्वचिद् दया न**-તને કોઈના ઉપર દયા આવતી નથી. **मैत्र्या**-મિત્રના કાર્યથી. **प्रणयेन**-સ્નેહથી. **देहिनः संयोज्य**-પ્રાણીઓને ભેળા કરીને. **च**-અને **अकृतः अर्थः येषां ते इति-तान अकृतार्थान्**-તેઓને હજી પૂરાં સુખ ન મળ્યાં હોય તે પહેલાં. [**पार्थकं** (સાર્થક) **न भवति इति अपार्थकं**] **अपार्थकं**-મિથ્યા મિથ્યા-વિનાકારણ. **वियुनंक्षि** [**वि+युज्**]-વિયોગ કરાવે છે. **ते विक्रीडितं अर्भकचेष्टितं यथा**-તારી ક્રીડાઓ બાળકના ખેલ જેવી છે.

૨૦ પદચ્છેદ—**यः त्वं**-તું કે જે. **असितैः** (કાળા) **कुंतलैः** (કેશ) **आवृतं** (વિંટાએલું)-કાળા વાળથી વિંટાએલું. **सुकपोलं**-સારા ગાલવાળું. **उन्नता नासिका यस्मिन् तत् इति उन्नसम्**-ઉપડતી નાસિકાવાળું. [**नस्** સ્રિલિંગ તે **नासिका** નો આદેશ.] **शोकं अपनुदति** (નાશ કરે છે) **इति शोकापनोदः, शोकापनोदश्चासौ स्मितलेशश्च** (મંદ મંદ હસવું) **तेन सुंदरं इति मुकुंदवक्त्रं**-શોક હરનારા મંદમંદ હાસ્યથી સુંદરમુકુંદ ભગવાનનું મુખ. **प्रदर्श्य**-બતાવીને. [**अक्ष्णः परं परोक्षं परोक्षस्य भावः पारोक्ष्यं**] **पारोक्ष्यं करोषि**-આંખથી દૂર કરો છો-અદૃશ્ય કરો છે. **ते कृतम् असाधु**-આ તારૂં કૃત્ય ધિક્કારવા લાયક-અયોગ્ય.

**क्रूरस्त्वमक्रूरसमाख्यया स्म नश्‍चक्षुर्हि दत्तं हरसे बताज्ञवत् ॥**
**येनैकदेशेऽखिलसर्गसौष्ठवं, त्वदीयमद्राक्ष्म वयं मधुद्विषः ॥२१॥**

અર્થ—તું કે જે ક્રૂર છો, તે **અક્રૂર** નામ ધારણ કરીને, અહીં આવેલ છો. જે આંખથી, મધુદૈત્યને મારનાર શ્રીકૃષ્ણના ગમે તે એક અવયમાં, તારૂં સમગ્ર સૃષ્ટિનું ડહાપણ અમે જોઇએ છઇએ; તે તેં આપેલી આંખને [ એટલે આંખના સુખને ] શું તું મૂર્ખની માફક લેઈ લેવા માગે છે ? [૨૧]

૧૯ થી ૨૧ વિવેચન—

સંયોગ વિયોગના સંબંધમાં શ્રી આદ્યશં૦ કહે છે કે—

રાગ—ઉપેંદ્રવજ્રા.

**यथा प्रपायां बहवो मिलंते, क्षणे द्वितीये बत भिन्नमार्गाः ।**
**प्रयांति तद्वद्‍बहुनामभाजो, गृहे भवंत्यत्र न कश्चिदंते ॥**

'પાણીના પરબમાં જેમ પાણી પીવા માટે ઘણા માણસો ભેગાં થાય, પણ બીજાજ ક્ષણે પાણી પીઇને તેઓ પોત પોતાના માર્ગે ચાલ્યાં જાય છે. તે પ્રમાણેજ આપણા ઘરમાં નામ ધારણ કરવાવાળા ઘણાં માણસો એકઠા થાય, અને અંતે-ન્હેણદેહને અંતે-આ ઘરમાં કોઇ હોતું નથી.'

તાત્પર્ય—ભાવીનું બળ કાંઇક ઓર છે. ભાવિના સંબંધમાં વિદ્યારણ્ય સ્વામી કહે છે કે-

**यद्‍भावि न तद्‍भावि, भावि चेन्न तदन्यथा ।**
**इति चिंताविषघ्नोऽयं, बोधो भ्रमनिवर्तकः ॥**

'જે ન થવાનું તે થતું નથી, અને જે થવાનું તે મિથ્યા થતું નથી; એ રીતનો ચિંતારૂપી વિષને હણનાર બોધ, ભ્રમને ટાળનાર છે.'

રાગ—ગજલ.

થવાનું ના થવાનું કહે, જગતમાં કોણ એવો છે !
ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે.
સવારે શું થવાનું છે ! સવારે શું થવાનું છે !—ન જાણ્યું૦
હતી શલ્યા રૂપે અહલ્યા, જગત્‌માં વાત જાહેર છે;
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, સવારે શું થવાનું છે !—સવારે૦

---

૨૧ પદચ્છેદ—**त्वं क्रूरः अक्रूरः इति समाख्या** (નામ) **तया स्म**-તું કે જે ક્રૂર છો તે 'અક્રૂર' એવું નામ ધારણ કરીને અહીં આવેલ છો. **येन**-જે આંખથી **मधुं द्वेष्टि इति मधुद्विट् तस्य मधुद्विषः**-મધુ નામના અસુરને મારનાર ભગવાનના. **एकदेशे**-ગમે તે અવયવમાં. **त्वदीयं अखिलसर्गस्य** (સમગ્રસૃષ્ટિનું) **सौष्ठवं** ( કળા, ડહાપણ )-તમારૂં સમગ્રસૃષ્ટિનું ડહાપણ. **वयं अद्राक्ष्म**-અમે જોયું છે. **हि नः दत्तं चक्षुः**-અમને તમે આપેલી આંખને-આંખના સુખને. **बत**-શું. **अज्ञवत् हरसे**-શું મૂર્ખની માફક તે તું હરિ લેવા માગે છે.

હતા કૌરવ અને પાંડવ, જગતમાં મહા બલી યોદ્ધા;
ન જાણ્યું ભિષ્મ જેવાએ, સવારે શું થવાનું છે!—સવારે૦
રમ્યા જુગટું સઉ સાથે, વિભૂતિ સહુ ગયા હારી;
ન જાણ્યું ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે!—સવારે૦
દક્ષકે યજ્ઞમેં જાકર, તજી જબ દેહ પારવતી;
ન જાણ્યું ભોળા શંભુએ, સવારે શું થવાનું છે!—સવારે૦

કેમ કેવો માલ! કહેવાનો ભાવ એ છે કે-મનુષ્ય કાળને અને કર્મને આધીન છે. ઘડી પછી શું થશે, તેની મનુષ્યને ખબર પડતી નથી. પ્રયત્ન કરવાની ના નથી; પણ પ્રયત્ન કરતાં નિષ્ફળ જાઓ, તો સમજી લેવું, કે દૈવ પ્રતિકૂળ છે. દૈવ પ્રતિકૂળ જણાય, તોપણ તેમાંથી મુક્તિ આપનાર પ્રભુ સમર્થ છે; માટે બાળક ગભરાઇને જેમ માને બોલાવે, તેમ જીવોએ ગભરાઇને શ્રીહરિને હાક મારવી. બિલાડી ઉંદરને પકડે, અને પોતાનાં બચ્ચાંને પણ પકડે-પણ તેમાં ફેર હોય—

રાગ-શાર્દુલ વિક્રીડિત.

**कांतं वक्ति कपोतिकाकुलतया, नाथांतकालोऽधुना ।**
**व्याधोधोधृतचापसज्जितशरः, श्येनः परिभ्राम्यति ॥**
**इत्थं सत्यहिना स दष्ट इषुणा, श्येनोऽपि तेनाहतः ।**
**तूर्णं तौ तु यमालयं प्रतिगतौ, दैवी विचित्रा गतिः ॥**

હોલી વ્યાકુળતાથી પોતાના પતિને કહે છે કે-'હે નાથ! આ ટાણે અંતકાળ આવ્યો. કેમકે હાથમાં ધનુષ્ય લઇને, અને બાણ સજ્જ કરીને નીચે પારાધી ઉભો છે; અને ઉપર ચિંચાણો (બાજ) ફરે છે. આ પ્રમાણે ચિંતા કરે છે એટલી વારમાં, નીચે પારધીને સર્પ કરડ્યો.તેથી તેના ધનુષ્યમાંથી નીશાન ચૂકીને છૂટેલા બાણથી ચિંચાણો મરાઈ ગયો. એ રીતે એ બન્ને તત્કાળ મરણ પામ્યાં, અને બચ્ચાં સહિત હોલો હોલી બચી ગયાં. ત્યારે તો દૈવની વિચિત્ર ગતિ.' [ હોલો ભગવાનનો પરમ ભક્ત હતો. ]

**अज्ञवत्**—દૈવ મૂર્ખની માફક વર્તે છે; ઉગતી જુવાનીના દંપતીમાંથી એકને ઉપાડી લઇને, બીજાને જીંદગી સુધી ઝુરાવે; અને એક ડોસો અગર ડોસી વૃદ્ધાવસ્થાથી કંટાળી ગયાં હોય, તેમને લાંબું આયુષ્ય આપીને હેરાન કરે. જે પુરૂષને સ્ત્રીની કદર ન હોય, તેને ગુણવંતી સ્ત્રી આપે; અને જે પુરૂષ સુશીક્ષિત હોય તેને કુલટા સાથે અફાળે. વિગેરે અનેક પ્રકારનું જગત્ જોઇએ, ત્યારે દૈવનું ગાંડપણ જોવામાં આવે. ત્યારે શું દૈવ મૂર્ખ છે? ના. સૌ પોતપોતાનાં કર્મ ભોગવે છે. સંતો અને શાસ્ત્રો એટલા માટેજ, પોકાર કરીને કહે છે કે-"ઉંઠા ત્યાંથી સુવો ત્યાં સુધીમાં, અનેક કર્મો કરો છો, પણ તે વિચારીને કરો. કર્યાં કર્મ ભોગવ્યા વિના ચાલશે નહીં."

દૃષ્ટાંત—**રળીયાત**મા આંખે અંધ હતાં; પણ લાકડીને ટેકે ટેકે, જ્યાં ત્યાં ફરતાં. જ્યારે નીચે બેસતાં, ત્યારે લાકડીને પાસે મૂકી રાખતાં. તેમને એકજ પુત્ર હતો. તેની સ્ત્રીનું નામ **નવલ** હતું. નવલને એવી કટેવ પડી હતી કે-જ્યારે સાસુ બેસી જતાં, ત્યારે તેમની લાકડી ચૂપકીથી ઉપાડી લઇને, દૂર મૂકી આવતી. પાંચ દસ વખત આ પ્રમાણે થયું, ત્યારે ડોસીમાને ખાત્રી થઈ કે 'આ કામ નવલ વહુનું છે.' પણ નવલ વહુના હાથના

રોટલા ખાવા, અને પોતાનું શરીર પરાધીન થઈ ગયું, તેથી જ્યારે જ્યારે નવલ વહુ લાકડી દૂર મૂકી આવે, ત્યારે ડોસીમા ક્રોધને શમાવીને ગમ ખાવા લાગ્યાં. ગમ ખાતાં ડોસીને યાદ આવ્યું કે-' કર્યાં કર્મ તો ભોગવવાં પડશે. હું ભોગવું; પણ મારી નવલ શા માટે ભોગવે !' આવો વિચાર કરીને, વળતી એકાદશીને દિવસે, ડોસીમાએ નવલને સારાં કપડાં પહેરીને દેવદર્શન કરવા જવા કહ્યું. નવલ રાજી થઈ. પછી ડોસીમાએ નવલને પાસે બોલાવીને કહ્યું-' લે બેટા ! આ રૂપૈયો. તેના પાઈ પૈસા લઇને જ્યાં જરૂર જણાય, ત્યાં દેવ બ્રાહ્મણને આપજે.' [રૂપૈયો લઇને નવલ રાજી થઈ.] ' પૂર્વે આપણે આપ્યું હશે, તે આજ ભોગવીએ છીએ; અને આ અવતારે કાંઈ આપતા રહેશું, તો પ્રભુ આપણને વિશેષ આપશે. આટલી વાત તો તું સમજે છે ને ?'

નવલ—હા બા ! એ તો દીવાજેવી વાત છે. કર્યાં કર્મ તો ભોગવવાંજ પડે.

સાસુ—વારૂ ત્યારે એક બીજી વાત કહું. હું લાકડી મૂકીને બેસું છઉં, ત્યારે તું મારી લાકડી કેમ દૂર મૂકી આવે છે ?

નવલ—કરમાઈ ગએલે મુખે બોલી–ના બા ! એવું હું તે કરૂં !

સાસુ—એવું તું ન કરતી હો, તો કાંઇ નહીં. બહુ સારી વાત છે; પણ કરતી હો તો સાંભળ. કર્યાં કર્મ કોઇને છોડતાં નથી. જેને ઘેર રામજેવા પુત્ર અવતર્યા, તે દશરથને પણ કમોતે મરવું પડયું. કૈકેઈ જેવી રામપ્રિય માતાને કાળી તલી આવી. દુર્યોધન જેવા રાજવીને હાથ ઘસતાં જવું પડયું. ધૃતરાષ્ટ્ર જેવા પૃથ્વીપતિને પાંડવોના આપ્યા ટુકડા લેવા પડયા. સમુદ્રની ખાઈ બાંધીને બેઠેલા, મહા બળવાન્ રાવણની સોનાની લંકા, વાનરોએ લૂંટી લીધી. વિગેરે. તું લાકડી સંતાડ, તેથી મને દુઃખ નથી. મારે બહુ તો બે ત્રણ વરસનું દુઃખ છે, અને મારે મારાં કર્મ ભોગવવાંજ પડે; પણ તું મારૂં વ્હાલું બચ્ચું છો. તું મારી ખરી વખતે સેવા કરે છે. તેથી તારા આ જરા જેટલા દોષ સામે હું નહીં જોઉં; પણ આ તારે ભોગવવું પડશે, તેની મને ચિંતા છે. કાલે તારા દિકરાની વઉ આવશે, અને એ તારાં કર્મનાં ફળ, તેના બચકામાં બાંધીને લાવશે. લે બેટા ! જા, દેવ દર્શન કરી આવ. દેવમંદિરોમાં મને સંભારજે.' આ શબ્દો સાંભળી નવલનાં પડળ ઉઘડી ગયાં; કારણકે નવલ ખાનદાનનું બચ્ચું હતું.

હવે ગોપિકાઓ પોતાના ત્યાગની વાત કરે છે.

**न नन्दसूनुः क्षणभङ्गसौहृदः, समीक्षते नः स्वकृतातुरा बत ॥**
**विहाय गेहान् स्वजनान् सुतान्पतींस्-तद्दास्यमद्धोपगता नवप्रियः ॥२२॥**

---

૨૨ પદચ્છેદ—**बत**–અરેરે. **गेहान् स्वजनान् सुतान पतीन् विहाय**-ઘર, સ્વજન, પુત્ર અને પતિઓને તજીને. **अद्धा**–સાચેસાચ–સાક્ષાત્ **तस्य दास्यं उपगताः**–ભગવાનનું દાસીપણું પામેલી. **इति नः**–એવી જે અમે તેમને. **स्वकृतेन आतुराः इति नः**–પોતે કરેલા સ્મિતાદિથી પરવશ કરેલી અમોને. **क्षणभंगं सौहृदं यस्य सः**–ક્ષણભંગુર સ્નેહવાળા. **नवं प्रियं यस्य सः नवप्रियः**–જેને નવું નવું વ્હાલું લાગે છે એવા. **नंदसूनुः**–નંદજીના પુત્ર. **नः न समीक्षते**–અમને જોતા પણ નથી.

અર્થ—અરેરે ! ઘર, સ્વજન, પુત્ર અને પતિઓને તજીને, સાક્ષાત્ ભગવાનનું અમે દાસીપણું પામી છઇએ-[એટલે સર્વ તજીને અમે નારાયણને શરણે આવેલી છઇએ.] તેમને, અને તેમણે કરેલા હાસ્યાદિકથી પરવશ થએલી-એવી જે અમે-તેમને, ક્ષણભંગુર સ્નેહવાળા, અને જેમને નવું નવું પ્યારૂં લાગે છે, એવા આ શ્રીકૃષ્ણ, જોતા પણ નથી. એટલે-અત્યારે આ શ્રીકૃષ્ણ અમારા સામું પણ જોતા નથી. (૨૨)

૨૨ વિવેચન—

**क्षणभंगसौहृदः**—ક્ષણભંગુર સ્નેહવાળા શ્રીકૃષ્ણ. પ્રભુનો ક્ષણભંગુર સ્નેહ કેમ ?-માળા હાથમાં લઇને જોજો. બે પાંચ પારા ફેરવશો, ત્યાં સુધી ચિત્ત શ્રીહરિમાં રહેશે. પછી સમજણ નહીં પડે તેવી રીતે, ચિત્તમાંથી શ્રીહરિ સરી પડશે. ઠાકોરજીની સેવામાં ઉભેલા પૂજારીને, દરસન કરવા આવતા ધનવાનને, અગર કોઈ સુંદરીને દેખાડીને, પોતે તેના ચિત્તમાંથી સરી પડશે. શ્રીહરિને માટે સાધુ થયા હોય, પણ સાધુ પોતાના ચિત્તનું નિરીક્ષણ કરે, તો ખાત્રી થાય કે-શ્રીહરિ તેની પાસે માયીક પદાર્થો મૂકીને છટકી ગયા છે. શ્રીહરિની પ્રાપ્તિ માટે એક પંડિત કથા વાંચવા બેસે; પણ શ્રીહરિ તેનું ચિત્ત દક્ષણાદિ લૌકિક પદાર્થોમાં જોડીને, છટકી જાય છે. શ્રીહરિની પ્રાપ્તિ માટે એક વિદ્વાન્ વિદ્યા ભણે; પણ શ્રીહરિ તેના ચિત્તને વિદ્યાના મદમાં, અગર ભરણપોષણમાં, અગર વાદવિવાદમાં જોડીને, છટકી જાય છે. ભક્ત ભગવાનના રંગમાં રંગાવા માટે ભજનકીર્તન ગાય; પણ ચિત્તનું નિરીક્ષણ કરે, તો ખાત્રી થાય કે-તેના ચિત્તને સમાજની જેટલી પરવા છે, તેટલી શ્રીહરિની પરવા નથી. 'સમાજમાં કેમ રૂડો લાગું; સમાજ મારાં કેમ વખાણ કરે; અને સમાજ પાસેથી મને ઠીક ઠીક કેમ મળે.' આ વિચારો ચિત્તમાં ધુંચાતા, શ્રીહરિ હળવે રહીને ચિત્તમાંથી સરી પડે. ચપળ ચોર સાધારણ સાધનોથી વશ ન રહે, તેને માટે ખાસ સાધનો તૈયાર રાખવાં જોઇએ; તેમ આ ક્ષણભંગુર પ્રેમવાળા પ્રભુને વશ રાખવા હોય, તો ખાસ સાધનો તૈયાર રાખજો. આ સાધનો અનેક ભક્તોનાં જીવન ચરિત્ર પુરાં પાડે. નરસીએ કયા સાધને શ્રીહરિને હાથ રાખ્યા. મીરાંએ કયાં સાધને શ્રીહરિને પોતાની સાથે નચાવ્યા. બોડાણો કયા સાધને, શ્રીહરિને રીઝાવીને, દ્વારકાથી ડાકોર લાવ્યો. તે તેમના જીવનચરિત્રોમાંથી જડે.

**नवप्रियः**—જેને નવું નવું વ્હાલું લાગે છે એવા કૃષ્ણ. ઇશ્વરનો અવતાર એકજ કાર્યને માટે હોતો નથી. તેને અનેક નવા નવા ભક્તોને મળવાનું હોય છે. તેથીજ તુલસીદાસજી બોલ્યા છે કે—

દોહરો—મેરે તો તુમ એક હો, તુમરે ઓર અનેક;

સરોવર હંસા બહોત હે, સંસા સરોવર એક—સીયાવર૦

વિશ્વામિત્ર શ્રીરામને લેવા આવ્યા, ત્યારે દશરથે ચોખ્ખું કહી દીધું કે—

'સબ સુત પ્રિય મોહી પ્રાણકી નાંઈ, **રામ દેત નહીં બને ગુંસાઈ.**'

તે વખતે વસિષ્ઠે દશરથને સમજાવ્યા કે-'કોઈ તમારે ઘેર ઉતારો કરે; તેને તમે હરવા ફરવાની બંધી કરો, તે કેમ કામ આવે ! આ તો ઇશ્વરનો અવતાર છે. તમારી ભક્તિથી પ્રસન્ન થઇને, તમારે ઘેર ઉતારો કર્યો. તેમને ઘણાં કામ કરવાનાં છે; માટે તેમને રજા આપો.' જેવા રામ અને કૃષ્ણ, તેવાજ જગતમાં અનેક કામ કરવા આવેલા સત્પુરૂષો. તેઓ પણ સૌની મીલ્કત.

હવે મથુરાની સ્ત્રિયોનાં ભાગ્યની વાત કરે છે—

**सुखंप्रभाता रजनीयमाशिषः, सत्या बभूवुः पुरयोषितां ध्रुवम् ॥**
**याः संप्रविष्टस्य मुखं व्रजस्पतेः, पास्यन्त्यपाङ्गोत्कलितस्मितासवम् ॥२३॥**
**तासां मुकुन्दो मधुमञ्जुभाषितैर्-गृहीतचित्तः परवान् मनस्व्यपि ॥**
**कथं पुनर्नः प्रति यास्यतेऽबला, ग्राम्याः सलज्जस्मितविभ्रमैर्भ्रमन् ॥२४॥**

અર્થ—મથુરાની સ્ત્રીઓને આ રાત્રીનું પ્રભાત, અવશ્ય સારા શુકનવાળું થશે. જે સ્ત્રીઓ મથુરામાં પધારેલા શ્રીકૃષ્ણનું મુખ, કે જે-નેત્રની અણીઓથી વધેલા સ્મિતને લીધે આસવ (મદિરા) રૂપજ છે, તેનું પાન કરશે; તે સ્ત્રીઓના મનોરથો સફળ થશે (૨૩) હે અબળાઓ ! શ્રીકૃષ્ણ માબાપ વિગેરેને આધીન છે, અને ધીર-ડાહ્યા છે; તોપણ મથુરાની તે સ્ત્રિઓના મધજેવાં મીઠાં ભાષણોથી તેમનું ચિત્ત હરાઈ જશે. લાજ સહિત મંદહાસ્યોથી તથા વિલાસોથી તેમનું ચિત્ત ભમી જશે. ત્યારે આપણે કે જે ગામડાંનાં છઈએ, તેમની પાસે તેઓ કેવી રીતે આવશે ? (૨૪)

૨૩-૨૪ વિવેચન—

એક ગોપિકા ગાય છે—

પદ.

મથુરામાં હરિને જવા નહીં દઉંરે; (૨)
અબળાનું મોહનજી માનો કહ્યુંરે—મથુરામાં૦
જેમ કહેશો તેમ સ્થિર કરી સ્થાપશુંરે; (૨)
કુબ્જાથી અધિક સુખ આપશું રે—મથુરામાં૦

૨૩ પદચ્છેદ—**पुरयोषितां इयम् रजनी**-મથુરાની સ્ત્રીઓને આ રાત્રી **ध्रुवं सुखं प्रभाता**-જરૂર સારા પ્રભાતવાળી થશે. [**सुखं यथा स्यात् तथा सुखंप्रभाता**] **याः**-જે સ્ત્રિયો. **संप्रविष्टस्य व्रजपतेः**-મથુરામાં આવેલા વ્રજપતિના [**अपांगेन उत्कलितं स्मितं**-નેત્રની અણીઓથી વધેલું સ્મિત.] **अपांगोत्कलितस्मितं एव आसवः** (મદિરા) **यस्मिन् तत् इति मुखं**-નેત્રની અણીઓથી વધેલો સ્મિત રૂપી આસવ જેમાં છે, તે મુખ. **पास्यंति**-પાન કરશે. **आशिषः सत्याः बभूवुः**-તેમના મનોરથો સફળ થશે.

૨૪ પદચ્છેદ--**हे अबलाः**-હે સ્ત્રિયો. **मुकुंदः परवान् मनस्वी अपि**-શ્રીકૃષ્ણ માબાપ વિગેરેને પરાધીન છે અને ધીર-ડાહ્યા છે તોપણ. **तासां**-તે મથુરાની સ્ત્રીઓનાં **मधुवत् मंजुभाषितानि तैः**-મધ જેવાં મીઠાં ભાષણોથી. **गृहीतचित्तः**-ચિત્ત વશ થઈ જશે. **लज्जा च स्मितं च लज्जास्मिते ताभ्यां सह वर्तते इति सलज्जस्मिताः सलज्जस्मिताश्चते विभ्रमाः** (વિલાસો) **तैः भ्रमन्**-લાજ સહિત મંદહાસ્યોથી તથા વિલાસોથી ભમી જશે. તેથી **ग्राम्याः इति नः प्रति**-આપણે કે જે ગામડાનાં છઈએ તેમની પાસે. **कथं यास्यते**-કેમ આવશે ?

એમ કહેતાં અમારાં કહ્યાં નહીં કરેરે; (૨)
અમને મારીને પછી ડગલાં ભરેરે—મથુરામાં૦
સર્વે સુંદરીને સાથે તેડજોરે; (૨)
કહે ગેમલજી પછી રથ ખેડજે રે—મથુરામાં૦

કદિ પ્રભુ મથુરા જશે; પણ પછી આપણું શું ?—

એક ગોપી ગાય છે. પદ.

મુંને ફાવ્યું વ્હાલાની સાથ, મુંને ગોઠયું ગોવિંદની સાથ.
મુંને વહાલો વિસાર્યો નવ વિસરેરે--ટેક૦
આઠે પહોર ઉલામણ મારા અંગમાંરે; (૨) બીજી વ્હાલી ન લાગે વાત—
મુંને વ્હાલો૦
જેમ રત્ન જડયું હોય રંકનેરે; (૨) તેમ પ્રભુ મળ્યા મુને સાક્ષાત્—
મુંને વ્હાલો૦
જેને કાજે દમે છે યોગિ દેહનેરે; (૨) તેતો આવ્યું છે મારેરે હાથ—
મુંને વ્હાલો૦
તેને તોલે ન આવે ત્રણ લોકમાંરે; (૨) જેની વિશ્વ વિચિત્ર છે ભાત—
મુંને વ્હાલો૦
ધન્ય ધન્ય મહેતાજીનું આંગણુંરે; (૨) જ્યાં હરિ નાચે સાક્ષાત્—
મુંને વ્હાલો૦

શ્રીકૃષ્ણને મથુરા જતાં દેખાને, ગોપિકાઓ વિચાર કરે છે કે-'રખે મથુરાની સ્ત્રિયો શ્રીકૃષ્ણને વશ કરી લેશે તો ?—'

**રાગમાં દ્વેષ**—જ્યાં પ્રેમ હોય ત્યાં અધીર બહુ હોય. સ્ત્રી પુરૂષના લગ્નની ગાંઠને હજી કેટલાએક સમજતા નથી. ગાંઠ બાંધી દેવાનું કારણજ એ છે કે-'તું આમાં પ્રેમ કર, અને તેને બીજે કયાંઇ પ્રેમ કરતો, અગર પ્રેમ કરતી, અટકાવ. એટલે જો સ્ત્રીપુરૂષ એકબીજામાં જરા પણ વ્યભિચાર દેખે છે, તો તે સહન કરી શકતાં નથી. શોકયો ને પતિ મજમો હોય છે, તોપણ દરેક સ્ત્રી પતિને પોતાની પાંખમાં રાખવા મથે છે.

ચોવીસમાં શ્લોકના છેવટમાં કહે છે કે-'**ग्राम्याः इति नः प्रति कथं यास्यते ?**' આપણે કે જે ગામડાનાં લોકો છીએ, તેમની પાસે હવે શ્રીકૃષ્ણ શામાટે આવશે ?-આવશેજ નહીં. આ પણ અધીરાઇનાં વચનો છે. પ્રેમની વાત પ્રેમીજ જાણે. નરસી મહેતા બોલ્યા છે કે— રાગ-ગરબી.

'શું કહીએ એ વાતો તમને, અંગમાં આનંદ વાધ્યો અમને.' [શ્રીકૃષ્ણલીલામૃત પાનું ૧૩]

હવે મથુરાના યાદવોના ભાગ્યની વાત કરે છે—

**अद्य ध्रुवं तत्र दृशो भविष्यते, दाशार्हभोजान्धकवृष्णिसात्वताम् ॥**
**महोत्सवः श्रीरमणं गुणास्पदं, द्रक्ष्यन्ति ये चाध्वनि देवकीसुतम् ॥२५॥**

---

૨૫ પદચ્છેદ—**अद्य**-આજે. **ध्रुवं**-ખરેખર. **तत्र**-મથુરામાં. **दाशार्हाश्च भोजाश्च अंधकाश्च वृष्णयश्च सात्वंतश्च तेषां दृशः**-દાશાર્હ, ભોજ, અંધક, વૃષ્ણિ અને સાત્વત

**અર્થ**—લક્ષ્મીજીના પ્યારા, અને ગુણોના સ્થાનકરૂપ દેવકીજીના પુત્ર શ્રીકૃષ્ણને, જેઓ રસ્તામાં દેખશે; તે દાશાર્હ, ભોજ, અંધક, વૃષ્ણિ અને સાત્વતકુળના યાદવોની દૃષ્ટિઓને, આજે મથુરામાં ખરેખર મોટો ઉત્સવ થશે. એટલે તેઓને આજે સુંદરમાં સુંદર વસ્તુનાં દર્શન થશે. [૨૫]

૨૫ વિવેચન—

**અદ્ય**—આ શબ્દ સૂચવે છે કે-આ વાત ગોપિકાઓ એ અક્રૂર આવ્યાને વળતે દિવસે-( શ્રીકૃષ્ણના પ્રમાણ પહેલાં )-પ્રભાતમાં કરી.

**ગુણાનાં આસ્પદં**—ગુણોના સ્થાનક રૂપ. કરોડપતિનો હિસાબ, બે પાઇ માટે લાંબો ટુંકો થાય, તે નિર્ધન લે; તો તે હાંસીને પાત્ર ગણાય. એમ જીવ કે જે માંડમાંડ એક બે ગુણમાં પારંગત-પ્રોફેસર-થઇ શકે; તે અનેક ગુણના ભંડારને, શું પૂછી શકે! જે ઇંદ્રિઓથી સાંભળી શકે, તે ઇંદ્રિયોથી પર પુરૂષને કેમ સાંભળી શકે! પતિવ્રતા સ્ત્રી, જ્યારે પોતાનાં મમત્વ તજી દે, ત્યારે પતિના નામ, રૂપ, ગુણ અને કર્મમાં સમાઇ જાય; તેમ જીવ જ્યારે પોતાનાં નામ, રૂપ, ગુણ અને કર્મમાંથી મમત્વ તજી દે, ત્યારે ઇશ્વરનાં નામ, રૂપ, ગુણ અને કર્મમાં એકતા પામે.

**શ્રીરમણં**—લક્ષ્મીજીના પ્યારા. 'મેં રણછોડરાયને વાઘો કરાવ્યો; મેં રણછોડરાયને મગજ ધરાવ્યો.' એમ જીવ પોતાની બડાઇ હાંકે, પણ-તું જેને માટે લાંબો ટુંકો થાય છે, તે લક્ષ્મી તો, રણછોડરાયના ચરણમાં દાસી થઇને બેઠી છે; તેને તું આપનાર કોણ!' વિચાર કરી જોજો.

હવે અક્રૂરના દોષ બતાવે છે—

**मैतद्विधस्याकरुणस्य नाम, भूदक्रूर इत्येतदतीव दारुणः ॥**
**योऽसावनाश्वास्य सुदुःखितं जनं, प्रियात्प्रियं नेष्यति पारमध्वनः ॥२६॥**

**અર્થ**—આવા પ્રકારના નિર્દય માણસનું નામ અક્રૂર ન હોવું જોઈએ; કારણકે આપણે કે જે દુઃખી છઇએ, તેમને ધારણા આપ્યા વિના, પ્રાણથી પ્યારા શ્રીકૃષ્ણને, આપણે ન દેખી શકીએ, એવા સ્થળમાં તે લઈ જશે. [૨૬]

---

કુળના યાદવોની દૃષ્ટિઓને. [**દૃશઃ**-દ્વિ. બહુ વ. તથા છઠ્ઠી વિ. નું એક વ. પણ લેવાય.] **મહોત્સવઃ**-મોટો ઉત્સવ થશે. **શ્રીરમણં**-લક્ષ્મીજીના પ્યારા. **ગુણાનાં આસ્પદં**-ગુણોના સ્થાનકરૂપ. **દેવકીસુતં**-દેવકીજીના પુત્રને **યે અધ્વનિ દ્રક્ષ્યંતિ**-જેઓ રસ્તામાં દેખશે.

૨૬ પદચ્છેદ—**एषा विधा यस्य सः, तस्य एतद्विधस्य इति अकरुणस्य**-આવા પ્રકારના નિર્દય માણસનું. **नाम**-નામ. **अक्रूरः इति मा भूत्**-અક્રૂર ન હોવું જોઈએ. કારણકે **एतद् अतीव** (અવ્યય) **दारुणः**-આ ઘણો ક્રૂર છે. **यः असौ दुःखितं जनं अनाश्वास्य**-કારણકે આપણે કે જે દુઃખી છઇએ તેમને ધારણા આપ્યા વિના. **प्रियात् प्रियं**-પ્રાણથી પ્યારા શ્રીકૃષ્ણને. **अध्वनः पारं नेष्यति**-આપણે ન દેખી શકીએ એવે સ્થળે લઇ જશે.

૨૬ વિવેચન—

માળામાંથી બચ્ચાં લેવાં, સંબંધીઓમાંથી વ્હાલાંને લેવાં, માખીઓનું મધ લુંટવું–આ બધા ભયંકર ત્રાસ છે. તે કામ કરનાર ક્રૂર ગણાય છે. આ કામ અત્યારે અક્રૂરે કર્યું; માટે તેને અક્રૂર ન કહેતાં ક્રૂર કહેવા જોઇએ.

અક્રૂરે ગોપિકાઓને દિલાસો કેમ ન આપ્યો ?—ગોપિકાઓનો પ્રેમ જોઇને અક્રૂરજી ઠરી ગયા. કાંઇ બોલીજ શક્યા નહીં.

આપણે ન દેખી શકીએ, એવા સ્થલમાં પ્રાણથી પ્યારા શ્રીકૃષ્ણને, તે લઇ જશે. ત્યારે—

રાગ—માડ–તાલ દાદરા.

મોહની મૂરત શામકી, કબ નજર આયગી ?—ટેક૦
રાસ હાસ કર વિલાસ, મનકો હર લિયા; સખિ બંસરીકી મધુર ધ્રુની,
કબ સુનાયગી ?—મોહની૦
પ્રેમપાશ ડારગલે, વો ચલે ગયે; ફિર આવનેકી ખબર મુઝે, કબ બતાયગી—મોહની૦
ગોકુલમેં ફિર ન આયે, નંદલાલ જો કબિ; બિનદરસ તરસ તરસ મેરી,
જાન જાયગી—મોહની૦
તજ કામકાજ લાજ ધરો, ધ્યાન ચરણકા, બ્રહ્માનંદ પ્રેમભક્તિ, નાથકો
મિલાયગી—મોહની૦

હવે ૨૭ મા શ્લોકમાં શ્રીકૃષ્ણ રથમાં બેસે છે. તે પહેલાં શ્રીકૃષ્ણ યશોદાજીને મળ્યા હતા. તે વાત અહીં ભાગવતમાં નથી, પણ નરસી મહેતો 'ગોવિંદગમન' ના પદોમાં ગાય છે, અને તેમ હોવુંજ જોઇએ. સાંભળો—

રાગ—દેખાશ.

હરિએ પિતાને વળાવિયારે, જઇ માતાને મળીયા નાથ;
એક હસ્ત હસ્તે ગ્રહીરે, બોલ્યાં યશોમતી હરિની સાથ—હરિ૦ ટેક૦
લાડકડા વહેલા પધારજોરે, ઉછંકળ ન થાશોરે દયાળ;
નહીં રાજ તહીં આપણુંરે, વહાલા નવ ભણીએ કોને ગાળ—હરિ૦
મુખમયંક નિરખ્યા વિનારે, હુંતો ઘેલી થઇશ મોરાર;
હરિ ! વહેલા વહેલા આવજોરે, મારા પ્રાણતણા આધાર—હરિ૦
શુભકામે જાઓ–છો–હરિરે, તોએ હુંને થાય અપશુકન;
મુજ નિર્ધનને એક દિકરોરે, મારૂં જીવન જગજીવન—હરિ૦
મિટ મેળાવો કયારે થશેરે, કયારે નિરખીશ ચારૂ વદન;
કાલે નંદ રહે તોએ આવજોરે, મારૂં દુ:ખડું જાણી સદન—હરિ૦
કાજળ ટપકું રખે ભુંસતારે, તેમાં લાંછન નહિં અવિનાશ;
એમ કહી જનની ભેટીયાંરે, હૈયું રાખી ન શક્યા પાશ—હરિ૦
જશોમતી કહે બલરામનેરે, કરજે કૃષ્ણ તણુંરે તું જતંન;
એમ કહી આંખલડી ભરેરે, જાળવજે રંકતણું આ રતંન—હરિ૦

શામળા તું મુખે કહેરે, ક્યારે આવીશ મારા પ્રાણ;
સમય ગયે નિશ્ચે મરૂંરે, તુજને બરકી બરકી જાણુ—હરિ૦
હરિ કહે વહેલા અમે આવશુંરે, તમે ચિંતા ન કરશો માય;
ભક્ત નરસૈયો એમ ભણેરે, ઠગી માને ચાલ્યા વ્રજરાય—હરિ૦

હવે પ્રભુ રથમાં બેસે છે, અને તે જોઈ ગોપિકાઓ વિલાપ કરે છે—

**अनार्द्रधीरेष समास्थितो रथं, तमन्वमी च त्वरयन्ति दुर्मदाः ॥**
**गोपा अनोभिः स्थविरैरुपेक्षितं, दैवं च नोऽद्य प्रतिकूलमीहते ॥२७॥**

અર્થ—કઠણ મનવાળા શ્રીકૃષ્ણ (પણ) રથમાં બેઠા, અને આ છકેલા ગોવાળીયાઓ (પણ), તેમની પાછળ ગાડાંઓમાં બેસીને ઉતાવળ કરે છે. આ અનીતિ જોઇને ઘરડેરા પણ કાંઈ બોલતા નથી. ત્યારે તો દૈવ આજ આપણને પ્રતિકૂળ વર્તે છે. [૨૭]

૨૭ વિવેચન—

**अनार्द्रधीः**—કઠણ હૈયાવાળા કૃષ્ણ. આવું કઠણ હૈયાનું કામ, રામાવતારમાં પણ, વનવાસ વખતે કર્યું હતું—દશરથ ફફડતા રહ્યા, અને રામ ચાલી નીકળ્યા.

ચોપાઈ—'રામ ચલે વન પ્રાણ ન જાહીં, કેહિ સુખ લાગી રહે તનુ માંહીં'

× × × × ×

'રામ ચલત અતિ ભયેઉ વિષાદૂ, કહિ ન જાય પુર આરત નાદૂ'.

[યાદ રાખવું કે-સંસારમાં સૌ પોતપોતાના કામકાજને અંગે-પોતપોતાનાં કર્મ ભોગવવા-આવે છે અને જાય છે.] શ્રીકૃષ્ણને રથમાં બેસતા જોઇને, એક ગોપી ગાય છે કે—

પદ.

જોને બેની જાય જદુપતી, હરિને દયા રતિ નથી આવતી—જોને૦
રથ જોડીને અક્રૂર આવીયારે, કૃષ્ણ બળદેવને મન બહુ ભાવીયારે--જોને૦
ગોપીઓ ટોળે મળીને કહેછેરે, સૌને નેત્રે ચોધારા નિર વહે છે--જોને૦
વ્હાલા! જાશો તો નહીં જાવા દઈશું, અમે સૌ રથ રોકી ઉભા રહીશું--જોને૦
દૂરથી દેખીને અળગા આવેરે, બોલું નહીં તોપણ મને બોલાવે--જોને૦
પરથમ આવું નહોતી જાણતી, નહિંતો પ્રીત કરૂં કેમ એ નરથી--જોને૦
ચિત્ત ચોંટે નહિ ઘરકામમાં, બેની મારૂં મન મોહ્યું ઘનસ્યામમાં--જોને૦
જે કોઈ પરદેશીની પ્રીત કરશે, પાછળથી પસ્તાઈ મરવું પડશે--જોને૦
ગોકુળીયામાં સૌ ઘેલી કહેછે, ચિત્ત મારૂં હરિશરણે ચોંટિ રહે છે--જોને૦
વ્રજમાં શોભે નંદનંદન જોડી, ગુણ ગાય નરસૈયો નિત કર જોડી--જોને૦

---

૨૭ પદચ્છેદ—**अनार्द्रा धीः यस्य सः अनार्द्रधीः इति एषः**-કઠણ મનવાળા આ શ્રીકૃષ્ણ **रथं समास्थितः**-રથમાં બેઠા. **च**-અને. **अमी दुर्मदाः गोपाः**-આ છકેલા ગોપો. **तं अनु** તેની પાછળ. **अनोभिः त्वरयंति**-ગાડાંઓમાં બેસીને ઉતાવળ કરે છે. **स्थविरैः उपेक्षितं**-આ અનીતિ જોઇને ઘરડેરા પણ કાંઈ બોલતા નથી. **च**-ત્યારે તો **दैवं अद्य नः प्रतिकूलं ईहते**-દૈવ આજ આપણને પ્રતિકૂલ વર્તે છે.

ઘરડેરા પણ કાંઇ બોલતા નથી—દિકરો રળવા પરદેશ જાય, અને તેની વહુ રોકકળ કરે. તેમાં બાપડાં ઘઈડીયાં શું જાણે ! તેઓ તો જાણે કે-'જેમ સૌના દિકરા રળવા જાય છે; તેમ મારો દિકરો પણ રળવા ગયો છે, તેમાં તેની વહુ નકામી રોકકળ કરે છે.' તે પ્રમાણે ઘરડેરા કંસ રાયનું આમંત્રણ સાંભળીને હરખાઇ ગયા હતા; તેમને ગોપિકાઓના વિયોગના દુઃખનું ભાન ક્યાંથી થાય ! અગ્નિને જે અડકે, તેનો હાથ દાઝે. બરફનો કકડો પકડે, તેના હાથ જકડાઇ જાય.

'ત્યારે આપણે રથ અટકાવીએ', એમ ગોપિકાઓ હવે વિચાર કરે છે—

**निवारयामः समुपेत्य माधवं, किं नोऽकरिष्यन्कुलवृद्धबान्धवाः ॥**
**मुकुन्दसङ्गान्निमिषार्धदुस्त्यजाद्-दैवेन विध्वंसितदीनचेतसाम् ॥२८॥**

અર્થ—આપણે સૌ એકઠી મળીને શ્રીકૃષ્ણને અટકાવીએ. અરધો ક્ષણ પણ દૂર ન રહી શકાય, એવા મુકુંદ ભગવાનનો વિયોગ કરાવીને, દૈવે જેમનાં દીન ચિત્તોને હણી નાંખ્યાં છે, એવી જે અમે-તેમને કુળના ઘરડેરા અને બાંધવો શું કરી નાંખશે ? [૨૮].

૨૮ વિવેચન—

ગજલ તાલ ૩.

વ્રજરાજ આજ પ્યારે, ગોકુલ રહો મોરારી;
રસ પ્રેમકા લગાકે, હમરી સુધી વિસારી—વ્રજરાજ૦
મૂરત તેરી કન્હાઇ, નૈનનમેં હૈ સમાઇ;
હમસેં સહા ન જાઇ, તુમરા વિયોગ ભારી—વ્રજરાજ૦
તેરે દરસકી પ્યાસી, બનબન ફીરૂં ઉદાસી;
ચરણોકી જાન દાસી, પ્રિય રંગકે વિહારી—વ્રજરાજ૦
બંસીકી ધૂન સુનાદે, ફિર રાસકો રચાદે;
મુખ ચંદકો દિખાદે, સુન બેનતી હમારી—વ્રજરાજ૦
ઘર-માલ-જાન સારી, તુઝપે સબી હૈ વારી;
બ્રહ્માનંદ મનમેં ધારી, મોહન છબી તુમારી—વ્રજરાજ૦

પદ.

હાંરે રથ ફેરો—ગોકુળ રથવાળા ! (૨)
તમે નંદ યશોદાના લાલા રે—રથ ફેરો૦
ગંગા તલપે યમુનારે તલપે (૨), તલપે છે નદીયોને નાળાંરે—રથ ફેરો૦

---

૨૮ પદચ્છેદ—**समुपेत्य**-આપણે એકઠી થઇને. **माधवं निवारयामः**-શ્રીકૃષ્ણને અટકાવીએ. **[निमिषस्य अर्धं निमिषार्धं.] निमिषार्धदुरस्त्यजात् मुकुंदसंगात्**-અરધો ક્ષણ પણ દૂર રહી ન શકાય એવા મુકુંદ ભગવાનનો વિયોગ આપીને. **दैवेन विध्वंसितानि दीनचेतांसि यासां ताः तासां इति नः**-દૈવે જેમનાં દીન ચિત્તોને હણી નાંખ્યાં છે એવી જે અમો તેમને **किं अकरिष्यन्**-કુળના ઘરડેરાં અને બાંધવો શું કરી નાંખશે !

ગાયો તલપે વાછરૂ તલપે, (૨) તલપે છે ગોપ બીચારારે—રથ ફેરો૦
ચંદ્રમા તલપે સૂરજ તલપે, (૨) તલપે છે નવલખ તારારે—રથ ફેરો૦
વલ્લભ વિના ગોપીઓ તલપે, (૨) તલપે છે પ્રાણુ હમારારે—રથ ફેરો૦

મુકુંદના વિયોગથી ગોપિકાઓ હણાઈ ગઈ. ધનના વિયોગથી, ધંધાના વિયોગથી, નફાના વિયોગથી, વિષયોના વિયોગથી, અને સંબંધીઓના વિયોગથી, તમે ઘણીવાર હણાઈ જાઓ છો. એટલે તલપાપડ થઈ જાઓ છો; પણુ ગર્ભવાસમાં કોલ કરાર કર્યા પછી, જેમને હજી મળી શક્યા નથી; જેમને હજી સ્વપ્નામાં પણુ જોઈ શક્યા નથી; તેમને માટે કદિ તલપાપડ થાઓ છો ? ખરા દિલથી તેમની કદિ માળી પણુ માગો છો ? દેરે દેરે દર્શન કરતા હશો, પણુ-'લે દેવ ચોખા, ને મેલ મારો છેડો', દોડાદોડ. કોઈ ઠેકાણે ઠરીને, પ્રાણુ-જીવનની સાથે પ્રાણુ મીલાવો છો ? સંતો અને શાસ્ત્રો પોકાર કરીને કહે છે કે—

રાગ—ગજલ તાલ ૩.

ગાફિલ તું શોચ મનમેં, હરિનામ ક્યોં વિસારા;
સુનતા નહીં બજે હૈ, સિર કાલકા નગારા—ગાફિલ૦ ટેક૦
જોબન ભરી હૈ નારી, દિલકો લગે પિયારી;
જબ મૌતકી તૈયારી, તુઝસે કરે કિનારા—ગાફિલ૦
ઘર માલ ધન ખજાના, સંગમે કોઈ ન જાના;
ક્યોં દેખકે લુભાના, સબ ઝૂઠ હૈ પસારા—ગાફિલ૦
સુંદર હૈ દેહ તેરી, હોવે ભસમકી ઢેરી;
પલકી લગે ન દેરી, વિરથા કરે વિચારા—ગાફિલ૦
માયાકે જાલમાંહિ, મૂરખ રહા ફસાઈ;
બ્રહ્માનંદ મોક્ષ પાઈ, હરિ ચરણુકો સહારા—ગાફિલ૦

હવે ગોપિકાઓ કહે છે કે-શ્રીકૃષ્ણુ વિના અમે કેવી રીતે રહી શકીએ ?—

**यस्यानुरागललितस्मितवल्गुमन्त्र-लीलाऽवलोकपरिरम्भणरासगोष्ठ्याम् ॥**
**नीताः स्म नः क्षणमिव क्षणदा विना तं,**
**गोप्यः कथं न्वतितरेम तमो दुरन्तम् ॥ २९ ॥**
**योऽह्नःक्षये व्रजमनन्तसखः परीतो, गोपैर्विशन्खुररजश्छुरितालकस्रक् ॥**
**वेणुं क्वणन्स्मितकटाक्षनिरीक्षणेन, चित्तं क्षिणोत्यमुमृते नु कथं भवेम ॥ ३० ॥**

---

૨૯ પદચ્છેદ—**हे गोप्यः**-હે ગોપિઓ ! **तस्य अनुरागेण ललितं यत् स्मितं च वल्गुमंत्रश्च** (સુંદર વિચાર) **लीलासहितं अवलोकश्च परिरंभणं** (આલિંગન) **च यस्यां सा इति रासगोष्ठी तस्यां**-જેનું સ્નેહ ભરેલી રીતે મંદ મંદ હાસ્ય, સુંદર વિચાર, લીલા-પૂર્વક દર્શન, અને આલિંગન મળ્યું હતું, તે રાસક્રીડામાં **क्षणदाः**-રાત્રીઓ. આરામને માટે સમય આપનારી. **क्षणं इव नः नीताः स्म**-આપણે ક્ષણની માફક પસાર કરી હતી. **तं विना**-તે શ્રીકૃષ્ણુ વિના. **दुरंतम् तमः**-અપાર દુઃખને. **कथं नु अतितरेम**-આપણે કેવી રીતે તરી શકીએ ?

૩૦ પદચ્છેદ—**यः अह्नःक्षये**-જે સાયંકાળે. **अनंतः सखा यस्य सः अनंतसखः**-

**અર્થ**—હે ગોપીઓ ! રાસક્રીડાના પ્રસંગમાં, જે ભગવાનનું સ્નેહ ભરેલી રીતે સુંદર મંદહાસ્ય, સુંદર વિચાર, લીલાપૂર્વક દર્શન, અને આલિંગન મળવાથી, ઘણી રાત્રીઓ આપણને ક્ષણ સમાન લાગી હતી; તે ભગવાન વિના, વિરહના અપાર દુઃખને, આપણે કેવી રીતે તરી શકીએ ? [૨૯] સાયંકાળે વેણુ વગાડતા, બળભદ્ર સહીત, અને ગોવાળીયાઓથી વિંટાએલા, અને જેમના કેશ અને માળાઓ ગાયોની ખરીઓની રજથી ભરાઇ રહેલાં હોય છે, એવા ભગવાન્ વ્રજમાં પધારતાં, મંદહાસ્યપૂર્વક કટાક્ષના જોવાથી, જેઓ આપણા ચિત્તને હરિ લેછે, તે શ્રીકૃષ્ણ વિના, આપણે કેવી રીતે રહી શકીએ ? જીવી શકીએ ? [૩૦].

૨૯—૩૦ વિવેચન—

શ્રીકૃષ્ણ તે કયા ?—રાસમાં સાથે નાચ્યા તે. સાયંકાળે સખાઓ સાથે વ્રજમાં પાછા આવીને, અમારી આંખોને ઠારે તે. આવા શ્રીકૃષ્ણને ગોપિકાઓ શા ઠપકા દેછે ? સાંભળો—

રાગ—રેખતા. તાલ—દાદરા.

વ્રજરાજ તેરે કાજ ગઇ, લાજ હમારી;
બંસીકી સુની નાદ, જો અવાજ પિયારી—વ્રજરાજ૦ ટેક૦
સંગમેં હે ગ્વાલ બાલ, નંદલાલ સાંવરો;
જુમનાકે આસપાસ રચી, રાસ બિહારી—વ્રજરાજ૦
સિર મોરમુકટ ધાર, ગલે હાર પહનકે;
કરતે હે નાચરંગ, સખા સંગ મુરારી—વ્રજરાજ૦
દે દે કે મધુરતાન, કરે ગાન મનોહર;
સુનકે ચલિ વ્રજનાર, સદન કાજ બિસારી—વ્રજરાજ૦
હરિકા મુખારવિંદ દેખ, ચંદકી છબી;
બ્રહ્માનંદ મન આનંદ, ભઇ ગોપકુમારી—વ્રજરાજ૦

**वेणुं क्वणन्**—બંસી કેવી ?—

**પદ.**

રાગ—ઝંઝોટી ઠુમરી તાલ ૩.

સુહાવે સખિ મોહનકી મોહે બેન—ટેક૦
યમુનાતટ પર, બન કુંજનમેં, શામ ચરાવે ધેન—સુહાવે૦
જબસેં બંસિયા, શ્રવણ સુની મૈં, કલ ન પડત દિન રૈન—સુહાવે૦
કિસવિધ હરિ કે, દર્શન પાવું, સફલ કરૂં નિજ નૈન—સુહાવે૦
બ્રહ્માનંદ ચરણકી દાસી, સંતનકે સુખ દેન—સુહાવે૦

---

બલભદ્ર સહિત. **गोपैः परीतः**-ગોપોથી વિંટાએલા. **खुररजोभिः छुरिताः अलकाः स्रजश्च यस्य सः खुररजश्छुरितालकस्रक्**-જેમના કેશ અને માળાઓ ગાયોની ખરીઓની રજથી ભરાઇ રહેલી હોય છે તે. **वेणुं क्वणन्**-વેણુ વગાડતા. **व्रजम् विशन्**-વ્રજમાં પેસતાં **स्मितेन कटाक्षनिरीक्षणं तेन**-મંદહાસ્યપૂર્વક કટાક્ષના જોવાથી. **चित्तं क्षिणोति**-ચિત્તને હરિ લેછે. **अमुम् ऋते**-આ કૃષ્ણ વિના. **कथं न भवेम**-અમે કેવી રીતે રહી શકીએ ? જીવી શકીએ ?

**दुरंतं तमः कथं अतितरेम**—તમારો વિયોગ અમે કેવી રીતે સહન કરી શકીએ ? એટલે-આ અપાર દુઃખ અમે કેવી રીતે સહન કરી શકીએ ? જ્યાં ભયંકર ચોર. બારવટીયાનો ભય હોય; ત્યાં તેમને પહોંચી વળે, એવો રખવાળ સાથે હોય, તો ભય ન રહે. એવો રખેયાળ તે કોણ ?—

રેખતા—તાલ દાદરા.

અયે વિશ્વપતિ નાથ પકડ, હાથ હમારા;
શરણમેં પડા આન, તેરો જાન સહારા— અયે૦ ટેક૦
કાલકી નદીયાં, જો મોહનીરસેં ભરી;
મદ કામ ક્રોધ લોભ, બસેં ગ્રાહ અપારા— અયે૦
સબ દેવ દનુજ મનુજ જીવ, જાત હૈં બહે;
તેરી દયા વિના ન મિલે, પાર કિનારા— અયે૦
ક્ષણભંગ હૈ શરીર, મર્ત્ય લોકમાં સહી;
માયાકે જાલમેં ફસા હૈ, જીવ બિચારા— અયે૦
તુમને રચી હૈ વિશ્વ, તુંહી પાલના કરે;
બ્રહ્માનંદ તેરે નામ બિના, ઝૂઠ પસારા— અયે૦

ગોપિકાઓની દાદ કોઇએ સાંભળી નહીં. ગોપિકાઓ રડી પડી—

**श्रीशुक उवाच ॥**

**एवं ब्रुवाणा विरहातुरा भृशं, व्रजस्त्रियः कृष्णविषक्तमानसाः ॥**
**विसृज्य लज्जां रुरुदुः स्म सुस्वरं, गोविन्द दामोदर माधवेति ॥३१॥**

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-" આ પ્રમાણે બોલતી, વિરહથી ઘણીજ આતુર બનેલી, અને જેમનાં ચિત્ત શ્રીકૃષ્ણમાં લાગી રહ્યાં હતાં, એવી તે વ્રજાંગનાઓ, લાજ મૂકી દઈને, 'હે ગોવિંદ! હે દામોદર!' એમ ઉંચા સ્વરથી રોવા લાગી. [૩૧]

૩૧ વિવેચન—

કસુરી તાલ ૩.

તુમ આજ ચલે મોહન મથુરા,
ગોકુલ કબ આવોગે ?— ટેક૦
મોરમુકુટ પિતાંબરમાલા, ગલ પહેરાવોગે;
જુમના તટપર ગ્વાલન કે સંગ, ધેનુ ચરાવોગે ?— તુમ૦

---

૩૧ પદચ્છેદ—**एवं ब्रुवाणाः**-આ પ્રમાણે બોલતી. **भृशं विरहातुराः**-વિરહથી ઘણીજ આતુર બનેલી. **कृष्णे विषक्तं** (આસક્ત) **मानसं यासां ताः इति व्रजस्त्रियः**-જેઓનાં મન શ્રીકૃષ્ણમાં લાગી રહ્યાં હતાં એવી વ્રજાંગનાઓ. **लज्जां विसृज्य**-લાજ મૂકી દઇને-**हे गोविंद! हे दामोदर। इति सुस्वरं** (ઉંચા સ્વરથી) **रुरुदुः स्म**-હે ગોવિંદ! હે દામોદર! એમ ઉંચા સ્વરથી રોવા લાગી.

મીઠી ધૂનસેં શ્યામ મનોહર, બેન બજાવોગે;
વૃંદાવનકી કુંજ ગલનમેં, રાસ રચાવોગે— તુમ૦
છીન છીન સખિયનસેં દધિમાખન, કબ અબ ખાવોગે;
રાધા પ્યારી શોચ કરે મન, ફિર મિલ જાવોગે— તુમ૦
અખિયાં તરસ રહી દર્શનકો, કબ દિખલાવોગે;
બ્રહ્માનંદ હમારે મનકી, આશ પુરાવોગે— તુમ૦

ગોપીકાઓ રોતી રોતી શું કહે છે?—

**શહેરીપરોણાને પ્રશ્નો—**

**પદ**—એવા શા વાંક, રાજ! માયા ઉતારી?
દહાડી દહાડી સ્મરણોની સુરતા જગાડી,
જાશો શું માયા લગાડી! પરોણા!
શાથી તમ દિલડાં ઉઠયાં—હો શહેરી?— એવા શા૦
ઘેરા ઘેરા ઘંટીના નાદે સુતેલા,
કુકડો જગાડે વ્હેલા વ્હેલા, પરોણા!
તેથી શું દિલડાં ઉઠયાં હો શહેરી? એવા શા૦
પાણી પ્રકાશ અન્ન વાયુ, અણમોટયાં,
ગામડાનાં શું ન ગોઠયાં, પરોણા!
શાથી તમ દિલડાં ઉઠયાં હો શહેરી? એવા શા૦
રાંધણીએ ઘી ભર્યાં ઘેબર ન રૂચ્યાં?
પનિહારીનાં બેલડાં શું ખૂંચ્યાં, પરોણા! શાથી તમ૦ એવા શા૦
ધીંગલિયાં ઢોર મારે આંગણે ઉભાં;
રહો તો દઉં દૂધ ઉનાં ઉનાં, પરોણા! શાથી તમ૦ એવા શા૦
માખણ ઘી તાજાં, ને છાશ મીઠાં મ્હેડા;
આરોગી ઠારોને હૈડાં, પરોણા! શાથી તમ૦ એવા શા૦
શેરીએ શેરીએ ગોપકુળલીલા;
કુંજે કલ્લોલે કોકિલા, પરોણા! શાથી તમ૦ એવા શા૦
મહેમાની મનમાની કીધિ-ના કીધી;
મથુરાની વાટ શીદ લીધી, પરોણા?
ગોઠે તો ગામડે આવજો શહેરી.
અમારી આશડી પૂરજો હો લહેરી. શાથી૦ એવા૦
(કેશવ હ. શે.)

હવે અક્રૂરજી રથ હાંકે છે, અને તેની પાછળ બીજાં ગાડાં પણ ચાલે છે.

**स्त्रीणामेवं रुदन्तीना-मुदिते सवितर्यथ ॥**
**अक्रूरश्चोदयामास, कृतमैत्रादिको रथम् ॥ ३२ ॥**

૩૨ પદચ્છેદ—अथ-પછી. सवितरि उदिते-સૂર્યોદય થતાં. मित्रः (સૂર્ય) દેવતા અસ્ય इति मैत्रं-સંધ્યા. मैत्रं आदि यस्मिन् तत् इति मैत्रादिकं कृतं मैत्रादिकं

गोपास्तमन्वसज्जन्त, नन्दाद्याः शकटैस्ततः ॥
आदायोपायनं भूरि-कुभान् गोरससंभृतान् ॥ ३३ ॥

અર્થ—પછી સૂર્ય ઉદય થતાં, સંધ્યાદિ ક્રિયાઓ જેમણે કરી લીધી હતી એવા અક્રૂરજીએ, આ સ્ત્રિયો રોતી હતી તોપણ, એટલે આ સ્રીઓને જરા પણ આશ્વાસના કર્યા વિના-રથ હાંકયો. [૩૨].

અર્થ—નંદાદિ ગોપો પણ, ભેટો અને ગોરસથી ભરેલા ઘણા ઘડાઓને ગાડાંમાં ભરીને, તેમની પાછળ પાછળ ચાલ્યા. [૩૩].

૩૨-૩૩ વિવેચન—

રાધાજીની પ્રાર્થના. પદ.

ગોકુળ વહેલા પધારજોરે, મથુરા જાઓ તો મારા સમ હો લાલ—ગોકુળ૦
રથ જોડીને અક્રૂર આવીયારે; (૨) એ તો મને દુઃખડાના દેનાર હો લાલ—ગોકુળ૦
આગળ રાધાજી ઉભાં રહ્યાંરે; (૨) મારા હ્રદયાપર રથ ખેડો હો લાલ—ગોકુળ૦
એ જાય એ જાય રથ મારા નાથનોરે; (૨) માંહે બેઠા-હળધર વીર હો લાલ—ગોકળ૦
મહેતા નરસીના સ્વામી શામળારે; (૨) વ્હાલા તમે મુકોને મનના આમળા હો લાલ-ગો૦

જેમ જળમાં મીઠાની પૂતળી ગળી જાય; તેમ ગોપિકાઓના પ્રેમમાં અક્રૂરજી ગળી ગયા. તેમને સમજાવી શકયા નહીં. તેમને રડતી મૂકીને રથ હાંકયો.

પાછળ દોડતી ગોપિકાઓને ભગવાન્ કાંઈક રાજી કરે છે, તે સાંભળો—

गोप्यश्चदयितं कृष्ण-मनुव्रज्यानुरञ्जिताः ॥
प्रत्यादेशं भगवतः, काङ्क्षन्त्यश्चावतस्थिरे ॥३४॥

तास्तथा तप्यतीर्वीक्ष्य, स्वप्रस्थाने यदूत्तमः ॥
सान्त्वयामास सप्रेमै-रायास्य इति दौत्यकैः ॥३५॥

---

येन सः कृतमैत्रादिकः-જેણે સંધ્યાદિ ક્રિયાઓ કરી લીધી હતી એવા. अक्रूरः-અક્રૂરજીએ. एवं रुदंतीनां स्त्रीणां-આ સ્ત્રિયો રોતી હતી તો પણ. रथं नोदयामास-રથ હાંકયો.

૩૩ પદચ્છેદ—नंदाद्याः गोपाः-નંદાદિ ગોપો પણ. उपायनं-ભેટ અને गोरसैः संभृताः तान्-ગોરસથી ભરેલા. इति भूरयश्चते कुंभाः तान भूरिकुंभान्-ઘણા ઘડાઓને. शकटैः आदाय-ગાડાંઓમાં ભરીને तम् अन्वसज्जंत-તેમની પાછળ પાછળ ચાલ્યા.

૩૪ પદચ્છેદ—गोप्यः-ગોપીઓ. दयितं कृष्णं अनुव्रज्य-પોતાના પ્યારા શ્રીકૃષ્ણની પાછળ પાછળ જતી. अनुरंजिताः-શ્રીકૃષ્ણે પાછું વાળી જોવા આદિથી તેમને રાજી કરેલી. च-તેથી भगवतः प्रत्यादेशं कांक्षंत्यः-શ્રીકૃષ્ણનો પ્રત્યુત્તર મળવાની આશા રાખતી. अवतस्थिरे-ઉભી રહી.

૩૫ પદચ્છેદ—स्वप्रस्थाने-પોતાના પ્રયાણસમયમાં. ताः तथा तप्यतीः वीक्ष्य-તેમને તે પ્રમાણે સંતાપ કરતી દેખીને. यदूत्तमः-શ્રીકૃષ્ણ. आयास्य-હું આવીશ. इति-

અર્થ—ગોપિકાઓ પોતાના પ્યારા શ્રીકૃષ્ણની પાછળ પાછળ જતી હતી; તે વખતે શ્રીકૃષ્ણે પાછું વાળીને જોવા આદિથી, તેમને રાજી કરેલી હોવાથી, શ્રીકૃષ્ણનો પ્રત્યુત્તર મળવાની આશા રાખીને, તેઓ ઉભી રહી. [૩૪] પોતાના પ્રયાણ સમયમાં, ગોપીકાઓને આ પ્રમાણે સંતાપ કરતી દેખીને, **'હું આવીશ'** એ પ્રમાણે દૂત સાથે સ્નેહ ભરેલાં વચનો કહેવરાવીને, શ્રીકૃષ્ણે તેમને શાંત કરી. [૩૫]

૩૪-૩૫ વિવેચન—

અનુદિતાઃ—તરસ્યાને ટીપું, એમ વિરહથી તપેલાની સામું જરા જોવું તે. સમજાવનારાઓને પણ, જે સમજાવે; તે ગોપિકાઓને સમજાવી દે, તેમાં શી નવાઈ! બ્રાહ્મણને દક્ષણામાં સમજાવી દે; [ એટલે-રાજી કરી નાંખે. ] વિદ્વાનને માનમાં સમજાવી દે; સાધુ સન્યાસીને મઠ મકાનની મમતામાં સમજાવી દે; લોભીને ધનમાં સમજાવી દે; કામીને સ્રીમાં સમજાવી દે; બાળકને રમકડામાં સમજાવી દે; વૃદ્ધોને નાતજાતની પટલાઈમાં સમજાવી દે. અને પતિને સ્રીમાં સમજાવી દે. ગુગળીઓને સોનામાં રાજી કર્યા, તે પણ આમજ. મંદિરોના પુજારીઓને પ્રસાદમાં રાજી કર્યા, તે પણ આમજ. હુશીયાર હોય, તોજ આ ગુંચવણમાંથી શ્રીહરિને હાથ કરે. નહીં તો આ ગુંચવણમાં ગોથાં ખાય. આવા સમજાવવામાં કુશળ શ્રીકૃષ્ણે, ગોપીકાઓને 'આવીશ' એમ કહીને સમજાવી દીધી. ક્યારે આવીશ તે વાત જણાવી નહીં.

ત્યારે આ રામ અને કૃષ્ણ નંદાદિને ક્યારે પાછા મળ્યા, તે પણ કહી દઉં—

બલરામ કયારે વ્રજમાં આવ્યા ?-શ્રીકૃષ્ણે બાણાસુરના હાથ કાપ્યા [અ. ૬૩], અને નૃગરાજાનો ઉદ્ધાર કર્યો. [અ. ૬૪]. તે પછી ૬૫ માં અધ્યાયમાં શ્રીશુકદેવજી કહે છે કે-'બલભદ્રજી નંદાદિને મેળવવા માટે ગોકુળમાં આવ્યા.'

શ્રીકૃષ્ણ ગોપિકાઓને કયારે મળ્યા ?-દિકરાને ઘેર દિકરા થયા, તોપણ શ્રીકૃષ્ણ ગોકુળમાં આવવા નવરા પડયા નહીં. દ્વારકાથી હસ્તિનાપુર, અને હસ્તિનાપુરથી દ્વારકા, એમ ઘણીવાર કૃષ્ણ આવ્યા અને ગયા, પણ ગોકુળ ગયા નહીં. કૌરવોનો નાશ કર્યા પછી, કુરૂક્ષેત્રમાં સૂર્ય ગ્રહણ કરવા માટે [અ. ૮૨], શ્રીકૃષ્ણાદિ યાદવો આવ્યા હતા. તે વખતે નંદાદિ ગોપો ત્યાં પધાર્યા હતા. તે વખતે શ્રીકૃષ્ણ નંદાદિને મળ્યા પછી—

**गोप्यश्च कृष्णमुपलभ्य चिरादभीष्टं, यत्प्रेक्षणे दृशिषु पक्ष्मकृतं शपंति ।**
**दृग्भिर्हृदीकृतमलं परिरभ्य सर्वास्, तद्भावमापुरपि नित्ययुजां दुरापम् ॥३९॥**

શ્રીશુકદેવજી કહે છે કે-' જેને જોવામાં નેત્રની પાંપણો આડી આવતાં, તે પાંપણોને કરનારા વિધાતાને પોતે ગાળો દેતી હતી; તે પ્યારા શ્રીકૃષ્ણ ઘણે કાળે જોવામાં આવતાં,

---

એ પ્રમાણે દૂતસ્ય इमानि इति दौत्यकानि तैः-दौत्यकैः इति सप्रेमैः-દૂત સાથે પ્રેમ ભરેલાં વચનોથી કહેવરાવીને. [ सप्रेमैः ને બદલે सप्रेमभिः શબ્દ જોઈએ કારણકે प्रेमन् શબ્દ છે. ] संत्वयामास-શાંત કરી.

નેત્રરૂપી દ્વારથી, તેમને હૃદયમાં પેસાડી, આલિંગન કરીને, સઘળી ગોપીઓ, સમાધિમાં નિષ્ઠા રાખનારાઓને પણ ન મળે, એવા તદ્રૂપપણાને પામી ગઈ.' (૩૯)

પછી શ્રીકૃષ્ણ આ સ્ત્રિયોને એકાંતમાં મળ્યા; અને અત્યાર સુધી ન મળવાનું કારણ તેમને બતાવ્યું, વિગેરે. તે વખતે છૂટાં પડતાં ગોપિકાઓ શું માગ્યું તે યાદ છે? (ભાગવત ઘણીવાર વાંચો છો, અને સાંભળો છો, પણ વેઠીયા વેઠ કરો છો.) બોલો કોઇને યાદ છે? બસ-કોઈ નહીં? કોઇ બ્હેનોને યાદ છે? અરે ત્યાં પણ પોગળ. ત્યારે સાંભળો—

**आहुश्च ते नलिनाभ पदारविंदं, योगेश्वरैर्हृदि विचिंत्यमगाधबोधैः ।**
**संसारकूपपतितोत्तरणावलंबं, गेहं जुषामपि मनस्युदियात् सदा नः ॥४८॥**

ગોપિકાઓએ પ્રાર્થના કરી કે—હે પદ્મનાભ! અગાધ બોધવાળા યોગેશ્વરોએ હૃદયમાં ચિંતવન કરવા યોગ્ય, અને સંસારરૂપી કુવામાં પડેલાઓને અવલંબનરૂપ, તમારૂં ચરણારવિંદ, અમે ઘરને સેવીએ તોપણ, અમારા મનમાં સદા પ્રગટ રહેજો. [૪૮]

હવે (મૂળ વિષયમાં) શ્રીકૃષ્ણ વિદાય થાય છે, અને ગોપિકાઓ જોઈ રહે છે—

**यावदालक्ष्यते केतुर्-यावद्रेणू रथस्य च ॥**
**अनुप्रस्थापितात्मानो, लेख्यानीवोपलक्षिताः ॥३६॥**

**ता निराशा निववृतुर्-गोविन्दविनिवर्तने ॥**
**विशोका अह्नी निन्युर्-गायन्त्यः प्रियचेष्टितम् ॥३७॥**

અર્થ—જ્યાંસુધી રથની ધજા, અને રથની ધૂળ જોવામાં આવી, ત્યાં સુધી જેઓએ પોતાનાં ચિત્ત ભગવાનની સાથે મોકલ્યાં હતાં એવી ગોપીકાઓ, ચિત્રેલી પૂતળીની માફક સ્થિર થઈ ગઇ. (૩૬)

અર્થ—શ્રીકૃષ્ણના પાછા ફરવાની બાબતમાં, નિરાશ થએલી તે ગોપીઓ, (માંડમાંડ) પાછી વળી. પછી પ્રિય શ્રીકૃષ્ણની લીલાઓ ગાતી, અને તે દ્વારા શોકરહિત થતી—એટલે—તે દ્વારા ચિત્તને કાંઇક શાંતિ આપીને, તે સ્ત્રિયો રાતદિવસ પસાર કરવા લાગી. (૩૭)

---

૩૬ પદચ્છેદ—**यावत् केतुः आलक्ष्यते**—જ્યાં સુધી રથની ધજા જોવામાં આવી. **च यावत् रेणुः**—અને જ્યાં સુધી રથની રજ જોવામાં આવી. [ **रेणू** માં વિસર્ગનો **र्** ઉડી જઈને પૂર્વનો હ્રસ્વ સ્વર દીર્ઘ થયો છે. ] **अनुप्रस्थापिताः आत्मानः** (ચિત્ત) **याभिः ताः**—જેમણે પોતાનાં ચિત્ત ભગવાનની સાથેજ મોકલ્યાં હતાં એવી **लेख्यं**-ચિત્ર. **लेख्यानि इव उपलक्षिताः**—આળેખેલી પુતળીની માફક થઇ ગઈ.

૩૭ પદચ્છેદ—**गोविंदस्य विनिवर्तनं तस्मिन्**—શ્રીકૃષ્ણના પાછા ફરવાની બાબતમાં **निराशाः**—નિરાશ થએલી. **ताः निववृतुः**—તે ગોપીઓ પાછી વળી. **प्रियस्य चेष्टितं तत् गायंत्यः**—પ્રિય શ્રીકૃષ્ણની લીલાઓ ગાતી. અને તેથી **विशोकाः**—શોકરહિત થએલી. **अह्नि निन्युः**—રાતદિવસ કાઢવા લાગી. (**अहनि**માં **ह्** ખોડો જોઇએ.)

૩૬-૩૭ વિવેચન—

ગોપિકાઓના નિસાસો— પદ.

લે ગયોરે-કૃષ્ણ પ્યારો-હમારો મન—(૨)
કૃષ્ણ કનૈયો, ગાયોકો ચરૈયો; ગોકુલકે રહૈયો—
માખનકે ખવૈયો—હાં લે ગયોરે૦
( પ્રેમથી થવા દો—થવા દો—)—હાં લે ગયોરે૦
સાખી—જો મેં એસો જાનતી, પ્રીત કરે દુઃખ હોય;
નગર ઢંઢેરો ફેરતી, પ્રીત્ત ન કીજે કોય—હાં લે ગયોરે૦
સાખી--મેરે તો તુમ એક હૈ, તુમરે ઓર અનેક;
સરોવર હંસા બહોત હૈ, હંસા સરોવર એક—હાં લે ગયોરે૦
સાખી—પરમ નાગરી રાધિકા, અતિ નાગર વ્રજચંદ;
હમ ભોલી વ્રજગોપિકા, બાંધી પ્રેમકે ફંદ—હાં લે ગયોરે૦
સાખી—બાંહ છુડાઈ જાત હે, નિરબલ જાનકે મોહી;
હિરદેમેંસે જાઓ તો, મરદ માનું મેં તોહી—હાં લે ગયોરે૦
સાખી—સબ ધરતી કાગજ કરૂં, લેખન સબ વનરાય;
સાત સિંધુ સાહી કરૂં, હરિગુણ લિખા ન જાય—હાં લે ગયોરે૦

[ થવા દો--થવા દો--એકલી તાળી. ]--હાં લે ગયોરે૦

ગોપીકાઓ તે કોણ--**प्रस्थापितात्मानः, लेख्यानि इव उपलक्षिताः** આ કઈ સ્થીતિ? ધીમે ધીમે રથ નજરથી દૂર થઈ ગયો; અને પછી ગોપીકાઓને ભાન આવ્યું ત્યારે ગોપિકાઓ બોલી--શું શ્રીકૃષ્ણ ગયા ?—

પદ.

બલિહારી રસીયા ! ગિરધારી ! સુંદિર સ્યામ !
હો તજી અમનેરે--મથુરાના વાસી ! આવા ન બનીયેજી.
વાંસલડી વાગી એવા, ભણકારા વાગેરે;
સોળસેં ગોપીઓમાં ગિરધારિ ! સુંદિર સ્યામ !—હો તજી૦
જુમનાનો કાંઠો વહાલા, ખાવાને ધાયરે;
અકળામણ દેછે મને ભારી, સુંદિર સ્યામ!--હો તજી૦
વૃંદાવન કેરી શોભા, શી હતી વાલમારે;
વ્રજવાટ લાગે હવે ખારી, સુંદિર સ્યામ!—હો તજી૦
ટચલી આંગળીએ વ્હાલા! ગોવર્ધન તોળ્યો;
પ્રેમરસ ઢોળ્યો ગિરધારિ! સુંદિર સ્યામ !--હો તજી૦
બાઈ મીરાં કહે પ્રભુ ! ગિરધર નાગર વ્હાલા;
ચરણ કમળ બલિહારી! સુંદિર સ્યામ—હો તજી૦

જેમ દોર તૂટતાં, માળાના મણકા જુદા જુદા પડી જાય; તેમ શ્રીકૃષ્ણ જતાં, વૃંદાવનનો મેળો વિંખાઇ ગયો. જેવું વૃંદાવનમાં, એવુંજ આપણે ઘેર સમજવું. સાંભળો--

પદ. રાગ—બનજારા. તાલ ૩.

દો દિનકા જગમેં મેલા, સબ ચલાચલીકા ખેલા. દોન દિનકા૦ ટેક૦
કોઈ ચલા ગયા, કોઈ જાવે, કોઈ ગઠડી બાંધ સિધાવેજી;
કોઈ ખડા તિયાર અકેલા—સબ૦ દો દિનકા૦
કર પાપ કપટ છલ માયા, ધન લાખ કરોડ કમાયાજી; સંગે ચલે ન એક અધેલા—સબ૦
સુત નાર માત પિતુ ભાઇ, કોઈ અંત સહાયક નાંહીજી; ક્યું ભરે પાપકા ઠેલા—સબ૦
યહ નશ્વર સબ સંસારા, કર ભજન ઈશકા પ્યારાજી; બ્રહ્માનંદ કહે સુન ચેલા—સબ૦

અત્યારે હરોફરો છો, ખાઓ પીઓ છો; પણ ઘડી પછી શું થશે, તેની ખબર નથી. ગોપિકાઓને ખબર નહોતી કે—'આજે શ્રીકૃષ્ણ છેલ્લા ગાયો ચરાવા જાય છે; ગાયોને ખબર નહોતી કે, 'આજે પ્રભુનાં છેલ્લાં દર્શન છે.' યશોદાજીને ખબર નહોતી કે આજે લાલાને છેલ્લું જમણ છે.' ગ્વાલબાલને ખબર નહોતી કે—'આજે શ્રીકૃષ્ણ સાથે છેલ્લી રમત છે.' શ્રીકૃષ્ણના પ્રયાણના સમાચાર સાંભળી સૌ ચમક્યા. ધનુર્યાગનાં દર્શન અને મથુરાની શોભા જોવાનું બ્હાનુ, તેમાં નંદાદિ પુરૂષવર્ગ, અને બાળગોવાળો લોભાયા—છેતરાયા. યશોદાજીને અને ગોપિકાઓને 'હાં આવીશ' એમ કહીને શ્રીકૃષ્ણે છેતરી. તાત્પર્ય—સૌ ઠગાયાં. અત્યારે આપણે સૌ સાધનસંપન્ન છઇએ, છતાં એક દિવસ ઠગાવાનાં છઈએ. ક્યારે આ ઘરમાંથી ચાલી નીકળશું; તેની ખબર નથી. ક્યારે સગાંઓનો સંબંધ તોડી નાંખશું, તેની ખબર નથી; છતાં 'હું અને મારૂં'-કેમ મટતું નથી ? તેનો કદિ વિચાર કરતા નથી. ખટ્વાંગે બે ઘડીમાં સુધારી લીધું; પરીક્ષિતે સાત દિવસમાં સુધારી લીધું. પણ સાત વરસ, અગર સાત જન્મારા સુધી આપણું સુધરે એમ નથી. કારણ ?—ગરજ નથી—પરવા નથી. 'હું બધું જાણું છઉં,' એમ કહીને ક્રિયાહીણ બની ગયા છઇએ. સાધુ બ્રાહ્મણને વાટીને પી ગયા છઈએ. શાસ્ત્રોને ફારસ સમજીએ છઇએ. વિચાર કરી જોજો. હજી બાજી હાથમાં છે—

પદ.

ચેતતો ચેતાવું તુંને રે—પામર પ્રાણી;
સજી ઘરબાર સારૂં, મિથ્યા કહેછે મારૂં મારૂં.
તેમાં નથી કાંઈ તારૂંરે—પામર પ્રાણી.
માખીઓએ મધ કીધું, ન ખાધું ન ખાવા દીધું;
લુંટનારે લુંટી લીધુંરે—પામર પ્રાણી૦
તારે હાથે વવરાશે, તેટલુંજ તારૂં થશે;
બાકીનું બીજાને જાશેરે—પામર પ્રાણી૦
શાહુકારીમાં સવાયો, લખોપતિમાં લખાયો;
કહેને સાચું શું કમાયો ?—રે—પામર પ્રાણી૦
ખુલ્લા મૂકી હાથ ખાલી, ચિતામાં સુવું છે ચાલી;
મૂક માથાકૂટ ઠાલીરે—પામર પ્રાણી૦
હાથમાંથી બાજી જશે, પછીથી પસ્તાવો થશે;
કશું ના કરી શકાશે—રે—પામર પ્રાણી૦

**હજી હાથમાં છે બાજી, કરી લે પ્રભુને રાજી;**
તારી મૂઠી થાશે તાજીરે—પામર પ્રાણી૦
નિસર્યો શરીરમાંથી, પછી તું માલેક નથી;
દલપતે કહ્યું કથીરે—પામર પ્રાણી૦

હવે વિષય બદલાય છે. ગોપિયોનો વિષય પૂરો થયો, અને મથુરાના રસ્તાનો વિષય શરૂ થાય છે—

**भगवानपि संप्राप्तो, रामाक्रूरयुतो नृप ॥**
**रथेन वायुवेगेन, कालिन्दीमघनाशिनीम् ॥ ३८ ॥**
**तत्रोपस्पृश्य पानीयं, पीत्वा मृष्टं मणिप्रभम् ॥**
**वृक्षखण्डमुपव्रज्य, सरामो रथमाविशत् ॥ ३९ ॥**
**अक्रूरस्तावुपामंत्र्य, निवेश्य च रथोपरि ॥**
**कालिन्द्या ह्रदमागत्य, स्नानं विधिवदाचरत् ॥४०॥**

અર્થ—બલભદ્ર અને અક્રૂરજી સાથે, શ્રીકૃષ્ણ પણ, વાયુ સરખા વેગવાળા રથથી, પાપનો નાશ કરનારી યમુનાજીને કાંઠે પહોંચ્યા. [૩૮]. યમુનાજીમાં મણિ જેવા ચળકતા નિર્મળ જળમાં સ્નાન કરીને, અને તે જળનું પાન પણ કરીને, વૃક્ષોના સમુહ પાસે આવીને, બલરામ સાથે શ્રીકૃષ્ણ રથમાં બેઠા. [૩૯]. અક્રૂરજીએ પણ તે બેઉને રથમાં બેસાડીને, અને તેમની રજા લઈને, યમુનાજીના ધરામાં આવીને, વિધિ પ્રમાણે સ્નાન કર્યું. [૪૦].

૩૮ થી ૪૦ વિવેચન—

યમુના કેવી ?—પાપનો નાશ કરનારી. જ્યાં શ્રીકૃષ્ણ ઉછર્યા. જેનાં જળ શ્રીકૃષ્ણે ખોબલે પીધાં, અને પાયાં. [રસ્તામાં નિર્મળ નદી આવે, તો તેમાં અવસ્ય સ્નાન કરવું. સ્નાન ન બને, તો પાન તો જરૂર કરવું.]

શ્રીકૃષ્ણ અને બલરામને પ્રથમ સ્નાન કરાવીને, અક્રૂરજીએ જોખમી દાગીના ઠેકાણે-રથમાં-મૂકયા. પછી અક્રૂરજીએ વિધિ પ્રમાણે સ્નાન કર્યું.

---

૩૮ પદચ્છેદ—**हे नृप !**-હે રાજન્! **रामाक्रूराभ्यां युतः**-બલરામ અને અક્રૂરજીની સાથે **भगवान् अपि**-શ્રીકૃષ્ણ પણ. **वायुवेगेन रथेन**-વાયુ સરખા વેગવાળા રથથી. **अघनाशिनीम् कालिंदीम्**-પાપનો નાશ કરનારી યમુનાજીને કાંઠે **संप्राप्तः**-પહોંચ્યા.

૩૯ પદચ્છેદ—**तत्र**-યમુનાજીમાં **मणेः प्रभा इव प्रभा यस्य तत् मणिप्रभम्**-મણિ જેવું ચળકતું. **मृष्टं** નિર્મળ [ **मृज्** ધાતુ ઉપરથી] **पानीयं**-જળ. **उपस्पृश्य**-તેમાં સ્નાન કરીને. **पीत्वा**-પીઇને. **वृक्षखंडं उपव्रज्य**-વૃક્ષોના સમુહ પાસે આવીને. **सरामः रथं आविशत्**-બળભદ્ર સાથે રથમાં બેઠા.

૪૦ પદચ્છેદ—**अक्रूरः तौ रथस्य उपरि निवेश्य**-અક્રૂરે પણ બે બેઉને રથમાં બેસાડીને **उपामंत्र्य**-અને તેમની રજા લઇને. **कालिंद्याः ह्रदं आगत्य**-યમુનાજીના ધરામાં આવીને. **विधिवत् स्नानं आचरत्**-વિધિ પ્રમાણે સ્નાન કર્યું.

**वृक्षखंड**—વૃક્ષોનો સમુહ, વૃક્ષોની ઘટા. આ ઘટા નીચે રથ ઉભો રાખ્યો જણાય છે.

ઋષિઓને કેટલી અવકાશ હશે?—જ્યાં જોઇએ વિધિ ગોઠવી દીધી. પોતે પાળ્યું અને બીજાંઓને પાળવાની ભલામણ કરી. આ યુગમાં વિધિ રસોડામાં—ખાવાપીવામાં—અને મોજશોખમાં—રહી છે. રસોઇની વિધિમાં કાંઇક ખામી હોય; ખાટું ખારૂં તીખું બરાબર ન થયું હોય, તો જીવ કકળી ઉઠે. પહેરવા ઓઢવાની વિધિમાં પણ જરા વાંધો પડે, તો જીવને ગોઠતું નથી. માથાના વાળ કતરાવવાની વિધિમાં જરા વાંધો પડે, તો જીવ કકળી ઉઠે. બાકી ધર્મની દરેક વિધિમાં, જેમ હોય તેમ, જીવ **ઉદાર દિલથી** ચલાવી લે. પરણેતરમાં અને શ્રાદ્ધમાં પણ, જે ગોર પાંચ મીનીટમાં પતાવે, તે ડાહ્યો; અને વિધિ પ્રમાણે મોડું કરે, તે મૂરખ. યાદ રાખવું ઘટે છે કે—વિધિ વિનાની ખીચડી પણ ખોટી. ત્યારે વિધિ વિનાની ધર્મક્રિયા કેમ શોભે?

આપણને ધાર્મિક વિધિમાંથી પાછા કોણે પાડયા?—શુષ્ક વેદાંતે, શુષ્ક ભક્તિએ, પરમ હંસ દિક્ષાના પડદામાં રમતા સ્વચ્છંદી સાધુઓએ, અને ધર્મક્રિયાની સાથે જોડેલા લૌકિક (જમાડવા જુઠાડવાના) મોટા વ્યવહારે, આપણને ધાર્મિક વિધિઓથી વિમુખ કર્યા છે. I જનક અને યાજ્ઞવલ્કય જેવા વેદાંતિઓ પણ, પોતાના નિત્યમાં સાવધાન હતા; ત્યારે વેદાંતના એક બે ગ્રન્થ, જેવા તેવા સાંભળીને, અગર ભણીને, ગાંડું થએલું ગધેડું, સંધ્યા-વંદનાદિને પાછલા પગની લાતો મારે છે. II અમરિશ જેવા મહાન્ ભક્તો, પોતાની ધાર્મિક ક્રિયાઓમાં સાવધાન હતા; ત્યારે એ પાંચ પચીશ ભજન ગોખીને ભજન કરતા ભક્તો, એકાદશી જેવા વ્રતને પણ ઠોકર મારે છે. સંધ્યાવંદનાદિ પણ કરતા નથી. 'ભક્તિમાર્ગમાં કાંઇ કરવાનું હોય નહીં,' એમ કહીને પોતાનો બચાવ કરે છે. 'રામ—રામ' મેં સબ આ ગયા એમ કહીને ભક્તિનો દંભ કરે છે. III મુંડીઆ સાધુઓ પણ કાંઇ પાળતા નથી. વિધિથી વિમુખ રહે છે અને આપણને વિમુખ રાખે છે. IV ધર્મ અને વ્યવહાર—એ વિરોધી વિષયો છે. તે બેઉને જુદે જુદે સમયે રાખવાથીજ, ધર્મક્રિયા શાંતિથી થઇ શકે. વ્યવહાર એટલે પ્રપંચ; અને ધર્મ એટલે શાંતિ.

હવે શ્રીકૃષ્ણ અક્રૂરજીને ચમત્કાર બતાવીને, પોતાનું પ્રભુત્વ વિદીત કરે છે—

**निमज्ज्य तस्मिन्सलिले, जपन्ब्रह्म सनातनम् ॥**
**तावेव ददृशेऽक्रूरो, रामकृष्णौ समन्वितौ ॥४१॥**
**तौ रथस्थौ कथमिह, सुतावानकदुन्दुभेः ॥**
**तर्हि स्वित्स्यन्दने न स्त, इत्युन्मज्ज्य व्यचष्ट सः ॥४२॥** અપૂર્ણ.

---

૪૧ પદચ્છેદ—**तस्मिन् सलिले निमज्ज्य**—તે જળમાં ડુબકી મારીને. **सनातनम् ब्रह्म जपन्**—ગાયત્રીનો જપ કરતા. **अक्रूरः**—અક્રૂરજીએ. **तौ समन्वितौ रामकृष्णौ एव**—સાથે બેઠા હતા તેજ બલરામ અને શ્રીકૃષ્ણને **ददृशे**—જળમાં દીઠા.

૪૨ પદચ્છેદ—**आनकदुंदुभेः तौ रथस्थौ सुतौ**—વસુદેવના તે બે પુત્રો કે જેઓ રથમાં બેઠા હતા તે. **कथं इह**—અહીં જળમાંકયાંથી? **तर्हि**—ત્યારે. **स्वित्**—વિતર્ક અર્થે. **स्यंदने न स्तः**—તેઓ રથમાં ન હોવા જોઇએ. **इति**—એમ વિચારીને. **उन्मज्ज्य**—જળમાંથી બહાર નીકળીને. **सः व्यचष्ट**—બહાર રથમાં જોવા લાગ્યા.

ર. નં. ૧૯૨ Registered No. B. 434.

श्रीसद्गुरवे नमः।

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશકઃ—રામશંકર મોનજી ભટ્ટ, ઠે. મોક્ષમંદિર-અમદાવાદ.

પુસ્તક ૧૧ મું.] કારતક માસ ૧૯૮૭ [અંક ૧૦ મો.

## બેસતાવરસના મંગળ પ્રભાતમાં

ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ. આ મંગળ પ્રભાતમાં એમ પણ કહી દઇએ કે—આજ છે એવી કાલ નથી; ઓણ છે એવું પોર નથી; માટે પ્રમાદ કરશો નહીં. પાપી, ચોર અને વ્યભિચારી પણ સતત પ્રયાસ કરીને, શ્રીહરિને દ્વારે પહોંચ્યા; પણ પ્રમાદી ત્યાંના ત્યાં પડયા રહ્યા. આજ કરૂં, કાલ કરૂં, એમ કરતાં કરતાં અંધારૂં થઇ જશે. વરસ આખરે જેમણે દીવાળાં કાઢ્યાં હોય; તેમને દીવાળી હોળી જેવી થઇ રહે છે; તેમ માનવ જીવન ધારણ કરીને જેમણે અનેક પાપ કર્યાં; તેમને અંતકાળે જીવન અકારૂં થઈ પડે છે. આજે બેસતા વરસનું પ્રભાત છે, માટે વિચાર કરીને નવા વરસ માટે જીવનપ્રવાહની લીટીઓ દોરશોજી. કોઈની સાથે કદિ બગડી હોય, તો આજે સુધારી લેજો—તેમને જયશ્રીકૃષ્ણ કહીને નિર્વૈર બનશોજી.

**જ્ઞાનપંચમી**—કારતક શુદી ૫મે જ્ઞાનનાં પુસ્તકોને ખંખેરીને-ગોઠવીને, તેમનું પૂજન કરજો. નવાં પુસ્તકો લેવાં ઘટે, તો આજે લેજો, અગર મંગાવજો.

**લવાજમ**—આ દસમો અંક છે. માટે આવતી સાલનું લવાજમ, જેમ બને તેમ ત્વરાથી મોકલતા રહેશોજી. જ્ઞાનપંચમી તેને માટે ઉત્તમ દિવસ છે. વી. પી. કરીએ, ત્યારેજ લવાજમ મોકલો, તે પરાણે પ્રીતિ કરવા જેવું ગણાય. હવે આમ કરવું ન ઘટે.

**નવા ગ્રાહકોને**—દશમસ્કંધ ૮૩ ની સાલથી શરૂ થયો છે. ૮૩ થી ૮૫ સુધી ત્રણ વરસના અંકોની ફાઇલો પાકા પુંઠાથી બંધાવી રાખી છે. જોઇએ તો મંગાવો. દ્રવ્યની સગવડ હોય, તો પ્રથમ પુસ્તકથી આજસુધીની ફાઇલો લઈ લેશોજી. પછી સો રૂપૈયા દેતાં, એક ફાઇલ પણ નહીં મળે.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૩૯ મો ચાલુ [ ૧૪૪૪ મા પાનાથી ]

ભૂલ—ગયા અંકમાં છેલ્લા શ્લોકનો નં. ૪૨ છે.

**तत्रापि च यथापूर्व–मासीनौ पुनरेव सः ॥**
**न्यमज्जद्दर्शनं यन्मे, मृषा किं सलिले तयोः ॥४३॥**

**અર્થ**—તે જળમાં ડુબકી મારીને, ગાયત્રીનો જપ કરતાં, અક્રૂરજીએ, રથમાં સાથે બેઠા હતા, તેજ બળરામ અને શ્રીકૃષ્ણને જળમાં દીઠા. [૪૧] વસુદેવના તે બે પુત્રો કે–જેઓ રથમાં બેઠા હતા તે અહીં (જળમાં) ક્યાંથી? તેઓ અહીં છે, તેથી હવે તેઓ રથમાં ન હોવા જોઈએ, એમ સમજીને અક્રૂરજી જળમાંથી બહાર નીકળીને, રથમાં જોવા લાગ્યા. [૪૨] રથમાં પૂર્વની માફક બે ભાઈને બેઠેલા દેખ્યા. 'ત્યારે જળમાં મારે તેમનાં દર્શન થયાં, તે શું વૃથા !' એમ વિચારીને, અક્રૂરજીએ ફરીથી જળમાં ડુબકી મારી. [૪૩]

૪૧ થી ૪૩ વિવેચન—

એક મદારી અગર યોગી, થોડી સરખી માયાથી, અનેક ખેલ કરે છે; ત્યારે આ તો માયાનો પતિ–માધવ–તેમાં નવાઈ પામવા જેવું શું હોય !

દૃષ્ટાંત—ઈ. સ. ૧૮૮૨ ના જુન માસમાં, મુંબઈના ઘાટકોપરમાં, શેઠ દયાળજી રૂગનાથના બંગલામાં, એક સંત ઉતર્યા હતા. તેમને રહેવા એક અલગ રૂમ આપી હતી. સામાન્ય માણસ જેવો તેમનો ડમાક હતો. કોઇ કાંઇ જ્ઞાનની વાત પૂછતા, તો તેઓશ્રી કહેતા કે—'જે તમે ન જાણતા હો, તે મને પૂછો. મારી સમજણ પ્રમાણે–તમે મારાથી પણ વિશેષ જાણો છો.'

પૂછનાર—એમ હોય ! આપ તો સંત અને અમે તો સંસારી.

સંત—સંત એટલે શું ? જેણે જાણ્યું, અને પાળ્યું–તે સંત. જેણે જાણ્યું ઘણું, પણ પાળ્યું નહીં તે સંસારી. સંસારી એટલે સમુદ્રના મોજાં ઉપર રવડતું લાકડું–જડ–નિર્જીવ–ઉત્સાહ રહિત. 'તમે જે કાંઇ જાણો છો, તેમાંથી થોડું થોડું પાળતા શીખો;' એટલુંજ અમારે તમને કહેવાનું હોય. તેથી વધારે વાતો કરવી, તે માથાકુટ ગણાય.

બે પાંચ દિવસ પછી એક દિવસે સવારમાં સાત આઠ વાગે સંતે શેઠને કહ્યું કે—'આજ બપોરનુ ભોજન કલકત્તે આરમીનયન સ્ટ્રીટમાં–ઘર નંબર ૧૫૪૨–શેઠ વરજીવન ખટાઉજીને ત્યાં કરીશ ?'

---

૪૩ પદચ્છેદ—**च**–અને. **तत्र अपि**–રથમાં પણ. **यथा पूर्वं आसीनौ**–પૂર્વની માફક બે ભાઇઓને બેઠેલા દેખ્યા. **पुनः एव सः न्यमज्जत्**–ફરીથી તેણે જળમાં ડુબકી મારી. **यत्**–કે–ત્યારે. **सलिले तयोः मे दर्शनं**–જળમાં મારે તેમનાં દર્શન થયાં તે. **किं मृषा**–શું વૃથા ?

આ શબ્દો દયાળજી શેઠને વજન વિનાના (મૂર્ખાઈ ભરેલા) લાગ્યા. તેથી તેમણે તેની દરકાર કરી નહીં. સંતને પગે લાગીને, શેઠ પોતાને કામે ગયા. બપોર થતાં શેઠ જમવા બેઠા. સંતને બોલાવવા માણસ મોકલ્યો; પણ સંતનો પત્તો લાગ્યો નહીં. આસપાસના બંગલાઓમાં તપાસ કરી, પણ સંત હાથ આવ્યા નહીં, ત્યારે શેઠને સવારની વાત યાદ આવી; અને શંકા થઈ કે-'રખે સંત કલકત્તે પહોંચ્યા હોય; પણ એમ બને કેમ?' અરજન્ટ તારથી કલકત્તે શેઠ વરજીવન ખટાઉને પૂછ્યું. તુરત જવાબ આવ્યો કે—'સંત અહીં દસ વાગે પધાર્યા છે. ભોજન લઈને સુતા છે. ખાસ કામ હોય તો ઉઠાડું.' તાર વાંચીને દીયાળજી શેઠ ઠરીજ ગયા.'

જેઓ શ્રીહરિના ચરણને અહર્નિશ ભજી રહ્યા છે, એવા સંતો પાસે, આટલી શક્તિ છે, ત્યારે શ્રીહરિમાં પોતામાં શક્તિ હોય, તેમાં નવાઇ જેવું શું છે!

હજી આગળ બીજો ચમત્કાર બતાવે છે. ભાવથી સાંભળો—

**भूयस्तत्रापि सोऽद्राक्षीत्–स्तूयमानमहीश्वरम् ॥**
**सिद्धचारणगन्धर्वै–रसुरैर्नतकंधरैः ॥४४॥**
**सहस्रशिरसं देवं, सहस्रफणमौलिनम् ॥**
**नीलाम्बरं बिसश्वेतं, शृङ्गैः श्वेतमिव स्थितम् ॥४५॥**
**तस्योत्सङ्गे घनश्यामं, पीतकौशेयवाससम् ॥**
**पुरुषं चतुर्भुजं शान्तं, पद्मपत्रारुणेक्षणम् ॥४६॥**

અર્થ—તે વખતે અક્રૂરજીએ જળમાં, જેમણે પોતાનાં માથાં નમાવ્યાં હતાં, એવા સિદ્ધો, ચારણો અને ગંધર્વો અને અસુરોથી સ્તુતિ કરાતા શેષ

---

૪૪ પદચ્છેદ—**भूयः तत्रापि**-ફરીથી જળમાં ડુબકી મારી ત્યાં જળમાં. **सः**–અક્રૂરે. **नता कंधरा येषां ते तैः नतकंधरैः**-જેમણે પોતાનાં માથાં નમાવ્યાં હતાં એવાં. **सिद्धाश्च चारणाश्च गंधर्वाश्च तैः**-સિધ્ધો, ચારણો અને ગંધર્વોથી. **असुरैः**–અસુરોથી. **स्तूयमानं**-સ્તુતિ કરાતા. **अहीश्वरं अद्राक्षीत्**-શેષનારાયણનાં દર્શન કર્યા.

૪૫ પદચ્છેદ—**सहस्र शिरांसि यस्य सः इति देवं**-હજાર માથાં હતાં તે દેવને. **सहस्रेषु फणेषु मौलयः संति अस्य इति सहस्रफणमौली, तं सहस्रफणमौलिनम्**-હજાર ફણોમાં મુગટ પહેર્યા હતા તેને. **नीले अंबरे यस्य सः नलांबरः तं**-વસ્ત્ર શ્યામ હતાં. **बिसवत्** (કમળના તંતુની પેઠે) **श्वेतः तं-बिसश्वेतं**-કાંતિ કમળના નાળ જેવી શ્વેત હતી તેમને. **शृंगैः श्वेतम्** (કૈલાસ) **इव स्थितम्**-શિખરોથી (ફણોથી) ધોળા કૈલાસના જેવા શોભતા હતા.

૪૬ પદચ્છેદ—**तस्य उत्संगे**-તે શેષનારાયણના ખોળામાં-એટલે-કુંડળી વળેલા શરીર ઉપર. **पुरुषं शांतं चतुर्भुजं**-ચાર ભુજાવાળા શાંત નારાયણ ભગવાનને. **घनश्यामम्**-તેની કાંતિ મેઘ જેવી શ્યામ હતી તેમને. **पीतं कौशेयं वासः यस्य सः तं-पीतकौशेयवाससम्**-પીળાં રેશમી વસ્ત્રો પહેર્યા હતાં. **पद्मस्य पत्रे इव अरुणे ईक्षणे यस्य सः तं-पद्मपत्रारुणेक्षणम्**-નેત્ર કમળપત્ર સરખાં લાલ હતાં તેમને.

નારાયણનાં દર્શન કર્યાં. (૪૪). શેષનારાયણને મસ્તક હજાર હતાં; હજાર ફણોમાં મુગટ પહેર્યા હતા; વસ્ત્ર શ્યામ હતાં, કાંતિ કમળના નાળ જેવી ધોળી હતી; શીખરોથી ધોળા કૈલાસના જેવા શોભતા હતા. (૪૫). તે શેષ-નારાયણના ખોળામાં-એટલે કુંડળી વળેલા તેમના શરીર ઉપર-ચાર ભુજાવાળા, શાંત નારાયણ ભગવાનને (પોઢેલા) દેખ્યા. તે પરમ પુરૂષની કાંતિ મેઘના જેવી શાંત હતી; પીળાં રેશમી વસ્ત્રો પહેર્યાં હતાં; નેત્ર કમળપત્ર સરખાં રાતાં હતાં.. (૪૬)

૪૪ થી ૪૬ વિવેચન—

ભાગવતમાં અનંતનો મોટો ઉપાસક કોણ?-સંભારો-ચિત્રકેતુ રાજા, જે પાછળથી વૃત્રાસુર બન્યો હતો તે. હરિજનો! એકબીજાને મળો; ત્યારે નિવૃત્તિ લઇને, આવા સવાલ જવાબ કરો. નકામા કાથાકબલામાં વખતને વેરી ન નાંખો.

આનું વિવેચન શું કરીએ! શેષાઇ ભગવાનની મૂર્તિ ચાંદોદમાં છે. શેષનારાયણ તે બળભદ્ર, અને તેના ખોળામાં સુતા છે તે શ્રીકૃષ્ણ. આ શ્લોકો ફરી ફરી વાંચો. તેથી વર્ણન કરેલાં રૂપનો ખ્યાલ આવશે.

શ્રીકૃષ્ણ સંબંધી હજી આગળ કહે છે—

**प्रसन्नचारुवदनं, चारुहासनिरीक्षणम् ॥**
**सुभ्रून्नसं चारुकर्णं, सुकपोलारुणाधरम् ॥४७॥**
**प्रलम्बपीवरभुजं, तुङ्गांसोरस्थलश्रियम् ॥**
**कम्बुकण्ठं निम्ननाभिं, वलिमत्पल्लवोदरम् ॥४८॥**

---

૪૭ પદચ્છેદ—**चारु प्रसन्नं च वदनं यस्य सः तं-प्रसन्नचारुवदनं**-મુખ સુંદર અને પ્રસન્ન હતું તેને. **चारुणा हासेन युक्तं निरीक्षणं यस्य सः तं**-મનોહર હાસ્ય-પૂર્વક જોતા હતા તેમને. **शोभने भ्रुवौ च उन्नता नासिका यस्य सः सुभ्रून्नसः तं**-જેની ભ્રકુટી સુંદર હતી અને નાસિકા ઉપડતી હતી તેને. **चारू कर्णौ यस्य सः तं**-કાન સુંદર હતા. **शोभनौ कपोलौ यस्य सः सुकपोलः, अरुणः अधरः यस्य सः अरुणाधरः सुकपोलश्चासौ अरुणाधरश्च सुकपोलारुणाधरः तं**-ગાલ મનોહર હતા અને હોઠ રાતા હતા.

૪૮ પદચ્છેદ—**प्रलंबाश्च** (લાંબા) **पीवराश्च** (પુષ્ટ) **भुजाः यस्य सः तं**-જેમના હાથ લાંબા અને પુષ્ટ હતા તેને. **तुंगौ** (ઉંચા) **अंसौ** (ખભા) **यस्य सः तुंगांसः, उरस्थले श्रीः यस्य सः उरस्थलश्रीः, तुंगांसश्चासौ उरस्थलश्रीश्च तुंगांसोरस्थलश्रीः तं** [સમાસમાં વિસર્ગ ઉડી જાય.]-ખભા ઉંચા હતા અને વક્ષઃસ્થળમાં લક્ષ્મીજી હતાં તેમને. **कंबुः इव कंठः यस्य सः तं**-કંઠ શંખ જેવો હતો તેમને. **निम्ना** (ઉંડી) **नाभिः यस्य सः तं**-નાભિ ઉંડી હતી તેમને. **वलयः संति अस्य इति वलिमत्, वलिमत् च तत् पल्लववत् उदरं यस्य सः तं**-પીપળાના પાંદડા સરખા પેટમાં ત્રણ વલ્લીઓ પડી હતી.

**बृहत्कटितटश्रोणि-करभोरुद्वयान्वितम् ॥**
**चारुजानुयुगं चारु-जंघायुगलसंयुतम् ॥४९॥**

અર્થ—મુખ સુંદર અને પ્રસન્ન હતું; મનોહર હાસ્યપૂર્વક તેઓ જોતા હતા; તેમની ભ્રકુટી સુંદર હતી, અને નાસિકા ઉપડતી હતી; કાન સુંદર હતા; ગાલ મનોહર હતા, અને હોઠ રાતા હતા; (૪૭) હાથ લાંબા અને પુષ્ટ હતા; ખભા ઉંચા હતા; વક્ષઃસ્થળમાં લક્ષ્મીજી હતાં; કંઠ શંખ જેવો હતો; નાભી ઉંડી હતી; પીપળાના પાંદડા સરખા પેટમાં, ત્રણ વલીયો-રેખાઓ-પડી હતી; (૪૮). કેડ અને નિતંબ મોટાં હતાં; બે સાથળ કરભના જેવા, ઉપરથી જાડા અને નીચેથી પાતળા, હતા; બે ગોઠણુ અને પીંડીઓ શોભી રહી હતી. (૪૯)

૪૭ થી ૪૯ વિવેચન—

ઉપડતી નાસિકાવાળી મુર્તિ કયાં છે?—ડાકોરમાં.

શી સુંદરતા છે! હજી આગળ સાંભળો—

**तुङ्गगुल्फारुणनख-व्रातदीधितिभिर्वृतम् ॥**
**नवांगुल्यंगुष्ठदलैर्-विलसत्पादपङ्कजम् ॥५०॥**
**सुमहार्हमणिव्रात-किरीटकटकाङ्गदैः ॥**
**कटिसूत्रब्रह्मसूत्र-हारनूपुरकुण्डलैः ॥५१॥**
**भ्राजमानं पद्मकरं, शंखचक्रगदाधरम् ॥**
**श्रीवत्सवक्षसं भ्राजत्, कौस्तुभं वनमालिनम् ॥५२॥**

---

૪૯ પદચ્છેદ—**कटितटं च श्रोणिश्च** (નિતંબ-કુલા) **करभवत्** (હથેળીની બાજુ જેવા-ઉપરથી જાડા અને નીચેથી પાતળા.) **उरुद्वयं** (બે સાથળ) **च कटितटश्रोणि-करभोरुद्वयानि, बृहंति चतानि कटितटश्रोणिकरभोरुद्वयानि च तैः आन्वितः** (યુક્ત) **तं**-કેડ અને નિતંબ મોટાં હતાં, બે સાથળ કરભના જેવા ઉપરથી જાડા અને નીચે પાતળા હતા. [અથવા **बृहद्भ्यां कटितटश्रोणिभ्यां करभोरुद्वयेन च आन्वितः तं**] **चारुजानुयुगं यस्य सः तं**—જેનાં ગોઠણુ સુંદર હતા તેમને. **चारुभ्यां जंघायुगलाभ्यां संयुतः तं**—જેમની પિંડીઓ સારી હતી તેમને.

૫૦ પદચ્છેદ—**तुंगयोः गुल्फयोः** (ઉંચી ઘુંટીઓથી) **अरुणनखानां च व्रातः** (જથ્થો) **तस्य दीधितयः** (કાંતિઓ) **ताभिः वृतः तं**-ઉંચી ઘુંટીઓથી અને લાલ નખના સમુહની કાંતિથી યુક્ત હતા-શોભતા હતા. **नवाः अंगुल्यः अंगुष्ठौ च ते एव दलानि** (પાંખડીઓ) **तैः नवांगुल्यंगुष्ठदलैः**-કોમળ આંગળીઓ અને અંગુઠારૂપ પાંખડીઓથી. **विलसती** (શોભતા. દ્વિ. વ.) **पादपंकजे यस्य सः तं**-જેના ચરણ કમળ શોભતા હતા તેમને.

૫૧-૫૨ પદચ્છેદ—**सुमहार्हाः** (અમૂલ્ય) **मणिव्राताः येषु तानि सुमहार्हमणि-**

**અર્થ—ઉંચી ઘુંટીઓથી અને લાલ નખના સમુહની કાંતિથી, પગ શોભતા હતા. કોમળ આંગળીઓ અને અંગુઠારૂપ પાંખડીઓથી, પ્રભુના ચરણ કમળ શોભતા હતા. [૫૦] અનેક અમૂલ્ય મણિઓવાળા મુગુટ, કડાં, બાજુબંધ, કટિમેખળા, જનોઇ, હાર, ઝાંઝર, અને કુંડળોથી પ્રભુ શોભતા હતા. [૫૧] ચાર હાથમાં શંખ, ચક્ર, ગદા, અને પદ્મ ધર્યાં હતાં; વક્ષ સ્થળમાં શ્રીવત્સનું ચિન્હ હતું; કૌસ્તુભમણિ શોભતો હતો; અને તેમણે વનમાળા પહેરી હતી; [૫૨].**

૫૦ થી ૫૨ વિવેચન—

કવિઓમાં કવિ કાળીદાસ, પણ વ્યાસ પાસે તેનો હિસાબ નથી. કાવ્યો ગમતાં હોય, તો આવાં કાવ્યો વાંચો. એક પંથ દો કાજ. તમારા હસ્તક કોઇ સંસ્કૃત પાઠશાળા હોય, તો ત્યાં ભાગવતના અમુક અમુક ભાગ સારી રીતે વંચાય છે કે કેમ ? તે તપાસતા રહેજો. બ્રાહ્મણના બાળકોના હૃદયમાં, આવી રકમ અવશ્ય મૂકી દેવી જોઇએ. તે પીશે અને અનેકને પાશે. આવા શણગાર ધ્યાનમાં રહી ગયા હોય, અને તેનું રટણ થાય, તો શ્રીહરિને ઝાંખી દેવી પડે. પ્રીતમ આંખે અંધ હતા; પણ શણગારના રટણમાં ફાવ્યા. યાદ છે ને ? 'રણછોડજીના રૂપમાં મન રંગાયું.'

હજી આગળ સાંભળો—

**सुनन्दनन्दप्रमुखैः, पार्षदैः सनकादिभिः ॥**
**सुरेशैर्ब्रह्मरुद्राद्यैर्-नवभिश्च द्विजोत्तमैः ॥५३॥**

**प्रह्लादनारदवसु-प्रमुखैर्भागवतोत्तमैः ॥**
**स्तूयमानं पृथग्भावैर्-वचोभिरमलात्मभिः ॥५४॥**

---

**व्रातानि, किरीटानि च कटकानि च अंगदानि च किरीटकटकांगदानि, सुमहार्हमणिव्रातानि च तानि किरटकटकांगदानि च तैः (भ्राजमानं)**–અમૂલ્ય મણિવાળાં કિરીટ, કડાં, બાજુબંધોથી (શોભતા). **कटिसूत्रं** (કંદોરો) **ब्रह्मसूत्रं** (જનોઇ) **च हाराश्च नूपुरौ च कुंडले च तैः भ्राजमानं**–કટિમેખળા, જનોઇ, હાર, ઝાંઝર અને કુંડળોથી. **भ्राजमानं**–દીપી રહ્યા હતા તેમને. **पद्मं करे यस्य सः तं**–જેના હાથમાં પદ્મ હતું તેમને. **शंखश्च चक्रं च गदा च शंखचक्रगदाः तासां धरः तं**–શંખચક્ર અને ગદાને ધારણ કરનાર. **श्रीवत्सः वक्षसि यस्य सः**–જેમના વક્ષઃસ્થળમાં શ્રીવત્સનું ચિન્હ હતું તેમને. **भ्राजत् कौस्तुभः यस्य सः तं**–જેમનો કૌસ્તુભ મણિ શોભતો હતો તેમને. **वनमाला अस्ति अस्य इति तं**–જેમણે વનમાળા પહેરી હતી તેમને.

૫૩-૫૪ પદચ્છેદ—**सुनंदश्च नंदश्च प्रमुखौ येषां ते तैः इति पार्षदैः**–સુનંદ અને નંદ આદિ પાર્ષદોથી. **सनकादिभिः**–સનકાદિકોથી. **ब्रह्मरुद्राद्यैः इति सुरेशैः**–બ્રહ્મા અને રૂદ્ર જેમાં મૂખ્ય છે એવા દેવના દેવોથી. **च**–અને. **नवभिः द्विजोत्तमैः**–મરીચિ આદિ નવ બ્રહ્મ ઋષિઓથી, **प्रह्लादश्च नारदश्च वसुश्च ते प्रमुखाः येषां ते तैः इति भागवतोत्तमैः**–પ્રલ્હાદ, નારદ અને ઉપરિચર વસુ જેમાં મૂખ્ય છે એવા ઉત્તમ

श्रिया पुष्ट्या गिरा कान्त्या, कीर्त्या तुष्ट्येलयोर्जया ॥
विद्ययाऽविद्यया शक्त्या, मायया च निषेवितम् ॥५५॥

અર્થ—સનંદ અને નંદ આદિ પાર્ષદો; સનકાદિક, બ્રહ્મા અને મહાદેવ જેવા મોટા દેવો; મરીચિ આદિ નવ બ્રહ્મર્ષિઓ; અને પ્રહ્લાદ, નારદ, અને ઉપરિચર વસુ આદિ મોટા વૈષ્ણવો; નિર્મળ અંતઃકરણથી, નાખનોખા પ્રકારનાં ભાવવાળાં વચનોવડે સ્તુતિ કરતા હતા; [૫૩-૫૪] લક્ષ્મી, પુષ્ટિ, સરસ્વતી, કાંતિ, કીર્તિ, ઈલા, ઊર્જા, વિદ્યા, અવિદ્યા, માયા અને એવી બીજી શક્તિઓ પણ શ્રીનારાયણની સેવા કરતી હતી. [૫૫].

૫૩ થી ૫૫ વિવેચન—

**પ્રથગ્ભાવૈઃ વચોભિઃ સ્તૂયમાનં**—'જુદા જુદા પ્રકારનાં ભાવવાળાં વચનોથી સ્તુતિ કરાતા શ્રીહરિને.' **एकं सत् विप्रा बहुधा वदंति।** [ઋગ્વેદ] જે એક છે તેને બ્રાહ્મણો અનેક રીતે વર્ણવે છે.' 'અમે ભજીએ છીએ, તે ખરૂં છે. અને તમે ભજો છો, તે ખોટું છે' એવા ઝઘડા કદિ કરશો નહીં. 'જે કાંઈ કરો છો, તે નિર્મળ ભાવથી કરતા રહેજો' એટલું કહીને, તેમને તેમના સ્વધર્મમાં પ્રીતિ કરાવજો.

પંચાવનમા શ્લોકમાં-'અનેક શક્તિઓ વિષ્ણુની સેવામાં ઉભી હતી, એમ કહ્યું.

આવા ભગવાનને જોઈને અક્રૂરની કેવી સ્થીતિ થઈ તે હવે સાંભળો—

विलोक्य सुभृशं प्रीतो, भक्त्या परमया युतः ॥
हृष्यत्तनूरुहो भाव-परिक्लिन्नात्मलोचनः ॥ ५६ ॥

गिरा गद्गदयाऽस्तौषीत्, सत्त्वमालम्ब्य सात्वतः ॥
प्रणम्य मूर्ध्नाऽवहितः, कृताञ्जलिपुटः शनैः ॥ ५७ ॥

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धेऽक्रूरप्रतियाने**
**एकोनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥**

---

વૈષ્ણવોથી. **अमलाः आत्मानः** (અંતઃકરણ) **येषां ते तैः**-નિર્મળ અંતઃકરણવાળાઓથી. **प्रथग्भावैः वचोभिः स्तूयमानं**-જુદા જુદા પ્રકારના ભાવવાળાં વચનોથી સ્તુતિ કરતા હતા તેમને.

૫૫ પદચ્છેદ—**श्रिया, पुष्ट्या, गिरा,** (સરસ્વતી) **कांत्या, कीर्त्या, तुष्ट्या, इलया, उर्जया, विद्यया, अविद्यया, शक्त्या, मायया च, निषेवितम्**-સેવાએલાને.

૫૬-૫૭ પદચ્છેદ—**विलोक्य**-એવા ભગવાનને જોઈને. **सुभृशं प्रीतः**-ઘણાજ રાજી થએલા. **परमया भक्त्या युतः**-પરમભક્તિવાળા અક્રૂરજી. **हृष्यंतः** (પુલકીત થયાં છે) **तनूरुहाः** (રૂંવાંડાં) **यस्य सः हृष्यत्तनूरुहः**-રોમાંચિત થએલા. **भावेन परिक्लिन्नः** ( આર્દ્ર થયાં છે-ભીનાં થયાં છે ) **आत्मा** ( અંતઃકરણ ) **लोचने च यस्य सः**-ભાવને લીધે જેમનાં અંતઃકરણ અને લોચન ભીનાં થઈ ગયાં હતાં એવા. **सात्वतः**-અક્રૂરજી.

**અર્થ—એવા નારાયણને જોઈને, બહુજ રાજી થએલા પરમભક્તિ-વાળા, રોમાંચિત થએલા, અને ભાવને લીધે જેમનાં અંતઃકરણ અને લોચન ભીનાં થઈ ગયાં હતાં, એવા અક્રૂરજીએ ધીરજ રાખીને, મસ્તકથી પ્રણામ કરીને, અને હાથ જોડીને માંડમાંડ સાવધાન થઈને, ગદ્‌ગદ્ વાણીથી તેઓ સ્તુતિ કરવા લાગ્યા. [ ૫૬–૫૭ ].**

૫૬–૫૭ વિવેચન—

નિર્ધનને ધન મળ્યું, અને ભક્તને ભગવાન મળ્યા. રૂંવાડાં ઉભાં થઇ ગયાં. આંખ અને અંતર ભીંજાઇ ગયાં.

કોઇ પૂછે કે—'કયાં સાધનથી અક્રૂરને આવાં દર્શન થયાં?'–તો તેના જવાબમાં—

**नायमात्मा प्रवचनेन लभ्यो, न मेधया न बहुना श्रुतेन।**
**यमेवैष वृणुते तेन लभ्यस्–तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥**

[ કઠ અને મુંડક ઉપનિષદ્ ].

અર્થ—આ આત્મા પ્રવચનથી લભ્ય નથી. બુદ્ધિથી તેમ બહુ શ્રુતથી પણ લભ્ય નથી. એ જેને વરે છે, તેનેજ તે લભ્ય છે. એટલે-તેનેજ આત્મા પોતાનું સ્વરૂપ ઉઘાડું કરીને બતાવે છે.

**નિર્ધનને બરો બહુ**—કમજોરને ગુસ્સો બહુ. એવી આપણી સ્થીતિ છે. કાંઇ આવડતું નથી, કાંઇ પાળતા નથી; તોપણ 'હું બધું જાણું છઉં'. કાંઇ કર્યું નથી–તો પણ 'હું બધું કરી ચૂકયો'. 'હું તેને કેમ નમું?' 'હું તો સંત! હું તો ત્યાગી! હું તો પંડિત!' વિગેરે. નાચનારો મોર, જેમ પોતાની ગુદા ઉઘાડી કરી નાંખે; તેમ ઉપર પ્રમાણે બોલનારો ત્યાગી અગર પંડિત, પોતાની બેવકુફી ઉઘાડી કરી નાંખે. આ બધા ભયંકર રોગ શમે નહીં, ત્યાં સુધી શ્રીહરિ પ્રસન્ન કેમ થાય? શ્રીહરિ આપણને કેમ વરે? વિચાર કરી જોજો.

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ૩૯મો અધ્યાય સંપૂર્ણ. બોલીયે હરિ. બોલો શ્રીકૃષ્ણચંદ્ર દેવકીજય. હર હર મહાદેવ હર. સૌને ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

મોક્ષમંદિર અમદાવાદ. }
સંવત ૧૯૮૬ વામનદ્વાદશી. } **લી. રામશંકર મોનજી ભટ્ટ.**

---

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૪૦ મો.

**વિષય**—અક્રૂર જળમાં પોઢેલા નારાયણની સ્તુતિ કરે છે. આત્મા શી વસ્તુ છે? આત્મા એક છે, છતાં અનેક રીતે તેનું ભજન પૂજન થઇ રહ્યું છે; તથા આત્માને અને માયાને કેવી રીતનો સંબંધ છે, તેનું ટુંકામાં સુંદર વર્ણન છે.

---

**सत्त्वं आलंब्य**-ધીરજ રાખીને. **मूर्ध्ना प्रणम्य**-મસ્તકથી પ્રણામ કરીને. **कृतः अंजलिपुटः येन स कृतांजलिपुटः**-હાથ જોડીને **शनैः**-માંડમાંડ **अवहितः**-સાવધાન થઈને. **गद्गदया गिरा** ગદ્‌ગદ્ વાણીથી. **अस्तौषीत**-સ્તુતિ કરવા લાગ્યા.

ગંગાના તટ ઉપર શ્રી શુકદેવજી, રાજા પરીક્ષિતને, જ્ઞાનામૃતનું પાન કરાવી રહ્યા છે; તે ભાવથી સાંભળો. પ્રથમ બ્રહ્માની ઉત્પત્તિની વાત કરે છે—

॥ अक्रूर उवाच ॥ ઉપજાતિ.

**नतोऽस्म्यहं त्वाखिलहेतुहेतुं, नारायणं पूरुषमाद्यमव्ययम् ॥**
**यन्नाभिजातादरविन्दकोशाद्-ब्रह्माऽऽविरासीद्यत एष लोकः ॥१॥**

અર્થ—અક્રૂરજી સ્તુતિ કરે છે કે-આપ કે જે સઘળા કારણોના કારણ, આદિ પુરૂષ, અવિનાશી, અને નારાયણરૂપ-એવા આપને, હું પ્રણામ કરૂં છઉં. આપની નાભિમાંથી નીકળેલા કમળના ડોડામાંથી બ્રહ્માજી ઉત્પન્ન થયા; અને બ્રહ્મામાંથી આ લોક ઉત્પન્ન થયો. [૧].

૧ વિવેચન—

સૃષ્ટિની ઉત્પત્તિ બ્રહ્માથી; પણ બ્રહ્માની ઉત્પત્તિ નારાયણથી.

હવે કહે છે કે-બ્રહ્માએ ઉત્પન્ન કરેલા સર્વ પદાર્થો આપના અંગભૂત છે—

**भूस्तोयमग्निः पवनः खमादिर्-महानजादिर्मन इन्द्रियाणि ॥**
**सर्वेन्द्रियार्था विबुधाश्च सर्वे, ये हेतवस्ते जगतोऽङ्गभूताः ॥ २ ॥**

અર્થ—પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર, માયા, પુરૂષ, મન, ઈંદ્રિયો, સઘળા વિષયો અને દેવો, જે આ જગત્‌ના કારણભૂત છે, તે તમામ તમારા અંગરૂપ છે. [૨].

૨ વિવેચન—

માટીના મોટા પિંડામાંથી, અનેક ઘાટ બન્યા; તે નામરૂપે જુદા જણાય, પણ તેમાં માટી એકની એક—

**मत्तः परतरं नान्यत्, किंचिदस्ति धनंजय ।**
**मयि सर्वमिदं प्रोतं, सूत्रे मणिगणा इव ॥ ७ ॥** ગીતા. અ. ૭.

શ્રીકૃષ્ણ કહે છે કે-'હે અર્જુન ! મારાથી બહાર કે શ્રેષ્ઠ હોય, એવું બીજું કાંઈપણ

---

૧ પદચ્છેદ—**त्वा-त्वां**-આપને. **अहं नतः अस्मि**-હું પ્રણામ કરૂં છઉં. **अखिलानां हेतूनां हेतुः तं-इति त्वां**-આપ કે જે સઘળા કારણોના કારણ છો તેમને. **आद्यं पुरुषं अव्ययं इति नारायणं इति त्वां**-આદિ પુરૂષ અવિનાશી એવા નારાયણરૂપી આપને. **यस्य नाभेः जातः तस्मात् यन्नाभिजातात्**-જેની નાભિમાંથી નીકળેલા. **अरविंदस्य कोशः** (ડોડો) **तस्मात् अरविंदकोशात्**-કમળના ડોડામાંથી. **ब्रह्मा आविरासीत्**-બ્રહ્મા ઉત્પન્ન થયા છે. **यतः एषः लोकः**-જે બ્રહ્મામાંથી આ લોક ઉત્પન્ન થયો છે.

૨ પદચ્છેદ—**भूः** પૃથ્વી. **तोयं, अग्निः, पवनः, खं आदिः**-જળ, તેજ, વાયુ, આકાશ વિગેરે. **महान्**-અહંકાર. **अजा**-માયા. **आदिः**-ઉપાધિવાળો પુરૂષ. **मनः**-મન. **इंद्रियाणि**-ઈંદ્રિયો. **सर्वेंद्रियार्थाः**-સર્વ વિષયો. **च**-અને **सर्वे विबुधाः**-સર્વ દેવો. **ये जगतः हेतवः** જે જગતનાં હેતુભૂત છે, **ते-तव-अंगभूताः**-તે તમામ તમારા અંગરૂપ છે.

નથી. અને જેમ દોરામાં મણિયો પરોવેલાં હોય છે; તેમ આ સમગ્ર જગત્ મારામાં પરોવાયેલું છે. [૭]

**बीजं मां सर्वभूतानां, विद्धि पार्थ सनातनम् ॥ १० ॥** [ગીતા. અ. ૭.]

'હુ સર્વ ભૂતોનું મૂળ બીજ છઉં, એમ તું જાણ.'

માયાના ગુણથી બંધાએલો જીવ આપને જાણતો નથી, એમ હવે કહે છે—

**नैते स्वरूपं विदुरात्मनस्ते, ह्यजादयोऽनात्मतया गृहीताः ॥**
**अजोऽनुबद्धः स गुणैरजाया, गुणात्परं वेद न ते स्वरूपम् ॥३॥**

અર્થ—માયા આદિ પ્રત્યક્ષ દેખાતા આ પદાર્થો, જડપણાને લીધે, આપના સર્વાત્મ સ્વરૂપને જાણતા નથી. માયાના ગુણોથી બંધાએલો જીવ (અગર બ્રહ્મા), ગુણોથી પર એવા આપના સ્વરૂપને જાણતો નથી. [૩].

૩ વિવેચન—

કાગભુષંડિ ગરૂડજીને કહે છે—

ચોપાઈ—ઈશ્વર અંશ જીવ અવિનાશી, ચેતન અમલ સહજ સુખરાશી,
સો માયાવશ ભયઉ ગુંસાઇ, બંધ્યો [1]કીર મરકટકી નાંઈ.
જડ ચેતનહિં ગ્રંથિ પરિ ગઈ, [2]યદપિ મૃષા છૂટત કઠિનાઈ;
તબતેં જીવ બન્યો સંસારી, ગ્રંથિ ન છૂટે ન હોય સુખારી.
[3]શ્રુતિ પુરાણ બહુ કહેઉ ઉપાઇ, છૂટ ન અધિક અધિક અરૂઝાઇ;
જીવ હૃદય [4]તમ મોહ વિશેખી, ગ્રંથિ છૂટે કિમિ પરે ન દેખિ.
[ મોક્ષવાણી પાનુ ૮૮ ].

ગીતામાં ગોવિંદ કહે છે કે—જુઓ અ. ૧૫.

**ममैवांशो जीवलोके, जीवभूतः सनातनः ॥ ७ ॥**

× × × × ×

**उत्क्रामंतं स्थितं वापि, भुंजानं वा गुणान्वितम् ॥**
**विमुढा नानुपश्यंति, पश्यंति ज्ञानचक्षुपः ॥ १० ॥**

વિગેરે વિગેરે—

પાસે હોય પણ સમજણ ન પડે એવી આ વસ્તુ છે. એટલા માટેજ શ્રીકૃષ્ણ કહે છે કે—

---

૧ પાંજરામાં પરેલ પોપટની માફક અગર મદારીએ પાળેલા વાંદરાની માફક પરવશ. ૨ જગત્ મિથ્યા છે એમ સમજે પણ છૂટી શકે નહીં. ૩ શ્રુતિ પુરાણનું વાંચન કરે અગર સાંભળે, તો જ્ઞાની-પણાનું અભિમાન થાય, પણ દીનતા આવે નહીં. ૪ અજ્ઞાન.

૩ પદચ્છેદ—**अजादयः गृहीताः एते**-માયા આદિ પ્રત્યક્ષ દેખાતા આ પદાર્થો. **अनात्मनां भावः अनात्मता तया-अनात्मतया**-જડપણાને લીધે. **आत्मनः स्वरूपं**-આપના સર્વાત્મ સ્વરૂપને **न विदुः**-જાણતા નથી. **अजायाः गुणैः अनुबद्धः**-માયાના ગુણોથી બંધાએલો **सः अजः**-જીવ, બ્રહ્મા. **गुणात्परं ते (तव) स्वरूपं न वेद**-ગુણોથી પર એવા આપના સ્વરૂપને જાણતા નથી.

यतंतोऽप्यकृतात्मानो, नैनं पश्यंत्यचेतसः ॥ ११ ॥

અશુદ્ધ અંતઃકરણવાળો, અકૃતાત્મા [જે કરવાનું છે તે ભૂલ્યો છે તે પુરૂષ] પ્રયત્ન કર્યા છતાં, એ આત્માને જાણી કે સમજી શકતો નથી. [૧૧].

ભૂલ ક્યાં છે? તે સમજી શક્યા હશો.

પરમાત્મા શી વસ્તુ છે તે હવે કહે છે—

त्वां योगिनो यजन्त्यद्धा, महापुरुषमीश्वरम् ॥
साध्यात्मं साधिभूतं च, साधिदैवं च साधवः ॥४॥

અર્થ—આપ કે જે સાક્ષાત્ મહાપુરૂષ અને અંતર્યામી ઈશ્વર છો, તેમને સાધનાવાળા યોગી પુરૂષો ભજે છે. વળી આપ ગોલક, ઇંદ્રિયો, અને દેવતાઓના (પણ) સાક્ષી છો. [૪].

૪ વિવેચન—

દગો કરનાર અન્યથી પોતાની ખટપટ ખાનગી રાખે; પણ ખટપટ થતી હોય, ત્યાંજ જે હાજર રહેતા હોય, તેમનાથી શું ખાનગી રાખી શકાય!

હવે પ્રભુને પામવાના માર્ગો સંબંધી કહે છે—

त्रय्या च विद्यया केचित्-त्वां वै वैतानिका द्विजाः ॥
यजन्ते विततैर्यज्ञैर्-नानारूपामराख्यया ॥ ५ ॥
एके त्वाऽखिलकर्माणि, संन्यस्योपशमं गताः ॥
ज्ञानिनो ज्ञानयज्ञेन, यजन्ति ज्ञानविग्रहम् ॥ ६ ॥

અર્થ—કેટલાએક કર્મમાર્ગી દ્વિજ લોકો, અનેક પ્રકારના રૂપવાળા દેવતાઓના નામથી, વિસ્તારવાળા યજ્ઞો કરીને, ત્રણ વેદરૂપ કર્મકાંડની વિદ્યાથી

---

૪ પદચ્છેદ—**साधवः इति योगिनः**-સાધનાવાળા યોગી પુરૂષો. **महापुरुषं ईश्वरम् इति त्वां अद्धा**-સાક્ષાત્ મહાપુરૂષ અને અંતર્યામી ઇશ્વર છો એવા આપને **यजंति**-ભજે છે. **अध्यात्मना सहितः तं-साध्यात्मं**-ગોલક (શરીરના અવયવ)ના સાક્ષી **च**-અને **अधिभूतैः सहितः तं-साधिभूतं**-ઈંદ્રિયોના સાક્ષી. **अधिदेवैः सहितः तं-साधिदैवं**-દેવતાઓના સાક્ષી.

૫ પદચ્છેદ—**च**-અને **केचित् वैतानिकाः**-કેટલાએક કર્મમાર્ગિઓ. **द्विजाः**-દ્વિજ લોકો. **नानारूपाः ये अमराः तेषां आख्या** (નામ) **तया**-અનેક પ્રકારના રૂપવાળા દેવતાઓના નામથી. **विततैः यज्ञैः**-વિસ્તારવાળા યજ્ઞો કરીને. **त्वां**-આપને. **त्रय्या विद्यया यजंते**-ત્રણ વેદરૂપ કર્મકાંડની વિદ્યાથી ભજે છે.

૬ પદચ્છેદ—**अखिलकर्माणि सन्यस्य**-સર્વ કર્મોનો ત્યાગ કરીને. **उपशमं गताः**-ઉપશમ પામેલા **एके ज्ञानिनः**-કેટલાએક જ્ઞાનીઓ. **ज्ञानं विग्रहः** (શરીર) **यस्य सः तं ज्ञानविग्रहं इति त्वां**-જ્ઞાનમયરૂપવાળા આપને. **ज्ञानयज्ञेन यजंति**-જ્ઞાનયજ્ઞથી ભજે છે.

આપને ભજે છે. [૫]. સર્વ કર્મોનો ત્યાગ કરીને ઉપશમ પામેલા કેટલાએક જ્ઞાનીઓ, જ્ઞાનમયરૂપવાળા આપને, જ્ઞાનયજ્ઞથી ભજે છે. [૬].

૫-૬ વિવેચન—

ગીતાના ૪થા અધ્યાયમાં **दैवमेवापरे यज्ञं, योगिनः पर्युपासते ॥२५॥** વિગેરે શબ્દોથી યજ્ઞોના પ્રકાર બતાવ્યા છે. ઉત્તમ અધિકારી જીવોને જ્ઞાનયજ્ઞનો મહિમા બતાવ્યો છે.

ધૂન—'જય ગોવિંદ માધવ ગીરધારી; બોલો-કૃષ્ણ ચરણકી બલિહારી.' [થવા દ્યો-થવા દ્યો.]

હવે વિષ્ણુભક્તિનો વિવેક બતાવે છે—

**अन्ये च संस्कृतात्मानो, विधिनाऽभिहितेन ते ॥**
**यजन्ति त्वन्मयास्त्वां वै, बहुमूर्त्येकमूर्तिकम् ॥ ७ ॥**

અર્થ—આપે કહેલા પંચરાત્ર નામના શાસ્ત્રની વિધિ પ્રમાણે સંસ્કાર પામેલા, તમારૂંજ ચિંતવન કરનારા બીજાઓ, આપ કે જે ઘણી મૂર્તિવાળા છો, અને (અનન્ય ભક્તોને) એકજ મૂર્તિવાળા પણ છો; તેમને ભજે છે. [૭]

૭ વિવેચન—

'સદાશિવ વિષ્ણુભક્ત છે,' એમ રામાયણાદિ કહે છે. પ્રલ્હાદની અને ધ્રુવની વિષ્ણુભક્તિથી, શાસ્ત્રો વિષ્ણુભક્તિની પ્રાચીનતા સૂચવે છે. વસિષ્ઠ, અગસ્ત્ય, વાલ્મીકિ અને ભરદ્વાજ વિગેરે અનેક ઋષિઓ પણ વિષ્ણુભક્ત હતા. અમરિષ પણ વિષ્ણુભક્ત હતા.

**तृतीयमृषिसर्गं च, देवर्षित्वमुपेत्य सः ॥**
**तंत्रं च सात्वतमाचष्ट, नैष्कर्म्यं कर्मणां यतः ॥ ८ ॥**

(ભાગ. પ્રથમસ્કંધ અ. ૩)

ત્રીજે અવતારે ઋષિનો અવતાર પામીને, દેવર્ષિપણાને [નારદપણાને] પામીને, વિષ્ણુસંબંધી શાસ્ત્ર (પંચરાત્ર) તેમણે કહ્યું. જે તંત્રથી કર્મોનું નિષ્કર્મપણું થાય છે, [૮]

**પંચરાત્ર** નામનો ગ્રન્થ ભક્તિમાર્ગની પ્રાચીનતા સૂચવે છે. શ્રી આદ્ય શંકરાચાર્ય જેમ જ્ઞાની હતા; તેમ ભક્ત પણ હતા. શ્રી આદ્ય શંકરાચાર્ય પછી, શ્રીમદ્ રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય (આનંદતીર્થ), નિંબાર્કાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રીચૈતન્યગૌરાંગ, શ્રીસ્વામીનારાયણ વિગેરે સમર્થ સંતોએ, ભક્તિમાર્ગમાં ઘણો પ્રકાશ પાડ્યો ખરો; પણ શ્રી આદ્ય શંકરાચાર્યના જ્ઞાનમાર્ગથી પોતપોતાના માર્ગ જુદા જુદા કર્યા. પરિણામે મતભેદ અને કલહ વધ્યા. દરેક સંપ્રદાયના પરિશ્રમના પ્રમાણમાં, ઘણાજ થોડા જીવો, વસ્તુને ઓળખી શક્યા. ઘાંચીની ઘાણીમાં જોડેલા બળદને, જેમ આડુંઅવળું જોવાની મના હોય છે; તેમ

---

૭ પદચ્છેદ—**ते-त्वया अभिहितेन विधिना**-આપથી કહેવાયેલા પંચરાત્ર નામના શાસ્ત્રની વિધિ પ્રમાણે. **अन्ये संस्कृतात्मानः**-સંસ્કાર પામેલા બીજાઓ. **त्वं एव प्रधानः येषां ते इति त्वन्मयाः**-તમારૂં ચિંતવન કરનારા. **वै**-નિશ્ચય બતાવે છે. **बहुमूर्तिश्चासौ एकमूर्तिकश्च बहुमूर्त्येकमूर्तिकः तं इति त्वां**-ઘણી મૂર્તિવાળા તેમ (અનન્ય ભાવવાળાને) એક મૂર્તિવાળા એવા આપને **यजंति**-ભજે છે.

સંપ્રદાયની જાળમાં સપડાએલા ઘણા પામર જીવો, સનાતન ધર્મના ઉત્તમ ગ્રન્થોથી પણ વિમુખ રહે છે. જાપાન, મીસર, અરેબીયા, જર્મની, ફ્રાન્સ, અમેરિકા અને ઈંગ્લંડના તત્ત્વવિદો શાંકરભાષ્યના મુક્તકંઠે વખાણ કરે; ત્યારે જેમણે કદિ તે ભાષ્ય જોયું નથી-ચાખ્યું નથી-અનુભવ્યું નથી-એવા, ભક્તિમાર્ગના ઘણા જીવો, તેને અડકતાં પણ અભડાય છે; અને કેટલાએક તો છડે ચોક તેની નિંદા પણ કરે છે. જે માર્ગે પ્રલ્હાદ અને ધ્રુવ ન્યાલ થયા; ઉદ્ધવ અને અક્રૂર અઢળક ફાવ્યા; તે ભક્તિમાર્ગને જે શુષ્ક વેદાંતીઓ જ્ઞાનના ઘમંડમાં નિંદે છે; તે ટુંકી બુદ્ધિવાળા વિદ્વાનોને, શ્રી આદ્યશંકરાચાર્યના દિલની વિશાલતાનું જરાપણ ભાન નથી. આવા ઘમંડી વિદ્વાનો, પોતાના સંપ્રદાયને પોતાને હાથે જ ખોદે છે. સમાજે આવા સ્વાર્થી વિદ્વાનોને ચેપી રોગ જેવા સમજીને, તેમનાથી દૂર રહેવું.

અનન્યાશ્રય—તેમાં પણ એક પ્રકારની ભુલવણી છે. તેનું રહસ્ય પણ સાંભળો. રામને ભજવા અને કૃષ્ણને નિંદવા, તે અનન્ય આશ્રય નથી. રામ એજ કૃષ્ણ છે; રામ એજ નૃસિંહ છે; રામ એજ સચરાચરમાં પરોવાએલો-વ્યાપક-પરમાત્મા છે; એમ જ્ઞાનદ્વારા સમજીને, રામને ભજવા, તે અનન્યાશ્રય છે. રામ એ કાંઇ સાધારણ વસ્તુ નથી; પણ-પવિત્રમાં પવિત્ર, દયાળુમાં દયાળુ; ઉદારમાં ઉદાર; કોમળમાં કોમળ; સરલમાં સરલ વસ્તુ છે. તેને પ્રાપ્ત કરવા [ભજવા] તૈયાર થએલા મુમુક્ષુએ પણ-પવિત્ર, દયાળુ, ઉદાર, કોમળ અને સરલ થવું જોઇએ. પાઇની મુઠીમાં હીરા ખરીદાતા નથી; તેમ કામી, ક્રોધી અને લોભી, ગમે એટલો અનન્યાશ્રયનો ડોળ કરે, પણ તે શ્રીરામને રીજવી શકતો નથી. વેશ્યા પતિવ્રતાના ધર્મને ન સમજે; તેમ માયાના છંદમાં રમનારો જીવ, ઇર્ષાના પુરમાં તણાતો જીવ, અનન્યાશ્રયની વાત, જરા પણ સમજે નહીં.

દૃષ્ટાંત—સાબરમતીને સામે કાંઠે રામજીના મંદિરમાં, **'સીતારામ'** નામનો એક સાધુ રહેતો હતો. તે હમેશાં નિયમસર રામજીની સેવા કરતો હતો, અને પોતાને રામનો અનન્ય ભક્ત માનતો હતો. અશાડ સુદી બીજને દિવસે તેના મંદિરમાં, **'કૃષ્ણદાસ'** નામનો એક સાધુ આવ્યો. તેની પાસે લાલજીની મૂર્તિ હતી. તે લાલજીની મૂર્તિની સેવા કરતો હતો; અને પોતાને કૃષ્ણનો અનન્ય ભક્ત માનતો હતો. બેઉ સાધુને પ્રીતિ થતાં, સીતારામે કૃષ્ણદાસને અહીંજ ચાતુર્માસ કરવા રોકયો. સાબરમતીના નિર્મળ જળે, અને ખાનપાનની સગવડે, કૃષ્ણદાસને લલચાવ્યો. બેઉ પોતપોતાની સેવા, જુદી જુદી રાખીને કરતા હતા. શ્રાવણમાસ બેસતાં સીતારામે કૃષ્ણદાસને કહ્યું કે-'સવારમાં તમે તમારી સેવામાં રોકાઓ છો; અને હું મારી સેવામાં રોકાઉં છઉં; તેથી આપણા બેઉનો સમય એક સાથે **નકામો** જાય છે; જો તમે તમારી સેવા અહીં રામજી સાથે રાખી લ્યો; તો એક દિવસ તમે સેવા કરો, અને વળતે દિવસે હું સેવા કરૂં. એમ કરતાં આપણને અવકાશ મળે.'

આ વાત કૃષ્ણદાસને ગમી. તેથી તેણે પોતાના લાલજી સિંગાસન ઉપર રામજીની સાથે રાખ્યા; અને તે બેઉ સાધુ નિયમસર વારાફરતી સેવાપૂજા કરવા લાગ્યા.

શ્રાવણ વદી ૨ ને દિવસે, મોતીશા કાંઇક ભેટ ઢાંકીને આવ્યા, અને બોલ્યા કે-"સીતારામજી! કાલે અહીં માનતા કરીને ગયો હતો કે—'આજે સોદામાં રળું, તો રૂપૈયા સો અહીં મંદિરે ધરી જાઉં.' પ્રભુની દયાથી રળ્યો, અને આ રૂપૈયા સો લાવ્યો છઉં; તે શ્રી ઠાકોરજી ધરો."

આ શબ્દો સાંભળી કૃષ્ણદાસ ચમકયો. તેણે વિચાર કર્યો કે-'સિંગાસન ઉપર એક રામજીજ નથી; લાલજી પણ છે. બેઉ દેવોએ મળીને શેઠનું કામ કરી દીધું. તો સોમાંથી મને રૂપૈયા પચાસ મળવા જોઇએ.' આ પ્રમાણે વિચાર કરીને, તેણે સીતારામને કહ્યું કે-'સ્વામીજી! રૂપૈયા ગણી જોયા?'

સીતારામ—એમાં ગણવા છે શું!

કૃષ્ણદાસ—બધા ખરા છે ને?

સીતારામ—ખરાજ હશે.

કૃષ્ણદાસ—હું એકે ખોટો નહીં લઉં.

આ શબ્દો સાંભળી સીતારામ ભડકીને બોલ્યો-તારે કયાં લેવા છે?

કૃષ્ણદાસ—કેમ? મારા લાલજી સિંગાસન ઉપર નથી? શું તારા રામજીએજ શેઠને ફાયદો કર્યો છે?

આ શબ્દો સાંભળી સીતારામનો પીત્તો ઉછળ્યો. તેણે સિંગાસનપરથી લાલજીને પકડીને ફેંકી દીધા. કૃષ્ણદાસે દોડીને સિંગાસન ઉપરથી રામજીને પકડીને સામી ભીંતે અફાળ્યા. આ મામલો જોઇને મોતીશા ગભરાઇ ગયો; પણ તેને યાદ આવ્યું કે-'આ કજીયાનું મૂળ રૂપૈયા છે.' તેથી દાવકુ મોં રાખીને તે બોલ્યો-'બાપજી, એમ કાં કરો! તમે બેઉ જેમ રાજી થશો, તેમ હું કરીશ.' એમ કહીને રૂપૈયાની રકાબી પોતાના હાથમાં લઇ લીધી. આ પ્રમાણે બેઉ સાધુને જરા શાંત કરીને, મોતીશા રૂપૈયાની રકાબી લઇને ઘેર ચાલ્યા ગયા; અને સીતારામ તથા કૃષ્ણદાસ ખૂબ લડયા. આવા પ્રકારનો અનન્યાશ્રય કાંઇપણ કામનો નથી. રામજીના મંદિરને તોડવા, રણછોડજીના મંદિરવાળા પ્રયત્ન કરે; અગર આ સંપ્રદાયને તોડવા, પેલો સંપ્રદાય પ્રયત્ન કરે; અને અનન્ય આશ્રયની મોટી મોટી વાતો કરે; તો તે અનન્યાશ્રય કોઇપણ પ્રકારે કામનો નથી. સમાજે આવા પામરોથી દૂર રહેવું. આંખ ઘણીજ સારી છે; પણ તેમાં પડેલાં કણાં પ્રથમ ખસેડવાં જોઇએ; તેમ અનન્યાશ્રય ઘણોજ સારો છે, પણ તેમાં પડેલા ઇર્ષ્યાદિ દોષોને પ્રથમ ખસેડવા જોઇએ.

અહીં શ્લોકમાં કહે છે કે-'આપ ઘણી મૂર્તિવાળા છો' એટલે જેમને જેવો ભાવ થાય, એવા રૂપે આપ ત્યાં ઉભા છે. વળી શ્લોકમાં કહ્યું કે-'આપ એકજ મૂર્તિવાળા છો.' તે પણ અનન્યાશ્રયને હિસાબે બરાબર છે. જેમ મૂર્તિઓ ઘણા પ્રકારની, તેમ ભક્તિ પણ-શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન-એમ નવ પ્રકારની છે. તે નવેથી આગળ વધે ત્યારે પ્રેમલક્ષણા, અગર પરાભક્તિ પ્રાપ્ત થાય. આનંદગિરિના શંકર દિગ્વિજયમાં-ભક્તિ, ભાગવત, વૈષ્ણવ, ચક્રી [પાંચરાત્ર અને વૈષ્ણવ શક્તિ] વૈખાનસ, કર્મહીન-એમ છ સંપ્રદાય ભક્તિમાર્ગના બતાવ્યા છે.

હવે શિવભક્તિનો મહિમા બતાવે છે—

**त्वामेवान्ये शिवोक्तेन, मार्गेण शिवरूपिणम् ॥**

**बह्वाचार्यविभेदेन, भगवन् समुपासते ॥ ८ ॥**

---

૮ પદછેદ—**हे भगवन्**-હે ભગવાન્ **बहवः आचार्याणां विभेदाः यस्मिन् सः बह्वाचार्यविभेदः तेन शिवोक्तेन मार्गेण**-જુદા જુદા આચાર્યોએ બતાવેલા જેમાં ભેદો

અર્થ—હે ભગવન્! જુદા જુદા આચાર્યોએ બતાવેલા જેમાં ભેદો છે, એવા સદાશિવે કહેલા માર્ગથી, બીજાઓ શિવરૂપે આપનેજ ભજે છે. [૮]

૮ વિવેચન—

જેમને શિવ સાથે વૈર બંધાઇ ગયું હોય છે, તેઓ શ્રીમદ્ ભાગવતમાં શિવને દેખીને ભડકે છે. ભકતોએ આ ગેરસમજથી મૂક્ત થવા, સદ્ગ્રન્થોનું સેવન કરવું. અંદર અંદર વૈરભાવ બાંધી બેઠેલા આચાર્યો, કદિ ગમે એમ બોલે; પણ સદ્ગ્રન્થો ગમે એમ નહીં બોલે.

શિવમાર્ગમાં વિભાગ-શ્રી આનંદગિરિ પોતાના શંકરદિગ્વિજયમાં-શૈવ, રૌદ્ર, ઉગ્ર, ભક્તિ, જંગમ, પાશપત-એમ છ વિભાગ લખે છે.

શિવમાર્ગમાં ત્રુણો—ચારે વર્ણોએ શિવ ઉપાસના કરવી જોઇએ; પણ વર્ણોના આગેવાન બ્રાહ્મણો. તેઓ બેભાગમાં વહેંચાઇ ગયા. એક ભાગ વિદ્વાન્ થયો; અને બીજો ભાગ સંસ્કૃત વિદ્યાનો અનાદર કરીને, ગમે ત્યાં નિર્વાહ માટે રજળવા લાગ્યો. એટલે ગમેએવા ધંધા કરીને, પેટપોષણ કરવું, એટલુંજ સમજ્યો. જેઓ વિદ્વાન થયા, તેમાંથી પંચાણુ ટકા, વૈષ્ણવ સંપ્રદાયોના કંઠીતિલક ધારણ કરીને, ત્યાં બંધાઇ ગયા. શિવનું નામ લેવાનો પણ તેમને હક રહ્યો નહીં. વિદ્વાનોના એક બે ટકા, જૈન ચાર્વાક વિગેરેના નોકર બનીને-જેવું અન્ન તેવો ઓડકાર લાવીને, બ્રહ્મત્વને નિઃસત્ત્વ કરી બેઠા. જેઓએ સંસ્કૃત વિદ્યાનો અનાદર કરીને, ગમે તે ધંધામાં માથું માર્યું; તેઓ શિવભક્તિનું રહસ્ય સમજી શકયા નહીં. બાવા સાધુ પણ, વિદ્યાભ્યાસ વિના રહીને, 'બંભોળા' કહીને, માત્ર જળ ચડાવવા જેટલુંજ સમજ્યા. શિવમંદિરોમાં શિવપુરાણ અને રૂદ્રિનું વ્યાખ્યાન થવુંજ જોઇએ. શિવપુરાણ અને રૂદ્રિ ઉપર વ્યાખ્યાન કરનારાઓનો સત્કાર થવોજ જોઇએ. મંદિરના ટ્રસ્ટીઓ માત્ર ડેડ સ્ટોક સાચવે છે. કઇ તીથીએ લાડુ કરવા, અને કઇ યુક્તિએ મંદિરની આવક વધારવી; એટલુંજ તેઓ જાણે છે. મંદિરમાં આવનારને દેવનો મહિમા યથાર્થ સમજાય; તેવા વ્યાખ્યાનકારોને ઉત્તેજન આપવાનું, તેઓ જરા પણ સમજતા નથી. આ ભૂલ અમુક અંશમાં સુધરે, તો જરૂર ત્રુણો ઓછો લાગે.

અન્ય દેવોને ભજે છે તે પણ આપનેજ ભજે છે, એમ હવે અક્રૂર કહે છે—

**सर्व एव यजन्ति त्वां, सर्वदेवमयेश्वरम् ॥**
**येऽप्यन्यदेवताभक्ता, यद्यप्यन्यधियः प्रभो ॥९॥**
**यथाऽद्रिप्रभवा नद्यः, पर्जन्यापूरिताः प्रभो ॥**
**विशन्ति सर्वतः सिन्धुं, तद्वत्त्वां गतयोऽन्ततः ॥१०॥**

---

છે એવા સદાશિવે કહેલા માર્ગથી. **अन्ये शिवरूपिणम् इति त्वां एव समुपासते**-બીજાઓ શિવરૂપે આપનેજ ભજે છે.

૯ પદચ્છેદ—**हे प्रभो!** હે પ્રભુ! **ये सर्वे अन्यदेवतानां भक्ताः अपि**-જે સઘળા અન્યદેવતાના ભકતો છે તેથી. **अन्येषु धीः येषां ते अन्यधियः**-તેઓની બુદ્ધિ જો કે બીજા દેવોમાં છે. **यद्यपि**-તોપણ. **सर्वदेवमयश्चासौ ईश्वरश्च तं इति त्वां**-સર્વ દેવમય ઇશ્વર એવા આપને. **एव**-જ. **यजंति**-ભજે છે.

૧૦ પદચ્છેદ—**हे प्रभो!**-હે પ્રભુ! **यथा**-જેમ. **अद्रेः प्रभवः यासां ताः इति**

**અર્થ**—જે (સઘળા) લોકો અન્ય દેવતાના ભક્તો છે, અને તેથી તેમની બુદ્ધિ બીજા દેવોમાં છે; તોપણ તેઓ સર્વદેવમય ઇશ્વર એવા આપનેજ ભજે છે. [૯]. હે પ્રભુ! પર્વતમાંથી નીકળતી નદીયો, વરસાદથી ઘણા પ્રવાહ-વાળી થાય; તોપણ ચારે તરફથી સમુદ્રમાંજ પ્રવેશ કરે; તેમ સઘળા ભજનના માર્ગો, અંતે આપનેજ લાગુ પડે. એટલે-આપને માટેજ હોય છે. [૧૦].

૯-૧૦ વિવેચન—

શ્રીધરસ્વામી કહે છે કે—' **बुद्धिमात्रभेदो, न वस्तुभेदः**—વસ્તુનો ભેદ નથી, પણ બુદ્ધિનો ભેદ છે, '

**कामैस्तैस्तैर्हृतज्ञानाः, प्रपद्यंतेऽन्यदेवताः ॥**
**तं तं नियममास्थाय, प्रकृत्या नियताः स्वया ॥ २० ॥**
**यो यो यां यां तनुं भक्तः, श्रद्धयार्चितुमिच्छति ॥**
**तस्य तस्याचलां श्रद्धां, तामेव विदधाम्यहम् ॥ २१ ॥** [ગીતા અ. ૭]

વિગેરે શબ્દો ઉપલી વાતને ટેકો આપે છે. ગમે તે કચેરીનો નાનામાં નાનો નોકર પણ, રાજાનો નોકર ગણાય. ભાલ (કપાળ) નું પુજન કરતાં, આખા અંગનું પૂજન કર્યું ગણાય. કહેવાનો ભાવ એ છે કે-' આપ સર્વ વ્યાપક છો, છતાં અજ્ઞાનીઓ આપને અમુક ઠેકાણે છો, અને અમુક ઠેકાણે નથી, એમ સમજે છે. હું એમ સમજતો નથી. '

**आकाशात् पतितं तोयं, यथा गच्छति सागरं ।**
**सर्वदेवनमस्कारः, केशवं प्रति गच्छति ॥** [ભાગવત]

આકાશમાંથી પડેલું જળ જેમ સાગરમાં જાય છે, તેમ ગમે તે દેવને કરેલો નમસ્કાર કેશવને પહોંચે છે.

મહિમ્ન સ્તોત્ર કહે છે કે—

**त्रयी सांख्यं योगः, पशुपतिमतं वैष्णवमिति ।**
**प्रभिन्ने प्रस्थाने, परमिदमदः पथ्यमिति च ॥**
**रुचीनां वैचित्र्याद्-ऋजुकुटिलनानापथजुषां ।**
**नृणामेको गम्यस्-त्वमसि पयसामर्णव इव ॥७॥**

હે ભગવન્! ત્રણ વેદ, સાંખ્યમત, યોગમત, શૈવમત, વૈષ્ણવમત, આ પ્રમાણેના ભિન્ન ભિન્ન માર્ગો (મત)ને વિશે, આ મત શ્રેષ્ઠ છે, અને આ મત ગ્રહણ કરવા યોગ્ય છે; એવી રીતના વિચિત્રપણાને લીધે, સીધા અને આડા, અનેક માર્ગને વિષે પ્રવૃત્ત થએલા પુરૂષોને, જેવી રીતે આડાઅવળા અને સીધા જળના પ્રવાહોને પામવા યોગ્ય સમુદ્ર છે; તેવી રીતે આપ એકજ પામવા યોગ્ય છો.

---

**नद्यः-अद्रिप्रभवाः नद्यः**-પર્વતમાંથી નીકળેલી નદીયો. **पर्जन्येन आपूरिताः**-વરસાદથી ઉભરાતી નદીયો. **सर्वतः सिंधुं विशंति**-ચારે તરફથી સમુદ્રમાં પેસે છે. **तद्वत्**-તે પ્રમાણેજ **गतयः**-માર્ગો. **अंते इति अंततः**-છેવટે. **त्वां (विशंति)**-આપને (પામે છે).

હવે માયાનું અને ગુણોનું નીરૂપણ કરે છે.

**सत्त्वं रजस्तम इति, भवतः प्रकृतेर्गुणाः ॥**

**तेषु हि प्राकृताः प्रोता, आब्रह्मस्थावरादयः ॥ ११ ॥**

અર્થ—સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો તમારી માયાના છે. બ્રહ્માથી તે સ્થાવર સુધીના પ્રાણી પદાર્થો, માયાથી ઉત્પન્ન થએલા છે. અને તેઓ ત્રણ ગુણોમાં પરોવાયેલા છે. એટલે માયાથી ઉત્પન્ન થયા છે એટલુંજ નહીં, પણ ઉત્પન્ન થયા પછી પણ માયામય છે. [૧૧]

૧૧ વિવેચન—

ગીતાનો ચૌદમો અધ્યાય માયા અને માયાના ગુણોનું નિરૂપણ કરે છે.

**सत्त्वं रजस्तम इति, गुणाः प्रकृतिसंभवाः ॥**

**निबध्नंति महाबाहो, देहे देहिनमव्ययम् ॥५॥** (ગીતા અ. ૧૪).

અર્થ—પ્રકૃતિમાંથી ઉત્પન્ન થએલા સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણે ગુણો, હે અર્જુન ! અવિનાશી જીવાત્માને દેહમાં બાંધે છે. [૫]

**आब्रह्मभुवनाल्लोकाः, पुनरावर्तिनोऽर्जुन ॥ १६ ॥** [ ગીતા અ. ૮ ].

અર્થ—હે અર્જુન! બ્રહ્મલોકથી માંડીને સર્વલોક પુનર્જન્મ પામવાવાળા છે. એટલે નાશવંત છે. એટલે માયાથી ઉત્પન્ન થએલા છે.

ગુણોના લેપવાળી અને ગુણોના લેપથી રહિત એવી બુદ્ધિનું નિરૂપણ કરે છે—

રાગ-વંશસ્થ

**तुभ्यं नमस्तेऽस्त्वविषक्तदृष्टये, सर्वात्मने सर्वधियां च साक्षिणे ॥**

**गुणप्रवाहोऽयमविद्यया कृतः, प्रवर्तते देवनृतिर्यगात्मसु ॥ १२ ॥**

અર્થ—ગુણોના લેપ વગરની જેમની બુદ્ધિ છે, અને જે સર્વના આત્મારૂપ છે, તથા જે સર્વની બુદ્ધિના સાક્ષી છે—એવા આપને હું પ્રણામ કરૂં છઉં. માયાએ કરેલો આ ગુણમય સંસારનો પ્રવાહ તો, દેવ-મનુષ્ય અને પશુ-પક્ષીના શરીરોને પોતારૂપ માનનારાઓમાં પ્રવર્તે છે. [૧૨]

---

૧૧ પદચ્છેદ—**सत्त्वं रजः तमः इति भवतः प्रकृतेः गुणाः**-સત્વ રજ તમ એ પ્રકારના ત્રણ ગુણો આપની માયાના છે. **आब्रह्मस्थावरादयः**-બ્રહ્માથી સ્થાવર વિગેરે પ્રાણી પદાર્થો. **प्राकृताः**-માયાથી ઉત્પન્ન થએલા છે અને **तेषु हि प्रोताः**-ત્રણ ગુણોમાં તે પરોવાયેલા છે.

૧૨ પદચ્છેદ—**अविषक्ता दृष्टिः** ( બુદ્ધિ ) **यस्य सः तस्मै**-ગુણોના લેપ વગરની જેની બુદ્ધિ છે તેમને. **सर्वात्मने**-સર્વના આત્મારૂપ. **च**-અને **सर्वधियां साक्षिणे**-સર્વની બુદ્ધિના સાક્ષી. **इति तुभ्यं इति ते नमः अस्तु**-એવા આપને નમસ્કાર હો, **अविद्यया कृतः अयं गुणप्रवाहः**-માયાએ કરેલો આ ગુણમય સંસારનો પ્રવાહ. **देवाश्च नरश्च तिर्यञ्च इति आत्मानश्च** ( દેહો ) **येषां** ( જીવો ) **ते देवनृतिर्यगात्मानः, तेषु-देवनृतिर्यगात्मसु**-દેવ, મનુષ્ય, પશુ પક્ષીઓનાં શરીરોને પોતારૂપ માનનારા જીવોમાં **प्रवर्त्तते**-પ્રવર્તે છે.

૧૨ વિવેચન—

બાળકની બુદ્ધિ ગુણોથી અલેપ હોય છે; પણ તે અજ્ઞાન દશામાં હોય છે. શુકદેવજી, જનક વિગેરે જીવન્મુક્ત પુરૂષોની બુદ્ધિ પણ ગુણોથી અલેપ હતી; અને તે જ્ઞાનદશામાં અલેપ હતી. શ્રીશુકદેવજીના સંબંધમાં એમ કહેવાય છે કે—

વસંત તિલકા.

**दृष्ट्वाऽनुयांतमृषिमात्मजमप्यनग्नं, देव्यो ह्रिया परिदधुर्न सुतस्य चित्रम् ॥**
**तद्वीक्ष्य पृच्छति मुनौ जगदुस्तवास्ति, स्त्रीपुंभिदा न तु सुतस्य विविक्तदृष्टेः ॥५॥**

( શ્રીમદ્ ભાગ. સ્કંધ ૧-૪. )

અર્થ—પોતાના પુત્રની, પાછળ જતા વસ્ત્રસહિત વ્યાસજીને જોઇને, જળમાં ક્રીડા કરતી અપ્સરાઓએ લાજથી લુગડાં પહેરી લીધાં; પણ નગ્ન અને આગળ જતા પોતાના પુત્ર શુકદેવને જોઇને, તે સ્ત્રીઓએ વસ્ત્ર પહેર્યાં નહીં; એ આશ્ચર્ય જોઇને વ્યાસજીએ તેમને પૂછ્યું. ત્યારે તે અપ્સરાઓએ જવાબ દીધો કે—'**આ સ્ત્રી અને આ પુરૂષ એવો ભેદ** તમારામાં છે; માટે અમે વસ્ત્રો પહેર્યાં, અને પવિત્ર દૃષ્ટિવાળા તમારા પુત્રમાં તે ભેદ નથી. માટે અમે વસ્ત્રો ધારણ કર્યાં નહીં.'

અષ્ટાવક્રની કથાના પ્રસંગમાં, મહેલ સળગતાં જનક ન ઉઠયો; અને ઝુંપડીઓ સળગતાં સન્યાસીઓ દોડયા.

ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—

**त्रैगुण्यविषया वेदा, निस्त्रैगुण्यो भवार्जुन** ॥( અ. ૨-૪૫ ).

ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ અધિકારીઓ માટે, કર્મકાંડાત્મક વેદ ત્રણ ગુણવાળા છે. તોપણ હે અર્જુન! તું ગુણાતીત થા.

ગુણાતીત એટલે?—

**निर्द्वंद्वो नित्यसत्त्वस्थो, निर्योगक्षेम आत्मवान्** ॥ ૪૫ ॥ ( અ. ૨. )

સુખદુઃખાદિ દ્વંદ્વોથી થતી અસરથી રહિત, નિત્ય સત્ત્વગુણી સ્વભાવવાળો, યોગક્ષેમની કામનાવિનાનો, અને આત્માનીજ કામનાવાળો થા.'

સાંભળો છો? સાવધાન છો? 'મારો દિકરો ક્યારે પરણે!' 'દુનિયાની લક્ષ્મી મારી પાસે ક્યારે દોડી આવે!' 'હું પોળનો પટેલ-ગામનો પટેલ-નાતનો પટેલીયો ક્યારે થાઉં!' આવા અનેક વિચાર કરતા હશો; પણ 'મારા રજો તમો ક્યારે સંકેલાય; અને સત્ત્વગુણના પ્રકાશ મારા હૃદયમાં ક્યારે પથરાય!' 'હું નિસ્ત્રૈગુણ્ય ક્યારે થાઉં!' આવા વિચાર કદિ કરો છો?-કે—'આવ્યા એવા જાવાના, અને રામબોલો ભાઈ! થાવાના.'

બોલો શ્રીકૃષ્ણ બળદેવકી જય. બોલો શ્રીદ્વારકાધીશકી જય, હર હર મહાદેવ હર.

ચાંદોદની ગાડી ધીમા વેગે ચાલે, પણ વહેલી મોડી ચાંદોદ લઈ જાય; તેમ દિશામરડીને કાંઈક પ્રયત્ન કરશો, તો આજ નહીં તો કાલે, હૃદયમાં નવીન પ્રકાશ આવતો જણાશે. ભેજવાળી જમીનમાં ઉધાઈ રહે; પણ જ્યાં જમીન ખદખદે, ત્યાં ઉધાઈ ટકી શકે નહીં. તેમ દેહને આત્મા કરીને માને; ત્યાં માયા વસે; પણ જ્યાં દેહથી આત્મતત્ત્વ નિરાળું જણાય-નિરાળું અનુભવાય; ત્યાંથી માયાએ પોતાનો મુકામ ઉપાડવોજ પડે. વાલી સાથેના વૈરભાવથી

ચગડોળે ચડેલો સુગ્રીવ, શ્રીરામના ચરણમાં થોડો સમય રહેતાં બદલાયો. તેણે શ્રીરામને શું કહ્યું ? યાદ છે ? સાંભળો—

ચોપાઈ—ઉપજા જ્ઞાન બચન તબ બોલા, નાથ ! કૃપા મન ભયેઉ અડોલા;
સુખસંપત્તિ પરિવાર બડાઈ, સબ પરહરી કરી હૌં સેવકાઈ.
યહ સબ રામભક્તિકે બાધક, કહહી સંત તવ પદ અવરાધક,
શત્રુ મિત્ર સુખ દુઃખ જગમાંહી, માયાકૃત પરમારથ નાંહી.
વાલી પરમ હિતુ જાસુ પ્રસાદા, મિલે રામ ! તુમ શમન વિષાદા;
સપનેહુ જેહિ સન હોઈ લરાઈ, જાગે સમુઝત મન સકુચાઈ.
અબ પ્રભુ ! કૃપા કરહું ઇહિ ભાંતિ, સબ તજી ભજન કરૈં દીનરાતી.

[ મોક્ષવાણી પાનુ ૪૦ A. ]

કથા ઘણી સાંભળી, પણ બદલાયા નહીં, તેમને સંતોએ ઠપકો દીધો છે કે—

'ટીલું કરતાં ત્રેપન વીત્યાં, ભૂંડી વાણી ભાખીરે—'
અફસોસ—વાણી પણ બદલાણી નહીં.

'કાશી યાત્રા કરી કાગડે, વિષ્ટા રહી ગઇ વ્હાલીરે,'
અફસોસ—નિંદા ઇર્ષ્યાદિ દોષ મટયા નહીં.

'મંદિરના પથરા ઘસાઈ ગયા, પણ તમે ઘસાયા નહીં.'
અફસોસ—તમે એના એ રહ્યા. વિગેરે—વિગેરે.

હવે વૈરાટ સ્વરૂપનું વર્ણન કરે છે—

**अग्निर्मुखं तेऽवनिरंघ्रिरीक्षणं, सूर्यो नभो नाभिरथो दिशः श्रुतिः ॥**
**द्यौः कं सुरेन्द्रास्तव बाहवोऽर्णवाः, कुक्षिर्मरुत्प्राणबलं प्रकल्पितम् ॥१३॥**

**रोमाणि वृक्षौषधयः शिरोरुहा, मेघाः परस्यास्थिनखानि तेऽद्रयः ॥**
**निमेषणं रात्र्यहनी प्रजापतिर्-मेढ्रस्तु वृष्टिस्तव वीर्यमिष्यते ॥१४॥**

---

૧૩ પદચ્છેદ—**अग्निः ते मुखं**-અગ્નિ આપનું મુખ છે. **अवनिः अंघ्रिः**-પૃથ્વી આપના પગ છે. **ईक्षणं सूर्यः**-સૂર્ય આપની આંખ છે. **नभः नाभिः**—આકાશ નાભિ છે. **अथ**-અને **दिशः श्रुतिः**-દિશાઓ કાન છે. **द्यौः कं**-(માથું)-સ્વર્ગલોક માથું છે. **सुरेंद्राः तव बाहवः**-દેવો આપના હાથ છે. **अर्णवाः कुक्षिः** સાગરો આપનું પેટ છે. **मरुत् प्राणबलं प्रकल्पितम्**-વાયુ પ્રાણ અને બળરૂપે કલ્પાએલ છે.

૧૪ પદચ્છેદ—**वृक्षाश्च औषधयश्च ते रोमाणि**-વૃક્ષો અને ઓષધીઓ આપનાં રૂંવાડાં છે. **मेघाः शिरोरुहाः**-મેઘ આપના કેશ છે. **अद्रयः**-પર્વતો. **ते तव इति परस्य** સર્વોત્તમ એવા આપના **अस्थिनखानि**-હાડકાં અને નખ છે. [**नखः** પુલિંગ છે]. **रात्रिश्च अहश्च रात्र्यहनी तव निमेषणं**-રાત્રિ અને દિવસ આપના નિમેષરૂપ છે. **प्रजापतिः मेढ्रः** (શિષ્ન)-પ્રજાપતિ શિષ્નરૂપ છે. **तु**-અને. **वृष्टिः तव वीर्यं इष्यते**-વૃષ્ટિ તમારું વીર્ય ગણાય છે.

**त्वय्यव्ययात्मन् पुरुषे प्रकल्पिता, लोकाः सपाला बहुजीवसंकुलाः ॥**
**यथा जले संजिहते जलौकसो–ऽप्युदुम्बरे वा मशका मनोमये ॥१५॥**

અર્થ—અગ્નિ આપનું મુખ છે; પૃથ્વી આપના પગ છે, સૂર્ય આપનું નેત્ર છે; આકાશ નાભિ છે; અને દિશાઓ આપના કાન છે; સ્વર્ગલોક આપનું માથું છે; દેવો આપના હાથ છે; સાગરો આપનું પેટ છે; વાયુ આપના પ્રાણ અને બળરૂપ ગણાય છે. [૧૩]. વૃક્ષ અને ઔષધીઓ આપનાં રૂંવાડાં છે; મેઘ આપના વાળ છે; પર્વતો આપનાં હાડકાં અને નખરૂપ છે; રાત્રિ અને દિવસ આપના નિમેષરૂપ છે. પ્રજાપતિ [બ્રહ્મા] આપના શિશ્નરૂપ છે; અને વૃષ્ટિ આપના વીર્યરૂપ ગણાય છે. [૧૪]. હે અવિનાશી ! ઘણા જીવોથી વ્યાપ્ત લોકપાળો સહિત આ લોકો, આપ કે જે મનની વૃત્તિથી જણાઓ એવા છે; તેમનામાં કલ્પાએલા છે. જેમ જળમાં સૂક્ષ્મજંતુઓ રહે છે. અથવા ઉંબરાના ફળમાં મસલાંઓ [સૂક્ષ્મ જીવડાં] રહે છે; તેમ અનેક બ્રહ્માંડો આપનામાં ફર્યા કરે છે. [૧૫].

૧૩–૧૪–૧૫ વિવેચન—

ગીતાના ૧૧મા અધ્યાયમાં—**अनेकवक्त्रनयन–मनेकाद्‌भुतदर्शनम्** ॥१०॥ વિગેરે શબ્દોથી શ્રીકૃષ્ણે વિશ્વરૂપ દર્શન કરાવ્યું હતું.

**चंद्रमा मनसोजातश्च चक्षोः सूर्यो अजायत ॥**
**श्रोत्राद्वायुश्च प्राणश्च, मुखादग्निरजायत** ॥१२॥ [યજુર્વેદ રૂદ્રી અ. ૨.]

વિગેરે અનેક મંત્રોનું ઉપલા શ્લોકોમાં દોહન છે.

ઇશ્વરની વાર્તા અજબ છે, છતાં કુતર્ક કરનારા લોકો, પોતાની ટુંકી બુદ્ધિથી, માથાં ફોડયાંજ કરે.

દૃષ્ટાંત—એક તળાવને કાંઠે થોડાં દેડકાં રમતાં હતાં, ત્યાં એક બળદ આવ્યો. તેના પગ તળે એક દેડકો કચરાઇ ગયો. જે દેડકો કચરાઇ ગયો, તેના ભાઇએ તળાવમા જઇને પોતાની માતાને વાત કરી કે–'એક મોટા પ્રાણીના પગ નીચે ભાઇ કચરાઇ ગયો.'

દેડકી—તે પ્રાણી કેટલો મોટો હતો ?

દેડકો—ઘણોજ મોટો.

આ સાંભળી દેડકીએ પોતાનું પેટ ફુલાવીને પૂછયું કે–'આવો મોટો ?'

---

૧૫ પદચ્છેદ—**अव्ययश्चासौ आत्मा च अव्ययात्मा तत संबुद्धौ हे अव्ययात्मन्** હે અવિનાશી ! **बहुजीवैः संकुलाः, पालैः सहिताः सपालाः इति लोकाः**–ઘણા જીવોથી વ્યાપ્ત આ લોકપાલ સહિત લોકો. **मनः प्रधानं अस्य इति मनोमयः तस्मिन इति त्वयि पुरुषे**–આપ કે જે મનની વૃત્તિથી જણાઓ એવા છે તેમનામાં **प्रकल्पिताः**–કલ્પાએલા છે. **यथा जले जलौकसः**–જળમાં સૂક્ષ્મ જંતુઓ **वा**–અથવા **उदुंबरे मशकाः**–ઉંબરાના ફળમાં મસલાંઓ. **संजिहते**–રહેલા છે તેમ. તે પ્રમાણે અનેક બ્રહ્માંડો આપનામાં ફર્યા કરે છે.

દેડકો—ના-તેથી પણ મોટો.

દેડકીએ પોતાનું પેટ વધારે ફુલાવીને પૂછ્યું કે-'આવો મોટો ?'

દેડકો—ના-તેથી પણ મોટો.

'એવો તો તે કેટલો મોટો !' એમ કહીને, દેડકીએ વધારે પેટ ફુલાવ્યું; અને પૂછ્યું-'આવો મોટો ?'

દેડકો—મા ! એથી તો ઘણો મોટો ? તું ગમે એમ કરીશ, પણ તે પ્રાણી જેવડી તું થઇ શકીશ નહીં; માટે તે વાત પડી મેલ.

દેડકીએ તે વાત પડી નહીં મેલતાં, ખૂબ જોરથી પેટ ફુલાવ્યું. પરિણામે પેટ ચીરાઇ ગયું, અને દેડકી મરી ગઇ.

કુતર્કો કરનારની પણ આ દશા છે. જીંદગીભર દવા વાટી, પણ દવા ખાવાનો સમય લીધોજ નહીં. ડહાપણમાં ને ડહાપણમાં બધું ખોયું.

દૃષ્ટાંત—વિલાયતની એક સભામાં, હિંદુસ્તાનનો એક મહારાજા હાજર હતો. તેની પછી જે ગૃહસ્થની ખુરસી હતી, તેણે સભાના વ્યવસ્થાપકને પૂછ્યું કે-'આ કોણ છે ?' વ્યવસ્થાપકે કહ્યું કે-'હિંદના એક પ્રદેશનો તે રાજા છે.'

ગૃહસ્થે પૂછ્યું—તેની વારસીક આવક શી છે ?

વ્યવસ્થાપક—ત્રીસ લાખ રૂપૈયા.

ગૃહસ્થ—'Oh ! we spend thirty lacks of rupees for advertizement only. અમે ત્રીશ લાખ રૂપૈયા તો, અમારા માલની જાહેર ખબરો છપાવવા માટે જ વાપરીએ છઇએ.'

આ વાત સાંભળીને બાપુ-રાજા-તો ચમકીજ ગયા.

દેવનાં દર્શન ગોખલામાં અગર સિંહાસન ઉપર કરીને, દેવની વ્યાપકતા આટલીજ છે, એમ માનવું, તે તદ્દન અજ્ઞાન છે.

ચોપાઇ—ઘટ્ઘટ ઘટઘટ બોલે મેરા ભાઈ. જલથલમેં પ્રભુ રહ્યા સમાઇ;
ઉંચ નીચ જ્ઞાન કરી દેખો, એકૈ બ્રહ્મ સકલમેં લેખો.

પંદરમા શ્લોકમાં **प्रकल्पिताः** શબ્દ છે. તેનો અર્થ 'કલ્પાએલા.' જેમ દોરડીમાં સાપ કલ્પાય, છીપમાં રૂપું કલ્પાય; તેમ આ લોકો આપનામાં કલ્પાએલા છે.' આ ધારણા દ્વૈતવાદીઓને આડે આવે એવી છે; તોપણ ભક્તિમાર્ગના આચાર્યોએ દ્વૈતવાદને આગળ કર્યો છે. તેનું રહસ્ય એટલુંજ છે કે-દ્વૈત સિદ્ધ કર્યા પહેલાં, અદ્વૈતવાદનું ડોળ કરવું નહીં. ભક્તો ભગવાનમય થઇ જાય છે; તે અદ્વૈતભાવ છે. આ અદ્વૈતભાવ ભક્તો દ્વૈતભાવ દ્વારા સિદ્ધ કરે છે એટલે-સેવાદ્વારા ભક્ત ભગવાનને પ્રસન્ન કરીને, ભગવાનમાં સમાઈ જાય છે.

પંદરમા શ્લોકના છેવટમાં કહ્યું કે-'અનેક બ્રહ્માંડો આપનામાં ફર્યા કરે છે.' તે સંબંધમાં-શ્રીરામે કૌશલ્યાજીના ભુવનમાં મોટા સ્વરૂપે દર્શન દીધાં, ત્યારે કૌશલ્યાજી બોલ્યાં હતાં કે-[ મોક્ષવાણી પાનું ૧૩ ].

છંદ—બ્રહ્માંડ નિકાયા, નિર્મિત માયા, રોમ રોમ પ્રતિવેદ કહે;
મમ ઉર સો વાસી, યહ ઉપહાસી, સુનત ધીરમતિ થિર ન રહે.

સાર—વેદ કહે છે કે-'માયાએ બનાવેલા અનેક બ્રહ્માંડો આપને રૂંવાડે રૂંવાડે છે.' તે

આપ મારા ઉદરમાં વસ્યા; તે સાંભળીને લોકો હસશે; અને ધીરજવાળા પુરૂષોની મતિ પણ તે સાંભળીને, તર્કવિતર્કના પૂરમાં તણાશે.

અનેક રૂપે ભજવાનું વિશેષ કારણ બતાવે છે—

**यानि यानीह रूपाणि, क्रीडनार्थं बिभर्षि हि ॥**
**तैरामृष्टशुचो लोका, मुदा गायन्ति ते यशः ॥ १६ ॥**

અર્થ—ક્રીડાને માટે જે જે રૂપ ધારણ કરો છો; તે તે રૂપોથી જેઓના શોક મટી જાય છે; તે લોકો પ્રેમથી આપનો યશ ગાય છે. [૧૬].

૧૬ વિવેચન—

અનેક રૂપ લીધાં. અનેક રૂપે દર્શન દીધાં. જેમણે જેવા દેખ્યા, તેમણે તેવું રૂપ ધ્યાનમાં લીધું.

પદ—'વારી વારીરે સુંદિર સ્યામ તારા લટકાંને—'

આ પદ આગળ ઘણીવાર ગવાઈ ગયું છે. આ પદમાં દસ અવતારનું વર્ણન છે.

**मुदा—પ્રેમથી** (ગાય છે). પ્રભુમાં પ્રેમ વસ્તુને લાવવા, જે પ્રયત્ન કરો; તેજ સાચો પ્રયત્ન છે. પ્રેમથી ભજવું અને ભજાવવું, એ માનવ જીવનની ઉત્કૃષ્ટતા. આ આંબા ભક્તોને ઘેર હતા, અને હજી છે. જગતમાં જેઓ ડાહ્યા થવા જાય, અને મોજમજામાં તણાય; તેઓ આવા આંબા નીચે બેસી શકે નહીં.

હવે અવતારોનું વર્ણન કરે છે—

**नमः कारणमत्स्याय, प्रलयाब्धिचराय च ॥**
**हयशीर्ष्णे नमस्तुभ्यं, मधुकैटभमृत्यवे ॥ १७ ॥**
**अकूपाराय बृहते, नमो मन्दरधारिणे ॥**
**क्षित्युद्धारविहाराय, नमः सूकरमूर्त्तये ॥ १८ ॥**

---

૧૬ પદચ્છેદ—**यानि यानि रूपाणि क्रीडनार्थं इह बिभर्षि**–ક્રીડાને માટે જે જે રૂપ આપ આ સંસારમાં ધારણ કરો છો. **तैः रूपैः**–તે રૂપોથી. **आमृष्टा शुक्** (શોક) **येषां ते आमृष्टशुचः इति लोकाः**–જેઓના શોક મટી જાય છે એવા લોકો. **मुदा ते यशः गायंति**–પ્રેમથી આપનો યશ ગાય છે.

૧૭ પદચ્છેદ—**कारणाय मत्स्यः तस्मै**–પ્રયોજન માટે મત્સ્યરૂપ બનેલા તેમને **च**–અને **प्रलयाब्धि चरति इति प्रलयाब्धिचरः तस्मै**–પ્રલયના સમુદ્રમાં ફરનાર **नमः** નમસ્કાર **हयस्य शीर्षा यस्य सः हयशीर्षा तस्मै हयशीर्ष्णे इति हयग्रीवाय**–હયગ્રીવ દૈત્યને મારનાર હયગ્રીવરૂપ ભગવાનને. **इति तुभ्यं नमः**–એવા આપને પ્રણામ છે. **मधुश्च कैटभश्च मधुकैटभौ तयोः मृत्युः तस्मै मधुकैटभमृत्यवे**–મધુ અને કૈટભને મારનાર વિષ્ણુ ભગવાનને.

૧૮ પદચ્છેદ—**मंदरं धारयति इति मंदरधारी तस्मै मंदरधारिणे**–મંદરાચળને ધારણ કરનાર. **अकूपारः**–કાચબો. **बृहते अकूपाराय**–મોટા કાચબારૂપ આપને **नमः**–

**नमस्तेऽद्भुतसिंहाय, साधुलोकभयापह ॥**
**वामनाय नमस्तुभ्यं, क्रान्तत्रिभुवनाय च ॥१९॥**

**અર્થ**—પ્રલયના સમુદ્રમાં ફરનાર મત્સ્યાવતારરૂપ આપને હું પ્રણામ કરૂં છઉં. હયગ્રીવ નામના અસુરને મારનાર આપના હયગ્રીવરૂપને પ્રણામ છે; અને મધુકૈટભને મારનાર વિષ્ણુરૂપ આપને હું પ્રણામ કરૂં છઉં. [૧૭] મંદરાચળને ધારણ કરનાર કચ્છપાવતારરૂપ આપને હું પ્રણામ કરૂં છઉં; પૃથ્વીને જળમાંથી બહાર કાઢવારૂપ, વિહાર કરનાર વરાહરૂપ આપને હું પ્રણામ કરૂં છઉં. [૧૮] હે સાધુ લોકોના ભયને મટાડનાર ! અદ્ભુત નૃસિંહ રૂપ આપને હું પ્રણામ કરૂં છઉં; ત્રૈલાક્યને ભરિ લેનારા વામનરૂપ આપને હું પ્રણામ કરૂં છઉં. [૧૯].

૧૭ થી ૧૯ વિવેચન—

ભાગવતના ૮મા સ્કંધના ૨૪ અ. માં મત્સ્યાવતારની કથા છે.

**हयग्रीवः**—ઘોડાના જેવું જેનું માથું છે તે પ્રભુ.

હયગ્રીવ ભગવાનની ઉત્પત્તિના સંબંધમાં—

**सत्रे ममास भगवान् हयशीरषाऽथो, साक्षात् स यज्ञपुरुषस्तपनीयवर्णः ।**
**छंदोमयो मखमयोऽखिलदेवतात्मा, वाचो बभूवुरुशतीः श्वसतोऽस्य नस्तः॥**

શ્રીમદ્ ભાગ. સ્કંધ ૨. અ. ૭-૧૧.

બ્રહ્માજી નારદજીને કહે છે કે—મારા યજ્ઞમાં સુવર્ણ સરખી કાંતિવાળા, વેદમૂર્તિ, યજ્ઞમૂર્તિ, સર્વ દેવરૂપ, સાક્ષાત્ યજ્ઞના ફળદાતા હયગ્રીવ ભગવાન્ ઉત્પન્ન થયા. એ ભગવાનના નસકોરામાંથી શ્વાસ લેવા વખતે મનોહર વેદવાણી ઉત્પન્ન થઈ.

એકાદશ સ્કંધના ૪ થા અ. ના ૧૭ મા શ્લોકમાં કહે છે કે—'હયગ્રીવ ભગવાન મધુ દૈત્યને મારીને શ્રુતિઓ લાવ્યા હતા.

હયગ્રીવ ભગવાનની ઉત્પત્તિના સંબંધમાં, દેવી ભાગવત સ્કંધ ૧. અ. ૫ કહે છે કે—'હયગ્રીવ નામના અસુરનું તપ જોઈને દેવીએ કહ્યું કે—'માગ માગ.' અસુરે માગ્યું કે 'મને અમર કરો.' દેવીએ કહ્યું કે—'તેમ તો બનતું નથી-અમર કોઈ નથી.' પોતાના રૂપવાળા અશ્વજાતિથી પોતાને નિર્ભય માનીને, હયગ્રીવે માગ્યું કે—'જો એમ

---

પ્રણામ. **क्षितेः उद्धारः एव विहारश्च यस्य सः तस्मै**:-પૃથ્વીને જળમાંથી બહાર કાઢવારૂપ વિહાર કરનાર. **सूकरस्य मूर्तिः यस्य सः तस्मै-सूकरमूर्तये नमः**-વરાહરૂપ આપને પ્રણામ કરૂં છઉં. ૧૯ પદચ્છેદ—**साधुलोकानां भयं अपहरति इति-तत् संबुद्धौ-साधुलोक-भयापह**-હે સાધુલોકના ભયને મટાડનાર ! **अद्भुतसिंहाय इति ते नमः**—અદ્ભુત નૃસિંહરૂપ આપને હું પ્રણામ કરૂં છઉં. **च**-અને **क्रांतं** (ભરી લીધું છે) **त्रिभुवनं येन सः तस्मै इति वामनाय तुभ्यं नमः**-જેણે ત્રિભુવનને ભરી લીધું હતું એવા વામનરૂપ આપને મારા પ્રણામ છે.

હોય, તો ઘોડાના મુખવાળાથી મારૂં મૃત્યુ થાય.' 'તથાસ્તુ' કહીને દેવી અંતર્ધ્યાન થયાં. અસુરનો બહુ ત્રાસ વધતાં દેવો થથરી ગયા. વિષ્ણુના પોતાના ધનુષ્યથી વિષ્ણુનું માથું ખરી પડયું. દેવીની સલાહથી વિષ્ણુના ધડ ઉપર ઘોડાનું માથું ત્વષ્ટાએ ચોડયું. આ રૂપે વિષ્ણુએ હયગ્રીવને માર્યો. હયગ્રીવરૂપે-ભગવાને, મધુકૈટભને માર્યા હતા. તે બાબતમાં દેવીભાગવત સમંત નથી. દેવીભાગવત કહે છે કે—'હયગ્રીવ અસુરનેજ હયગ્રીવ ભગવાને માર્યો હતો; મધુકૈટભને જળમાં પોઢેલા શેષાઇ-વિષ્ણુભગવાને માર્યા હતા.

**મધુકૈટભ કોણ હતા?**—શેષાઈ વિષ્ણુભગવાનનાં કાનના મેલમાંથી આ બે દૈત્યો ઉત્પન્ન થયા. તેમણે તપ કરીને દેવીને રીઝવ્યા. દેવીએ 'માગ માગ' કહેતાં દૈત્યોએ માગ્યું કે—'અમારૂં મરણ અમે ઇચ્છીએ ત્યારે થાય.' આવું વરદાન પામીને અસુરો બ્રહ્માને પીડવા લાગ્યા. બ્રહ્મા શેષાઇ ભગવાનને શરણ ગયાં. શેષાઈ ભગવાને (વિષ્ણુએ) દૈત્યોની સાથે ભારે યુદ્ધ કર્યું; પણ કાંઈ પરિણામ આવ્યું નહીં. પછી દેવીની સલાહથી વિષ્ણુએ અસુરોને કહ્યું કે—'હું તમારા પરાક્રમથી બહુજ રાજી થયો છઉં; માટે તમારે જે જોઇએ તે માગો.' આ સાંભળીને છકી ગએલા અસુરો બોલ્યા કે—'અમે કાંઇ માગણ નથી. માગવું હોય, તો તું માગ. અમે આપવા તૈયાર છઇએ.' તે સાંભળીને વિષ્ણુએ કહ્યું કે—'તમે જો પ્રસન્ન થયા હો, તો બન્ને મારા હાથથી મરણ પામો.' આ સાંભળીને અસુરોને પોતાની બેવકુફીનું ભાન થયું. અસુરોએ કહ્યું કે--'તમે વર માગવાનું પ્રથમ કહ્યું હતું, તે વર હવે આપો. તે વર એજ કે 'જળ વિનાના મોટા સ્થળમાં તમારે અમને મારવા.' વિષ્ણુએ તે વાત કબુલીને પોતાના સાથળ મોટા કરીને, અને તે જળ ઉપર રાખીને, તે ઉપર અસુરોના માથાં કાપી નાંખ્યા. (દેવીભાગવત સ્કંધ ૧. અ. ૯.)

પૃથ્વીનું નામ મેદની શાથી?—આ બે અસુરો મરી જતાં, તેઓના મેદથી સઘળો સાગર ભરાઈ ગયો. આ કારણથી પૃથ્વીનું નામ મેદની પડયું, અને તે અભક્ષ્ય ઠરી. (દેવીભાગ. સ્કંધ. ૧. અ. ૯.)

કાચબાનુંરૂપ—સમુદ્ર મથન કરવા વખતે, મંદરાચળને ધરી રાખવા, પ્રભુએ કાચબાનું રૂપ લીધું હતું. ભાગવતના આઠમા સ્કંધના ૬ થી ૧૦ અધ્યાયોમાં સમુદ્રમથનની કથા છે.

વરાહનુંરૂપ--પ્રલયના સમુદ્રમાં ડુબી ગએલી પૃથ્વીને જળમાંથી બહાર કાઢવા પ્રભુ વરાહ બન્યા હતા. વરાહરૂપે પ્રભુએ હિરણાક્ષ્ય દૈત્યને માર્યો. આ કથા ભાગવતમાં સ્કંધ ૩. અ. ૧૩ માં છે.

**साधुलोकभयापह**!—હે સાધુલોકના ભયને હરનાર! આ શ્લોકમાં સાધુ કોણ છે? સાધુ પ્રલ્હાદ છે. તેના ભયને હરવા, પ્રભુ નૃસિંહ બન્યા. માત્ર ભગવાં, દાઢી, જટા, અગર દંડકમડળું સાધુતાનાં લક્ષણ નથી. મહાત્મા ગાંધીએ પોતાના સાધુ જીવનથી, સાધુતા ઉપર ઘણો પ્રકાશ પાડયો છે; તો પણ હજી ધર્માંધતાવાળા જીવો ભગવાં જોઇને ભરમાય છે.

નૃસિંહરૂપ—હરણ્યકશીપુને મારવા, અને પ્રલ્હાદને બચાવવા પ્રભુ નૃસિંહ બન્યા. આ કથા ભાગવતના સાતમા સ્કંધે ૧ થી ૧૦ અ. માં છે.

વામનરૂપ—બલિરાજા પાસેથી ત્રૈલોક્ય છોડાવવા, પ્રભુ વામન બન્યા હતા. આ કથા ભાગવતમાં આઠમા સ્કંધે ૧૭ થી ૨૩ અ. માં છે.

હજી અવતારોનું સ્મરણ કરીને તેને પ્રણામ કરે છે—

**नमो भृगूणां पतये, दृप्तक्षत्रवनच्छिदे ॥**
**नमस्ते रघुवर्याय, रावणांतकराय च ॥ २० ॥**

**नमस्ते वासुदेवाय, नमः संकर्षणाय च ॥**
**प्रद्युम्नायानिरुद्धाय, सात्वतां पतये नमः ॥ २१ ॥**

**नमो बुद्धाय शुद्धाय, दैत्यदानवमोहिने ॥**
**म्लेच्छप्रायक्षत्रहंत्रे, नमस्ते कल्किरूपिणे ॥ २२ ॥**

અર્થ—ગર્વવાળા ક્ષત્રિઓરૂપી વનને કાપનારા પરશુરામસ્વરૂપ–આપને હું પ્રણામ કરૂં છઉં. રાવણનો નાશ કરનાર શ્રીરામચંદ્રરૂપ આપને હું પ્રણામ કરૂં છઉં. [૨૦] ભક્તોના રક્ષક વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધરૂપ આપને હું પ્રણામ કરૂં છઉં. [૨૧] શુદ્ધ છતાં દૈત્ય દાનવોને ધર્મથી ભ્રષ્ટ કરનાર–બુદ્ધરૂપ–આપને હું પ્રણામ કરૂં છઉં; ઘણા ખરા મ્લેચ્છરૂપ થએલા ક્ષત્રિઓને હણનાર–કલ્કીરૂપ–આપને હું પ્રણામ કરૂં છઉં. [૨૨]

૨૦ થી ૨૨ વિવેચન—

**પરશુરામ**—જમદગ્નિ અને રેણુકાના પુત્ર. સહસ્રાર્જુનના હજાર હાથ કાપનાર, અને પાપી ક્ષત્રિઓનો નાશ કરનાર. આ કથા ભાગવતમાં નવમ સ્કંધે ૧૫–૧૬ અ. માં છે. તુલસીકૃત રામાયણમાં પરશુરામને ક્યાં દેખ્યા હતા? યાદ છે? [ બસ–બે ચાર જણને યાદ છે! બીજા કેમ પાઠ કરતા નથી? મોક્ષવાણીમાં વીણીને માલ ગોઠવ્યો છે. આળસુને પાસે હોય, તે દૂર જણાય. આળસ કાં કરો?] સાંભળો—

૨૦ પદચ્છેદ—**दृप्तञ्च तत् क्षत्रवनञ्च तस्य च्छिद्** (છેદનાર–કાપનાર,) **तस्मै इति भृगूणां पतये**–ગર્વવાળા ક્ષત્રિઓરુપી વનને કાપનાર ભૃગકુળના પતિ એવા પરશુરામ રૂપી આપને. **नमः**–પ્રણામ. **च**–અને **रावणस्य अंतं करोति इति रावणांतकरः तस्मै इति रघुवर्याय इति ते नमः**–રાવણનો નાશ કરનાર શ્રીરામચંદ્રરુપ આપને પ્રણામ કરૂં છઉં. (**रघुषु वर्यः तस्मै**)

૨૧ પદચ્છેદ—**सात्वतां पतये**–ભક્તોના રક્ષક. **वासुदेवाय संकर्षणाय च**–વાસુદેવ અને સંકર્ષણરુપ આપને. **प्रद्युम्नाय अनिरुद्धाय**–પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધરુપ આપને. **नमः**–નમસ્કાર છે.

૨૨ પદચ્છેદ—**शुद्धाय**–શુદ્ધ છતાં **दैत्यदानवान् मोहयति इति दैत्यदानवमोही तस्मै दैत्यदानवमोहिने**–દૈત્ય દાનવોને મોહ કરનાર. **बुद्धाय**–બુદ્ધ ભગવાનને **नमः**–નમસ્કાર. **म्लेच्छप्रायं क्षत्रं हंति इति म्लेच्छप्रायक्षत्रहंता तस्मै**–ઘણાખરા મ્લેચ્છરૂપ થએલા ક્ષત્રિઓને હણનાર. **कल्किरूपिणे इति ते**–કલ્કિરુપ આપને. **नमः**–પ્રણામ કરૂં છઉં.

જનકપુરમાં શ્રીરામે મહાદેવના ધનુષ્યનો ભંગ કર્યો. પોતાના ગુરૂ-શ્રીશંકર-ના ધનુષ્યનો ભંગ કરનાર કોણ છે ? તે જાણવા; તથા તેને શિક્ષા કરવા, પરશુરામ જનકરાજાના મંડપમાં દોડયા આવ્યા. જુઓ મોક્ષવાણી પાનું ૧૭A.

ચોપાઇ—તેહી અવસર સુની શિવ ધનુ ભંગા, આયે [1]ભૃગુકુલ કમલપતંગા;
દેખી મહીપ સકલ સકુચાતે, [2]બાજ ઝપટ જનુ લવા લુકાને.
ગૌર શરીર [3]ભુતિ ભલી ભ્રાજા, ભાલ વિશાલ ત્રિપુંડ વિરાજા;
શીશજટા [4]શશિવદન સુહાવા, [5]રિસવશ કછુક અરૂણવે આવા.
ભ્રકુટિ કુટિલ નયન રિસ રાતે, [6]સહજહિ ચિતવત મનહુ રિસાતે.
વૃષભ કંધ ઉર બાહુ વિશાલા, [7]ચારૂ જનેઉ માલ મૃગશાલા.
કટિ મુનિ વસન [8]તૂણ દુઇ બાંધે, ધનુશર કર [9]કુઠાર કલ કાંધે.

દોહરો—સંત વેશ કરણી કઠિન, વરણી ન જાય સ્વરુપ.
ધરિ મુનિ તનુ જનિ વીરરસ, આયે જહાં સબ ભૂપ. સીયાવર.

શ્રીરામચંદ્ર—રાવણને મારનાર શ્રીરામ. ભાગવતમાં નવમા સ્કંધે અ. ૧૦-૧૧માં શ્રીરામની કથા છે. વિદ્વાનો ડોળ કરનારા કેટલાએક પંડિતો, તુલસીકૃત રામાયણને કાવ્ય ગણીને, અગર પ્રાકૃતભાષામાં લખેલો ગ્રન્થ સમજીને, અને શુષ્ક વેદાંતીઓ રામાયણને અવતારી કથા સમજીને, તેનાથી વિમુખ રહે છે. એટલે તેમાં રસ લેતા નથી. આ ઘણીજ અફસોસની વાત છે. યાદ રાખજો કે-તુલસીકૃત રામાયણમાં જે જોઇએ તે છે. એટલું બધું ન વાંચી શકો, તો મોક્ષવાણી તો અવશ્ય વાંચો. તેમાં ઉમદા ચુંટણી છે. ટાઇપ ગુજરાતી છે. કીંમત માત્ર ૦-૮-૦ છે.

આખો દશમ સ્કંધ ૨૧મા શ્લોકને ટેકો આપે છે.

બુદ્ધાવતાર—

**ततः कलौ संप्रवृत्ते, संमोहाय सुरद्विषाम् ।**
**बुद्धो नाम्नाऽजनसुतः, कीकटेषु भविष्यति ॥२४॥** ભાગ. સ્કંધ ૧ અ. ૩.

અર્થ—ત્યારપછી એકવીશમે અવતારે કલિયુગ પ્રવૃત્ત થવાથી, અસુરોને મોહ પમાડવા માટે, કીકટ દેશમાં ( ગયા પ્રદેશમાં ), અજનના પુત્ર બુદ્ધ એવે નામે ઉત્પન્ન થશે.

**देवद्विषां निगमवर्त्मनि निष्ठितानां, पूर्भिर्मयेन विहिताभिरदृश्यतूर्भिः ।**
**लोकान् घ्नतां मतिविमोहमतिप्रलोभं, वेषं विधाय बहु भाष्यत औपधर्म्यम्॥**

ભાગ. સ્કંધ ૨. અ. ૭-૩૭.

અર્થ—વેદ માર્ગે ચાલનારા અને મયદાનવે રચેલી અદૃશ્ય વેગવાળી ત્રણ નગરીઓમાં રહીને, લોકોને પીડતા એવા દૈત્યોને લોભ તથા મોહ ઉત્પન્ન કરે, એવો વેશ ધારણ કરીને, બુદ્ધાવતાર ભગવાન્ પાખંડ ધર્મનો ઉપદેશ કરશે.

---

૧ પરશુરામ. ૨ બાજને દેખીને ચકલાં સંતાય તેમ. ૩ ભવ્ય દેખાવ. ૪ ચંદ્ર સરખું મુખ. ૫ રીસને લીધે આંખો લાલ થઇ ગઇ હતી. ૬ સહજમાં ખીજાય એવા ક્રોધી. ૭ સુંદર. ૮ બાણનો ભાથો. ૯ ફરસી, કુહાડો.

શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધના ૪ અધ્યાયમાં ૨૨ મા શ્લોકમાં દ્રુમિલ નામના સાતમા યોગેશ્વર નિમિ રાજાને કહે છે કે—'**वादैर्विमोहयति यज्ञकृतोऽतदर्हान्**' —'યજ્ઞ કરવાને યોગ્ય નહીં છતાં યજ્ઞ કરનારા દૈત્યોને બુદ્ધાવતાર ધરીને, નાસ્તિક રીતિના વાદોથી મોહ પમાડશે.'

ગૌતમબુદ્ધના સંબંધમાં, અત્યાર સુધીમાં થએલી શોધખોળને આધારે, સાક્ષરશ્રી કિશોરલાલ ઘનસ્યામલાલ મશરૂવાળા લખે છે કે—'આશરે ૨૫૦૦ વર્ષ પૂર્વે, હિમાલયની તળેટી આગળ ચંપારણ્યની ઉત્તરે નેપાળની તરાઇમાં 'કપિલવસ્તુ' નામે એક નગરી હતી. શાક્ય કુળના **શુદ્ધોદન** રાજાની તે રાજધાની હતી. શુદ્ધોદન રાજા ગૌતમવંશની માયાવતી અને મહાપ્રજાપતિ નામે બે બ્હેનો જોડે પરણ્યો હતો. માયાવતી એક પુત્રને જન્મ આપીને મરણ પામી. આ પુત્રને મહાપ્રજાપતિ નામની રાણીએ ઉછેરીને મોટો કર્યો. આ પુત્રનું નામ **સિદ્ધાર્થ**, જે પાછળથી **ગૌતમબુદ્ધ**ના નામથી પ્રખ્યાતી પામ્યો.

**ગુંચવણ**—આ ગૌતમબુદ્ધ તેજ બુદ્ધાવતાર કે કેમ?—આ ગૌતમબુદ્ધના જેવી બીજી કોઇ મહાન્ વ્યક્તિ હિંદમાં સાંભળી નથી; અને આ ગૌતમબુદ્ધજ હિંસાવાળા યજ્ઞોની વિરૂદ્ધ હતો. અગર જો કે શ્રીઆદ્યશંકરાચાર્યે તે ધર્મને દેશનિકાલ કર્યો; તોપણ ગૌતમબુદ્ધ તેજ બુદ્ધાવતાર છે કે કેમ? તે શંકા ઉભી રહે.

વળી બીજી વાત—ગુજરાતના ભક્ત કવિ **ઇચ્છારામભાઇ** ડાકોરના ઠાકોરની લાવણીમાં ગાય છે કે—

> બુદ્ધારુપે જગન્નાથજી, જગમગ જોત બિરાજે છે;
> દીનોનાથ દયાળ દામોદર, દરસનથી દુઃખ કાપે છે.

જગન્નાથજીના મહાત્મમાં, ગૌતમબુદ્ધ તેજ આ મૂર્તિ છે, એમ કોઇ ઠેકાણે જણાવ્યું નથી. અગર 'બુદ્ધાવતાર તે આ' એમ પણ જણાવ્યું નથી. શ્રીજગન્નાથજીની પડખે ઉભેલા બળભદ્ર અને સુભદ્રાને, શ્રીકૃષ્ણાવતારમાંથી સાબીત રાખીને, શ્રીકૃષ્ણને બદલે જગન્નાથજીને ગોઠવ્યા છે. આ જગન્નાથજી તે કોણ? તેના જવાબમાં-કટક પાસેના ઉત્કલ દેશમાંથી, એટલે ઓરિસા દેશના પુરૂષોત્તમ ક્ષેત્રમાંથી મળી આવેલી, એક પ્રાચીન **નીલમાધવની** કાષ્ટની મૂર્તિ. આ મૂર્તિ દર બાર વરસે બદલાય છે. જગન્નાથજીમાં વર્ણોના ભેદ વિના, સૌ સાથે બેસીને રાંધેલા ભાતનો મહાપ્રસાદ જમે છે. એકાદશીનું વ્રત પણ અહીં કોઇ કરતું નથી. [એકાદશીને અહીં બાંધી રાખી છે.] સનાતન ધર્મનો મૂખ્ય સ્થંભ **આચાર** છે; અને વિષ્ણુ ભક્તિનો મુખ્ય સ્થંભ એકાદશી (હરિવ્રત) છે. તે બેઉનો અહીં અનાદર છે. આ સ્થાનમાં શ્રીઆદ્યશંકરાચાર્યજીની, તેમજ શ્રીરામાનુજાચાર્યજીની મોટી ગાદીઓ છે; તેથી બુદ્ધાવતાર તરીકે, આ **જગદીશ**ને ગણ્યા હશે. તોપણ એટલું યાદ રાખવું કે—ભાગવતના કહેવા પ્રમાણે, આ મૂર્તિ બુદ્ધાવતાર નથી. ભાગવત કહે છે કે—'યજ્ઞ કરવાને યોગ્ય નહીં છતાં, યજ્ઞ કરનારા દૈત્યોને, બુદ્ધાવતાર ધરીને, નાસ્તિક રીતિના વાદોથી, મોહ પમાડશે.' યજ્ઞોમાં હિંસા થતી હોવાથી, યજ્ઞોને અટકાવવાનું કાર્ય ગૌતમબુદ્ધે કર્યું હતું. તેથી ભાગવત ધર્માનુસાર ગૌતમબુદ્ધ તેજ બુદ્ધાવતાર સમજાય છે.

**કલ્કીરૂપ**—આ અવતાર હવે થનાર છે.

હવે જીવલોકના રઝળપાટની વાત કરે છે—

**भगवन् जीवलोकोऽयं, मोहितस्तव मायया ॥**
**अहं ममेत्यसद्ग्राहो, भ्राम्यते कर्मवर्त्मसु ॥ २३ ॥**

**અર્થ—હે ભગવન્! આપની માયાથી મોહ પામેલો, અને દેહાદિકમાં ‘હું અને મારૂં’ એવો આગ્રહ રાખનારો—આ જીવલોક, કર્મમાર્ગમાં ભટક્યા કરે છે. [૨૩]**

૨૩ વિવેચન—

**इच्छाद्वेषसमुत्थेन, द्वंद्वमोहेन भारत ॥**
**सर्वभूतानि संमोहं, सर्गे यांति परंतप ॥** [ગીતા અ. ૭-૨૭]

હે અર્જુન! ઇચ્છા અને દ્વેષને પરિણામે ઉપજનારાં, જે સુખદુઃખાદિના જોડકાં, તેના મોહને લીધે, હે પરંતપ! સર્વ પ્રાણીઓ, આ સંસારમાં અનેક યોનિઓમાં, રઝળ્યા કરે છે. [૨૭] રાગ—શાર્દુલ૦

**आदित्यस्य गतागतैरहरहः, संक्षीयते जीवितं ।**
**व्यापारैर्बहुकार्यभारगुरुभिः, कालो न विज्ञायते ॥**
**दृष्ट्वा जन्मजराविपत्तिमरणं, त्रासश्च नोत्पद्यते ।**
**पीत्वा मोहमयीं प्रमादमदिरा-मुन्मत्तभूतं जगत् ॥ ७ ॥**

[ ભર્તૃહરિ-વૈરાગ્યશતક ]

[ આવા રસનું કદિ પાન કરો છો? ઉમદા વિચારોનું કદિ સેવન કરો છો? ઉત્કૃષ્ટ ભાવનાઓ માટે કદિ તલખાટ થાય છે. આખા દિવસમાં સાંભળવા જેવું, શું સાંભળ્યું? તેનો હિસાબ કદિ રાખો છો? તમારા ઘર સ્વચ્છ રાખવા માટે, સાવરણીની આવશ્યકતા સમજો છો; પણ તમારા મનને સ્વચ્છ રાખવા માટે; સંતોના ઠપકાની આવશ્યકતા સમજો છો. જેવી તેવી સાવરણી કચરો કાઢી શકતી નથી. તેમ જેવા તેવા ( તમારી ખુશામત કરનારા ) સંત બ્રાહ્મણ—તમારા મનનો મેલ ધોઇ શકશે નહીં. આપને આવા ઠપકા દઇએ, તે સાથે આપનાં ભાગ્યની વાત પણ કરી દઇએ. આવી વાતો સાંભળવા નવરા કોણ છે! કઈ ભાગ્યશાળી માતાઓએ શ્રીહરિના ભક્તોને જન્મ આપ્યા છે? તમારાં ભાગ્ય છે, તે આવી વાતો સાંભળવા તમે અહીં આવો છો. ]

અર્થ—સૂર્ય ઉગે અને આથમે; રાત દિવસ આવે અને જાય; પણ જીવનું આયુષ્ય લેતું જાય. મોટા મોટા અનેક કાર્યના વ્યવહારમાં, ‘કાળ ક્યાં ગયો’ તે સમજાય પણ નહીં. [ એટલે જુવાન હતા, તે સહેજમાં વૃદ્ધ બની ગયા. ] વળી જન્મ, જરા (ઘડપણ) વિપત્તિ અને મરણને જોઇને પણ, જીવને ત્રાસ ઉત્પન્ન થતો નથી. આ તમામનું કારણ

---

૨૩ પદચ્છેદ—**हे भगवन्**—હે પ્રભુ! **तव मायया मोहितः**—આપની માયાથી મોહ પામેલો. **अहं मम इति असति ( देहादौ ) ग्राहः** ( આગ્રહ, આસક્તિ ) **यस्य सः अहंममेत्यसद्ग्राहः**—અને દેહાદિકમાં હું અને મારૂં એવો આગ્રહ રાખનાર. **अयं जीवलोकः**—આ જીવલોક. **कर्मवर्त्मसु भ्राम्यते**—કર્મના માર્ગમાં ભટક્યા કરે છે.

એ છે કે-મોહમય પ્રમાદ મદિરાનું પાન કરવાથી, આખું જગત્ ઉન્મત્ત થઇ ગયું છે, એમ મને લાગે છે.

શેઠને ઘેર ટાણું, અને શેઠાણી ગાભા પહેરીને ફરે; શેઠને ઘેર વરો, અને શેઠ ટાઢા ટુકડા ભાણામાં લઇને જમવા બેઠો. અવસર ઓળખ્યો નહીં. અવસરના સંબંધમાં સંતો કહે છે કે—

પદ.

અવસર આવ્યો છેરે અભાગીયા, સમજુને ડાહ્યા હતા તે તો જાગીયા,
હરિરસ પ્રેમે પીવાને લાગીઆ, ભવના બંધન તેમણે ભાંગીઆ. અવસર૦
માયા મદિરાના કેફમાંરે લોલ, હાંરે તારો જીવડો જોલાં ખાયજો— અવસર૦
મલ્યો મનુષ્યાદેહ મોંઘો મણીરે લોલ, અલ્યા! શે ના હરિગુણ ગાયજો— અવસર૦
કર્મ કર્યાં કઇક ભાતનાંરે લોલ, અલ્યા દુરમતિ! દમડીને માટજો— અવસર૦
ભુલ્યો તું શ્રીભગવાનનેરે લોલ, અલ્યા! કામ્યું તે મેળવ્યું ધૂળજો— અવસર૦
પાનાં નિકળશે તારાં પાપનાંરે લોલ, તારાં ફડકે બળશે હાડજો— અવસર૦
જ્યારે દર્શન થાશે યમરાજનાંરે લોલ, તારી થરથર કંપશે કાયજો— અવસર૦
શ્રીદ્વારકેશલાલ એવું કહેરે લોલ, આ તો સોમાં નવાણુની ભૂલજો— અવસર૦

હવે અક્રૂરજી પોતાના અજ્ઞાન સંબંધી કહે છે—

**अहं चात्मात्मजागार–दारार्थस्वजनादिषु ॥**
**भ्रमामि स्वप्नकल्पेषु, मूढः सत्यधिया विभो ॥२४॥**
**अनित्यानात्मदुःखेषु, विपर्ययमतिर्ह्यहम् ॥**
**द्वन्द्वारामस्तमोविष्टो, न जाने त्वात्मनः प्रियम् ॥२५॥**
**यथाऽबुधो जलं हित्वा, प्रतिच्छन्नं तदुद्भवैः ॥**
**अभ्येति मृगतृष्णां वै, तद्वत्त्वाऽहं पराङ्मुखः ॥२६॥**

---

૨૪ પદચ્છેદ—**हे विभो**-હે પ્રભુ! **अहं च**-હું પણ. **मूढः**-અત્યંત મૂઢ. **स्वप्नकल्पेषु**-સ્વપ્ના જેવા-અસત્યમાં. **आत्मा** (દેહ) **आत्मजाः** (પુત્રો) **अगारं** (ઘર) **दारा अर्थः** (ધન) **च स्वजनादयः तेषु**-દેહ, પુત્ર, ઘર, સ્ત્રી, ધન અને સ્વજનાદિકમાં. **सत्यधिया**-તેમને સાચા (નિત્ય) માનીને. **भ्रमामि**-ભટકું છઉં.

૨૫ પદચ્છેદ—**अनित्यानि च अनात्मानश्च दुःखानि च तेषु-अनित्यानात्मदुःखेषु विपर्ययमतिः इति हि अहं**-અનિત્ય કર્મફળને નિત્ય માનનાર, અનાત્મા દેહને આત્મા માનનાર, દુઃખરૂપ ઘર આદિને સુખરૂપ માનનાર એવો હું. **द्वंद्वेषु** (સુખદુઃખમાં) **आरमति इति द्वंद्वारामः**-સુખદુઃખમાં રમનાર. **तमसा विष्टः-तमोविष्टः**-અજ્ઞાનથી ઘેરાએલો. **आत्मनः प्रियं इति त्वा-त्वां-न जाने**-પરમ પ્રેમના સ્થાનકરૂપ આપ કે આત્મા છો તેને હું જાણતો નથી.

૨૬ પદચ્છેદ—**यथा अबुधः**-જેમ મૂર્ખ માણસ: **तस्मात्-इति जलात्-उद्भवंति इति तदुद्भवानि तैः तदुद्भवैः**-ખડથી. **प्रतिच्छन्नं जलं हित्वा**-ઢંકાએલા જળને

**नोत्सहेऽहं कृपणधीः, कामकर्महतं मनः ॥**
**रोद्धुं प्रमाथिभिश्चाक्षैर्‌-ह्रियमाणमितस्ततः ॥२७॥**

**અર્થ—**હે પ્રભુ ! હું પણ અત્યંત મૂઢ બનીને, સ્વપ્ના જેવા અસત્ય દેહ, પુત્રો, સ્ત્રી, ધન અને સગાંવ્હાલા વિગેરેમાં, તેઓને સાચા માનીને ભટક્યા કરૂં છઉં. [૨૪] અનિત્ય કર્મફળને નિત્ય માનનાર. અનાત્મા દેહને આત્મા માનનાર, દુઃખરૂપ ઘરાદિને સુખરૂપ માનનાર, સુખદુઃખમાં રમનાર, અને અજ્ઞાનથી ઘેરાએલો—એવો હું, મારા પ્રેમના સ્થાનકસ્વરૂપ આપને જાણતો નથી. [૨૫] જેમ મૂર્ખ માણસ ખડથી ઢંકાએલા જળને તજીને, મૃગજળ તરફ દોડે છે; તે પ્રમાણેજ હું આપને તજીને, અવળી તરફ દોડનાર છઉં. એટલે હું દેહાદિક અનાત્મ પદાર્થ તરફ દોડું છઉં. [૨૬] હું વાસનાભરેલી બુદ્ધિવાળો છઉં; તેથી મારૂં મન કામ અને ફળની વાસનાવાળા કર્મથી હણાયેલું છે. તોફાની ઇંદ્રિયોથી ચારેકોર ખેંચાતા મારા મનને રોકવા, હું સમર્થ નથી. [૨૭]

૨૪ થી ૨૭ વિવેચન—

ચોરે ચોરી તો કરી, પણ માની ગયો. માન્યો માટે કાંઈક ઓછી શિક્ષા. આપણે સૌ અક્રૂરના કરતાં વધારે અપરાધી છઇએ. અપરાધોમાંથી અમુક પ્રમાણમાં મુક્ત થવા, બ્રાહ્મણો ત્રણે કાળ સંધ્યા કરે; મુસલમાનો નિમાજ પઢે; જૈનો સમાગમ કરે; ક્રિચીયનો સવાર સાંજ ઘુંટણે પડીને પ્રાર્થના કરે. વિગેરે. જેઓ આટલું પણ કરતા નથી. એટલે માફી પણ માગતા નથી, તે જીવો કેટલા બધા અકૃતઘ્ન—ગુણચોર-પામર છે, તેનો તેઓએ પોતેજ ખ્યાલ કરવો.

વાલીને માર્યા પછી, કીસકંધાની ગાદીએ બેસીને, વૈભવ ભોગવતો સુગ્રીવ, સિતાજીની શોધ કરવાનું કામ ભૂલી ગયો. તે વખતે તેને ઠેકાણે લાવવા માટે, શ્રીરામે લક્ષ્મણને મોકલ્યા. લક્ષ્મણના ભયથી સુગ્રીવ ચેતી ગયો, અને શ્રીરામ પાસે આવીને બોલ્યો કે—

**ચોપાઈ—**નાથ ! વિષય સમ મદ કછુ નાંઇ, મુનિ મન મોહ કરે ક્ષણ માંહીં;
વિષયવિવશ સુરનરમુનિ સ્વામી, મેં પામર પશુ કપિ અતિ કામી.

વિગેરે. [મોક્ષવાણી પાનું ૪૩ A]

---

તજીને. **मृगतृष्णा अभ्येति**-મૃગજળ તરફ દોડે છે. **तद्वत्**-તે પ્રમાણે. **अहं**-હું. **त्वा-त्वां (हित्वा)**-આપને તજીને. **परांगं मुखं यस्य सः परांगमुख**—અવળી તરફ દોડનાર. એટલે દેહાદિ અનાત્મ તરફ દોડનાર.

૨૭ પદચ્છેદ—**कृपणा धीः यस्य सः**-વાસનાભરેલી બુદ્ધિવાળો. **अहं**-હું. **मे मनः कामकर्मणा हतं**-મારૂં મન કામ અને ફળની વાસનાવાળા કર્મથી હણાયેલું છે. **प्रमाथिभिः अक्षैः** (ઇંદ્રિયોથી) **इतः ततः ह्रियमाणं**-તોફાની ઇંદ્રિયોથી ચારેકોર ખેંચાતા મનને. **रोद्धुं न उत्सहे**-રોકવા હું સમર્થ નથી.

**નિરીક્ષણ**—નિરીક્ષણ ઘણાં પ્રકારનું થાય છે; અને નીરીક્ષણ માટે દરેક ખાતામાં મોટા પગારના ઇન્સ્પેક્ટરો રાખવામાં આવે છે. નિરીક્ષણમાં કાંઈ ભૂલચૂક હોય, તો તેને માટે પગલાં ભરવામાં આવે છે. સ્ત્રી સુપડું લઇને અનાજ ઝાટકે છે, અને ચારણી લઇને ચાળે છે, તે પણ નિરીક્ષણ છે. આવાં નિરીક્ષણ અનાદિકાળથી થયાં કરે છે; પણ **સ્વ-નિરીક્ષણ** બહુજ થોડું થાય છે. ડાહ્યાં ડાહ્યાં સ્ત્રી પુરૂષો પણ, સંત મહંત અને સન્યાસીઓ પણ; ગુરૂઓ અને પંડિતો પણ, સોએ નવાણુ ટકા, સ્વનિરીક્ષણની વાત સમજતાં નથી. પારકા અનેક દોષ દેખે, પોતાનો એક દોષ પણ ન દેખે. પારકાના નાનામાં નાના દોષ દેખી શકે; અને પોતાનો મોટામાં મોટો દોષ દેખી શકે નહીં. આવા પ્રકારનો અંધાપો અજ્ઞાનદ્વારા પ્રાપ્ત થાય છે. આંખનો અંધાપો ટાળવા, સતત પ્રયત્ન કરવામાં આવે; અને પાણીની માફક પૈસા વપરાય; પણ મનનો અંધાપો ટાળવા, જરાએ પરવા નહીં. મુમુક્ષુઓએ આમ કરવું ઘટતું નથી. મુમુક્ષુઓની દૃષ્ટિ [સમજણ] જગતની સમજણથી જુદીજ હોવીજ જોઇએ. બિલ્વમંગળે મનનો અંધાપો ટાળવા, આંખનો અંધાપો સ્વિકાર્યો. જીવન્મુક્તોને આંખો હોય; તોપણ આંધળાની માફક, કોઈના દોષ દેખે નહીં વિચાર કરી જોજો. વિચાર કરતાં ઠીક જણાય, તો સ્વનિરીક્ષણ કરતાં શીખજો. સ્વનિરીક્ષણને દઢ કરવા માટે, સદ્‌ગુરૂ અગર સંતના સમાગમમાં રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થાય; ત્યારે તેનો લાભ જરૂર લેજો. ટાવરની ઘડીયાળ સાથે મેળવતાં, પોતાની ઘડીયાળ સાચો ટાઈમ આપે છે કે નહીં ? તેની ખાત્રી થાય. તેમ સંતોના જીવનના આચાર વિચાર નિહાળતાં, પોતામાં રહેલી ખોડ ખાંપણનું ભાન થાય. એક છોકરો કહેતો કે-'મને બધા પાઠ આવડે છે;' પણ પરીક્ષામાં બેઠો, ત્યાં સોમાં પાંચ માર્ક મળ્યા. એમ આપણે આપણા મનથી ઘણાજ ડાહ્યા હોઇએ; પણ સંતસમાગમમાં સ્વનિરીક્ષણ કરીએ, ત્યારે સોમાં પાંચ માર્ક માંડમાંડ મળે. 'અહીં સંત અને સદ્‌ગુરૂ કહ્યા, તે સમજવા જેવા છે. ત્યાગી થઇને કનક કાંતામાં અને મઠમકાનમાં લપટાયા તે સંત નથી. આચાર્ય, પંડિત, ભક્ત અગર બ્રાહ્મણ થઇને નાના પ્રકારના વૈભવ ભોગવે, વિદ્યા અને વિવેકનો અનાદર કરે, તે પણ આપણે કામના નથી.

હજી અક્રૂરજી પોતાના અનુભવની વાત કરે છે—

**सोऽहं तवांघ्र्युपगतोऽस्म्यसतां दुरापं, तच्चाप्यहं भवदनुग्रह ईश मन्ये ॥**
**पुंसो भवेद्यर्हि संसरणापवर्गस्-त्वय्यब्जनाभ सदुपासनया मतिः स्यात् ॥२८॥**

અર્થ—હે પરમેશ્વર ! હે પદ્મનાભ ! તે હું-વિષયી પુરૂષોને ન મળે, એવું જે આપનું ચરણ, તેને હું શરણે આવ્યો છઉં, અને તે પણ આપના

---

૨૮ પદચ્છેદ—**ईश** !-હે પરમેશ્વર. **अब्जनाभ** !-હે પદ્મનાભ. **सः अहं**-તે હું. **असतां दुरापं इति तव अंघ्रिं उपगतः अस्मि**-વિષયી પુરૂષોને ન મળે એવું જે આપનું ચરણ તેનું હું શરણે આવ્યો છઉં. **च**-અને **तत् अपि**-તે પણ. **भवतः अनुग्रहः अस्ति अस्य इति भवदनुग्रहः इति अहं मन्ये**-આપના અનુગ્રહથી થયું છે એમ હું માનું છઉં. **यर्हि**-જ્યારે. **पुंसः**-જીવને. **संसरणस्य अपवर्गः**-સંસારની સમાપ્તિ. (થવાની હોય ત્યારે) **सतां उपासना तया सदुपासनया**-મહાત્મા પુરૂષોની સેવાથી. **त्वयि मतिः स्यात्**-આપનામાં ચિત્ત ચોંટે-આપનું ભજન કીર્તન ગમે.

**અનુગ્રહથીજ—આપની કૃપાથીજ—થયું છે; એમ હું માનું છઉં. જ્યારે જીવને સંસારની સમાપ્તિ થવાની હોય, ત્યારેજ તેને મહાત્મા પુરૂષોની સેવાથી, આપનું ભજન કીર્તન ગમે. [૨૮]**

૨૮ વિવેચન—

જેમ ઘણો દેવાદાર, વ્યાજનાં વ્યાજ ગણવાની ભાંજગડમાં ન પડતાં, શેઠના ચરણમાં પડે છે, અને કહે છે કે—'આપ બચાવો તો બચું.' તેમ આપણે કે જે, અનેક દોષોથી વિંટાએલા છઇએ; તેમણે તો-શ્રીહરિનું શરણુંજ માંગવું જોઇએ. શરણનો મહિમા જાણ્યા વિના શરણમાં પ્રીતિ ન થાય. શરણનો મહિમા બતાવનારાં શાસ્ત્રો અને સદ્ગુરૂ છે. શાસ્ત્રો કરતાં સદ્ગુરૂ વધે છે. કારણ કે શાસ્ત્રો ઘણાં અગમ. શાસ્ત્રોમાં કયાં કઇ વસ્તુ છે, તે બતાવનાર સદ્ગુરૂ છે. હીરા ખાણોમાં રહે; પણ હીરાવાળી જમીન બતાવનાર, ભુસ્તરવિદ્યાનો જાણનાર હોવો જોઇએ.

ગજલ—તાલ—ધમાલ.

અગર હે જ્ઞાનકી પરવા, તો ગુરૂકી જા શરણ ભાઇ.
ગુરૂકી જા શરણ ભાઇ, ગુરૂકી જા શરણ ભાઇ—અગર હે૦

જટા સિરપે રખાનેસે, ભસ્મ તનમેં રમાનેસે;
સદા ફલફુલ ખાનેસે, કભી નહીં મુક્તિ કોઇ પાઇ—અગર હે૦

બને મૂરત પુજારી હે, તીરથયાત્રા પિયારી હે;
કરે વ્રત નેમ ભારી હે, ભરમ મનકા મિટે નાંહી—અગર હે૦

કોટિ સુરજ શશીતારા, કરે પ્રરકાશ મિલ સારા;
બિના ગુરૂ ઘોર અંધારા, ન પ્રભુકા રૂપ દરસાઇ—અગર હે૦

ઇશ સમ જાન ગુરૂદેવા, લગા તન મન કરો સેવા;
બ્રહ્માનંદ મોક્ષપદ મેવા, મિલે ભવબંધ કટજાઇ—અગર હે૦

છે આપને કોઇ આવું વિશ્રામનું ઠામ? છે આપને માટે કયાંઇ શાંતિના સાગર? છે આપને કોઇ ઠેકાણે અનન્યાશ્રય? છે કોઇ આપની બ્રેક દબાવનાર? એટલે-આપને ખોટું કરતાં અટકાવનાર છે કોઇ? ગોવિંદ કરતાં ગુરૂ વધારે મોંઘી વસ્તુ છે.' એવો દૃઢ વિચાર, આપના હૃદયમાં કોઇ ઠેકાણે ઉભો છે? હોય તો તે વિચારને બહાર કાઢવા શક્તિ છે? યાદ રાખજો કે—અનેક જન્મો સુધી મુળાની માર્કીટમાં રખડશો, પણ ત્યાં હીરાની ખરીદી કરી શકશો નહીં.

આટલા માટેજ આ શ્લોકના બીજા પદમાં કહ્યું કે—'**पुंसो भवेद्यर्हि संसरणापवर्गस्-त्वय्यब्जनाभ, सदुपासनया मतिः स्यात्** ॥' જ્યારે જીવને જન્મમરણની **સમાપ્તિ** કરવી હોય, ત્યારેજ તેમને સદ્ગુરૂની સેવા ગમે, અને તે સેવાદ્વારા આપના ભજનમાં પ્રીતિ થાય.'

અપૂર્ણ.

રૂ. નં. ૧૯૬ Registered No. B. 1434.

શ્રીસદ્ગુરવે નમઃ।

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશકઃ—રામશંકર મોનજી ભટ્ટ, ઠે. મોક્ષમંદિર-અમદાવાદ.

પુસ્તક ૧૧ મું.] માગશર માસ ૧૯૮૭ [અંક ૧૧ મો.

ત્રણ વરસના અંકોનું એક પુસ્તક—દશમસ્કંધનો વિષય ૮૩ ના મહાથી ચાલુ થયો છે. ૮૩–૮૪ અને ૮૫ એમ ત્રણ વરસના અંકોની ફાઈલ, એક પુસ્તકમાં પાકા પુંઠાથી બંધાવીને તૈયાર કરી છે. તેમાં દશમના ૧ થી ૩૦ અધ્યાય છે. ત્રણ વરસના રૂ. ૭ અને બંધામણી રૂ. ૧). આ ચાલુ સાલના અંકો વાંચીને રાજી થયા હો, તો પ્રથમથી (૮૩ના મહાથી) વાંચો. તેમાંથી ઘણું મળશે. હાલ દર સાલનું એક પુસ્તક બે રૂપૈયે મળી શકશે. પુસ્તકો ખલાસ થયા પછી, એક પુસ્તકના રૂપૈયા સો દેતાં મળી શકશે નહીં.

લવાજમ—હજી આ અગીઆરમો અંક અપાય છે, તે પહેલાં આવતી સાલનું લવાજમ ઘણા ભાઈઓએ મોકલી દીધું છે. તેમને ધન્યવાદ ઘટે છે. સૌ આમ કરતાં શીખી જાઓ, તો અમને કેટલો આનંદ થાય! અમારી કેટલી નકામી તકલીફ બચી જાય! માસીક વાંચીને નકામી તકલીફ બચાવી દો, તો તે પણ કાંઈક લીધું ગણાય. જેમ બને તેમ ત્વરાથી લવાજમ મોકલી દેશોજી. વેદાંતનો વધારો ચાલુ રહેશે, લવાજમ ચાલુ સાલ પ્રમાણેજ-અઢી અને બે. પાછલાં પુસ્તકો જોઈએ, તો સાથે મંગાવી લેશો.

---

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

### અધ્યાય ૪૦ મો ચાલુ.

[ અનુસંધાન ૧૪૭૬ મા પાનાથી. ]

૨૮ મા શ્લોકનું વિવેચન ચાલે છે—

**પુંસો ભવેદ્યર્હિ સંસરણાપવર્गस्, त्वय्यब्जनाभ, सदुपासनया मतिः स्यात् ॥**

[ અર્થ ઉપર કહ્યો છે. ]

ચોપાઈ—અબ ગોડી બ્રા ભરોસ હનુમંતા, બિનું હરિકૃપા મિલે નહિં સંતા.

[ મોક્ષવાણી પાનુ ૪૪ A. ]

વિભિષણે હનુમાનજીને તેમના પ્રથમના મેળાપ વખતે કહ્યું હતું કે-' હવે મને શ્રીરામ મળશે. કારણકે તમે મને મળ્યા. ભગવદ્ કૃપા વિના સંત મળતા નથી.'

ગરૂડજી કાગભુશુંડિને કહે છે—જુઓ મોક્ષવાણી પાનું ૯૦ B.

**ચોપાઈ**—મોરે મન પ્રભુ ! અસ વિશ્વાસા, રામતે અધિક રામકર દાસા.

મનુષ્યની બુદ્ધિ ચાર ઠેકાણે વહેંચાઇ ગઇ છે. મૂર્તિઓમાં દેવબુદ્ધિ, જળમાં તિરથ બુદ્ધિ, દેહમાં આત્મબુદ્ધિ, અને સંબંધીઓમાં મમત્વબુદ્ધિ. આ ચાર ઠેકાણેથી ઉઠીને બુદ્ધિ સંત અગર સદ્ગુરૂમાં સમાય, ત્યારે સંતમાં પ્રીતિ થઇ ગણાય. એટલે સદ્ગુરૂમાં દેવબુદ્ધિ; સદ્ગુરૂમાં તિરથ બુદ્ધિ; સદ્ગુરૂમાં આત્મબુદ્ધિ; અને સદ્ગુરૂમાં મમત્વબુદ્ધિ. યાદ રાખવું ઘટે છે કે-મૂર્તિમાંથી દેવબુદ્ધિ ખેંચી લેતાં, અગર ગંગાદિના જળમાંથી તિરથબુદ્ધિ ખેંચી લેતાં, નાસ્તિકતા કરવી ઘટતી નથી.

હવે અક્રૂરજી નમસ્કાર કરે છે—

**नमो विज्ञानमात्राय, सर्वप्रत्ययहेतवे ॥**
**पुरुषेशप्रधानाय, ब्रह्मणेऽनन्तशक्तये ॥२९॥**
**नमस्ते वासुदेवाय, सर्वभूतक्षयाय च ॥**
**हृषीकेश नमस्तुभ्यं, प्रपन्नं पाहि मां प्रभो ॥३०॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धेऽक्रूरस्तुतिर्नाम चत्वारिंशत्तमोऽध्यायः ॥ ४० ॥**

અર્થ—વિજ્ઞાનરૂપ, સર્વ જ્ઞાનના કારણરૂપ, સુખદુઃખાદિક આપનારાં કાલ, કર્મ અને સ્વભાવાદિકના નિયંતા, અને અનંત શક્તિવાળા પરબ્રહ્મ-એવા આપને, હું પ્રણામ કરૂં છઉં. (૨૯). વાસુદેવને અને સર્વ પ્રાણીઓના આશ્રય-રૂપ આપને, હું પ્રણામ કરૂં છઉં. હે ઇંદ્રિયોના સ્વામિ ! હું આપને પ્રણામ કરૂં છઉં. હું આપને શરણે આવ્યો છઉં; તેથી આપ મારી રક્ષા કરો. (૩૦)

૨૯-૩૦ વિવેચન—

માતા પિતાનો મહિમા બાળક બતાવી ન શકે; ગુરૂનો મહિમા શિષ્ય બતાવી ન શકે;

---

૨૯ પદચ્છેદ—**विज्ञानं एव मात्रा** (મૂર્તિ) **यस्य सः विज्ञानमात्रः तस्मै**-વિજ્ઞાન-રૂપ. **सर्वेषां प्रत्ययानां** (જ્ઞાન) **हेतुः तस्मै**-સર્વજ્ઞાનના કારણરૂપ. **पुरुषस्य** (જીવના) **ये ईशाः** (સુખદુઃખ આપનારાં કાલ કર્મ અને સ્વભાવ) **तेषां प्रधानः** (મુખ્ય, નિયંતા) **तस्मै**-પુરૂષને સુખદુઃખાદિક આપનારાં કાળ કર્મ અને સ્વભાવાદિકના નિયંતા. **अनंता शक्तिः यस्य सः तस्मै**-અનંત શક્તિવાળા. **ब्रह्मणे**-પરમાત્માને **नमः**-પ્રણામ કરૂં છઉં.

૩૦ પદચ્છેદ—**वासुदेवाय नमः सर्वभूतानां क्षयः** (આશ્રય) **तस्मै** વાસુદેવને અને સર્વ પ્રાણીઓના આશ્રયરૂપ આપને પ્રણામ કરૂં છઉં. **हृषिकेश ! तुभ्यम् नमः**-હે ઇંદ્રિયોના સ્વામી! હું આપને પ્રણામ કરૂં છઉં. **प्रभो !**-હે પ્રભુ ! **प्रपन्नं इति मां पाहि**-હું કે જે આપને શરણે આવ્યો છઉં, તેની આપ રક્ષા કરો.

તો શ્રીહરિનો મહિમા જીવ બાપડો, શું બતાવી શકે! તે તો પ્રણામજ કરે. પ્રણામ કરીને શું ચાહે છે?—

ગજલ-કવ્વાલી.

દીન દયાલ દયા કરકે, ભવસાગરસેં કર પાર મુઝે— ટેક૦
નીર અપાર ન તીર દિસે, કિમ ધીર ધરૂં અબ મેં મનમેં;
મેરી નાવ ડુબાય રહી મગમેં, શરણાંગત જાનકે તાર મુઝે— દીન દયાલ૦
ગ્રાહ બસેં બલવાન્ બડે, જલ ઘેર પડેં, બહુ મારગમેં;
ઉડી રહી વિપરીત હવા, તુંહી એક બચાવન હાર મુઝે— દીન દયાલ૦
છૂટ ગયા સબ સાથી મેરા, કછુ હાથમેં જોર રહા ભી નહીં;
અબ નાથ ન દેર લગાય જરા, નિજ બાંહ પસાર ઉગાર મુઝે— દીન દયાલ૦
તેરા નામ જહાજ બડા જગમેં, સબ વેદ પુરાન બતાવત હૈં;
બ્રહ્માનંદ જપું દિનરાત સદા, પ્રભુ કીજીએ પાર કિનારા મુઝે— દીન દયાલ૦

શ્લોકોના શબ્દેશબ્દનો વિચાર કરો. શ્રીકૃષ્ણ શી વસ્તુ છે, તેનો ખ્યાલ કરો. દલપતરામભાઇ કહેતા ગયા છે કે-'વાંચે પણ નહીં કરે વિચાર, તે સમજે નહીં સઘળો સાર.' માટે વાંચીને બરાબર વિચારજો.

અધ્યાત્મદૃષ્ટિ—અધ્યાત્મ દૃષ્ટિથી ટિકા કરનારા કેટલાએક વિદ્વાને 'અક્રૂરને ભક્તરૂપ અને રથને ભક્તિરૂપ,' એમ ગણીને લાંબાં લાંબાં વિવેચન કર્યાં છે. પણ આવી સરલ વાત જો સમજાય; તો તે ગુંચવણની જરાએ જરૂર નથી.

ઇતિ શ્રીમન્મહાપુરાણ ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધનો ચાળીસમો અધ્યાય સંપૂર્ણ. બોલો શ્રીકૃષ્ણબળદેવકીજી જય. શ્રીરામચંદ્ર દેવકી જય. હર હર મહાદેવ હર. સૌને ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

અમદાવાદ મોક્ષમંદિર, ૧૯૮૬ વિજ્યાદશમી. } લી૦ રામશંકર મોનજી ભટ્ટ.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૪૧ મો.

**વિષય**—આ અધ્યાયમાં-શ્રીકૃષ્ણ મથુરામાં આવશે, મથુરામાં પેસીને મથુરાની સ્ત્રિયોનાં ચિત્ત ખેંચશે, રંગારાને મારશે, સુદામા માળી ઉપર અને દરજી ઉપર પ્રસન્ન થશે. [ આ અધ્યાયમાં (૫૨) શ્લોકો છે. ]

ગયા અધ્યાયમાં શ્રીકૃષ્ણે બતાવેલી માયાને પ્રભુ હવે સંકેલે છે—

**શ્રીશુક ઉવાચ ॥**

**स्तुवतस्तस्य भगवान्, दर्शयित्वा जले वपुः ॥**
**भूयः समाहरत् कृष्णो, नटो नाट्यमिवात्मनः ॥१॥**

૧ પદચ્છેદ—**स्तौति इति स्तुवन् तस्य स्तुवतः इति तस्य**-સ્તુતિ કરતા એવા અક્રૂરજીને. **भगवान् जले वपुः दर्शयित्वा**-ભગવાન્ જળમાં પોતાનું શરીર દેખાડીને.

**सोऽपि चान्तर्हितं वीक्ष्य, जलादुन्मज्ज्य सत्वरः ॥**
**कृत्वा चावश्यकं सर्वं, विस्मितो रथमागमत् ॥२॥**

**અર્થ—શ્રીકૃષ્ણે ઉપર પ્રમાણે અક્રૂરજીને પોતાનું સ્વરૂપ દેખાડીને, અક્રૂરજી હજી સ્તુતિ કરતા હતા-ત્યાં, નટ જેમ પોતાના નાટકને સમેટી લે, તેમ શ્રીકૃષ્ણે પોતાનું રૂપ (નાટક) સમેટી લીધું. (૧) વિસ્મય પામેલા અક્રૂરજી પણ ભગવાનને અંતર્ધ્યાન થએલા દેખીને, જળમાંથી બહાર નીકળીને, તથા સર્વ આવશ્યક કર્મ કરી લઇને, રથ પાસે આવ્યા. (૨)**

૧-૨ વિવેચન—

**ચોપાઈ**—નટ મર્કટ ઇવ સબહી નચાવત, રામ ખગેશ વેદ અસ ગાવત.

કાગભુશૈંડી ગરૂડજીને કહે છે કે-હે ગરૂડજી ! જેમ નટ મર્કટને નચાવે, તેમ રામ સૌને નચાવે છે-રમાડે છે.

દૃષ્ટાંત—રતનલાલને તેની પત્નિના મરણથી, બહુ રડતો દેખીને, તેના સાસુ સસરાને બહુ દયા આવી ગઇ, અને ખાનગીમાં કહ્યું કે-'જમાઇરાજ ! અફસોસ શા માટે કરો છો ? મારે **રતન** હજી કુમારી છે, અને તેણીની ઉમર સોળ વરસની છે. તમારૂં કાલે ઘર બંધાશે.' આટલા શબ્દ સાંભળીને રતનલાલને સુખનો સૂર્ય ઉગ્યો આ સૂર્યે આંખના આંસુ સુકાવી નાંખ્યાં. હૃદયમાંથી મરનારી **તારા** ખસી ગઇ, અને રતન હૃદયેશ્વરી બનીને બેઠી. તારાની પાછળ તેણીની ઉત્તરક્રિયા જેવી તેવી કરી લઇને; 'હવે સસરાજી રતનને ક્યારે પરણાવે ? ક્યારે રતન અને રતનલાલ એકમેક થઇને બેસે ? ક્યારે રતનલાલને જોઇને રતન ઉભરાય ?' તેની રાહ જોવા તે લાગ્યા. જેવા તેવા કારણ માટે પણ, રતનલાલ સસરાને ઘેર આવવા લાગ્યા, અને પ્રસંગ શોધીને, રતનને રીજવવા લાગ્યા-પ્રેમ કરવા લાગ્યા. પિતાએ રતનલાલને જે વચન આપ્યું હતું, તેની રતનને ખબર નહીં હોવાથી, રતનલાલના (એકાંતમાં પ્રાપ્ત થએલા) વધારે પડતા પ્રેમથી રતન ચમકી.

રતન—રતનલાલને-કાં આમ કરો ? શરમાતા નથી ? સાળી એ તો બ્હેન કહેવાય. અંગ્રેજી ભણ્યા છો ને ? Sister in law નો અર્થ શું થાય ? 'સાળી એટલે શાસ્ત્રના કાયદા પ્રમાણે બ્હેન.'

રતનલાલ—પણ-તે વાઇફ (પત્ની) પણ થઇ શકે.

રતન—વાઇફ થવું હોય, તેને ને ? વાઇફ નથી થવું, તેને તો બનેવી એટલે ભાઇ; પતિ નહીં; અને સાળી એટલે બ્હેન.

---

**भूयः**-ફરીથી **नटः आत्मनः नाट्यं इव**-નટ જેમ પોતાના નાટકને સમેટી લે, તે પ્રમાણે. **कृष्णः समाहरत्**-શ્રીકૃષ્ણે પોતાના રૂપને સમેટી લીધું.

૨ પદચ્છેદ—**च**-અને **विस्मितः सः अपि**-વિસ્મય પામેલા અક્રૂરજી પણ. **अंतर्हितं वीक्ष्य**-ભગવાનને અંતર્ધ્યાન થએલા દેખીને. **जलात् उन्मज्ज्य** [ **मस्ज्** ધાતુ ]-જળમાંથી બહાર નીકળીને. **सर्वं आवश्यकं कर्म कृत्वा**-સર્વ આવશ્યક કર્મ કરી લઇને. **रथम् आगमत्**-રથ પાસે આવ્યા.

રતનલાલ—કેમ ! તારાં મા બાપે તને કાંઇ વાત કરી નથી ?

રતન—શી વાત ?

રતનલાલ—તારાં માતા પિતાએ તને, મને આપી દીધી છે. તું મારી ભવિષ્યની હૃદયેશ્વરી છો.

રતન—જરા વિચારીને બોલો. મારા માતા પિતાને તેમ કરવા હક્ક નથી. હું હવે ઉમર લાયક છઉં. મેં મારો સંબંધ કયારનો નક્કી કરી મૂકયો છે; પણ હું બી. એ. થાઉં, તે પહેલાં, આ વાત હું કોઇને કરવાની નથી........

એટલીવારમાં નીચેથી રતનની બૂમ પડી, અને રતન ચાલી ગઇ. રતનલાલ 'હાય ! રખડી પડયો !' એમ કહીને રડવા લાગ્યો.

તાત્પર્ય—ઘડીમાં હસાડે, અને ઘડીમાં રમાડે, એવી શ્રીહરિની માયા છે.

અક્રૂરજીએ જે કાંઈ જળમાં જોયું, તે સંબંધી અક્રૂરજી અને શ્રીકૃષ્ણ ચર્ચા કરે છે, પ્રેમથી સાંભળો—

तमपृच्छद्धृषीकेशः, किं ते दृष्टमिवाद्भुतम् ॥

भूमौ वियति तोये वा, तथा त्वां लक्षयामहे ॥ ३ ॥

अक्रूर उवाच ॥

अद्भुतानीह यावंति, भूमौ वियति वा जले ॥

त्वयि विश्वात्मके तानि, किं मेऽदृष्टं विपश्यतः ॥ ४ ॥

यत्राद्भुतानि सर्वाणि, भूमौ वियति वा जले ॥

तं त्वाऽनुपश्यतो ब्रह्मन्, किं मे दृष्टमिवाद्भुतम् ॥ ५ ॥

અર્થ—શ્રીકૃષ્ણે અક્રરજીને પૂછયું કે-' પૃથ્વી ઉપર, આકાશમાં, અથવા જળમાં આપે કાંઈ અદ્ભુત દીઠું ? આપે કાંઈ અદ્ભુત દેખ્યું હોય, એમ આપની આકૃતિ ઉપરથી જણાય છે.' [૩]

---

૩ પદચ્છેદ—**हृषिकेशः तम् अपृच्छत्**-શ્રી કૃષ્ણે અક્રૂરજીને પૂછ્યું. **किं ते-त्वया**-શું આપનાથી-આપે. **भूमौ**-પૃથ્વી ઉપર. **वियति**-આકાશમાં. **तोये वा**-અથવા જળમાં. **अद्भुतं इव दृष्टं**-અદ્ભુત જેવું કાંઇ દીઠું ? **तथा त्वां लक्षयामहे**-આપે કાંઇ અદ્ભુત દેખ્યું હોય, એમ આપની આકૃતિ ઉપરથી જણાય છે.

૪ પદચ્છેદ—**इह**-આ જગતમાં **भूमौ**-પૃથ્વી ઉપર. **वियति**-આકાશમાં. **वा जले**-અથવા જળમાં. **यावंति अद्भुतानि**-જે જે અદ્ભુત છે **तानि**-તે તમામ. **त्वयि विश्वात्मके**-આપ કે જે સર્વ જગતરૂપ છો તેમાંજ છે. **मे विपश्यतः किं अदृष्टं**-હું કે જે આપને જોઉં છઉં, તેને પછી જોવાનું શું બાકી રહે !

૫ પદચ્છેદ—**हे ब्रह्मन्**-હે પરબ્રહ્મરૂપ. **यस्मिन् इति यत्र**-આપ કે જેની વિશે **सर्वाणि अद्भुतानि**-સર્વ અદ્ભુત પદાર્થો રહ્યા છે. **तं त्वां**-એવા આપને **अनुपश्यतः इति मे**-તેમને હું દેખું છઉં તેને. **भुमौ वियति वा जले किं अद्भुतं दृष्टं**-પૃથ્વી ઉપર, આકાશમાં અગર જળમાં શું અદ્ભુત દેખ્યું હશે !

તેના જવાબમાં અક્રૂરજી બોલ્યા કે-આ જગત્માં, પૃથ્વી ઉપર, આકાશમાં, અને જળમાં, જે જે અદ્ભુત છે; તે તમામ, આપ કે જે સર્વ જગત્રૂપ છો, તેમાંજ છે. હું-કે-જે-આપને જોઉં છઉં, તેને પછી જોવાનું બાકી શું રહે ! [૪] હે બ્રહ્મન્ ! આપના વિષે સર્વ અદ્ભુત પદાર્થો રહેલા છે. આવા પ્રકારના આપને હું દેખું છઉં, તેણે પૃથ્વી ઉપર, આકાશમાં, અગર જળમાં શું અદ્ભુત દેખ્યું હશે ! તાત્પર્ય-અદ્ભુતતાનો ભંડાર આપ પોતેજ છો. [૫]

૩-૪-૫ વિવેચન—

શ્રીકૃષ્ણ એટલે માત્ર નાનકડું બાળસ્વરૂપજ નહીં; શ્રીકૃષ્ણ એટલે ગોખમાં અગર પારણામાં ઝુલતું નાનું બાળકજ નહીં; શ્રીકૃષ્ણ એટલે ડાકોરમાં, દ્વારકામાં, શ્રીનાથજીમાં, જગન્નાથજીમાં અને એવા બીજાં અનેક મંદિરોમાં, અનેકને દર્શન આપી રહી છે, એટલીજ મૂર્તિ નહીં; પણ એથી વિશેષ.' વિશેષ કેટલી ? 'સર્વવ્યાપી.' સર્વવ્યાપી તો આકાશ પણ છે. તેના જેવા શ્રીકૃષ્ણ ? 'તેના જેવા ખરા, પણ તેથી વિશેષ.' વિશેષ કેટલાક ?-'આકાશ નિયમમાં રહેનાર છે; શ્રીકૃષ્ણ નિયંતા છે; આકાશ જડ છે, શ્રીકૃષ્ણ ચેતન છે; આકાશ કોઇનું સાક્ષી નથી. શ્રીકૃષ્ણ સૌના સાક્ષી છે. એટલે-ગમે તે જીવ શ્રીકૃષ્ણથી કાંઇ ગુપ્ત રાખી શકતો નથી. જ્યાં જોઇએ ત્યાં શ્રીકૃષ્ણ છે; એમ સમજીને, સ્વધર્મ પાળવો ઘટે-પાપથી બચવું ઘટે, પુણ્યમાં પ્રીતિ કરવી ઘટે. કોઇના દેખતાં પાપ કરતાં ડર લાગે; ત્યારે શ્રીકૃષ્ણના દેખતાં પાપ કેમ કરાય ! આ પ્રમાણે શ્રીકૃષ્ણને સર્વવ્યાપી અને સાક્ષી સમજાય; તો પાપની સંખ્યા ઘટે, અને પુણ્યની સંખ્યા વધે. વિચાર કરી જોજો. અક્રૂરને પણ એજ બતાવ્યું કે-'હું અહીં રથમાંજ છઉં, એમ નહીં; પણ જ્યાં તમે ચાહો ત્યાં છઉં.' આથી આગળ વધીને એમ પણ કહી દીધું કે-'દેહરૂપી દેવળોમાં બેઠેલો જે ચેતન, તે હું છઉં' આ વાતો માત્ર સાંભળી જવાથી સમજાય નહીં; પણ વિચાર કરવાથી સમજાય. લ્યો કાંઇક વિચાર કરીએ—

પદ.

આ શાં દેવળ જ્યાં ત્યાં, દિસે-જગદધિનાથનાં રે; આ શાં દેવળ૦ ટેક૦
કંઇ નાનાં કંઇ મોટાં આમાં, કંઇ પુરૂષાકૃતિ કંઇ વળી વામા;
અસંખ્ય અહીં તહીં ફરતાં, કંઇ પશુ જાતનાં રે— આ શાં૦
કોઇ ગોરાં કોઇ વર્ણે કાળાં, કોઇ ધ્રુવવર્ણા કોઇ [1]પીળિયાળાં;
પગવાળા, પાંખાળાં, કોઇ બે હાથનાં રે— આ શાં૦
કોઇમાં સુગંધ મધમધ વ્યાપી, દુર્ગંધે કોઇ મળના [2]વ્યાપી;
કોઇમાં પૂજન અર્ચન, કોઇ સ્થળે શ્વાનમાં રે— આ શાં૦
સુંદર મલિન સકલ દેવલમાં, લઘુ ગુરૂમાં, સુદઢ નિર્બળમાં;
[3]ગર્ભાગારે પણ ચરણો જગતાતનાં રે— આ શાં૦
ઉપરનું સઉ કોઇ નિહાળે, ભિતર પ્રભુને કોઇ ન ભાળે;
ગૃહકૂપ ત્યજી શોધે, નિર્જળ કૂપ રાનનાં રે— આ શાં૦
નાથ નૃહરિ નિજ તનુ મંદિરમાં, નિકટ સદા-નથી ગંગાતટમાં;
**જોતાં સાધક સાધો, ભક્તિસાધના રે.** આ શાં૦

---

૧ પોપટ જેવાં પીળાં. ૨ કુવા. ૩ છેક અંતરના ભાગમાં.

અક્રૂરજીને આ લાભ શાથી થયો ?-એમ કાંઇ વિચાર થાય છે ? થાય તો સાંભળો—

**કલ્પનાશક્તિ તે સર્જનશક્તિ છે**—કલ્પના, ભાવના અથવા ધારણા એ ત્રણે શબ્દો એકજ અર્થનું સૂચન કરે છે. જે વસ્તુની મનુષ્ય લાંબો વખત કલ્પના-ભાવના-અગર ધારણા કર્યા કરે છે; તે વસ્તુને તે સાધક મૂર્તિમાન થએલી દેખે છે; કારણકે ધારણાશક્તિ તે સર્જનશક્તિ છે. એટલે ધારણામાં વસ્તુને સ્રજવાની શક્તિ રહેલી છે. કોઇ વસ્તુનું ચિત્ર મનુષ્ય જ્યારે પોતાની વૃત્તિમાં ચિતર્યા કરે છે; ત્યારે તે મનુષ્ય તે વસ્તુનું સૂક્ષ્મ સ્વરૂપ રચી શકે છે. સૂક્ષ્મ સ્વરૂપ રચ્યા પછી, કલ્પનાશક્તિના સતત અભ્યાસને પરિણામે, તે સૂક્ષ્મરૂપ સ્થૂલરૂપને ધરતું જાય છે. યોગશાસ્ત્રમાં વર્ણવેલી વિવિધ ધારણાનાં ચમત્કારિક ફળ, આ નિયમ ઉપરજ અવલંબીને રહેલાં છે. તાત્પર્ય-જે જેનું ધ્યાન ધરે છે, તે તેને પામે છે, એ સિદ્ધ નિયમ છે. ગમે તે ઘરમાં ભુતની ભાવના કરો, તો ત્યાં ભૂતને આવ્યા વિના ચાલતું નથી. વ્યાધિનું, મૃત્યુનું, દુઃખનું અને એવી બીજી અપ્રિય વસ્તુઓનું ચિંતવન કર્યા કરો; તો વહેલામોડા, તે પણ સૂક્ષ્મરૂપે મટીને સ્થૂલરૂપે સન્મુખ થાય છે. કેટલીએક વખત કોઇ કાંઇ અપ્રિય બોલે છે; ત્યારે આપણે તેને કહીએ છીએ કે-' એવું કાંઇ બોલશો નહીં. એવું બોલે, તેના મોઢામાં આકડાની ફાડ, અને લોઢાના ખીલા.' કેટલીએક વખત કોઇ કાંઇ પ્રિય બોલે છે; ત્યારે આપણે કહીએ છીએ કે-' તમારા મોમાં સાકર.' ' ગમે એવા વિચારોનાં કોકડાં વણવાથી, કાંઇ હાની થતી નથી; ' એમ જેઓ સમજે છે; તેઓ વાસ્તવ સુખના દ્વારરૂપ, વિચારના સામર્થ્યને સમજતા નથી. વાસ્તવ સુખના જીજ્ઞાસુએ, સુખદ અને હિતકર ચિત્રો રચવામાંજ, વૃત્તિને આગ્રહપૂર્વક જોડવી જોઇએ. માંદા પડો, ત્યારે યોગ્ય સારવાર સાથે મંદવાડના વિચાર ન કરો; પણ આરોગ્યના વિચાર કરો. આપત્તિના સમયમાં, આપત્તિને ટાળવાના યોગ્ય ઉપાયની સાથે, ઉન્નતિના વિચાર કરો; પણ આપત્તિનાજ વિચાર, કર્યા ન કરો. સઢ ચડાવેલા વહાણને, જેમ અનુકુળ પવન ગતિ આપે છે; તેમ ઉંચી ભાવના યોગ્ય પ્રયત્નનો વિકાસ કરે છે. તાત્પર્ય-કલ્પનામાં કાંઇક અદ્‌ભુત સામર્થ્ય રહેલું છે. આ સામર્થ્યનો ઉપયોગ અક્રૂરજીએ કર્યો. અક્રૂરજીએ શ્રીકૃષ્ણને પ્રથમ કોઇ વખત જોયા નહોતા, પણ સાંભળ્યા હતા. જેવા સાંભળ્યા હતા, તેવી કલ્પનાઓ, અક્રૂરજીએ વૃંદાવન જતાં કરી.

**अनन्यचेताः सततं, यो मां स्मरति नित्यशः ।**
**तस्याहं सुलभः पार्थ, नित्ययुक्तस्य योगिनः ॥** ગીતા અ. ૮-૧૪

' અનન્યભાવથી જે મને સંભાર્યા કરે, તેને હું સુલભ છઉં, ' એમ શ્રીકૃષ્ણ કહે છે. વૃંદાવનમાં શ્રીકૃષ્ણ મળ્યા. પછી સાથે રહ્યા, અને સાથે ચાલ્યા. સદ્‌ભાવના ખીલી નીકળી. તેનું પરિણામ એ આવ્યું કે-શ્રીકૃષ્ણ શી વસ્તુ છે ? તે યથાર્થ જણાવવાને, શ્રીહરિએ અક્રૂરજીના ઉપર જળમાં દયા કરી. શ્રીશંકરનું સતત ચિંતવન કરનારા ઘણીવાર શ્રીશંકરને દેખે છે; વિષ્ણુનું ચિંતવન કરનારા વિષ્ણુને દેખે છે; ગુરૂનું સતત ચિંતવન કરનારા ગુરૂને દેખે છે. યાદ રાખવું ઘટે છે કે-વ્હાલામાં વ્હાલી વસ્તુ શ્રીહરિ છે. મોંઘામાં મોંઘી વસ્તુ શ્રીહરિ છે; માટે મુમુક્ષુઓએ શ્રીહરિનું-ચિંતવન કરવું.

ધૂન-હરિને સંભારે તેને, હરિ ના વિસારે રે; પત્થર જેવા પાપીને પણ, હરિ જરૂર તારે રે. હરિ૦

**तेषां सततयुक्तानां, भजतां प्रीतिपूर्वकं ।**

**ददामि बुद्धियोगं तं, येन मामुपयांति ते ॥** ( ગીતા અ. ૧૦-૧૦ )

'ધ્યાન, કીર્તન અગર સમાધિમાં મચ્યા રહેનારને, હું બુદ્ધિયોગ આપું છઉં. જે બુદ્ધિયોગ વડે તેઓ મને પામે છે.' જેમ વલોણાનું પરિણામ માખણ; તેમ શ્રીહરિના ચિંતવનનું પરિણામ–માખણચોર–શ્રીકૃષ્ણ.

ચિંતવનની બાબતમાં–જુઓ મોક્ષવાણી પાનું ૨૪ A. વાલ્મીકિ શ્રીરામને કહે છે કે-

ચોપાઈ—જાતિ પાંતિ ધન ધર્મ બડાઇ, પ્રિય પરિવાર સદન સમુદાઇ;

સબ તજી તુમ્હહિ રહહિ લવલાઇ, તાકે હૃદય બસહું રઘુરાઇ!

જુઓ સુતીક્ષ્ણ–મોક્ષવાણી પાનું ૩૦ A.—

ચોપાઇ—મનક્રમ બચન રામ પદ સેવક, સપનેહુ આન ભરોસ ન દેવક.

હનુમાનનું ચિંતવન, સબરીનું ચિંતવન, વિભીષણનું ચિંતવન, લંકામાં સીતાનું ચિંતવન, નંદીગ્રામમાં ભરતજીનું ચિંતવન–આ ચિંતવને શ્રીરામને રાજી કર્યા.

ચિંતવનની બાબતમાં ગીતા કહે છે કે—

**तद्बुद्धयस्तदात्मानस्–तन्निष्ठास्तत्परायणाः ।**

**गच्छन्त्यपुनरावृत्तिं, ज्ञाननिर्धूतकल्मषाः ॥** અ. ૫. ૧૭ ॥

**मच्चित्ता मद्गतप्राणा, बोधयंतः परस्परम् ॥**

**कथयंतश्च मां नित्यं, तुष्यंति च रमंति च ॥** અ. ૧૦. ૯ ॥

વિગેરે ઘણી વાતો કરીએ; પણ આમાંથી આપણે કાંઈ લઈએ, તો આપણને નફો. ઘીની માત્ર વાતો કરવાથી, મોં ચીકટાય નહીં; ઘી ખાઈએ તો મોં ચીકટાય. વૃંદાવન જતાં અક્રૂરે જે જે કલ્પનાઓ કરી, તે ફરી ફરી વાંચવા જેવી છે. વિચારવા જેવી છે.

શ્રીહરિનું કાંઇ ધોરણજ નહી. હરિ કેવા છે? હરિ આ સંસારને કઇ રીતે મળે? તેનું કાંઇ ધોરણજ નહીં; માટે હરિ વિલક્ષણ.

હવે અક્રૂરજી રથ હાંકે છે:—

**इत्युक्त्वा नोदयामास, स्यन्दनं गान्दिनीसुतः ॥**

**मथुरामनयद्रामं, कृष्णं चैव दिनात्यये ॥ ६ ॥**

**मार्गे ग्रामजना राजंस्–तत्र तत्रोपसंगताः ॥**

**वसुदेवसुतौ वीक्ष्य, प्रीता दृष्टिं न चाददुः ॥ ७ ॥**

અર્થ—એમ કહીને અક્રૂરજીએ રથ હાંક્યો, અને બરાબર નમતે પહોરે,

---

૬ પદચ્છેદ—**इति उक्त्वा**–એમ કહીને **गांदिनीसुतः**–અક્રૂરજીએ. **स्यंदनं नोदयामास**–રથ હાંક્યો. **दिनस्य अत्ययः तस्मिन्**–બરાબર નમતે પહોરે. **रामं च कृष्णं**–રામને અને શ્રીકૃષ્ણને. **मथुरां अनयत्**–મથુરામાં પહોંચાડ્યા.

૭ પદચ્છેદ—**हे राजन्**–હે પરીક્ષિત રાજા! **मार्गे**–માર્ગમાં. **तत्र तत्र उपसंगताः ग्रामजनाः**–સ્થળે સ્થળે એકઠાં થએલાં ગામડાનાં લોક. **वसुदेवसुतौ वीक्ष्य**–વસુદેવજીના બે પુત્રોને દેખીને. **प्रीताः**–રાજી થતા હતા. **न**–અને **दृष्टिं न आददुः**–નજરને પાછી ખેંચતા નહી–જોયાજ કરતાં હતાં.

[બે વાગ્યાને સુમારે] અક્રૂરજીએ રામ અને કૃષ્ણને મથુરા પહોંચાડયા. [૬] હે પરીક્ષિત રાજા ! માર્ગમાં સ્થળે સ્થળે એકઠાં થએલાં ગામડાનાં લોકો, વસુદેવના બે પુત્રોને દેખીને, રાજી થતાં હતાં; અને નજરને પાછી ખેંચતા નહોતાં. એટલે જોતાં ધરાતાં નહીં.-એક દૃષ્ટિથી જોયાજ કરતાં હતાં. [૭]

૬-૭ વિવેચન—

નમતે પહોરે-બપોરના બે અને ત્રણ વચ્ચે.

**दृष्टिं न आददुः**—શ્રીકૃષ્ણને જોઇને કોણ ધરાયું ! ગોપીકાઓએ તો, શ્રીકૃષ્ણને જોતાં, આડી આવતી પાંપણને ઘડનાર બ્રહ્માને પણ, ઠપકો આપ્યો. નંદ યશોદા ઉપરાંત, ગાયો અને બીજાં પશુપક્ષીઓ પણ શ્રીકૃષ્ણને જોઇને ઠરી ગયાં. રાજસુય યજ્ઞમાં પાંડવો અને મોટા ઋષિઓ, શ્રીકૃષ્ણના રૂપમાં અંજાઇને, કહેવા લાગ્યા કે-' પ્રથમ પૂજન તો શ્રીકૃષ્ણનુંજ થવું જોઇએ.' વિદૂરપત્ની સ્નાન કરતાં શ્રીકૃષ્ણ સામે દોડયાં. શ્રીકૃષ્ણનું રૂપ જોઇને ઠરી ગયાં-વસ્ત્ર પહેરવા જેટલું ભાન પણ રહ્યું નહીં. રામાવતારમાં પણ-' **રૂપ અપાર માર-મદમોચન.**' વિશ્વામિત્ર અને જનકને પણ શ્રીરામના રૂપમાં મોહ થયો. દંડકારણ્યમાં ઋષિઓ મોહ પામ્યા.

પદ—આવા હરિ જોઇ, જેનાં હૈડાં ન હરખ્યાં; તેના લોચનમાં રાઇ ને લૂણ છે રે—
જેને ભજન ન ભાવે. ( પ્રીતમ ),

' આપણી આંખનો વિષય શ્રીકૃષ્ણ થાય,' એમ યાચના કરીને આગળ વધીએ.

મથુરાને સીમાડે શું બન્યું તે હવે સાંભળો—

**तावद्व्रजौकसस्तत्र, नन्दगोपादयोऽग्रतः ॥**
**पुरोपवनमासाद्य, प्रतीक्षन्तोऽवतस्थिरे ॥ ८ ॥**
**तान् समेत्याह भगवा-नक्रूरं जगदीश्वरः ॥**
**गृहीत्वा पाणिना पाणिं, प्रश्रितं प्रहसन्निव ॥ ९ ॥**
**भवान् प्रविशतामग्रे, सहयानः पुरीं गृहम् ॥**
**वयं त्विहावमुच्याथ, ततो द्रक्ष्यामहे पुरीम् ॥ १० ॥**

---

૮ પદચ્છેદ—**तावत्**-અક્રૂરજીનો રથ પહોંચ્યો તે પહેલાં. **नंदगोपादयः व्रजौकसः**-નંદાદિ ગોવાળીયાઓ. **अग्रतः**-આગળથી. **पुरस्य उपवनं आसाद्य**-મથુરાની વાડીઓમાં પહોંચીને. **प्रतीक्षंतः**-વાટ જોતા. **अवतस्थिरे**-ઉભા હતા.

૯ પદચ્છેદ—**तान् समेत्य**-તેઓને મળીને. **जगदीश्वरः भगवान्**-જગદીશ્વર ભગવાન્ શ્રીકૃષ્ણે. **प्रश्रितं अक्रूरं**-વિનયવાળા અક્રૂરને. **पाणिना पाणिं गृहीत्वा**-પોતાના હાથથી અક્રૂરજીનો હાથ પકડીને. **प्रहसन् इव आह**-હસતાં હોય તેમ ( નીચે પ્રમાણે ) બોલ્યા.

૧૦ પદચ્છેદ—**यानेन सहितः सहयानः**-રથસહિત. **भवान्**-આપ. **पुरीं अग्रे प्रविशताम्**-નગરીમાં પહેલાં પધારો. **गृहम्**-અને પછી ઘરે જજો. **वयं तु**-અમે તો. **इह अवमुच्य**-અહીં મુકામ કરીને. **अथ**-પછી. **ततः**-આ સ્થાનથી નીકળીને. **पुरीं द्रक्ष्यामहे**-મથુરા નગરી જોવા આવીશું.

અર્થ—અક્રૂરજીનો રથ પહોંચ્યો, તે પહેલાં, નંદાદિ ગોવાળીયાઓ, આગળથી મથુરાની વાડીઓમાં પહોંચીને, ત્યાંજ વાટ જોતા ઉભા રહ્યા હતા. (૮) તેઓને મળીને જગદીશ્વર ભગવાન્ શ્રીકૃષ્ણે, નમ્રતાવાળા અક્રૂરનો હાથ, પોતાના હાથમાં પકડીને, જાણે હસતા હોય, તેમ નીચે પ્રમાણે બોલ્યા. (૯) શ્રીકૃષ્ણે કહ્યું કે—'રથસહિત આપ મથુરા નગરીમાં પહેલાં પધારો; અને પછી આપ (આપને) ઘેર (પણ) જજો. અમો તો અહીં મુકામ કરીને, પછી અહીંથી મથુરા નગરી જોવા આવીશું. (૧૦)

૮ થી ૧૦ વિવેચન—

**प्रश्रितं अक्रूरं—प्रश्रितं** એટલે નમ્ર. વેપાર રોજગારમાં અગર વેવાઇને ઘેર, જીવ પ્રશ્રિત (નમ્ર) થઇ શકે; પણ શ્રીહરિ અને શ્રીહરિના દાસો પાસે પ્રશ્રિત થતાં જીવને સમય લાગે. અરે એક સ્ત્રીને જુઓને. બાવાજીને 'સ્વામીજી'! 'પ્રભુજી'! 'વ્હાલાજી'! 'નાથ'! વિગેરે નમ્રભાવે કહેતાં કચવાય નહીં; અને પતિને રૂઠી રીતે સંબોધતાં કચવાઇ મરે. જે માથાનું છત્ર છે, જે સ્ત્રીને સુખે સુખી, અને સ્ત્રીને દુઃખે દુઃખી; જેની સેવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–ચારે વસ્તુ મળે; તે પતિને છણકા કરતાં પણ, કેટલીએક બ્હેનો લાજતી નથી. તાત્પર્ય–સત્ય વસ્તુ સમજતાં વાર લાગે. પચાસ પચાસના પગાર માટે નથુભાઇ શેઠના ગમે એવા હલકા છણકા ખાય: અને જેણે રહેવા ઘર આપ્યું; ખાવા અનાજ આપ્યું; સ્ત્રી પરણાવી આપી, કાળાં ધોળાં કરીને એકઠી કરેલી દોલત પણ આપી–તે માતાપિતાનું નથુભાઇ જરાએ સાંખે નહીં. પ્રભુ પાસે પ્રાર્થના કરતા રહેજો કે–પ્રભુ સદ્બુદ્ધિ આપે–સદ્વસ્તુનું ભાન કરાવે. વડીલોની આમન્યા પાળશો; તોજ શ્રીહરિને શરણે જવાનો અધિકાર મળશે.

**पाणिना पाणिं गृहीत्वा**—પોતાના હાથથી અક્રૂરજીનો હાથ પકડીને. આ વ્હાલનું ચિન્હ છે.

**प्रहसन इव**—જાણે હસતા હોય તેમ. હસવાનું કારણ શું?—પ્રભુને ગોવાળીયાઓની સાથે રહેવું છે, તેમની સાથે નગર જોવા જવું છે. નગર જોવા જતાં, ધોબી, દરજી અને માળીના પ્રારબ્ધ સંસ્કાર પૂરા કરવાના છે. આવી બધી ગોઠવણ થઇ ચૂકી છે; તોપણ પોતે અક્રૂરજીથી વિખુટા પડતાં, જાણે કચવાતા ન હોય; એવો બચાવ કરવાને, પ્રભુએ હસવાનો ડોળ કર્યો. **इव** શબ્દ સૂચવે છે કે–પ્રભુનું હસવું તે માત્ર ડોળ હતો.

હવે અક્રૂરજી શું કહે છે, તે સાંભળો—

॥ अक्रूर उवाच ॥

**नाहं भवद्भ्यां रहितः, प्रवेक्ष्ये मथुरां प्रभो ॥**
**त्यक्तुं नार्हसि मां नाथ, भक्तं ते भक्तवत्सल ॥ ११ ॥**
**आगच्छ याम गेहान्नः, सनाथान् कुर्वधोक्षज ॥**
**सहाग्रजः सगोपालैः, सुहृद्भिश्च सुहृत्तम ॥ १२ ॥**

૧૧–૧૨ પદચ્છેદ—**प्रभो ! नाथ ! भक्तवत्सल !**–હે પ્રભુ ! હે નાથ ! હે ભક્તવત્સલ !

**પુનીહિ પાદ જલા, ગૃહાન્નો ગૃહમેધિનામ્ ॥**
**યચ્છૌચેના[illegible], પિતરઃ સાગ્નયઃ સુરાઃ ॥ ૧૩ ॥**

અર્થ—અક્રૂરજીએ કહ્યું કે-હે પ્રભુ! હે નાથ! હે ભક્તવત્સલ! આપ બેઉ ભાઇ વિના હું મથુરામાં જઇશ નહીં. હું કે જે આપનો દાસ છઉં, તેને તજવો, તે આપને ઘટતું નથી. એટલે-આપે મારી સાથેજ મથુરામાં આવવું જોઇએ. [૧૧] હે શ્રીકૃષ્ણ! હે પરમસનેહી! આવો; આપણે સાથે (મથુરામાં) જઇએ. બળભદ્ર સહિત અને ગોવાળીઆ સહિત, આપ અમારે ઘેર પધારીને, અમારા ઘરને ધણીયાતાં કરો. [૧૨] જેના ચરણ ધોવાના જળથી, [એટલે આપના ચરણ ધોવાનું જળ અમારે આંગણે પડવાથી.] પિતૃ, અને અગ્નિ સહિત દેવતાઓ તૃપ્ત થાય છે. તે ચરણરજથી, અમો કે જેઓ ગૃહસ્થ છઇએ, તેમનાં ઘરોને પવિત્ર કરો. [૧૩].

૧૧ થી ૧૩ વિવેચન--

જેને માંડમાંડ ધન મળ્યું હોય, તેને ધન આપતાં જેમ કચવાટ થાય; તેમ શ્રીહરિને છોડતાં, વિદૂરજીને કચવાટ થયો.

**હે સુહૃત્તમ**!—હે પરમસ્નેહી!

ચોપાઇ—સખા પરમ પરમારથ એહુ, મન ક્રમ બચન રામપદ નેહુ.

[ મોક્ષવાણી પાનુ ૨૧ A. ]

ચોપાઇ--શ્રુતિ સિદ્ધાંત ઇહૈ ઉરગારી, રામ ભજીએ સબ કામ બિસારી.

[ મોક્ષવાણી પાનુ ૯૩ ].

ઘરમાં બસોં માનવી છે; પણ પુત્રને ક્યાંઇ ગમતું નથી; કારણ કે તેની પત્નિ કાલે પિયર ગઇ છે. ઘરનાં બસોં માનવી પુત્રનાં સનેહી, અને તેની સ્ત્રી તેની પરમસનેહી. શ્રી હરિને પરમસનેહી બનાવવા, તે વાત સૌએ શીખવા જેવી છે; તો પણ વિધવાઓએ અને વૃદ્ધોએ, તથા સંતોએ અને બ્રાહ્મણોએ, અવસ્ય શીખવી જોઇએ. જેના હાથમાં સુપડું હોય,

---

**भवद्भ्यां रहितः**-આપ બેના વિના. **अहं मथुरां न प्रवेक्ष्ये** હું મથુરામાં જઇશ નહીં. **मां ते भक्तं**-હું કેમ આપનો દાસ છઉં તેને. **त्यक्तुं**-તજવો તે. **न अर्हसि**-આપને ઘટતું નથી. ૧૨ પદચ્છેદ—**अधोक्षज**!-હે શ્રીકૃષ્ણ! **हे सुहृत्तम**!-હે વ્હાલામાં વ્હાલા સગા! હે પરમસ્નેહી! **आगच्छ**-આવો. **याम**ઃ-આપણે સાથે જઇએ. **अग्रजेन सहितः**-**साग्रजः**-બળભદ્ર સહિત. **गोपालैः सह-सगोपालैः**-ગોપો સહિત. **च**-અને **सुहृद्भिः**-મિત્રો સાથે. (આપ અમારે ઘેર પધારીને) **नः गेहान् सनाथान् कुरु**-અમારાં ઘરને ધણીયાતાં કરો.

૧૩ પદચ્છેદ—**यस्य शौचं य[illegible]चं तेन**-જેના ચરણ ધોવાના જળથી. **पितरः साग्नयः सुराः**-પિતૃ, અને અગ્નિસહિત દેવતાઓ. **[illegible] तृप्यंति**-તૃપ્ત થાય છે-તે **पादरजसा**-ચરણ રજથી. **नः गृहमे[illegible]**-અમે કે જેઓ ગૃહસ્થ છઇએ તેમનાં **गृहान्**-ઘરોને. **पुनीहि**-પવિત્ર કરો.

તે માલને કમાલથી જુદો પાડી શકે; જેના હાથમાં ચારણી હોય; તે પાતળા માલને ચાળી નાંખીને, સારા માલને ગ્રહણ કરી શકે; તેમ જેની પાસે વિવેક હોય, તે મુમુક્ષુજ 'શ્રીહરિ પરમસનેહી છે,' એવો નિર્ણય કરી શકે. [વિવેકને માટે વિવેકચૂડામણિનો ગ્રન્થ વાંચો.]

**નઃ ગેહાન્ સનાથાન્ કુરુ**--અમારાં ઘરોને ધણીયાતાં કરો. ઘરને સનાથ-ધણીયાતાં -એટલે-કામક્રોધાદિના ભયથી રહિત-યમાદિના ભયથી રહિત-કરવા માટે, કબીર કહે છે કે--

પદ.

જા ઘર કથા નહીં હરિ કીરતન; સંત નહીં મિજબાના રે;
વા ઘર જમડા ડેરા દીના, સાંજ પડે સમશાના રે—જા ઘર૦
મેરી મેરી કરતો મર ગયો મૂરખો, મિટયો ન માન ગુમાના રે;
સંત પુરૂષની સેવા નાં કીધી, કીસ બીધ હોય કલ્યાના રે—જા ઘર૦
ફાલ્યા ફૂલ્યા કયારે ફિરત હે, કયા દેખલાવત અંગારે;
પલક એકમેં છિર હો જાયગા, જેસા રંગ પતંગા રે—જા ઘર૦
જ્ઞાન ગરીબી ને પ્રેમ ભક્તિ જ્યાં, સત્ય નામ ગુલતાના રે;
વિરહ વૈરાગ ગુરૂગમ જાગે, તે ઘર કોટિ કલ્યાનારે—જા ઘર૦
મોત નગારાં માથે ગડગડે, કોણ બુઢ્ઢા કોણ જુવાના રે;
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, છોડ દિયો અભિમાના રે—જા ઘર૦

અક્કલ હુશીયારીથી અને રાજીખુશીથી લખી આપેલો દસ્તાવેજ, કૉર્ટ કબુલ રાખે; બેભાન અવસ્થામાં અગર બળ જોરીથી લખી આપેલો દસ્તાવેજ કૉર્ટ રદ કરે. તે પ્રમાણે ભયંકર માંદા પડીએ ત્યારે, અગર મુવા પછી ભાગવતની પારાયણ બેસાડવી; અગર દુઃખ પડે ત્યારે ડાકલાં વગડાવવાં; તે ઠીક છે; તોપણ તે શ્રીહરિને રાજી કરવા જેવું નથી. પોતાની હૈયાતીમાં અને પોતાના સુખી દિવસોમાં, સંતોને અગર સદ્‌ગુરૂને પોતાને ઘેર પધરાવવા; કથાવાર્તા કરાવવી. સાવધાનતાપૂર્વક તે સાંભળવી. સેવાએ કરીને તેમને રાજી કરી, રહસ્યની વાતો શાંતિથી સાંભળી લેવી; તે પૂરણ પૂન્ય વિના, અને પૂરણ પરવા વિના બનતું નથી. પુત્રાદિક પાસે માગી લેજો-કે-'મારી ગેરહાજરીમાં [એટલે મારા મુવા પછી] અગર હું જ્યારે રોગાદિથી ઘેરાઇ ગયો હોઉં; તેવા સમયમાં તમે અનેક પારાયણ બેસાડો; તે મારે માટે નથી. મારા માટે કરવું હોય, તો મારી હૈયાતીમાં અને મારી ચાલતીમાં કરો.' ['ચાલતી' એટલે હું કથા સાંભળવાને તથા કથાકારની સેવા કરવા સશક્ત હોઉં, તેવા સમયમાં] નવી નવી આવેલી દિકરાની વહુને જોઇને, જેમ રાંડીરાંડ નિર્ધન ડોસી હરખાય; તેમ સંતને આંગણે પધરાવીને હરખાઓ; ત્યારે મુમુક્ષુતાનો વિકાસ થયો; એમ સમજજો. શ્રીહરિરૂપી કીલ્લાની કુંચી સંત છે. ગંગાદિ તિર્થોને પાવન કરનાર સંતની ચરણ રજ છે. તે ચરણરજ કેવટની માફક પ્રેમથી ધોઇ લેજો. વેવાઇને અગર મોજીલા મિત્રોને નોતરીને, રજોતમોના રંગમાં, ઘણીવાર રમતા હશો; પણ સંતને નોતરીને સત્વગુણના રંગમાં, એકાદવાર પણ રમ્યા છો? કેમ નહીં?-તેનો વિચાર પણ કરો છો? યાદ રાખજો કે-ધનતેરસને દિવસે ગધેડાંને પણ રંગવામાં આવે છે; તે પ્રમાણે માનવદેહ અને તેમાં વળી મુમુક્ષુતા -શ્રીહરિને મળવાની જીજ્ઞાસા. આ જીજ્ઞાસા તે ધનતેરસ. આ જીજ્ઞાસાને સફળ કરનાર સંત છે. આ જીજ્ઞાસાને રૂંવાડે રૂંવાડે, સત્ત્વગુણનાં અજવાળાં આપનાર સંત છે.

ગૃહસ્થાશ્રમને દીપાવનાર પોતાનું મન, સ્ત્રી અને લક્ષ્મી છે. જેમનાં પૂરણ ભાગ્ય હોય; તેમને ઘેરજ મન, સ્ત્રી અને લક્ષ્મી પવિત્ર હોય છે; બાકી અપવિત્રતા એ મન, સ્ત્રી અને લક્ષ્મીનો સ્વભાવજ છે. પોતાના મનને, સ્ત્રીને અને લક્ષ્મીને પવિત્ર કરવાનાં શાસ્ત્રોએ અનેક સાધન બતાવ્યાં છે. તે તમામ સાધનોમાં, વિવેક અને પ્રેમથી થએલી સંતોની સેવા, મૂખ્ય સ્થાન ભોગવે છે. જેમણે ઘર રંગ્યાં, તેમનાં નામ ભુંસાઇ ગયાં; પણ જેમણે મન રંગ્યાં, તેમનાં નામ અમર રહ્યાં. જે સ્ત્રિયોએ હીરા મોતી પહેર્યાં, તેમનાં નામ ભુંસાઇ ગયાં; અને જે સ્ત્રિયો પતિવ્રતાના ધર્મો પાળીને, સંતની સેવામાં, પતિ સંગે ઉભી રહી; તેમનાં નામ અમર છે. પૂર્વે હિંદમાં અને અત્યારે યુરોપ અમેરિકામાં, ઘણી લક્ષ્મી છે; પણ જે લક્ષ્મી સંતની સેવામાં કામ આવી, તેજ પવિત્ર ગણાણી-તેજ સફળ ગણાણી.

યાદ રાખવું કે-આ સંત એટલે ડમાક નહીં. આ કથાકાર એટલે માત્ર વક્તાજ નહીં; આ કથાકાર એટલે ભગવદ્ રસથી ભીંજાએલો-શ્રીહરિનો લાડીલો. જેની બૅટરીમાં પાવર હોય; તેનાં દોરડામાં પાવર હોય. એકાદશ સ્કંધના બારમા અધ્યાયે, શ્રીકૃષ્ણ સત્સંગનો મહિમા બહુ બતાવે છે. તેનું કારણ માત્ર એટલુંજ છે કે-રંગારાને ઘેર આપેલું કપડું, સારા રૂપમાં પાછું વળે. ધોબીને ઘેર આપેલું કપડું, દુર્ગંધ તથા મેલને પડયાં મેલીને, સ્વચ્છ થઇને પાછું વળે; સોનીને ઘેર આપેલું મેલું સોનું, અગ્નિમાં ગળાઇને, અને એરણ ઉપર ટીપાઈને, સુંદરીને ગમે એવા સારા ઘાટમાં પાછું વળે; તે પ્રમાણેજ-સત્સંગમાં ગયેલા પાપીઓ પણ, વિનય વૈરાગ્યાદિ અગ્નિમાં ગળાઇને, અને સદ્‌ગુરૂના ઠપકારૂપી હથોડાથી, દઢતાની એરણ ઉપર, ટીપાઇને સંત બનીને પાછા વળે.

હજી અક્રૂરજીની પ્રાર્થના ચાલુ છે.

**अवनिज्यांघ्रियुगल-मासीत् श्लोक्यो बलिर्महान् ।**
**ऐश्वर्यमतुलं लेभे, गतिं चैकान्तिनां तु या ॥ १४ ॥**
**आपस्तेऽङ्घ्र्यवने जन्यस्-त्रीँल्लोकान् छुचयोऽपुनन् ॥**
**शिरसाऽधत्त याः शर्वः, स्वर्याताः सगरात्मजाः ॥ १५ ॥**
**देवदेव जगन्नाथ, पुण्यश्रवणकीर्तन ॥**
**यदूत्तमोत्तमश्लोक, नारायण नमोस्तु ते ॥ १६ ॥**

---

૧૪ પદચ્છેદ—**महान् बलिः**-મહાત્મા બલિરાજા. **अंघ्रियुगलं अवनिज्य**-આપના બે ચરણને ધોઇને-ધોવાથી. **श्लोक्यः आसीत्**-પ્રશંસાપાત્ર બન્યો. **अतुलं ऐश्वर्यं लेभे**-સર્વોત્તમ ઐશ્વર્યને પ્રાપ્ત કર્યું. **च**-અને. **एकांतिनां या गतिः तां गतिं तु लेभे**-એકાંતિક ભક્તોની જે ગતિ તે ગતિને પણ પામી ગયો.

૧૫ પદચ્છેદ—**ते-तव-अंघ्रेः अवनं** ( ધોવું તે ) **तस्मिन्**-આપના ચરણના ધોવામાં. ( **जनी** ઉપરથી **जन्यः** સ્ત્રીલિંગ ) **जन्यः**-ઉત્પન્ન થએલાં. **शुचयः आपः**-પવિત્ર જળે ( ગંગાજીએ ) **त्रीन् लोकान् अपुनन्**-ત્રણ લોકને પવિત્ર કરેલ છે. **याः**-જે જળને. **शर्वः** મહાદેવજીએ. **शिरसा अधत्त**-માથે ચડાવેલ છે. **सगरात्मजाः**-સગરના પુત્રો. **स्वर्याताः**-સ્વર્ગમાં ગયા છે.

૧૬ પદચ્છેદ—**देवदेव जगन्नाथ**-હે દેવોના દેવ ! હે જગન્નાથ ! **हे यदूत्तम !**

અર્થ—મહાત્મા બલિરાજા આપના બે ચરણારવિંદને ધોવાથી, પવિત્ર કીર્તિને યોગ્ય થએલ છે. (એટલે આપનાં ચરણ ધોવાથી બલિરાજાની કીર્તિ સર્વત્ર પ્રસરી રહી છે.) તેણે સર્વોત્તમ ઐશ્વર્યને પ્રાપ્ત કર્યું છે; અને એકાંતિક ભક્તોની જે ગતિ, તે ગતિને પણ તે પામી ગયો છે, (૧૪) આપના ચરણ ધોવાથી ઉત્પન્ન થએલાં, પવિત્ર જળે (ગંગાજીએ), ત્રણ લોકને પાવન કર્યા છે. તે જળને મહાદેવજીએ માથે ચડાવેલ છે. (અસદ્‌ગતિ પામેલા) સગર રાજાના પુત્રો, તે જળના પ્રભાવથી, સ્વર્ગમાં ગયા છે. (૧૫) હે દેવના દેવ! હે જગન્નાથ! હે યાદવોમાં ઉત્તમ! હે ઉત્તમ કીર્તિવાળા! જેનું શ્રવણ તથા કીર્તન પવિત્ર છે, એવા હે નારાયણ! હું આપને પ્રણામ કરૂં છઉં. (૧૬)

૧૪ થી ૧૬ વિવેચન—

'આપના ચરણ ધોવાથી, જે લાભ બલિરાજાને મળ્યો, તે લાભ મને કાં ન આપો?' એમ અક્રૂરજી બોલ્યા.

એકાંતિક ભક્તો એટલે શું?—

**अनन्याश्चिन्तयंतो मां, ये जनाः पर्युपासते ॥** અ. ૯. ૨૧

અનન્યભાવથી જેઓ મને ભજે છે, તે.

સુતીક્ષ્ણ કહે છે કે—મોક્ષવાણી પાનું ૩૦A.

ચોપાઈ—એક બાની કરૂણા નિધાનકી, **સો પ્રિય જાકે ગતિ ન આનકી.**

અનેક અડચણો વેઠીને દોડી આવતી નદી, સમુદ્રની એકાંતિક ભક્ત છે. નિર્મળ ભાવથી પતિને સેવનારી સ્ત્રી એકાંતિક ભક્ત છે. અનન્ય ભાવથી ગુરૂને સેવનાર શિષ્ય, એકાંતિક ભક્ત ગણાય છે.

આ એકાંતિક ભક્તિ અને એકાંતિક ગતિ, પરમ શ્રેષ્ટ ગણાય છે. વેશ્યા બડી ચપળ; પણ પતિવ્રતાના રહસ્યને સમજી શકતી નથી; તેમ ઘણાં ડાહ્યાં ડાહ્યાં, પણ જીંદગીભર જ્યાં ત્યાં રજળતાં મુમુક્ષુઓ, એકાંતિક ભક્તિનું રહસ્ય સમજી શકતાં નથી.

પંદરમા શ્લોકમાં વામનરૂપે વિષ્ણુના ચરણ ધોવાનો મહિમા બતાવ્યો છે.

'વિષ્ણુના ચરણ ધોવાનું જળ (ગંગાજી), તે શું મહાદેવે માથે ચડાવ્યું?' ત્યારે શું વિષ્ણુ મોટા? અને મહાદેવજી નાના?'—આવા અનેક તર્કવિતર્ક, ઉપર ટપકેથી કથા સાંભળનારને, અને શિવ વિષ્ણુના સ્વરૂપમાં ભેદ માનનારને થાય; પણ તે વ્યાજબી નથી. આવી ભુલવણીમાં—આવા ઝઘડામાં—સમજુએ કદિ પડવું નહીં.

સગરરાજા સંબંધી સાંભળો—તે સૂર્યવંશી અયોધ્યાનો રાજા. તેના પિતાનું નામ બાહુક. તે જ્યારે ગર્ભમાં હતો, ત્યારે તેની માતાને તેણીની શોકયોએ અન્નમાં ઝેર દીધું હતું.

---

હે યાદવોમાં ઉત્તમ! **हे उत्तमश्लोक!**—તે ઉત્તમ કીર્તિવાળા! **हे नारायण!**—હે નારાયણ! **पुण्यं श्रवणं कीर्तनं च यस्य सः तत् संबुद्धौ, हे पुण्यश्रवणकीर्तन**—જેનું શ્રવણ તથા કીર્તન પવિત્ર છે એવા હે! **ते नमः अस्तु**—આપને નમસ્કાર હજો.

ઔર્વ નામના ઋષિની કૃપાથી, તે સ્ત્રી ન મરણ પામી, અને તેણીને ગર (ઝેર) સાથે પુત્ર અવતર્યો. તે **સગર** કહેવાયો. તેને બે રાણી હતી. એક-કેશિની—ને એકજ પુત્ર (અસમંજસ) હતો, અને બીજી સુમતિને સાઠ હજાર પુત્રો હતા. સગરે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. યજ્ઞના અશ્વની રક્ષા કરવા, સાઠ હજાર પુત્રો અશ્વ પાછળ ચાલતા હતા. ઇંદ્રે અશ્વ ચોરી લઇને, કપિલના આશ્રમમાં બાંધી દીધો. ઘોડાની શોધમાં નીકળેલા સાઠ હજાર પુત્રોએ, ઘોડાને કપિલના આશ્રમમાં દેખ્યો. સાંખ્યશાસ્ત્રના પ્રણેતા કપિલને, સાઠ હજાર પુત્રોએ, સત્તાના મદમાં પાખંડી માન્યા. કપિલની સમાધિ છૂટી ગઇ. આંખ ઉઘડી, આંખમાંથી છૂટેલી અગ્નિએ સાઠહજાર પુત્રોને બાળીને ભસ્મ કર્યા. સગરનો પુત્ર અસમંજસ તત્ત્વવિદ્ હોવાથી રાજપાટ છોડી ચાલ્યો ગયો હતો. તેનો પુત્ર **અંશુમાન** કાકાઓની શોધમાં નીકળ્યો. કપિલના આશ્રમમાં આવ્યો. કપિલની સ્તુતિ કરતાં, કપિલે કહ્યું કે—'આ તારા ઘોડાને લઇ જા. આ તારા કાકાઓને જો ગંગાનું જળ મળશે, તોજ તેઓ મુક્તિ પામશે.' ગંગાજીને સ્વર્ગમાંથી લાવવા અંશુમાને, તેના પછી તેના પુત્ર **દિલીપે**, અને પછી પૌત્ર **ભગીરથે**, મોટી તપશ્ચર્યા કરી. ભગીરથે ગંગાજીને પ્રસન્ન કર્યાં. સ્વર્ગમાંથી ઉતરતાં, શ્રી સદાશિવે ગંગાજીને ધારણ કર્યાં. આ ગંગાજીએ અધોગતિ પામેલા સગરના પુત્રોનો ઉદ્ધાર કર્યો. (આ કથા શ્રીમદ્ ભાગ. સ્કંધ ૯. અ. ૮–૯માં છે. રામાયણના બાલકાંડમાં પણ આ કથા છે.)

**पुण्यश्रवणकीर्तन।** જેનાં શ્રવણ અને કીર્તન પવિત્ર છે. એટલે જે સાંભળવાથી, અને જે ગાવાથી જીવો પવિત્ર થાય છે, તે—એવા હે કૃષ્ણ! સંસારમાં સાંભળવા લાયક અને ગાવાલાયક ઘણું છે; પણ તે તમામમાં જીવને બંધન છે; અને શ્રીહરિની કથા (વ્યાખ્યાન) સાંભળવાથી, અને શ્રીહરિનાં કીર્તન ગાવાથી, જીવને મુક્તિ પ્રાપ્ત થાય છે. કલિયુગમાં તો, શ્રીહરિનું શ્રવણ અને કીર્તન, આંધળાની આંખ છે, અને પાંગળાના પગ છે. અક્રૂરજીની પ્રાર્થનાની સમાપ્તિમાં, આપણે પણ કાંઇ ગાઇએ. સાવધાન થઇ જાઓ. આસપાસ જુઓ. કોઇ ઉંઘતું તો નથીને? અક્રૂરજી રથ હાંકે છે, માટે રથનુંજ પદ ગાઇએ.

પદ.

રાગ—'આંખ વિના અંધારૂં રે—સદાય મારે આંખ વિના અંધારૂં,

કૃષ્ણજીવન રથ હાંકોરે, સદાય મારો કૃષ્ણજીવન! રથ હાંકો—(૨) ટેક૦
પિતા થઇ રથ પર ચઢજો, માતા બની રાસ પકડજો; (૨)
તો રથ વહેશે—ન વાંકો વાંકોરે— સદાય૦ કૃષ્ણ૦

અર્જુન રથ કૃષ્ણ બનીને, હાંકયો રથ નીજ ગણીને;
દુર્યોધનનો તોડયો—ફાંકો ફાંકોરે— સદાય૦ કૃષ્ણ૦

આજ સદ્ગુરૂરૂપ થઇને, અમારા જીવન રથને વહીને;
રંગ અમારો રાખો—રાખોરે— સદાય૦ કૃષ્ણ૦

અમ જીવનરથ ઉપર રહીને, નિર્ભય પદ અમને દઇને;
અમમાં બળ અપૂર્વ નાંખો—નાંખોરે— સદાય૦ કૃષ્ણ૦

શ્રીકૃષ્ણ આપણા જીવનરથ ઉપર બેસે, તે તમારે કબુલ છેને? તે તમને ગમે છેને? ગમતું હોય, તો ભાવથી બોલો—'શ્રીકૃષ્ણચંદ્રદેવકી જય.' 'હર હર મહાદેવહર.'

અક્રૂરજીએ શ્રીકૃષ્ણને પોતાને ઘેર લઇ જવા આગ્રહ કર્યો ? તેનો જવાબ હવે શ્રીકૃષ્ણ આપે છે—

**श्रीभगवानुवाच ॥**

**आयास्ये भवतो गेह-महमार्यसमन्वितः॥**
**यदुचक्रद्रुहं हत्वा, वितरिष्ये सुहृत्प्रियम् ॥ १७ ॥**

**श्रीशुक उवाच ॥**

**एवमुक्तो भगवता, सोऽक्रूरो विमना इव ॥**
**पुरीं प्रविष्टः कंसाय, कर्मावेद्य गृहं ययौ ॥ १८ ॥**

અર્થ—શ્રીકૃષ્ણે કહ્યું કે-યાદવોના કુળનો દ્રોહ કરનાર કંસને હણ્યા પછી, હું મોટાભાઈ સાથે આપને ઘેર આવીશ; અને સંબંધીઓને આનંદ આપીશ. (૧૭) આ પ્રમાણે શ્રીકૃષ્ણે કહેતાં, જાણે કચવાઈ ગયા હોય એવા અક્રૂરજી મથુરામાં ગયા; અને પોતે કરેલા કામની વાત કંસ રાજાને કહીને, (પોતે પોતાને) ઘેર ગયા. (૧૮).

૧૭-૧૮ વિવેચન--

પ્રેમથી ઉભરાતા અક્રૂરજીએ, શ્રીકૃષ્ણને પોતાને ઘેર આવવા ઘણો આગ્રહ કર્યો; પણ તે રાજનીતિ ન ગણાય. અક્રૂરજીનું આમંત્રણ સ્વિકારવામાં, અક્રૂરજીને પોતાને કંસના કોપનું પાત્ર થવું પડત. દુત થઈને સામા પક્ષને મળી જાય; તે કંસથી કેમ સહન થઈ શકે !

રામચંદ્ર અને શ્રીકૃષ્ણ માત્ર ઇશ્વરજ નહીં; પણ વિશેષમાં ઉંચ કોટિના મનુષ્યો—ઇશ્વર મનુષ્ય બનીને જગતમાં આવે; ત્યારે તેમનામાં માત્ર ઇશ્વરપણુંજ ન હોય; તેમ માત્ર મનુષ્યપણું પણ ન હોય. એટલે તેમનામાં જેમ ઈશ્વરી શક્તિઓ હોય; તેમ આદર્શ મનુષ્યપણું પણ હોય. એટલે-તેમનાં જીવન ચરિત્રોમાંથી મનુષ્યોને શીખવા જેવું ઘણું હોય. શ્રીરામચંદ્રને અને શ્રીકૃષ્ણને ઇશ્વર સમજીને, પુજન અર્ચન કરવા ઉપરાંત, તેમનાં જીવનચરિત્રોમાંથી સદુપદેશ લઇને, ઉંચ કોટિના મનુષ્ય બનવું, એ ઘણુંજ પ્રશંસાપાત્ર છે. સમજ્યા વિનાનાં પૂજન, ગુગળીઓએ કર્યા. ગુગળી હાર્યા, અને બોડાણો જીત્યો. અત્યારે દેવમંદિરોમાં સોએ નવાણુ ટકા આવુંજ પોગળ ચાલે છે. રામજીનું મંદિર; પુજારીનું નામ સીતારામ; સીતારામ ચાર વાગે ઉઠીને ડંકા નિશાન વગાડે; પણ સીતારામને ત્રણ રાણી. બે વ્હાલી અને એક અળખામણી. શ્રીરામના માનવજીવનના શણગારરૂપ એક પત્નીવ્રત, સીતારામના ખ્યાલમાં હશે, પણ વર્તનમાં નથી. સીતારામ ટોકરી વગાડીને થાક્યો; પણ શ્રીરામ રીઝ્યા નહીં. શ્રીકૃષ્ણના

૧૭-૧૮ પદચ્છેદ—**यदूनां चक्रं** (કુળ) **तस्मै द्रुह्यति इति यदुचक्रध्रुक् तं यदुचक्रद्रुहं**-યાદવોના કુળનો દ્રોહ કરનાર કંસને. **हत्वा**-હણીને. **आर्यसमन्वितः**-મોટાભાઇની સાથે. **भवतः गेहं**-આપને ઘર. **आयास्ये**-હું આવીશ. **सुहृदां प्रियं सुहृत्प्रियम्**-સંબંધીઓને આનંદ. **वितरिष्ये**-આપીશ. ૧૮ પદચ્છેદ—**एवम् भगवता उक्तं**-આ પ્રમાણે શ્રીકૃષ્ણે કહેતાં **सः अक्रूरः**-અક્રૂરજી. **विश्लथं** (ઢીલું) **मनः यस्य सः विमनाः**-**विमनाः इव**-જાણે કાંઇક કચવાયા હોય તેવા **पुरीं प्रविष्टः**-મથુરામાં પેઠા પછી. **कंसाय कर्म आवेद्य**-પોતે કરેલા કર્મની કંસને ખબર આપીને. **गृहं ययौ**-પોતાને ઘેર ગયા.

મંદિરમાં શ્રીકૃષ્ણદાસ નામના પુજારી; આઠ સમાનાં દર્શન કરાવે; રાજભોગ ધરાવે; કૃષ્ણના જેવા શણગાર પહેરીને યુવતીઓ સામે કટાક્ષ કરે; પણ દાવાનળ પીતાં ન શીખે; ઉદ્ધવ અક્રૂર જેવા થવા, પ્રયત્ન પણ ન કરે. રામાયણ, ગીતા અને ભાગવત ભણો ભણાવો અગર સાંભળો; પણ આ બધી વાતો વિચારવા જેવી છે. કહેવાનો ભાવ એ છે કે-રામ અને કૃષ્ણના જીવનની બેઉ બાજુ-ઇશ્વરત્વ અને મનુષ્યત્વ-અભ્યાસ કરવા લાયક છે. ઇશ્વરત્વ પૂજવા યોગ્ય છે; અને મનુષ્યત્વમાં, જે કાંઇ લોકવિરુદ્ધ હોય, તેનો ત્યાગ કરીને, બાકીનું-ઉત્તમ ચારિત્ર-બને તેટલું અનુકરણ કરવા જેવું હોય છે.

હવે મથુરાનગરી જોવા માટે શ્રીકૃષ્ણ પોતાના મિત્રો સાથે મથુરામાં પ્રવેશ કરે છે—

**अथापराह्णे भगवान्, कृष्णः संकर्षणाऽन्वितः ॥**
**मथुरां प्राविशद्गोपै-र्दिदृक्षुः परिवारितः ॥ १९ ॥**

**વંશસ્થ.**

**ददर्श तां स्फाटिकतुङ्गगोपुर-द्वारां बृहद्धेमकपाटतोरणाम् ॥**
**ताम्रारकोष्ठां परिखादुरासदा-मुद्यानरम्योपवनोपशोभिताम् ॥२०॥**
**सौवर्णशृङ्गाटकहर्म्यनिष्कुटैः, श्रेणीसभाभिर्भवनैरुपस्कृताम् ॥**
**वैदूर्यवज्रामलनीलविद्रुमै-र्मुक्ताहरिद्भिर्वलभीषु वेदिषु ॥ २१ ॥**
**जुष्टेषु जालामुखरन्ध्रकुट्टिमे-ष्वाविष्टपारावतबर्हिनादिताम् ॥**
**संसिक्तरथ्यापणमार्गचत्वरां, प्रकीर्णमाल्याङ्कुरलाजतंडुलाम् ॥२२॥**

---

૧૯ પદચ્છેદ—**अथ**-પછી. **अह्नः अपरः इति अपराह्णः, अपराह्णे**-પાછલે પહોરે. **दिदृक्षुः**-જોવાની ઇચ્છાવાળા. **भगवान् कृष्णः**-શ્રીકૃષ્ણ ભગવાન. **संकर्षणाऽन्वितः**-બળભદ્ર સાથે. **गोपैः परिवारितः**-ગોપોથી વિંટાએલા ( **वृ** ધાતુનું **वारितः** ) **मथुरां प्राविशत**-મથુરામાં પેઠા.

૨૦ પદચ્છેદ—**स्फाटिकानि तुंगानि गोपुराणि द्वाराणि च यस्यां सा तां स्फाटिकतुंगगोपुरद्वारां**-સ્ફાટિકમણિના ઉંચા કાંગરા અને દ્વારવાળી મથુરાપુરીને. **बृहंती हैमानि कपाटानि** (બારણાં) **तोरणानि च यस्यां सा तां**-મોટાં સોનાનાં કમાડ અને તોરણવાળી. **परिखाभिः** ( ખાઇઓથી ) **दुरासदा तां**-ખાઇઓને લીધે શત્રુઓથી પેસી શકાય નહીં એવી. **उद्यानानि रम्याणि उपवनानि च तैः उपशोभिता तां**-બગીચા અને સુંદર વાડીઓથી શોભી રહેલી. **ताम्राः** (તાંબાના) **आराश्च** ( અને લોઢાના ) **कोष्ठाः** ( કોઠાર અશ્વશાળા વિગેરે ) **यस्यां सा तां**-જેમાં તાંબાના અને લોઢાના કોઠાર તથા અશ્વશાળાઓ છે એવી. **ददर्श**-દેખી.

૨૧-૨૨ પદચ્છેદ—**सौवर्णाः शृंगाटकाः** (ચૌટાં) **हर्म्याणि च** (ધનવાનોની હવેલીઓ) **निष्कुटाश्च** ( ઘર પાસેના નાના બગીચાઓ-ઉપવનો ) **तैः**-સોનાનાં ચૌટાં, ધનવાનોનાં ઘર, અને ઘર પાસેના નાના બગીચાઓથી. ( **श्रेणी**-સ્ત્રીલિંગ નદી જેવાં રૂપ ) **श्रेणीनां सभाः ताभिः श्रेणीसभाभिः**-એક ધંધાથી જીવનારા લોકોના બેસવાનાં

**आपूर्णकुंभैर्दधिचंदनोक्षितैः, प्रसूनदीपावलिभिः सपल्लवैः ॥**
**सवृन्दरम्भाक्रमुकैः सकेतुभिः, स्वलंकृतद्वारगृहां सपट्टिकैः ॥ २३ ॥**

અર્થ—પછી પાછલે પહોરે ( ચાર વાગ્યા પછી ) બળભદ્ર સહિત, અને ગોવાળીયાથી વિંટાએલા શ્રીકૃષ્ણ ભગવાન્, ( મથુરા નગરી ) જોવાની ઇચ્છાથી, મથુરામાં દાખલ થયા. (૧૯) શ્રીકૃષ્ણે મથુરા નગરી દેખી. ( પણ તે નગરી કેવા પ્રકારની હતી ? તે સાંભળો—) તે નગરીમાં સ્ફાટીકમણિનાં ઉંચા કાંગરા અને સ્ફાટિકનાં દ્વાર હતાં. સોનાનાં મોટાં મોટાં કમાડ અને તોરણ હતાં. શત્રુઓથી અંદર પેસી ન શકાય એવી ખાઈઓ ( તે નગરીને ફરતી ) હતી. તે નગરી દૂર અને સમીપની વાડીઓથી શોભી રહી હતી. તે નગરીમાં કોઠાર અને ઘોડાર આદિ સ્થાનકો ત્રાંબાનાં અને લોઢાનાં હતાં. (૨૦) સોનાનાં ચોટાં, ધનવાળાઓની હવેલીઓ, ઘર પાસેના બગીચાઓ, એક ધંધાથી જીવનારા લોકોને બેસવાનાં ( માર્કીટાદિ ) સ્થાનકો, અને એવાં બીજાં

---

[માર્કેટો ]. **भवनैः**–બીજાં ઘરોથી. **उपस्कृतां**–શોભતી. **वैडूर्याणि वज्राणि** [હીરા] **च अमलानि** (સ્ફાટિક) **च नीलानि च विद्रुमाणि** (પરવાળાં) **च तैः-वैदु...द्रुमैः**–વૈદૂર્યમણિ, હીરા, સ્ફાટિક, નીલમણિ, પરવાળાંથી, **मुक्ताश्च** (મોતી) **हरितश्च** (હરિતમણિ) **तैः मुक्ताहरिद्भिः**–મોતી અને હરિતમણિથી **जुष्टेषु**–જડેલાં. **जालानां** [ગોખ] **मुखरंध्राणि** (છિદ્રો) **कुट्टमानि**(મણિઓથી બાંધેલી ભૂમિકા)**च तेषु–जाला...मेषु**–ગોખનાં છિદ્રોમાં અને મણિથી બાંધેલી ભૂમિકાઓ ઉપર.**वलभीषु वेदिषु**–છાજલીઓ ઉપર અને વેદીઓ ઉપર. **आविष्टाः** (બેઠેલાં) **पारवताः** (પારેવાં) **बर्हिणश्च** (મોર) **तैः नादिता तां मथुरां**–બેઠેલાં પારેવાં અને મોર નાદ કરી રહ્યાં હતાં તે મથુરાને (દેખી). **संसिक्तानि** (છંટાઇ છે) **रथ्याश्च** (રાજમાર્ગ). **आपणाश्च** (બજારો) **मार्गाश्च चत्वराणि** (આંગણાં) **च यस्यां सा तां संसि...त्वरां**–રાજમાર્ગો, બજાર, માર્ગ અને આંગણાંઓ પાણીથી છંટાઇ રહ્યાં હતાં એવી મથુરા. **माल्यानि च अंकुराश्च लाजाश्च तंडुलाश्च प्रकीर्णाः यस्यां सा तां प्रकी...लाम्**–તે નગરીમાં જ્યાં ત્યાં પુષ્પ, જવારા, સાળ અને ચોખા વેરાએલા હતા.

૨૩ પદચ્છેદ—**दध्ना चंदनेन च उक्षिताः** ( છંટાએલા ) **तैः इति आपूर्णकुंभैः**–દહીં અને ચંદનથી છાંટેલા જળથી ભરેલા કુંભો વડે. **पट्टिकाभिः सहिताः तैः सपट्टिकैः**–જેના ગળામાં વસ્ત્રો વિંટયાં હતાં, તે કુંભોથી. **प्रसूनानि च दीपाश्च तेषां आवलयः** ( પંક્તિઓ ) **येषु ते तैः**–કુંભોની ઉપર ચારે કોર પુષ્પની માળાઓ (વીંટી) હતી, અને આસપાસ દીવાઓની પંક્તિઓ હતી. **पल्लवैः सहिताः तैः**–કુંભોના મુખમાં આંબાઆદિના પાંદડાં મૂકયાં હતાં. **सवृंदाः** ( લુમખાઓ સહિત ) **रंभाः** ( કેળો ) **क्रमुकाः** (સોપારી) **तैः**–લુમખા સહિત કેળો તથા સોપારીનાં વૃક્ષો, કુંભોની આસપાસ લગાડી દીધાં હતાં. **केतुभिः सहिताः सकेतवः तैः सकेतुभिः**–કુંભોના ઉપર ધજાઓ ખોસી હતી. **स्वलंकृतानि द्वाराणि येषां ते इति ग्रहाः यस्यां सा इति तां इति मथुरां**–જે નગરીના ઘરનાં દ્વારો શણગાર્યાં હતાં તે મથુરાનગરીને ( શ્રીકૃષ્ણે દેખી ).

ઘરોથી, તે નગરી શોભી રહી હતી. વૈદુર્યમણિ, હિરા, સ્ફાટિક, નીલમણિ, પરવાળાં, મોતી અને હરિત મણિઓથી જડેલાં ગોખનાં છિદ્રોમાં (બાંકાઓમાં) અને મણિઓથી બાંધેલી ભૂમિકાઓ ઉપર, છાજલીઓ ઉપર અને વેદીઓ ઉપર, બેઠેલાં પારેવાં અને મોરથી, તે નગરી ગાજી રહી હતી. તે નગરીનાં રાજમાર્ગ, બજાર, (નાના નાના) માર્ગ અને આંગણાંઓમાં, પાણી છાંટયાં હતાં. તે નગરીમાં પુષ્પ, જવારા, સાળ અને ચોખા જ્યાં ત્યાં વેરાએલાં હતાં. (૨૧-૨૨) દરેક ઘરનાં દ્વારો, બન્ને બાજુએ ચોખાના ઢગલા ઉપર મૂકેલા જળ ભરેલા કુંભોથી, શણગારેલાં હતાં. તે કુંભો ઉપર દહીં અને ચંદન છાંટેલાં હતાં. તે કુંભોના ગળામાં વસ્ત્રો વિંટયાં હતાં; કુંભોના મુખમાં આંબા આદિનાં પાંદડાં ખોસ્યાં હતાં; કુંભોની આસપાસ દીવાઓની પંક્તિઓ હતી. લુમખાં સહિત કેળોનાં અને સોપારીઓનાં વૃક્ષો આસપાસ લગાડી દીધાં હતાં. કુંભોના ઉપર ધજાઓ પણ ચડાવેલી હતી. (૨૩)

૧૯ થી ૨૩ વિવેચન—

મથુરા નગરીની શોભા ફરીવાર સાંભળી જાઓ. કવિઓને રસ પૂરે એવો આ ગ્રન્થ છે. પુરાણને ગપોડાં માનીને દુર નાસનારાઓએ, સાહિત્યની દષ્ટિથી પણ, ભાગવત વાંચવું જોઇએ. આ વર્ણન કવિઓને કળા પૂરે; કર્મકાંડિઓને ક્રિયાઓની શોભામાં વધારો કરવાનું શીખવે; અને આસ્તિકોને કર્મમાર્ગમાં રસ લેતાં શીખવે. પુત્રાદિકનાં લગ્નમાં ક્રિયા કરવા આપ સપત્નિ બેઠા હશો. પણ ધર્મક્રિયામાં સાત્ત્વિકવેશ ધારણ કરીને, સપત્નિ, બ્રાહ્મણોની સામે કયારે બેઠા ? તે અવશ્ય વિચારવા જેવું છે. ગુરુદ્વારે સપત્નિ જઇને, અમુક ધાર્મિક ક્રિયામાં સાત્ત્વિક વેશે કયારે બેઠા ?

ધાર્મિક ક્રિયાઓમાં ભય—ધાર્મિક ક્રિયાઓ એટલે બ્રાહ્મણોની લુંટ; આ માન્યતાએ ઘણાખરા લોકોને કર્મમાર્ગથી વિમુખ કર્યા છે. સમાજને કર્મમાર્ગમાં ઉભો રાખવો હોય, તો બ્રાહ્મણોએ જેમ બને તેમ થોડે ખર્ચે ક્રિયાઓ કરાવવી જોઇએ. કચવાઇને આપેલું દાન, બ્રહ્મત્વનો નાશ કરે છે. પાકી ખાત્રી કર્યા વિના, બ્રાહ્મણોને ક્રિયામાં નોતરવા નહીં.

મથુરાની સ્ત્રિયો શ્રીકૃષ્ણને જોવા, ઘરની બહાર દોડી આવે છે—

**तां संप्रविष्टौ वसुदेवनन्दनौ, वृतौ वयस्यैर्नरदेववर्त्मना ॥**
**द्रष्टुं समीयुस्त्वरिताः पुरस्त्रियो, हर्म्याणि चैवारुरुहुर्नृपोत्सुकाः ॥२४॥**

૨૪ પદચ્છેદ—**हे नृप**-હે રાજન્! (**नरदेवः**-રાજા) **नरदेवस्य वर्त्मना**-રાજમાર્ગથી-**तां संप्रविष्टौ**-મથુરા નગરીમાં પધારેલા. **वयस्यैः वृतौ**-મિત્રોથી વિંટાએલા. **वसुदेवनंदनौ**-વસુદેવજીનાં બે પુત્રોને. **द्रष्टुं**-જોવાને. **उत्सुकाः पुरस्त्रियः**-ઉત્કંઠાવાળી પુરસ્ત્રિયો. **त्वरिताः समीयुः**-ઉતાવળી ઉતાવળી એકઠી થઇ. **च एव**-વળી કેટલીએક તો. **हर्म्याणि आरुरुहुः**-મહેલોની (અટારીઓ ઉપર અને અગાશીઓ) ઉપર ચડી.

**काश्चिद्विपर्यग्धृतवस्त्रभूषणा, विस्मृत्य चैकं युगलेष्वथाप राः ॥**
**कृतैकपत्रश्रवणैकनूपुरा, नाङ्क्त्वा द्वितीयं त्वपराश्च लोचनम् ॥२५॥**
**अश्नन्त्य एकास्तदपास्य भोजन-मभ्यज्यमाना अकृतोपमज्जनाः ॥**
**स्वपन्त्य उत्थाय निशम्य निःस्वनं, प्रपाययन्त्योऽर्भमपोह्य मातरः ॥२६॥**

અર્થ—હે રાજન્! રાજમાર્ગથી મથુરામાં પધારેલા, અને મિત્રોથી વિંટાએલા વસુદેવજીના બે પુત્રોને જોવાને, નગરની સ્ત્રિયો ઉત્કંઠાથી અને ઉતાવળથી એકઠી થવા લાગી. કેટલીએક પોતાના મહેલની (અટારીએ અગર અગાશી) ઉપર (પણ) ચડી. (૨૪) કેટલીએક સ્ત્રિયોએ લુગડાં અને ઘરેણાં અવળાં પહેરી લીધાં હતાં. કેટલીએક સ્ત્રીઓ જોડનાં ઘરેણાંમાં એક એકને ભૂલી ગઈ હતી. (એટલે) કેટલીએક સ્ત્રિયોએ કાન ઉપર (બબ્બે ને બદલે) એક એક પત્ર લગાવી દીધું હતું; અને કેટલીએકે પગમાં એક એક નૂપુર પહેર્યું હતું. કેટલીએક સ્ત્રિયો બીજી આંખ આંજ્યા વિનાજ (દોડી) આવી હતી. (૨૫) કેટલીએક જેઓ જમતી હતી, તેઓ ભોજનનો ત્યાગ કરીને દોડી આવી. કેટલીએક પોતાના અંગ ઉપર તેલ ચોળાવતી હતી, તેઓ સ્નાન કર્યા વિના દોડી આવી; કેટલીએક સુતી હતી, તેઓ શોરબકોર સાંભળીને ઉઠીને, દોડી આવી; જે માતાઓ બાળકોને ધવડાવતી હતી, તેઓ પણ, ધવડાવવાનું કામ પડતું મેલીને (શ્રીકૃષ્ણને જોવા) દોડી આવી. (૨૬)

૨૪ થી ૨૬ વિવેચન—

પૂરણ પુરુષોત્તમ સૌની આંખોના તારા. રઢીયાળી મૂર્તિ. 'તેને જોતાં ઠરે મારાં નેણુજો.' એમ સંતો વારંવાર ગાય છે. વૃંદાવનની ગોપિકાઓની જેવી દશા, તેવી દશા મથુરાની સ્ત્રિયોની થઇ.

---

૨૫ પદચ્છેદ—**काश्चित्**-કેટલીએક. **विपर्यच्**-વિપરીતપણે-ઉલટાં (**च्** નો **क्**, અને **क्** નો **ग** થયો) **धृतानि वस्त्राणि भूषणानि च याभिः ताः**-વસ્ત્રો અને ઘરેણાં અવળાં પહેરી લીધાં હતાં. **च**-અને. **अथ अपराः**-વળી કેટલીએકે. **युगलेषु एकं विस्मृत्य**-બબ્બે ઘરેણાંઓમાં એક એક ને ભૂલી ગઇ હતી. **कृतं एकं एव पत्रं ययोः ते इति श्रवणे यासां ताः-कृतैकपत्रश्रवणाः, एकं नूपुरं यासां ताः एकनूपुराः, कृतैकपत्रश्रवणाश्चताः एकनूपुराश्च कृत...पुराः**-કેટલીએક સ્ત્રિયોએ કાન ઉપર એક એક પત્ર લગાવ્યું હતું, અને કેટલીએકે પગમાં એક એક નૂપુર પહેર્યું હતું,**तु अपराश्च**-વળી બીજી કેટલીએકે. **द्वितीयं लोचनं न अंक्त्वा**-બીજી આંખ આંજ્યા વિના.

૨૬ પદચ્છેદ—**एकाः**-કેટલીએક. **अश्नंत्यः**-જમતી હતી તે. **तत् भोजनम् अपास्य**-ભોજનનો ત્યાગ કરીને. **अभ्यज्यंते इति अभ्यज्यमानाः**-તેલનું મર્દન કરાવતી હતી તે. **अकृतं उपमज्जनं** (સ્નાન) **याभिः ताः-अकृतोपमज्जनाः**-સ્નાન કર્યા વિના, **स्वपंत्यः**-સુતી હતી તેઓ. **निःस्वनं निशम्य**-શોરબકોર સાંભળીને. **उत्थाय**-ઉઠીને. **अर्भ**-બાળકને. **प्रपाययंत्यः मातरः**-ધવડાવતી હતી તે માતાઓ. **अपोह्य**-તજીને (દોડી).

'આ સ્ત્રિયો શું પરપુરુષમાં મોહ રાખનારી પામર સ્ત્રિયો હતી ?'-એવા વિચાર કદિ કરવા નહીં. યાદ રાખવું કે શ્રીકૃષ્ણ તો હજી દસ વરસના બાળક હતા; પણ ભકતો પોતાને જોતાં ધરાય નહીં; એવા પ્રભુ બન્યા હશે. ભકતોના હૃદયમાં સમાઈને રહેવા માટે, પ્રભુ તેમને રઢીયાળા દેખાયા હશે. ડાકોરમાં અને નાથદ્વારામાં આવું કાંઇક કામણ છે. ધક્કા વાગે, તોપણ શ્રીહરિની સામે ઉભા રહેવું ગમે. મંદિરમાંથી બહાર નીકળવું ગમેજ નહીં. બોલો શ્રીરણછોડરાયકીજય. [કેમ ધીરાં બોલો છો ? શું લાકડાં હવાઇ ગયાં ? પંખો મારો. બોલો પ્રેમથી 'બોલો શ્રીરણછોડરાયકીજય.' હાં-હવે મને ગમ્યું. જયાં ઝીલનારાં મળે, ત્યાં ભગવાનની વાતો કરવાની મજા આવે. રોતલની સામે બેસીને, હરિરસ પીવો મને ગમતો નથી']

શ્રીકૃષ્ણે તે સ્ત્રિયોનાં મન કેવી રીતે ખેંચી લીધાં, તે હવે સ્પષ્ટ કરે છે—

**मनांसि तासामरविन्दलोचनः, प्रगल्भलीलाहसितावलोकनैः ॥**
**जहार मत्तद्विरदेन्द्रविक्रमो, दृशां ददच्छ्रीरमणात्मनोत्सवम् ॥२७॥**

અર્થ—મોટા મદોન્મત્ત હાથીની પેઠે ચાલતા, અને જે શરીરથી પ્રભુ લક્ષ્મીજીને રાજી કરતા હતા; તે શરીરથી (જોનારાઓની) આંખોને ઉત્સવ આપતા (દષ્ટિઓને ખેંચી લેતા) કમળ સરખા નેત્રવાળા શ્રીકૃષ્ણ, પ્રૌઢ લીલાઓ સહિત પોતાનાં હસવાં અને જોવાંથી, તેઓનાં (જોનારાઓનાં) મનને હરિ લેતા હતા. [૨૭]

૨૭ વિવેચન—

હાથીની ચાલના જેવી ચાલ કહેવાનું કારણ એ છે કે-પ્રભુ ગંભીર રીતે અને નિડરપણે રસ્તા ઉપર ચાલતા હતા. જેમ મોરનાં પીંછાંને ચીતરવાનું હોય નહીં; તેમ કામણગારા શ્રીકૃષ્ણને કાંઇ શીખવાનું હોય નહીં. લક્ષ્મીજી લલચાય એવું પ્રભુનું રૂપ. બાળક માતાપિતાને રીજવે; સ્ત્રી પતિને રીજવે; પતિ સ્ત્રીને રીજવે; તેમ શ્રીહરિ પોતાના ભકતોને રીજવે.

હજી મથુરાની સ્ત્રીઓનાં નિરીક્ષણની વાત કરે છે—

**વસંતતિલકા.**

**दृष्ट्वा मुहुः श्रुतमनुद्रुतचेतसस्तं, तत्प्रेक्षणोत्स्मितसुधोक्षणलब्धमानाः ॥**
**आनन्दमूर्तिमुपगुह्य दृशात्मलब्धं, हृष्यत्त्वचो जहुरनन्तमरिंदमाधिम् ॥२८॥**

---

૨૭ પદચ્છેદ—(**द्विरदः**-હાથી) **मत्तद्विरदानां इंद्रस्य विक्रमः इव विक्रमः यस्य सः**-મોટામાં મોટા મદોન્મત્ત હાથીના બળ જેટલું બળ જેમાં છે એવા. **श्रियं रमयति इति श्रीरमणः, श्रीरमणश्चासौ आत्मा** (દેહ) **च-श्रीरमणात्मा तेन**-લક્ષ્મીજીને પ્રીતિ ઉત્પન્ન થતી હતી એવા અંગથી. **दृशां उत्सवं ददत्**-આંખોને ઉત્સવ આપતા, દષ્ટિઓને ખેંચી લેતા. **अरविंदलोचनः**-કમળ સરખા નેત્રવાળા કૃષ્ણ. **प्रगल्भाश्चताः** (પ્રૌઢ) **लीलाश्च ताभिः हसितानि अवलोकनानि च तैः प्रगल्भलीलाहसितावलोकनैः**-પ્રૌઢ (આકર્ષક) લીલાઓ સહિત પોતાનાં હસવાં અને જોવાથી. **तासां मनांसि जहार**-તેઓનાં મનને હરિ લેતા હતા.

૨૮ પદચ્છેદ—**अरिं दाम्यति दमयति वा सः अरिंदमः तत् संबुद्धौ हेअरिंदम!**

**प्रासादशिखरारूढाः, प्रीत्युत्फुल्लमुखाम्बुजाः ॥**
**अभ्यवर्षन् सौमनस्यैः, प्रमदा बलकेशवौ ॥ २९ ॥**

**અર્થ—હે શત્રુઓને ત્રાસ આપનાર! અથવા હે કામનાઓરૂપી શત્રુઓને જીતીને (શમાવીને), અહીં આવેલા પરીક્ષિત રાજા ! શ્રીકૃષ્ણ સંબંધી (ઘણું) સાંભળેલું હોવાથી, શ્રીકૃષ્ણમાં જેમનું ચિત્ત લાગી ગયું હતું તે સ્ત્રિયોએ, શ્રીકૃષ્ણને જોઇને, અને શ્રીકૃષ્ણના જોવાં અને હસવાંરૂપ અમૃતના છંટકાવથી (સીંચનથી), માન પામેલી અને રોમાંચિત થએલી સ્ત્રિઓએ, નેત્રરૂપ દ્વારથી પોતાના હૃદયમાં લીધેલા, આનંદની મૂર્તિરૂપ ભગવાનને, આલિંગન દઈને, લાંબા કાળનો વિરહરૂપી રોગ, તજી દીધો. [૨૮] મહેલની અટારીઓ ઉપર ચડેલી અને પ્રીતિથી જેમનાં મુખ કમળ પ્રફુલ્લીત થયાં હતાં, એવી સ્ત્રિયોએ, બલરામ અને શ્રીકૃષ્ણના ઉપર પુષ્પવૃષ્ટિ કરી. [૨૯].**

૨૮-૨૯ વિવેચન

**अरिंदम**—આ શબ્દમાં **अरिः** શબ્દ છે. તેનો સામાન્ય અર્થ શત્રુ. કોઇ કોઇ ટિકાકાર તેનો અર્થ 'કામદેવ' કરે છે.

**श्रुतमनुद्रुतचेतसः**—શ્રીકૃષ્ણ સંબંધી ઘણી વાતો સાંભળેલી હોવાથી, મથુરાની સ્ત્રીઓનું ચિત્ત, તેમાં લાગી રહ્યું હતું. વખાણ સાંભળીએ, તો વખાણ કરનાર ઉપર રાજી થઇએ; નિંદા સાંભળીએ, તો નિંદા કરનાર ઉપર નારાજ થઇએ; તેમ મહિમા સાંભળીએ, તો તેમને જોવાની ઇચ્છા થાય. કથા અગર વખાણ તેજ મહિમા. આપ ઘણા દહાડાથી કથા સાંભળો છો, પણ આપને શ્રીહરિને જોવાનું મન થાય છે ? કેમ મન થતું નથી ? તેનો વિચાર કદિ કરો છો ? તેનું કારણ સાંભળો-આપ એમ સમજી બેઠા છો કે-' આ જે વાતો થાય છે, તે માત્ર સાંભળવાનીજ; અનુભવવાની નહીં. લાડુની વાતો સાંભળવાથી આનંદ થાય ખરો; પણ તે વાતોને અનુભવવાથી-એટલે લાડુ જમવાથી, વિશેષ આનંદ

---

-હે શત્રુઓને ત્રાસ આપનાર રાજા ! **मुहुः**-વારંવાર **श्रुतं तं अनुद्रुतं** (પાછળ દોડતું) **चेतः यासां ताः-श्रुतमनुद्रुतचेतसः**-સાંભળેલા હોવાને લીધે તેમનામાં જેમનું ચિત્ત લાગી રહ્યું હતું એવી સ્ત્રીઓએ. **तं दृष्ट्वा**-શ્રીકૃષ્ણને જોઇને. **तस्य प्रेक्षणं च उत्स्मितं च, ते एव सुधा तया उक्षणं** (સીંચન-છાંટવું તે) **तेन लब्धः मानः याभिः ताः तत्प्रे...मानाः**-શ્રીકૃષ્ણના જોવા તથા હસવારૂપ અમૃતના છંટકાવથી માન પામેલી. **हृष्यंती** (રોમાંચ) **त्वक् यासां ताः हृष्यत्त्वचः**-રોમાંચિત થએલી સ્ત્રિઓએ. **दृशा आत्मनि लब्धः तं-दृशात्मलब्धं**-નેત્ર દ્વારથી પોતાના હૃદયમાં લીધેલા. **आनंदमूर्त्ति**-આનંદની મૂર્તિરૂપ ભગવાનને **उपगुह्य** તેને આલિંગન દઇને. **अनंतं आधिं जहुः**-લાંબા કાળનો વિરહરૂપી રોગ તજી દીધો.

૨૯ પદચ્છેદ—**प्रासादशिखरेषु आरूढाः**-મહેલની અગાશીઓ ઉપર ચઢેલી સ્ત્રિઓએ. **प्रीत्या उत्फुल्लानि मुखांबुजानि यासां ताः इति प्रमदाः**-પ્રીતિથી જેમનાં મુખ કમળ પ્રફુલ્લિત થયાં હતાં એવી સ્ત્રિયોએ **बलकेशवौ** બલરામ અને કૃષ્ણના ઉપર. **सौमनस्यैः अभ्यवर्षन्**-પુષ્પવૃષ્ટિ કરતી હતી.

થાય. લાડુ જમવાના જીજ્ઞાસુએ, લાડુ બનાવવા માટે જોઇતી સામગ્રી પ્રાપ્ત કરવીજ પડે. તેમ શ્રીહરિને નિહાળવા જીજ્ઞાસુએ સાધન સંપન્ન થવુંજ જોઇએ. જુના રંગને બરાબર ધોઇ નંખાય, તોજ નવો રંગ લાગે; તેમ અહંતા, મમતા, કામ ક્રોધાદિના આવેશ વિગેરે જે જીવના જુના રંગ છે, તે બરાબર ધોવાઇ જાય; તોજ સત્ય, અહિંસા, દયા, કરૂણા, સર્વોત્મ પ્રેમ વિગેરે નવો રંગ ખીલી નીકળે. પ્રયત્ન કરનારને પરદેશ પાદર જેટલો નજદીક છે; અને આળસુને પાદર પરદેશ જેટલું દૂર છે.

**तत्प्रेक्षणोत्स्मितसुधोक्षणलब्धमानाः, प्रीत्युत्फुल्लमुखांबुजाः** અને **दृश्यस्त्वचः** આ શબ્દો મથુરાની સ્ત્રિયોના પ્રેમની ઉત્કૃષ્ટતા સૂચવે છે. [ શબ્દોના સ્ફૂટ ખુલાસા માટે ફૂટનોટમાં પદચ્છેદ વાંચો, ]

**दृशात्मलब्धं**—નેત્રદ્વારથી હૃદયમાં લીધેલા. જ્યાં દર્શન કરવા જાઓ, ત્યાં માત્ર દર્શનથી સંતોષ ન પામવું; પણ ધ્યાનપૂર્વક તે મૂર્તિને નિહાળીને, હૃદયમાં ઉતારવી. દર્શન માટે અનેક ઠેકાણે રખડનારને ધ્યાનનો લાભ કદિ મળતો નથી; માટે ઉત્તમ અધિકારીએ, અનેક ઠેકાણે રખડવું નહીં.

**अनंतं आधिं**—'અનંત'નો અર્થ 'અનાદિ' ન કરવો, પણ 'લાંબા વખતનો' કરવો. અને 'આધિ' એટલે માનસીક રોગ–વિરહ.

બ્રાહ્મણો પ્રભુને પૂજવા લાગ્યા—

> **दध्यक्षतैः सोदपात्रैः, स्रग्गन्धैरभ्युपायनैः ॥**
> **तावानर्चुः प्रमुदितास्-तत्र तत्र द्विजातयः ॥ ३० ॥**

**અર્થ**—રાજી થએલા બ્રાહ્મણો, સ્થળે સ્થળે જળનાં પાત્રો સહિત, દહિં, અક્ષત, માળા, ચંદન અને ભેટોથી, તે બે ભાઈઓનો સત્કાર કરતા હતા. [૩૦]

૩૦ વિવેચન—

રૂડા પુરૂષને ઓળખવા તે અઘરૂં કામ છે. શ્રીકૃષ્ણ વૃંદાવનમાં હતા, ત્યારે ગાયો ચારતાં મિત્રો ભૂખ્યા થયા હતા. તે વખતે યજ્ઞમાંથી અન્ન માગતાં, બ્રાહ્મણોએ તેમનો અનાદર કર્યો હતો. આ ભૂલ અત્યારે સુધારી જણાય છે. કોઇ પોલા ઠાઠવાળા મહારાજ હાથી ઉપર બેસીને પધારે, તો આખું ગામ સામૈયામાં આવે; અને કોઇ પવિત્ર સાદા સંત ચાલતા પધારે, તો સામૈયામાં બે પાંચ પુરૂષજ હોય; કારણ કે રૂડા પુરૂષને ઓળખવા, તે અઘરૂં કામ છે. યાદ રાખજો કે–ગોવિંદ ગાભામાં છે–ડમાકમાં નથી.

---

૩૦ પદચ્છેદ—**प्रमुदिताः द्विजातयः**–રાજી થએલા દ્વિજ લોકો. **तत्र तत्र**–સ્થળે સ્થળે. **उदपात्रैः सहितानि सोदपात्राणि तैः सोदपात्रैः**–જળનાં પાત્રો સહિત. **दधि च अक्षताः च तैः**–દહિં, અક્ષત. **स्रजश्च गंधाश्च तैः स्रग्गंधैः**–માળા અને ચંદનથી. **अभ्युपायनैः**–ભેટોથી. **तौ**–તે બે ભાઇઓનો. **आनर्चुः**–સત્કાર કરવા લાગ્યા.

હવે મથુરાની સ્ત્રિયો, વ્રજાંગનાઓનાં વખાણ કરે છે—

**ऊचुः पौरा अहो गोप्यस्-तपः किमचरन्महत् ॥**
**या ह्येतावनुपश्यन्ति, नरलोकमहोत्सवौ ॥ ३१ ॥**

અર્થ—(ઉપર પ્રમાણે શ્રીકૃષ્ણનો પ્રભાવ જોઈને) મથુરાની સ્ત્રિયો કહેવા લાગી કે-' અહો ! ગોપિકાઓએ એવું કયું તપ કર્યું હશે કે-મનુષ્ય લોકના મહોત્સવરૂપ-મોટા આનંદરૂપ-આ બળરામને તથા શ્રીકૃષ્ણને, તેઓ (સદા) જોયાજ કરે છે. [૩૧].

૩૧ વિવેચન—

રાજાની હજુરમાં રહેનારા આઠના પગારદારનાં વખાણ દીવાન કરે; ત્યારે શ્રીહરિએ જેમને પોતાની કરી-જેમની સાથે શ્રીહરિ અદ્વૈત ભાવે રમ્યા; તે ગોપિકાઓનાં વખાણ, શ્રી શંકરાચાર્ય, શ્રીમધુસુદન સરસ્વતી અને અખા જેવા તત્ત્વવિદ્ પુરૂષોએ કર્યાં, તેમાં નવાઇ જેવું કાંઇ નથી. શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રીસ્વામીનારાયણ, ગોપાળાનંદ, મુક્તાનંદ અને નિષ્કુલાનંદ, જેવા વીતરાગી સંતો પણ જેમનાં વખાણમાં લલચાયા; તેમનાં વખાણ મથુરાની સ્ત્રીઓ કરે, તેમાં નવાઇ જેવું કાંઇ નથી.

કોઇ કહે કે 'સ્ત્રિયોને જાર બુદ્ધિથી શ્રીકૃષ્ણમાં મોહ થયો'-તે સંબંધી આગળ ઘણા ખુલાસા કર્યા છે. હાલ એટલુંજ યાદ રાખજો કે-અહીં સ્ત્રીયોના પ્રેમનું પાત્ર શ્રીકૃષ્ણ છે. શ્રીકૃષ્ણ એટલે યોગેશ્વરોનો ઇશ્વર, માયાનો પતિ, ગુણાતીત, પતિઓનો પણ પતિ, વગેરે.

હવે એક રંગારો ધોબી શ્રીકૃષ્ણને રાજમાર્ગમાં મળે છે—

**रजकं कंचिदायान्तं, रङ्गकारं गदाग्रजः ॥**
**दृष्ट्वाऽयाचत वासांसि, धौतान्यत्युत्तमानि च ॥३२॥**
**देह्यावयोः समुचिता-न्यंग वासांसि चार्हतोः ॥**
**भविष्यति परं श्रेयो, दातुस्ते नात्र संशयः ॥३३॥**

---

૩૧ પદચ્છેદ—[पुरे भवाः पौराः] पौराः ऊचुः-મથુરાની સ્ત્રિયોએ કહ્યું કે **अहो-गोप्यः किं महत् तपः अचरन्**-ગોપીકાઓ એવું કયું મોટું તપ કર્યું હશે કે. **याः**-જેઓ. **नरलोकस्य महोत्सवः याभ्यां तौ इति नरलोकमहोत्सवौ इति एतौ**-મનુષ્ય લોકના મહોત્સવરૂપ (મોટા આનંદરૂપ) આ બળરામ તથા શ્રીકૃષ્ણને. **हि अनु-पश्यंति**-જોયાજ કરે છે.

૩૨ પદચ્છેદ—**गदः अग्रजः यस्य सः गदाग्रजः**-ગદ નામનો જેને મોટો ભાઇ હતો તે શ્રીકૃષ્ણે. **कंचित् रंगकारं रजकं आयांतं दृष्ट्वा**-કોઇ રંગારા ધોબીને આવતો જોઇને. **धौतानि च अति उत्तमानि वासांसि अयाचत**-ધોએલાં અને અતિ ઉત્તમ વસ્ત્ર માગ્યાં.

૩૩ પદચ્છેદ—**हे अंग !**-હે ધોબી! **अर्हतोः आवयोः**-અમે બે ભાઇઓ કે જેઓ યોગ્ય છઇએ, તેમને. **समुचितानि वासांसि देहि**-જેવાં જોઇએ તેવાં વસ્ત્રો

स याचितो भगवता, परिपूर्णेन सर्वतः ॥
साक्षेपं रुषितः प्राह, भृत्यो राज्ञः सुदुर्मदः ॥३४॥

અર્થ—કોઇ રંગારા ધોબીને આવતો જોઇને, શ્રીકૃષ્ણે ધોએલાં અને અતિ ઉત્તમ વસ્ત્રો માગ્યાં. (૩૨) 'હે ધોબી! અમે બે ભાઇઓ કે જેઓ (આવાં વસ્ત્રો પહેરવા) યોગ્ય છઇએ-તેમને, જેવાં જોઈએ તેવાં વસ્ત્રો આપ. જો તું આપીશ, તો તારૂં પરમ કલ્યાણ થશે; તેમાં કોઇપિણ પ્રકારનો સંશય નથી. (૩૩) શ્રી શુકદેવજી કહે છે કે—જે સર્વ પ્રકારે પરિપૂર્ણ છે-પૂર્ણકામ છે-એવા ભગવાનથી યાચના કરાએલા, અત્યંત મદવાળા અને કોપેલા, એવા રાજાના નોકર ધોબીએ, તિરસ્કારયુક્ત નીચે પ્રમાણે જવાબ આપ્યો. (૩૪)

૩૨ થી ૩૪ વિવેચન—

શું કંસનાં સારાં વસ્ત્રો દેખીને શ્રીકૃષ્ણ લલચાયા હશે?-તેના જવાબમાં (૩૪ મા શ્લોકમાં) કહ્યું કે—**सर्वतः परिपूर्णेन भगवता**-જેને કોઈ પણ પ્રકારની કામના નથી એવા શ્રીકૃષ્ણ.

ત્યારે વસ્ત્ર માગ્યાં કેમ?—ધોબીનો કાળ આવી પહોંચ્યો છે. તેમાં વસ્ત્રો નિમિત્ત છે.

૩૪ મા શ્લોકમાં ધોબીના મદનું મંગળાચરણ કરીને હજી આગળ કહે છે—

ईदृशान्येव वासांसि, नित्यं गिरिवनेचराः ॥
परिधत्त किमुद्वृत्ता, राजद्रव्याण्यभीप्सथ ॥ ३५ ॥
याताशु बालिशा मैवं, प्रार्थ्यं यदि जिजीविषा ॥
बध्नन्ति घ्नंति लुम्पन्ति, दृप्तं राजकुलानि वै ॥ ३६ ॥

---

આપ. **दातुः ते परं श्रेयः भविष्यति**-તું કે જે આપનાર છો, તેનું પરમ કલ્યાણ થશે. **अत्र न संशयः**—એમાં સંશય કરવો નહીં.

૩૪ પદચ્છેદ—**सर्वतः परिपूर्णेन भगवता**-જે સર્વ પ્રકારે પરિપૂર્ણ છે-જેમને કોઇપિણ પ્રકારની કામના નથી એવા ભગવાનથી. **सः याचितः**-યાચના કરાએલા તે ધોબીએ **सुतरां** (અત્યંત) **दुर्मदः** (ખોટા મદવાળા) **सुदुर्मदः**-અત્યંત ખોટા મદવાળા. **रुषितः इति राज्ञः भृत्यः**-કોપેલ એવા રાજાના નોકરે. **आक्षेपेण सहितः यथा स्यात् तथा-साक्षेपं**-તિરસ્કાર યુક્ત. **प्राह**-નીચે પ્રમાણે જવાબ આપ્યો.

૩૫-૩૬ પદચ્છેદ—**हे उद्वृत्ताः**-હે છકેલા લોકો! હે મોટા ખાનદાન! **गिरिषु वनेषु च चरंति इति गिरिवनेचराः तत् संबुद्धौ**-હે પર્વતોમાં અને વનોમાં રખડતા લોકો! **ईदृशानि एव वासांसि**-આવાંજ વસ્ત્રો. **नित्यं परिधत्त किं**-શું તમે હમેશાં પહેરતા હશો? કે જેથી **राज्ञः द्रव्याणि-राजद्रव्याणि**-રાજાના પદાર્થોને. **अभीप्सथ**-માગો છો. ૩૬ પદચ્છેદ—**भो बालिशाः**-હે મૂર્ખ લોકો. **यात आशु**-જલદીથી જતા રહો. **यदि**-જો. **जीवितुम् इच्छा इति जिजीविषा**-તમારે જીવવાની ઇચ્છા હોય તો. **मा एवं**

અર્થ—'હે છકેલા લોકો! હે પર્વતોમાં અને વનોમાં રખડતા લોકો! આવાંજ વસ્ત્રો તમે હમેશાં પહેરતા હશો! કે જેથી રાજાના પદાર્થો તમે માગો છો. (૩૫) હે મૂર્ખ લોકો! તમે જલદીથી અહીંથી જતા રહો. જો તમારે જીવવાની ઇચ્છા હોય, તો આવી માગણી કદિ કરશો નહીં. રાજાના માણસો-અમલદારો, ઉદ્ધત માણસને બાંધી રાખે છે, લુંટી લે છે અને હણિ પણ નાંખે છે. (૩૬)

૩૫-૩૬ વિવેચન—

કંસનું રાજ કેવા પ્રકારનું હતું, તે આ ધોબી સુચવે છે. **'यदा यदा हि धर्मस्य'** વિગેરે શબ્દોથી ગોવિંદ ગીતામાં બોલ્યા છે કે—'અધર્મ વધી પડે, ત્યારે અધર્મનો નાશ કરવા, મારે અવતાર લેવો પડે છે.'

અમલે કોને આંધળા કર્યા નથી?-દુનિયામાં જે જે રાજ્યો નાશ પામ્યાં, તે આંધળા અમલને પરિણામે. રાવણ જેવાને ખુલ્લો શત્રુ હોય! અને તે પણ સુવેલુ સુધી-લંકાના ગઢ સુધી-ચાલ્યો આવે. જેમ બાજરો જુવાર માણસને મારે, તેમ મનુષ્ય અને કપિ અસુરોને મારવા લાગ્યા. અસંભવિત સંભવિત બન્યું; પણ અમલમાં આંધળો બનેલો રાવણ સમજ્યો નહીં. આટલા માટેજ રાજની નાનામાં નાની નોકરી પણ, ખાનદાન માણસનેજ આપવી જોઇએ. મોટા અમલદારોએ, માત્ર રાજના કાયદાઓથી વાકેફ થવું, એટલુંજ નહીં; પણ જગતના ઈતિહાસમાં લખાઈ ચૂકેલાં, રાજ્યોની ચડતીનાં અને પડતીનાં કારણોનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન ખાસ કરવું જોઈએ. 'પ્રજા એજ રાજનું મૂખ્ય અંગ છે. પ્રજા માટે શ્રીરામે સીતાને તજ્યાં. અમલ આજ છે, અને કાલે નથી. સદા અહીં કોઈ બેસી રહેવાનું નથી. ઇશ્વરને ઘેર સૌ સરખાં છે. સત્તાને અંગે અનેક પાપનો સંભવ છે; અને કર્યાં કર્મ કોઈને છોડતાં નથી;' વિગેરે ઉત્તમ વિચારોને, જીવન-પ્રવાહમાં તરતા રાખીને, અમલ ભોગવવો જોઇએ. અમલદારોએ સત્શાસ્ત્રોને અને સંતોને અવકાશ લઇને સેવવાં જોઈએ. યુધિષ્ટિર, અકબર, વિક્રમ અને ભોજ જેવા ભાગ્યશાળી રાજાઓ, આ પ્રમાણેજ, પ્રજાના પ્રાણરૂપે અમર થયા. ચોર લુંટારાને રસ્તે ચાલતાં, મનુષ્યોએ સાવધાન રહેવું જોઈએ; તેમ રાજના અમલદારોએ લાલચ અને મદથી સાવધાન રહેવું જોઈએ; નહીંતો રાજેશ્રી તે નરકેશ્રી.

હવે શ્રીકૃષ્ણ ધોબીને ન્યાય આપે છે—

**एवं विकत्थमानस्य, कुपितो देवकीसुतः ॥**
**रजकस्य कराग्रेण, शिरः कायादपातयत् ॥ ३७ ॥**

---

**प्रार्थ्यं**-એવી માગણી કરવી નહીં. **राजकुलानि**-રાજાના માણસો. **दृप्तं**-ઉદ્ધત અગર અભિમાની માણસને. **बध्नंति**-બાંધી રાખે છે. **लुंपंति**-લુંટી લે છે. **घ्नंति वै**-હણી પણ નાંખે છે.

૩૭ પદચ્છેદ—**एवं**-એ પ્રમાણે. **विकत्थते इति विकत्थमानः तस्य इति रजकस्य शिरः**-એમ બોલતા ધોબીના માથાને. **कुपितः देवकीसुतः**-કોપેલા દેવકીસુત કૃષ્ણે. **कराग्रेण**-હાથની આંગળીવતી. **कायात्**-દેહ ઉપરથી. **अपातयत्**-પાડી નાંખ્યું.

**तस्यानुजीविनः सर्वे, वासःकोशान् विसृज्य वै ॥**
**दुद्रुवुः सर्वतो मार्गं, वासांसि जगृहेऽच्युतः ॥३८॥**
**वसित्वात्मप्रिये वस्त्रे, कृष्णः संकर्षणस्तथा ॥**
**शेषाण्यादत्त गोपेभ्यो, विसृज्य भुवि कानिचित् ॥ ३९ ॥**

અર્થ—ઉપર પ્રમાણે બોલતા ધોબીના માથાને, દેવકીજીના કોપ પામેલા પુત્ર શ્રીકૃષ્ણે, હાથની આંગળી વડે, ધડ ઉપરથી પાડી નાંખ્યું. (૩૭) તેના તાબાના સઘળા ધોબીઓ, વસ્ત્રોનાં પોટલાં પડયાં મેલીને, ચારે તરફ નાસી ગયા. પછી શ્રીકૃષ્ણે વસ્ત્રો લઈ લીધાં. (૩૮) ભગવાન્ તથા બળભદ્રે પોતાને ગમ્યાં એવાં વસ્ત્રો પહેરી લઈને, કેટલાંએક કપડાંને ત્યાંજ પૃથ્વી ઉપર પડયાં મેલીને, બાકી રહેલાં વસ્ત્રો ગોવાળીયાઓને આપી દીધાં. (૩૯)

૩૭ થી ૩૯ વિવેચન—

મરણ—કયા કારણે ? અને કયાં ? આ દેહ પડી જશે, તે માણસને ખબર પડતી નથી.

**પદ.**

જીવની આશારે ડુંગર જેવડી, મરણ ડગલાની હેઠજી;
હાં હાં રે-મરણ ડગલાંની હેઠજી,
જંપીને જરીએ બેઠો નહીં, વાગી અચાનક ઠેસજી.
ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો ?
ભમ્યો દિવસને રાતજી,-હાં હાં રે ભમ્યો દિવસને રાતજી;
માયાએ બાંધેલો પ્રાણીયો, **સમજ્યો નહીં શુદ્ધ વાતજી;** ભૂલ્યો૦ ટેક૦
ખોટો ખેલ સંસારનો, આતસબાજીનો રંગજી.
રમતાં વરસ વિત્યાં ઘણાં, ક્ષણમાં થાશે તે ભંગજી—ભૂલ્યો૦
જન્મ મરણ તણી આપદા, નથી કાંઈ સંકટ સહેલજી;
ધંધો કરતાં રે ઢળી પડયો, જેમ કાંઈ ઘાણીનો *બેલજી—ભૂલ્યો૦
રણુરે સંબંધે આવી મળ્યાં, સુત વિત દારા ને દેહજી;
લેવા દેવારે જયારે મટે, મારગ લાગશે તેહજી--ભૂલ્યો૦
નિશ્ચે જાણોરે રહેવું નથી, જુઠો જગત્ વિશ્વાસજી:
એથીરે રહેજે રે તું વેગળો, આઠે પહોર ઉદાસજી--ભૂલ્યો૦

---

૩૮ પદચ્છેદ--**तस्य सर्वे अनुजीविनः**-તેના તાબાના સઘળા ધોબીઓ. **वासः कोशान्**-વસ્ત્રોનાં પોટલાં. **वै**-ત્વરાથી. **विसृज्य**-તજીને. **सर्वतः मार्गं दुद्रुवुः**-ચારે તરફ નાસી ગયા. **अच्युतः वासांसि जगृहे**-શ્રીકૃષ્ણે વસ્ત્રો લઈ લીધાં. * બળદ

૩૯ પદચ્છેદ—**कृष्णः संकर्षणः तथा**-ભગવાને અને બળભદ્રે. **आत्मप्रिये वस्त्रे वसित्वा**-પ્રિય વસ્ત્રો પહેરીને. **कानिचित् भुवि विसृज्य**-કેટલાંએક કપડાં ત્યાં પૃથ્વી ઉપર પડયાં રહેવા દઈને. **शेषाणि गोपेभ्यः आदत्त**-બાકી રહેલાં ગોવાળીયાઓને આપ્યાં,

દેહતણું ફળ એજ છે, ભાવે ભજીએ ભગવાનજી;
બીજાં સાધનરે સંસારનાં, નહીં હરિ નામ સમાનજી—ભૂલ્યો૦

કેમ સાવધાન છો ને ? ધોબી તો ભાગ્યશાળી કે-તેનું મોત શ્રીકૃષ્ણની સાનિધ્યમાં અને શ્રીકૃષ્ણને હાથે થયું; પણ આપણું શું થશે ? ક્યાં ? ક્યારે ? અને કેવા સંજોગોમાં આપણે દેહનો ત્યાગ કરવો પડશે; તે આપણને ખબર પડતી નથી. માટે-ફરીથી—

નિશ્ચે જાણોરે રહેવું નથી, જુઠો જગત્ વિશ્વાસજી;
એથીરે રહેજોરે તું વેગળો, આઠે પહોર ઉદાસજી—ભૂલ્યો૦

દેહતણું ફળ એજ છે, ભાવે ભજીએ ભગવાનજી;
બીજાં સાધનરે સંસારનાં, નહીં હરિનામ સમાનજી—ભૂલ્યો૦

કેમ સાવધાન છો ને ? ધોબણ રંગીલા ધોબીની વાટ જોતી હશે; રોટલો અને શાક તૈયાર કર્યા હશે ! પણ રંગીલો ધોબી તો રસ્તા વચ્ચે રજળી પડયો. કપડાંના ગાંસડા સાચવવા રોકાઈ શકયો નહીં. જેઓ હંમેશાં સાથે રહેતા હતા; તે નોકરો (અગર સગાંઓ) પણ ચારે તરફ નાસી ગયા.

ભયંકર અજ્ઞાન—સોમાં નવાણું ટકાની ભૂલ-ગમે એવા ડાહ્યા માણસ પણ, જો તેઓ મરણઘાતને ભુલી જાય; (એટલે શ્રીહરિને ભજવા ધંધામાંથી અગર વ્યવહારમાંથી નવરા ન થાય;) તો તે ભયંકર અજ્ઞાન છે. મરણઘાતને યાદ કર્યા પછી-'મરણના પ્રસંગને કેવી રીતે ભેટવું ? મરણ પ્રસંગે કેવા પ્રકારની ધીરજ રાખવી ? મરણ પ્રસંગે ચિત્તવૃત્તિએ શું કરવું ? મરણ પ્રસંગે કોના સંગમાં રહેવું ? મરણ પ્રસંગે કેવા પ્રકારની ઔષધિ લઈને મરણ પ્રસંગના શોકનોનાશ કરવો ?' વિગેરે વિચાર ન કરે; તો તે ભયંકર બેદરકારી છે. પ્રાચીન બ્રહ્મર્ષિઓ અને રાજાઓ, આવા પ્રકારની સાવધાનતા માટેજ અત્યાર સુધી પ્રાતઃસ્મરણીય ગણાય છે. જડવાદવાળા યુરોપમાં પણ, આ વિદ્યા ઈ. સ. પૂર્વે હતી; એમ (ગ્રીસના) સોક્રેટીસના જીવન ચરિત્ર ઉપરથી જણાય છે. ગૌતમબુદ્ધ પછી તે સો વરસે થયો હતો. એટલે ઇ. સ. પૂર્વે ૪૬૯ ની સાલમાં તે હતો. સોક્રેટીસને સત્યને માટે, આથેન્સની સરકારે દેહાંત દંડની શિક્ષા કરી હતી, અને તેને ઝેર આપીને મારવાનો હુકમ હતો. તેને જેલમાં પૂર્યો હતો. તેના મિત્રોને જેલમાં આવવાની છૂટ હતી. મિત્રો સાથે તેણે મરણ સંબંધી ઘણો ખુલાસો કર્યો હતો; 'આપના મરણ પછી આપના દેહને બાળવો, કે દાટવો ?' એમ સોક્રેટીસનાં શિષ્ય ક્રીટોએ જ્યારે પૂછયું, ત્યારે તે હસતો હસતો બોલ્યો કે—'દેહમાંથી હું નીકળી ગયા પછી, દેહનું તમને યોગ્ય લાગે તેમ કરજો. અત્યારે પણ હું દેહથી ન્યારો છઉં, અને પછી પણ એમજ છે. હું દેહમાં પુરાએલો અજર અમર આત્મા છઉં; તેને દેહ અને દેહની પાછળ રહેલાં સુખાદિનો સંબંધ ન જ હોય; વિગેરે.' તે ખુશમીજાજમાં જેલમાં રહેતો હતો; અને તેણે ખુશમીજાજમાં ઝેરનું પાન કરીને, દેહનો ત્યાગ કર્યો હતો. કાલ મરી ગયા, તેમને કોઈ આજ યાદ કરતું નથી; અને ઈ. સ. પૂર્વે મરી ગયા, તેમનું નામ સંસારને ચોપડેથી હજી ભુંસાતુ નથી. તેનું કારણ ?-તેને મરતાં આવડયું હતું.

ત્યારે આવો મહાન્ પુરૂષ કારાગ્રહમાં મરણાધીન થાય ?-ધર્મને અને સત્યને અર્થે, જે પુરૂષો પોતાના દેહનો ત્યાગ કરે છે; તેમનાં કૃત્યોને દેવો પણ પ્રશંસે છે. સામાન્ય પુરૂષોની

દૃષ્ટિમાં તેઓના પ્રયત્ન નિષ્ફળ ગએલા દેખાય; પણ તેઓનો અંતે જય થતો, દુનિયાએ દેખ્યો છે. આવા મહાન્ કાર્યમાં જોડાએલા પુરૂષો, ક્ષણભંગુર પૃથ્વીમાંથી ચાલ્યા જાય; તોપણ તેમની પાછળ તેમની કીર્તિ અને સત્યનાં કિરણો, સર્વત્ર પ્રસરતાંજ રહે છે. આવા મહાન્ પુરૂષના શરીરને, કોઈ શરીરબળવાળી સત્તા કારાગ્રહમાં નાંખે; પણ તેના વિચારોને તેઓ નિયંત્રિત કરી શકે નહીં. Lovelace (લવલેસ) નામનો એક વિદ્વાન્ લખે છે કે—

" Stonewalls do not prison make,
Nor iron bars a cage;
Minds inno-cent and quiet take,
That for a hermitage. "

ભાવાર્થ—પત્થરની રચેલી ભીંતોથી કારાગ્રહ બનતું નથી; તેમ લોખંડના સળીયાથી પાંજરૂં બનતું નથી; કારણ કે નિષ્કલંક અને શાંત ચિત્તવાળો પુરૂષ, એવા કારાગ્રહને ઋષિ-સ્થાન સમજીને તેમાં નિર્ભયતાથી વર્તે છે.

વૃદ્ધ બનીને, પેનશન લઈને, દિકરા વહુને ઘરમાં ગેલ કરતાં જોઇને, અગર દિકરા વહુને તમે અકારા થઈ પડો; ત્યારે-તો-નિવૃત્ત થઇને, જરૂર આવા વિચાર કરજો. પ્રપંચ અને પાપ કરતી વખતે મૃત્યુને જરૂર સંભારજો.

હવે કોઈ દરજીનાં પૂણ્ય જાગે છે—

ततस्तु वायकः प्रीतस्, तयोर्वेषमकल्पयत् ॥
विचित्रवर्णैश्चैलेयै-राकल्पैरनुरूपतः ॥ ४० ॥

नानालक्षणवेषाभ्यां, कृष्णारामौ विरेजतुः ॥
स्वलंकृतौ बालगजौ, पर्वणीव सितेतरौ ॥४१॥

तस्य प्रसन्नो भगवान्, प्रादात्सारूप्यमात्मनः ॥
श्रियं च परमां लोके, बलैश्वर्यस्मृतीन्द्रियम् ॥४२॥

---

૪૦ પદચ્છેદ—**ततः**-પછી **प्रीतः वायकः**-રાજી થએલા એક દરજીએ. **विचित्राः वर्णाः येषां ते तैः**-વિચિત્ર વર્ણોવાળા. **चेलानां** (કાપડ) **विकाराः चैलयाः तैः चैलयैः** વસ્ત્રોથી. **आकल्पैः**-આભુષણોથી. **अनुरूपतः**-તેઓને જોઈએ તેવો. **तयोः वेषं अकल्पयत्**-તેઓનો પોશાક-શણગાર-કરી આપ્યો.

૪૧ પદચ્છેદ—**नानालक्षणौ च तौ वेषौ च ताभ्यां सु अलंकृतौ**-અનેક લક્ષણોવાળા વેષોથી સારી રીતે શણગારેલા. **कृष्णरामौ**-શ્રીકૃષ્ણ અને બળરામ. [**पर्वन्** ઉપરથી] **पर्वणि**-ઉત્સવને સમયે. **सितश्च** (ધોળો) **इतरश्च** (કાળો) **सितेतरौ**-ધોળો અને કાળો. **बालगजौ इव**--બે નાના હાથીઓના જેવા. **विरेजतुः**-શોભતા હતા.

૪૨ પદચ્છેદ—**तस्य प्रसन्नः भगवान्**-તે દરજી ઉપર પ્રસન્ન થએલા ભગવાને તેને. **आत्मनः सारूप्यं**-પોતાના જેવું રૂપ. **लोके परमां श्रियं**-જગતમાં ઉત્તમ લક્ષ્મી. **बलं च ऐश्वर्यं च स्मृतिश्च इंद्रियञ्च प्रादात्**-બળ, ઐશ્વર્ય, સ્મરણ, ઈંદ્રિયોને શક્તિ આપી.

અર્થ—પછી (આગળ ચાલતાં ભગવાનનાં દર્શનથી) રાજી થએલા એક દરજીએ, વિચિત્ર વર્ણવાળા વસ્ત્રોથી અને આભુષણોથી, તેઓને જોઈએ એવો પોશાક-શણગાર-કરી આપ્યો. (૪૦) અનેક લક્ષણવાળા વેષોથી શણગારેલા એ શ્રીકૃષ્ણ અને બળભદ્ર, ઉત્સવને સમયે, ધોળો અને કાળો એમ બે નાના હાથીઓના જેવા શોભતા હતા. (૪૧) તે દરજી ઉપર પ્રસન્ન થએલા ભગવાને, તેને પોતાના જેવું રૂપ, જગત્‌માં ઉત્તમ લક્ષ્મી, બળ, ઐશ્વર્ય, સ્મરણ અને ઈંદ્રિયોની શક્તિ આપી. (૪૨).

૪૦ થી ૪૨ વિવેચન—

'દરજીનો દિકરો, જીવે ત્યાં સુધી શીવે;' એમ કહેવાય છે. એટલે દરજી કદિ નવરો પડે નહીં. ગામનાં કપડાં ઢગલાબંધ શીવી નાંખે; પણ પોતાની કસ તૂટી હોય, તો તે શીવવા નવરો થાય નહીં. 'કેદિ પાસે એટલું કામ કરાવે, તો કેદિ પોકાર કરે; અને દરજી બાપડો રાજીખુશીથી રાતદિવસ કુટાય. પોતાની કસ શીવવા નવરો ન થાય; તે શ્રીહરિને ભજવા ક્યાંથી નવરો થાય ! આવા રોકડીયા ધંધાદારી–સઈ, સોની, સુતાર, લુવાર, કડીયા વિગેરે લોકો–જ્યારે ભગવાન્ અને ભગવાનના ભક્તોની સેવા કરવા નવરા થાય; ત્યારે તેમનાં ભાગ્ય સમજવાં. આવા ધંધાદારી લોકોએ, ભલે ધંધો કરવો; પણ ધંધો કરતાં કરતાં, પ્રભુને પ્રાર્થના કરતાં રહેવું કે--પ્રભુ તેમને ધંધામાંથી કાંઈક મોકળા થવાનું બળ આપે. આવી પ્રાર્થના જેઓ નથી કરતા; તેમની પાસે પ્રભુ (મરતાં સુધી) રાતના બાર વાગ્યા સુધી કામ કરાવે છે.

'શ્રીકૃષ્ણે દરજીને—પોતાના જેવું રૂપ, ઉત્તમલક્ષ્મી, બળ ઐશ્વર્ય, સ્મરણ અને ઈંદ્રિયોની શક્તિ આપી'; એમ ૪૨મા શ્લોકમાં કહ્યું. તે સંબંધમાં એક શંકા એવી થાય કે-પોતાના જેવું રૂપ જીવતાં કે મુવા પછી ? મુવા પછીજ સમજવું. બીજી શંકા એ થાય કે-લક્ષ્મી, ઐશ્વર્ય અને ઈંદ્રિયોની શક્તિ જે દોષરૂપ છે-શ્રીહરિથી વિમુખ રાખનારાં છે, તે પ્રભુએ પોતાના ભક્તને કેમ આપ્યાં ?-સાંભળો—

સુગ્રિવને જ્ઞાન થતાં તેણે શ્રીરામને કહ્યું હતું કે—

ચોપાઈ—સુખ સંપત્તિ પરિવાર બડાઈ, સબ પરિહરિ કરિહૌં સેવકાઈ;
યહ સબ રામ ભક્તિકે વાધક[1], કહહિ સંત તવ પદ અવરાધક;
શત્રુ મિત્ર સુખદુઃખ જગ માંહી, માયાકૃત પરમારથ નાંહી.

[ મોક્ષવાણી પાનું ૪૦ A ].

સુગ્રીવે ઉપર પ્રમાણે કહ્યું, છતાં શ્રીરામે તેને કીસ્કંધાની ગાદી આપી; અને તારા [સ્ત્રી] પણ આપી.

તાત્પર્ય—લક્ષ્મી, ઐશ્વર્ય અને ઇંદ્રિયોની શક્તિ દોષરૂપ છે; તેમ ગુણરૂપ પણ છે. એટલે દુરૂપયોગ થાય, તો દોષરૂપ; સદુપયોગ થાય તો ગુણરૂપ આ તમામ શ્રીહરિએ આપેલાં હોવાથી ગુણરૂપ સમજવાં. આ ત્રણે ગુણરૂપ હોય; તોપણ-ગૃહસ્થાશ્રમનો ત્યાગ

૧ વિઘ્નો.

કર્યા પછી, સન્યાસીઓએ તેમનો-આ ત્રણનો-કદિ સંગ કરવો નહીં. એટલે આ ત્રણ ગૃહસ્થાશ્રમના શણગારરૂપ છે; અને ત્યાગાશ્રમના કલંકરૂપ છે.

હવે પ્રભુ માળીનું કલ્યાણ કરે છે—

**ततः सुदाम्नो भवनं, मालाकारस्य जग्मतुः ॥**
**तौ दृष्ट्वा स समुत्थाय, ननाम शिरसा भुवि ॥४३॥**
**तयोरासनमानीय, पाद्यं चार्थार्हणादिभिः ॥**
**पूजां सानुगयोश्चक्रे, स्रक्ताम्बूलानुलेपनैः ॥४४॥**
**प्राह नः सार्थकं जन्म, पावितं च कुलं प्रभो ॥**
**पितृदेवर्षयो मह्यं, तुष्टा ह्यागमनेन वाम् ॥ ४५ ॥**

અર્થ—પછી સુદામા નામના માળીને ઘેર તેઓ ગયા. તે બે ભાઇને દેખીને, તેણે ઉભા થઈને, પૃથ્વી ઉપર મુસ્તક મુકીને, દંડવત પ્રણામ કર્યા. (૪૩) ગોવાળીયા સહિત તે બે ભાઇઓને આસન, તથા પગ ધોવાનું જળ આપીને; પછી માળા, તાંબુલ, ચંદન અને બીજા ઉત્તમ પદાર્થોથી તેઓની પૂજા કરી. (૪૪). પછી તે માળી બોલ્યો કે-'હે પ્રભુ ! આજ તમારા આવવાથી મારો જન્મ સફળ થયો. મારૂં કુળ પવિત્ર થયું; અને પિતૃ, દેવ, તથા ઋષિઓ પણ મારા ઉપર પ્રસન્ન થયા. (૪૫).

૪૩ થી ૪૫ વિવેચન—

દરજી કરતાં માળીનો વિવેક વધારે છે. માળીનો ધંધો પુષ્પનો. પુષ્પ દેવ અને દેવ જેવાં મનુષ્યો વાપરે. કીડીને પુષ્પનો સંગ થઈ ગયો હોય; તો તે મહાદેવના મસ્તક ઉપર ચડે. મરચાંવાળો અને સરૈયો (અત્તરવાળો), બેઉ પોતપોતાના ધંધા કરે; પણ મરચાંવાળાને ત્યાં ખોંખોં; અને સરૈયાને ત્યાં સુગંધીના ઢગલા. ધંધા ઉપરાંત માળીને કાંઈક, પૂર્વજન્મની ઓળખાણ પણ લાગે છે; કારણ કે તેણે ઉભા થઈને દંડવત પ્રણામ કર્યા. દંડવત કર્યા પછી પણ, આસન પાદ્ય, તાંબુલ વિગેરે માળીએ પ્રભુને આપ્યાં. સગાંવ્હાલાં માથામાં મારીને

---

૪૩ પદચ્છેદ—**ततः**-પછી **मालाकारस्य सुदाम्नः भवनं**-સુદામા નામના માળીને ઘેર. **जग्मतुः**-તે ગયા. **तौ दृष्ट्वा**-તે બે ભાઈને દેખીને. **सः समुत्थाय**-તે ઉભો થઈને. **भुवि शिरसा ननाम**-પૃથ્વી ઉપર મસ્તક મૂકીને પગે લાગ્યો.

૪૪ પદચ્છેદ—**सानुगयोः तयोः**--ગોવાળીયા સહિત તે બન્ને ભાઈઓને. **आसनं पाद्यं च आनीय**-તેઓને આસન તથા પગ ધોવાનું જળ આપીને. **अथ**-પછી **स्रक्ताम्बुलानुलेपनैः इति अर्हणादिभिः**-માળા, તાંબુલ, ચંદન, અને બીજા પણ ઉત્તમ પદાર્થોથી. **पूजां चक्रे**-તેઓની પૂજા કરી.

૪૫ પદચ્છેદ—**प्राह**-બોલ્યો. **प्रभो !**-હે પ્રભુ ! **वाम् आगमनेन**-આપના પધારવાથી. **हि**-ખરેખર. **नः जन्म सार्थकं**-અમારો જન્મ સફળ થયો. **च**-અને **नः कुलं पावितं**-અમારા કુળને પવિત્ર કર્યું. **पितृदेवर्षयः**-પિતૃ, દેવો અને ઋષિઓ. **मह्यं**-મારી ઉપર. **तुष्टाः**-પ્રસન્ન થયા.

ખાય. ખાતાં જાય, અને ખોદતાં જાય. ભગવાન્ અને ભગવાનના ભકતો, જેવા તેવાથી રાજી; અને જે કાંઈ કર્યું, તેનું સોગણું ફળ. તોપણ ડહાપણમાં ડાહ્યો, વહેવારમાં રાજીખુશીથી કુટાય; અને જ્યાં પોતાનું ખાસ કલ્યાણ છે; ત્યાં બીતો બીતો બે પૈસા વાપરે. સુદામાના મુઠી તાંદુલ, વિદુરની ભાજી, શવરીનાં બોર, અને કરમાનો ખીચડો, હજી નમુનારૂપે ઉભાં છે.

ધંધારોજગાર સૌને છે, કીડી પણ નવરી નથી; ભંગી પણ કામમાં છે; તો પણ આપને કહું છઉં કે-ભગવાનના ભકતોને દેખીને નવરા થતાં જરૂર શીખજો. દ્રવ્યની સગવડ ન હોય; અગર દ્રવ્ય હોય, પણ બહુજ વ્હાલું લાગતું હોય; તો તે વાપરશો નહીં; પણ પંડ તો જરૂર ખરા દિલથી વાપરજો. જેમ તલમાં તેલ, દુધમાં માખણ, અરણીમાં અગ્નિ; તેમ ભકતોના સંગમાં ભગવાન્ ભભુકી રહ્યા છે. જ્ઞાનીઓમાં ગોવિંદ ગુંજી રહ્યા છે.

પૂજન કર્યા પછી ભગવાનને કેવી રીતે રીજવવા, તે પણ માળી જાણે છે. આપણે શીખવા જેવું છે. નાતને છૂટી ધારે ઘી પીરસવાનું હોય; તો પણ નાતની રજા લેતી વખતે, નાત કરનાર કહે છે કે-'મારે નાતને જાર બાજરીનું ઢેબરૂં જમાડવું છે; તેથી સૌ ભાઇઓ મને, નાત કરવાની રજા આપશો.' કન્યા પરણાવીને લાખ રૂપૈયા કન્યાદાનમાં આપ્યા હોય, તો પણ કન્યાનો બાપ કહે છે કે-'મેં તો ફુલ નહીં ને ફુલની પાંખડી આપી છે; વિગેરે.' જેમ વ્યવહારમાં બોલતાં આવડે; તેમ ભગવાન્ અને ભગવાનના ભકતો પાસે, સાચા દિલથી બોલતાં આવડે; તો રજોતમો શમ્યા ગણાય; મુક્તિના મારગ જડયા ગણાય; સંસારનો સાર સમજાણો ગણાય.

હજી માળી સ્તુતિ કરે છે—

**भवन्तौ किल विश्वस्य, जगतः कारणं परम् ॥**
**अवतीर्णाविहांशेन, क्षेमाय च भवाय च ॥ ४६ ॥**
**न हि वां विषमा दृष्टिः, सुहृदोर्जगदात्मनोः ॥**
**समयोः सर्वभूतेषु, भजन्तं भजतोरपि ॥ ४७ ॥**
**तावाज्ञापयतं भृत्यं, किमहं करवाणि वाम् ॥**
**पुंसोऽत्यनुग्रहो ह्येष, भवद्भिर्यन्नियुज्यते ॥ ४८ ॥** અપૂર્ણ.

---

૪૬ પદચ્છેદ—**भवंतौ विश्वस्य** (સમગ્ર) **जगतः परम् कारणम्**-આપ સમગ્ર વિશ્વના પરમ કારણરૂપ છો. **च**-વળી **क्षेमाय च भवाय**-જગતની વૃદ્ધિને માટે અને અભયને માટે. **अंशेन सह इह अवतीर्णौ**-અંશ સહિત આપ અહીં અવતર્યા છો.

૪૭ પદચ્છેદ—**भजंतं भजतोः** (છટ્ટી વિ. દ્વિ. વ.) **अपि**-આપ ભજનારાનેજ ભજો છો તો પણ. **सर्वभूतेषु समयोः**-સર્વ પ્રાણીઓને સમાન. **सुहृदोः**-સર્વ પ્રાણીઓના સગા. **जगतः आत्मनोः**-જગતના આત્મા છો. તેથી **वां विषमा दृष्टिः न हि**-આપને કદિ વિષમદૃષ્ટિ હોતી નથી.

૪૮ પદચ્છેદ—**भृत्यं**-હું કે જે આપનો નોકર છઉં તેને. **तौ**-આપ બેઉ. **आज्ञापयतं**-આજ્ઞા કરો. (બીજો પુરૂષ દ્વિ. વ.) **अहं वां किं करवाणि**-હું આપનું શું કામ કરી આપું. **यत्**-કારણ કે. **भवद्भिः नियुज्यते**-તમે અને તમારા જેવા સંતોથી આજ્ઞા કરાય તે. **पुंसः एषः अति अनुग्रहः हि**-મનુષ્યના મોટાં ભાગ્ય ગણાય.

રૂ. નં. ૧૯૦ Registered No. B. 1434.

શ્રીસદ્ગુરવે નમઃ।

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશકઃ—રામશંકર મોનજી ભટ્ટ, ઠે. મોક્ષમંદિર–અમદાવાદ.

પુસ્તક ૧૧ મું.] પોષ માસ ૧૯૮૭ [અંક ૧૨ મો.

## લ્યો તારે રામ રામ–

વ્હાલાં હરિજનો ! શ્રીકૃષ્ણની પૂર્ણ કૃપાથી મોક્ષપત્રિકાનું અગીઆરમું વરસ, આ અંકની સાથે પૂરૂં થાય છે. નવા વરસમાં માસીક ચાલુ રાખવું કે નહીં ? તે આપના હાથમાં છે; કારણકે માસીકના સ્થૂલની કીંમત (લવાજમ) લીધા વિના, અમે આપને માસીક આપી શકતા નથી. અત્યાર સુધીમાં ઘણાં હરિજનોએ નવી સાલનું લવાજમ મોકલી દીધું છે. તેમને ધન્યવાદ ઘટે છે. જેઓ માસીક વાંચતા હોય, વાંચીને રાજી થતા હોય, તેમણે આ અંક વાંચીને તુરત લવાજમ મોકલી દેવું. વી. પી. કરીએ તે ઠીક નહીં. શ્રીહરિના ચરણમાંથી સમય લઇને, ત્યાં [ વી. પી. ના કામકાજમાં ] સમયને રોકવો, તે અમને ગમતું નથી. જેઓ અમારાથી થાકયા હોય, એટલે જેઓ હવે માસીક મંગાવવા રાજી ન હોય, તેમણે આ અંક વાંચીને તુરત 'ના' નો પત્ર લખી દેવો. પત્ર ન લખો, અને માસીકનું વી. પી. આવે, ત્યારે તે ન સ્વિકારો, તો તે ગેરવ્યાજબી ગણાય.

યાદ રાખવું ઘટે છે કે—લવાજમ જેવી જુજ રકમ, આપ ઘણે ઠેકાણે વાપરી ઘો છો. શરીર પોષણ ઉપરાંત મોજમજામાં અને માંદગીમાં અણધાર્યા ખર્ચ કરો છો; ત્યારે પોતાના માનસીક પોષણ માટે, સ્વસ્વરૂપને નિહાળવા માટે,–સ્વવસ્તુને ઓળખવા માટે, આવી જુજ રકમ રાજીખુશીથી વપરાય તો શું ખોટું છે ! આખા વરસના દાતણના ખર્ચ કરતાં આ ખર્ચ ઓછો છે. આખા વરસમાં બુટ માટે તથા હજામત માટે જે કાંઈ વાપરો છો, તેના કરતાં પણ આ રકમ ઓછી છે. આ કાંઈ ન્યુસપેપર નથી; આ કોઈ ધંધારોજગારની ધગશ નથી; આ તો જરૂર જેટલા ખર્ચને આવી મળવું, અને હરિગુણ ગાવા, એ ભાવ છે. પોસ્ટેજ સાથે બે રૂપૈયામાં, અહીં થતી ભગવદ્ વાર્તા ત્યાં સંભળાય, એવી આ અમોલી ગોઠવણ છે. જેમની પાસે લાખો રૂપૈયા છે; જેમની સેવામાં લખનારા અને લખાવનારા, હાથ જોડીને ઉભા રહે છે, ત્યાં પણ આવા પ્રવાહનાં નિયમીત દર્શન થતાં નથી; ત્યારે જ્યાં મુડી નથી; લખનારા અને લખાવનારા સેવામાં ઉભા નથી; ત્યાંથી સત્સંગ ગંગાની

સેરો નીકળે છે, એ શ્રીહરિની દયા છે. માત્ર અંગમહેનત અને ઉમંગ-પ્રેમ અને પ્રોત્સાહનાં આ રૂડાં ફળ છે.

મુંબઈ, કલકત્તા, સુરત, કરાંચી, મદ્રાસ, ભાવનગર, પોરબંદર વિગેરે ગામોમાં પુંઠા ઉપર જણાવેલે ઠેકાણે, લવાજમ ભરીને, લવાજમ ભર્યાની તારીખ પોસ્ટ કયાર્ડથી અહીં લખી નાંખવી. લવાજમ ભરતી વખતે અગર મ. ઓ. થી મોકલતી વખતે, જે નામથી માસીક આવતું હોય, તે નામ તથા ગ્રાહક નંબર અવશ્ય જણાવવો.

પોશ વદી ૧૨ સુધીમાં આવેલાં લવાજમ જમા લઈને, તેમને મહાનો અંક મહા શુદી ૧-૨ જે રીતસર મળશે. વી. પી. કરાવનારને મહાનો અંક ફાગણ અગર ચૈત્રમાં મળી શકશે.

**વધારા સાથે**—વેદાંતકેસરીનો વધારો ચાલુ રહેશે. આઠ આનામાં ઘણું જાણવાનું મળશે, માટે વધારાની જરૂર હોય. તો ૨-૮-૦ લવાજમ મોકલવું. સાદા માસીકના ગ્રાહકો જુજ છે. તેમણે હવે વેદાંતના અધિકારી થવું ઘટે છે.

**કમી લવાજમ**—જેમને ઓછા લવાજમથી માસીક આપવામાં આવે છે; તેઓએ હવે પોતાના લવાજમની સાથે એક નવા ગ્રાહકના રૂ. ૨-૮-૦ મોકલવા; કારણકે માસીકના ખાસ પ્રચાર માટે, તેમને ઓછી કીંમતે માસીક આપવામાં આવે છે.

**મોક્ષપત્રિકાનાં પાછલાં પુસ્તકો**—હજી મળી શકે છે. જોઈએ તો ઉઘરો નહીં. પછી રૂપૈયા સો દેતાં એક પુસ્તક મળી શકશે નહીં. હાલ બંધામણી સાથે દરેક વરસની ફાઈલના રૂા. ૨-૬-૦.

**ખૂટતા અંકો**—અત્યાર સુધીની ફાઇલો તપાસીને ખૂટતા અંકો મંગાવી લેશો. હશે તો મોકલવામાં આવશે. દરેક વરસની ફાઇલો બનતાં સુધી પાકા પુંઠાથી બંધાવી લેશોજી. છ આનાના ખર્ચમાં બે રૂપૈયા સચવાશે.

**પરદેશને માટે**—લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૩-૦-૦.



# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૪૧ મો ચાલુ

[ ગયા અંકના ૧૫૦૮ મા પાનાથી ]

અર્થ—આપ સમગ્ર વિશ્વના પરમ કારણરૂપ છો; જગત્‌ની વૃદ્ધિને માટે અને અભયને માટે, આપ અંશસહિત અહીં અવતર્યા છો. [૪૬] તમે જો કે-જે તમને ભજતો હોય, તેનેજ ભજો છો; તોપણ સર્વ પ્રાણીઓમાં આપ સમાન, સર્વના સુહૃદ (સંબંધી) અને જગત્‌ના આત્મા છો; તેથી આપને કદિ વિષય દૃષ્ટિ હોતી નથી. [૪૭] હું કે જે આપનો નોકર છઉં, તેને આપ આજ્ઞા કરો. હું આપનું કયું કામ કરી આપું? કારણકે તમે અને તમારા જેવા સંતોથી આજ્ઞા કરાય, તે મનુષ્યનાં મોટાં ભાગ્ય ગણાય. [૪૮]

૪૬-૪૮ વિવેચન—

**માળીની જુની ઓળખાણ**—છેતાલીસમા શ્લોકમાં શ્રીકૃષ્ણ ઈશ્વરનો અવતાર છે, એમ માળીએ વિદીત કર્યું. સુડતાલીસમા શ્લોકમાં ત્રણ ભાવ બતાવ્યા-૧ આપ ભજનારાને ભજો છો. ૨ આપ સર્વને સમાન, આપ સર્વ પ્રાણીઓના સગા અને જગત્‌ના આત્મા છો. ૩ આપને કદિ વિષમદૃષ્ટિ (કોઈના ઉપર વૈર-દ્વેષ) હોતો નથી. અડતાળીસમા શ્લોકમાં કહી દીધું કે-'ક્યાં આપ! અને ક્યાં હું! આપ સ્વતંત્ર, હું પરતંત્ર. આપ નિયંતા હું નિયંત્રીત; આપ આજ્ઞા કરો, હું આજ્ઞા ઉઠાવું. આપની આજ્ઞા એજ મારો પરમ ધર્મ.'

કદિ વેદાંતીઓને અહીં વાંધો પડે; તો તેમણે યાદ રાખવું ઘટે છે કે-મોટાની પાસે નાનો વિનયથીજ શોભે. ઋગ્વેદમાં અનેક પ્રાર્થનાઓ છે. તે અદ્વૈત ભાવનાના વૈરથી લખાએલી નથી. તે અદ્વૈત ભાવને દ્વૈતભાવ દ્વારા ટેકો આપનારી છે.

દૃષ્ટાંત—એક મોટા રાજાને એક રાણી ઉપર બહુજ પ્યાર હતો. તે રાજા આ રાણીને પોતાના મહેલમાંજ રાખતો હતો. તેની સાથે ખાતો પીતો, અને સમય ગુજારતો હતો. એક દિવસે કાચથી જડેલા એક ઓરડામાં, આ રાજા તથા રાણી હિંચકા ઉપર હિંચકતાં હતાં. રાણી બડી ફાંકડી-સૌંદર્યવાન્-હતી; અને રાજા આંખે જરા કાણો, અને મુખે શીળીના ગોબાવાળો હતો. આ બેઉનાં પ્રતિબિંબ સામી ભીંતના કાચમાં દેખાતાં હતાં. રાજા સુંદરીનું મુખ કાચમાં જોઈને રાજી થતો હતો, અને રાણી 'આવા બેડોળની સાથે બેસવામાં'-કાંઈક મનથી કચવાતી હતી. કચવાતાં કચવાતાં રાણી જરા હસી. રાજાને તે હસવું મશ્કરી જેવું લાગ્યું. ખોડ તેની જોડ નહીં; રાજા હસવાનું કારણ સમજી ગયો; તેથી તેણે રાણીને પૂછ્યું-'કેમ હસી?'

રાણી—કાંઇ નહીં જી. અમસ્તી-સહેજ—

રાજા—નહીં-ખરૂં કારણ કહે.

રાણી ગભરાઇ જઇને બોલી-તેમાં કારણ શું હોય! આપ સાથે હો, ત્યારે કોને આનંદ ન થાય!

રાજા—એવા આનંદની આ વાત નથી. ખરૂં કારણ કહીશ, તો તું બચી જઈશ; માટે સાચેસાચું કહીદે.

રાણી—ત્યારે આપ જે સમજ્યા હો, તે કહી દ્યો.

રાજા—આમ ચાલાકી કરવી રહેવા દે. જે કારણ હોય, તે કહી દે.

રાણી—જ્યારે પ્રભુએ મનુષ્યોને નૂર (રૂપ) દીધું; ત્યારે આપ ક્યાં ગયા હતા?

રાજાએ હિંચકો બંધ રાખીને બૂમ મારી-'છે કોઇ બહાર?' એક કહેતાં એકત્રીશ જણા અંદર દોડયા આવ્યા. [રાણી હીંચકા ઉપરથી ઉતરીને સામે ઉભી રહી.] એક હજુરીને રોકીને, બીજાઓને રાજાએ રજા આપી.

રાજા—હજુરીને-આ રાણીના બે હાથ પાછળથી બાંધી લે.

ઘડીવાર તો હજુરી ચમકીને ઉભો રહ્યો, કારણકે આ રાણી રાજાને બહુ વ્હાલી હતી; પણ રાજાએ જ્યારે ફરીથી હુકમ કર્યો; ત્યારે હજુરીએ દોરી લાવીને, રાણીના હાથ અવળા

બાંધી લીધા. હાથ બાંધ્યા પછી, હજુરીને ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું. પછી પોતે એકલો હિંચકવા લાગ્યો, અને રાણીએ રડવા માંડયું. રાણીને બહુજ કલ્પાંત કરતી દેખીને, રાજાએ હિંચકો ઉભો રાખીને, તેણીને પૂછયું-'કેમ ! તને જવાબ મળી ગયો ?' એ ત્રણ વાર રાજાએ પૂછયું, ત્યારે રાણી બોલી-'આપને આમ કરવું ન ઘટે; વ્હાલાને વિરોધ કરવો ન ઘટે.'

રાજા—પણ તને જવાબ મળ્યો કે નહીં ? તું આમાં કાંઈ સમજી કે નહીં ?

રાણી—જી ના.

રાજા—સાંભળ-જ્યારે પ્રભુએ મનુષ્યોને નૂર દીધું; ત્યારે તું નૂર લેવા ઉભી રહી; અને હું તખત લેવા દોડયો- તખત મોટું કે નૂર ? તે હવે તું કહે. તું મારી સાથે એક થાળીમાં જમે છે; એક આસન ઉપર બેસે છે, અને એક શય્યામાં સુવે છે; તોપણ તારે યાદ રાખવું જોઇએ કે-હું **સ્વતંત્ર છઉં, તું પરતંત્ર છો. હું નિયંતા છઉં, તું નિયંત્રિત છો.** કેમ સમજી ?

રાણી—હાજી.

રાજા—કદિ એવા કોઈ સંજોગમાં, તું રાણી મટીને મહારાણી બની ગઈ હો; અને હું રાજા મટીને તારી પાસે નોકર હોઉં; તો મારે યાદ રાખવું જોઇએ કે-'તું સ્વતંત્ર છો, અને હું પરતંત્ર છઉં.'

રાણી—હવે હું વસ્તુસ્થીતિને બરાબર સમજી ગઇ. હવે કદિ આવી ભૂલ હું નહીં કરૂં. આજે આપે આ અપરાધ ક્ષમા કરવો જોઇએ.

રાજા—હિંચકો ઉભો રાખીને-લે ત્યારે-પૂર્વે બેઠી હતી, તેમ પ્યારથી હિંચકા ઉપર બેસી જા.

સંસારદષ્ટિથી જેવો પતિ-પત્નિનો સંબંધ છે; તેવો અધ્યાત્મ દૃષ્ટિથી જીવશિવનો સંબંધ છે. વસિષ્ટ, યાજ્ઞવલ્કય, શ્રી આદ્ય શંકરાચાર્ય અને એવા બીજા તત્ત્વવિદ્ પુરૂષો, બિલોરી કાચ જેવા નિર્મળ હતા-પરબ્રહ્મ જેવા પવિત્ર હતા; તોપણ પરબ્રહ્મની સાથે વિવેકથી વર્તતા હતા. તે સંબંધમાં શ્રી શંકર ષટ્પદી સ્તોત્રમાં બોલ્યા છે કે—

**सत्यपि भेदापगमे, नाथ तवाहं न मामकीनस्त्वम् ।**
**सामुद्रो हि तरंगः, क्वचन समुद्रो न तारंगः ॥ ३ ॥**

અર્થ—હે નાથ ! ભેદની નિવૃત્તિ થાય, તોપણ હું તમારો છઉં, તમે મારા નથી. તરંગ સમુદ્રનો છે, પણ સમુદ્ર કદિ તરંગનો થતો નથી. [૩]

વેદાંતના રસીકોએ દ્વૈત અદ્વૈતનું રહસ્ય આ પ્રમાણે જાણવું જોઇએ.

હવે માળી પાસેથી માળા લે છે, અને પછી વરદાન માગવાનું કહે છે—

**इत्यभिप्रेत्य राजेन्द्र, सुदामा प्रीतमानसः ॥**
**शस्तैः सुगन्धैः कुसुमैर्-मालां विरचितां ददौ ॥ ४९ ॥**
**ताभिः स्वलंकृतौ प्रीतौ, कृष्णरामौ सहानुगौ ॥**
**प्रणताय प्रपन्नाय, ददतुर्वरदौ वरान् ॥ ५० ॥**

---

૪૯ પદચ્છેદ—**हे राजेंद्र** !-હે પરીક્ષિત રાજા ! **इति प्रीतमानसः सुदामा**-આ પ્રમાણે રાજી થએલા સુદામા માળીએ. **अभिप्रेत्य**-તેમનો અભિપ્રાય જાણી લઇને. **शस्तैः** [**शंस्** ધાતુ ઉપરથી]-પ્રશંસાપાત્ર, ઉમદા. **सुगंधैः कुसुमैः**-સુગંધીદાર પુષ્પોથી. **विर**-

અર્થ—હે પરીક્ષિત રાજા ! આ પ્રમાણે રાજી થએલા સુદામા માળીએ, તેમનો અભિપ્રાય જાણીલઇને, ઉમદા, સુગંધીદાર પુષ્પોથી બનાવેલી માળાઓ તેમને આપી. [૪૯] તે માળાઓથી સારી રીતે શણગારેલા અને ગોવાળીયા સહિત રાજી થએલા, અને વરદાન આપનારા, તે બે ભાઇઓએ નમેલા અને શરણે આવેલા તે માળીને વરદાન માગવાનું કહ્યું. [૫૦]

૪૯ અને ૫૦ વિવેચન—

હે રાજેંદ્ર ! એમ સંબોધીને સૂચવે છે કે-' માળીવાડે જેઓ અવતર્યા હતા; તેઓએ પણ ભગવાનની પીછાણ રાખીને, પોતાનાં નામ શાસ્ત્રોમાં નોંધાવ્યાં. જેઓ ઉચ્ચ કોમમાં અવતર્યા; નાતજાતમાં ઠીકઠીક ગણાયા; અગર કોઇ મોટા રાજના કારભાર કર્યા; પણ નિવૃત્ત થઇને-' હું કોણ ? અને કયાંથી આવ્યો ? જઠરામાં મને કોણે જાળવ્યો ? મુવા પછી મારે કયાં જવાનું છે ? ' તેનો વિચાર કર્યો નહીં; તેઓ પરપોટાની માફક જન્મ્યા-ઘડી રહ્યા-અને ફુટી ગયા. ધનની ખાતર જેટલી ખંતથી ધણીને [શેઠને] રીજવ્યો; વિષયસુખ માટે જેટલી ખંતથી સ્ત્રીને રીજવી; તેટલીજ ખંતથી જેઓએ ભગવાનને રીજવ્યા; તેમને-' માનવદેહની કીંમત છે; ' એમ કેમ કહી શકાય ! યાદ રાખજો કે—

**कुलं पवित्रं जननी कृतार्था, विश्वंभरा पुण्यवती च तेन ।**
**अपारसंवित्सुखसागरेऽस्मिन्-लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥१॥**

શાર્દુલ૦

**स्नातं तेन समस्ततीर्थसलिले, सर्वापि दत्तावनिः ।**
**यज्ञानां च सहस्रमिष्टमखिला, देवाश्च संपूजिताः ॥**
**संसाराच्च समुद्धृताः स्वपितरस्-त्रैलोक्यपूज्योऽप्यसौ ।**
**यस्य ब्रह्मविचारणे क्षणमपि, स्थैर्यं मनः प्राप्नुयात् ॥२॥**

અર્થ—જે મનુષ્યનું ચિત્ત અપાર જ્ઞાન અને આનંદના સાગરરૂપ પરબ્રહ્મમાં લીન થાય છે; તેનું કુળ પવિત્ર છે, તેની માતાને ધન્ય છે, અને તેનાથીજ આ પૃથ્વી પાવન થાય છે. [૧] જે મનુષ્યનું મન બ્રહ્મવિચારમાં એક ઘડીવાર પણ સ્થિરતા પામે છે, તેણે સકળ તિર્થના જળમાં સ્નાન કર્યું છે; તેણે સકળ પૃથ્વીનું દાન કર્યું છે; તેણે હજારો યજ્ઞ કર્યા છે; તેણે સર્વ દેવોને સારી રીતે પૂજ્યા છે; તેણે પોતાના પિતૃઓનો ઉદ્ધાર પણ કર્યો છે. તાત્પર્ય-તે મનુષ્ય આ ત્રણ લોકમાં પૂજ્ય છે.

કેમ સાવધાન છોને ? કે ઉંઘો છો ? શ્રીશંકર સતી પાર્વતીને કહે છે—

---

**चिताः**-બનાવેલી. **मालां ददौ**-માલા આપી. માલા બહુવચનના અર્થમાં છે.

૫૦ પદચ્છેદ—**ताभिः सु अलंकृतौ**-તે માળાઓથી સારી રીતે શણગારેલા તે બે ભાઇઓ. **अनुगैः सह सहानुगौ**-પોતાના મિત્રો સાથે. **प्रीतौ**-રાજી થએલા. **वरदौ**-વરદાન દેનારા. **कृष्णरामौ**-શ્રીકૃષ્ણ અને બળરામ. **प्रणताय**-નમેલા અને **प्रपन्नाय**-શરણે આવેલા. **वरान् ददतुः**-વરદાન માગવાનું કહ્યું.

ચોપાઈ—સોઈ સર્વજ્ઞ [1]ગુણી સોઈ જ્ઞાતા, સોઈ [2]મહિમંડન પંડિત દાતા;
ધર્મપરાયણ સોઈ કુલ [3]ત્રાતા, રામચરણ જાકર મન [4]રાતા.
નીતિનિપુણ સોઈ પરમ [5]સયાના, શ્રુતિ સિદ્ધાંત નીક[6] તેહિ જાના;
સોઇ કવિ [7]કોવિદ સોઈ નર ધીરા, જો છલ છાંડિ ભજૈ રઘુવીરા.

શ્રીશુકદેવજી પરીક્ષિતને 'રાજેન્દ્ર !' એમ સંબોધીને, દરજીની અને માળીની પીછાણુ કરાવે છે. આપણે પણુ આ સમજવા જેવું છે. આ બાબતમાં વિશેષ જાણુવા જેવું એ છે કે-ધનને માટે જેટલી ખંતથી ધણીને [શેઠને] રીજવો છો; વિષયસુખ માટે જેટલી ખંતથી સ્ત્રીને રીજવો છો; તેટલીજ ખંતથી ભગવાનના ભક્તોને ન રીજવો; તો ભલે તમે દેવ કરો; દર્શન કરો; કથાવાર્તા સાંભળો; પણુ ભગવાન્ તો દૂરને દૂર. ભગવાન્ વસ્તુ પામવાનું મૂખ્ય દ્વાર-મૂખ્ય સાધન-ભગવાનના ભક્તો છે.

માળીએ શ્રીહરિને સુંદર માળા પહેરાવી-માળી આખા દિવસમાં લાખો રૂપૈયાનાં પુષ્પ અને માળાઓ વેચે; પણુ જો શ્રીહરિને માટે એકાદ સુંદર માળા બનાવીને, પોતા તરફથી અર્પણુ ન કરે; તો તે જીંદગીભર ધંધાની રેતીમાં દોડયો સમજવું.

માળા પહેરાવીને માળી નમી પડયો-નમેલાને પ્રભુ શું આપે છે ?-'માગ ! માગ !' એમ પ્રભુએ કહ્યું. ગઇ કાલનું દષ્ટાંત યાદ છેને ? નમી પડેલી રાણીને રાજાએ શું કહ્યું હતું ?-'લે ત્યારે-પૂર્વે બેઠી હતી તેમ પ્યારથી-હિંચકા ઉપર બેસી જા.' મોટા વિદ્વાન્ હો; તોપણુ-માતાપિતા પાસે, સદ્‌ગુરૂ પાસે, શ્રીહરિ પાસે અને શ્રીહરિના ભક્તો પાસે નિર્મળ ભાવથી નમી પડવાનું શીખજો.

સુદામા માળી શું માગે છે તે સાંભળો—

**सोऽपि वव्रेऽचलां भक्तिं, तस्मिन्नेवाखिलात्मनि ॥**
**तद्भक्तेषु च सौहार्दं, भूतेषु च दयां पराम् ॥ ५१ ॥**
**इति तस्मै वरं दत्वा, श्रियं चान्वयवर्धिनीम् ॥**
**बलमायुर्यशः कान्तिं, निर्जगाम सहाग्रजः ॥ ५२ ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे पुरप्रवेशो नाम एकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥**

---

૧ ગુણુવાન્ ૨ પૃથ્વીના શણુગારરૂપ ૩ રક્ષણુ કરનાર. ૪ રંગાએલું, પ્રીતિવાળું. ૫ સમજુ. ૬ બરાબર. ૭ વિદ્વાન્.

૫૧ પદચ્છેદ—**सः अपि**-સુદામાએ પણુ. **तस्मिन् अखिलात्मनि एव अचलां भक्तिं**-જે સર્વના આત્મા એવા તે ભગવાનમાંજ અચલ ભક્તિ. **तस्य भक्तेषु च**-અને ભગવાનના ભક્તોમાં **सौहार्दं**-સ્નેહ. **भूतेषु च परां दयां**-અને પ્રાણીઓ પ્રત્યે પરમ દયા. **वव्रे**-માગી.

૫૨ પદચ્છેદ—**सहाग्रजः**-બળરામ સહિત શ્રીકૃષ્ણુ. **इति तस्मै वरं दत्वा**-આ પ્રમાણે તેને વરદાન આપીને. **अन्वयवर्धिनीम् श्रियं**-તેના વંશમાં લક્ષ્મી વધતી જશે. [**अन्वये** (વંશમાં) **वर्धते इति तां.**] **बलं आयुः यशः कांतिं दत्वा**-બલ, આયુષ્ય, યશ અને કાંતિ (પણુ) આપીને. **निर्जगाम**-આગળ ચાલ્યા.

અર્થ—સુદામા નામના માળીએ પણ, 'સર્વના આત્મા તે ભગવાન્ શ્રીકૃષ્ણમાં અચળ ભક્તિ, ભગવાનના ભક્તોમાં સ્નેહ, અને પ્રાણીઓ પ્રત્યે પરમ દયા' માગી. (૫૧) બળભદ્રસહિત ભગવાન્ તેના માગ્યા પ્રમાણે તેને વરદાન આપીને, અને નહીં માગ્યા છતાં પણ-'તેના વંશમાં લક્ષ્મી વધતી જશે.' એમ કહીને તેને બળ, આયુષ્ય, યશ, અને કાંતિ આપીને, પ્રભુ ત્યાંથી આગળ ચાલ્યા. [૫૨].

૫૧-૫૨ વિવેચન—

પ્રભુ આપણને રૂબરૂ મળતા નથી; પણ પ્રભુ જ્યાં જોઈએ ત્યાં છે; અગર આપણને જે ઇષ્ટ મૂર્તિ છે તેમાં પ્રભુ છે-અગર આપણા સદ્‌ગુરૂમાં પ્રભુ છે; એવી આપણને ખાત્રી છે; માટે આપણે તેમની પાસે આ ત્રણે વસ્તુ—

[૧] ભગવાન્‌માં દૃઢ ભક્તિ. [૨] ભગવાનના ભક્તોમાં સ્નેહ, [૩] અને પ્રાણીઓ પ્રત્યે પરમ દયા-માગવી જોઇએ.

આ ત્રણમાં શ્રેષ્ઠ કોણ ?—આ ત્રણેમાં ભગવાન્‌ના ભક્તોમાં જે સ્નેહ-તે શ્રેષ્ઠ. કારણ કે બાકીના બેને દૃઢ કરનાર, ભગવાનના ભક્તો છે. આટલા માટેજ ગોવિંદ કરતાં ગુરૂ મોટા; આટલા માટેજ 'સકળ તિરથ મારા સદ્‌ગુરૂ ચરણે, ગંગા જમુનાં જેવાં.' મંદિરોમાં ભગવાનનાં દર્શન કરો; પૂજન કરો; ત્યારે પણ માગતા રહેજો કે-'અમોને તમારા ભક્તો મળે.' 'અમોને તમારા ભક્તોમાં નિર્મળ-પવિત્ર-પ્રેમ થાય.' મુંબઇની ગાડીમાં બેસીએ તો મુંબઇ જવાય, અને અજમેરની ગાડીમાં બેસીએ, તો અજમેર જવાય. તેમ ભક્તોની ગાડીમાં બેસીએ, તો ભગવાન પાસે જવાય. ભક્ત ભગવાન્ પાસે શું માગે, તે સાંભળો—

[ સાવધાન થઇ જાઓ. ઢોલક કાંસીજોડાં તૈયાર કરો. આસપાસ જુઓ. ડોસીઓની માફક વાંકા વાંકા કોણ બેઠા છે ? રોતલની સાથે કામ કરવું, અમને નહીં ગમે. ]

[રાગ-ગજલ જેવો.] પદ.

અમ બાળકોને જોઇએ, કેવળ કરૂણા આપની;
અમ બાલુડાંને જોઇએ, કેવળ કરૂણા આપની. ટેક૦
મંત્રો તણી માલુમ નથી, તંત્રો તણી પરવા નથી;
ભવરાનમાં ભૂલો પડયો, જોઇએ કરૂણા આપની—અમ૦
કંઇ ભક્તિની માલુમ નથી, કે શક્તિ હૈડામાં નથી;
એકજ અમોને જોઇએ, કેવળ કરૂણા આપની—અમ૦
અણબોલ બાળકને યથા, જોઇએ કરૂણા માતની;
એવાં અબોલાં ઇચ્છીએ, કેવળ કરૂણા આપની—અમ૦

[ બસ થવા દો-એકલી તાળીજ પડવા દો. ]

અમ બાળકોને જોઇએ, કેવળ કરૂણા આપની,
ચાતક તકાસે સ્વાતિને, કમળો તકાસે સૂર્યને;
એવીજ ભોળાનાથને, જોઈએ કરૂણા આપની—અમ૦

બાલુડાં એટલે બાળક જેવા નિર્મળ અંતઃકરણના ભકતો. ભકતો એટલે માત્ર રામનામી, તીલક અને માળા–એટલુંજ નહીં; પણ રાગદ્વેષ રહિત. રાગદ્વેષરહિત નાના બાલકડાં સાથે, માતા અદ્વૈતભાવે [મર્યાદા રહિત] વર્તે. મોટા બાળકો સાથે માતા મર્યાદા રાખે.

ભકતો શું માગે? તે હજી સાંભળો—

પદ.

ઈતના તું કરના સ્વામી, જબ પ્રાણ તનસે નિકલે;
ગોવિંદ નામ લેકર, ફીર પ્રાણ તનસે નિકલે—ટેક૦
શ્રી ગંગાજીકા તટ હોવા, વા યમુનાજીકા બટ હો;
મેરે સાંવરા નિકટ હો—જબ પ્રાણ૦
શ્રી વૃંદાવનકા સ્થલ હો, મેરે મુખમેં તુલસી દલ હો;
વિષ્ણુ ચરણકા જલ હો—જબ પ્રાણ૦
સન્મુખ સાંવરા ખડા હો, બંસીકા સ્વર ભરા હો;
+તિરછા ચરણ ધરા હો—જબ પ્રાણ૦
શિર મોરકા મુગટ હો, મુખડેપે કાલી લટ હો;
યહિ ધ્યાન મેરે ઘટ હો—જબ પ્રાણ૦
જબ કંઠ પ્રાણ આવે, કોઈ રોગ ના સતાવે;
યમ દર્સ ના દિખાવે—જબ પ્રાણ૦
મેરા પ્રાણ નિકલે સુખસેં, તેરા નામ નિકલે મુખસે;
બચ જાઉં ઘોર દુઃખસેં—જબ પ્રાણ૦
ઉસ બક્ત જલદી આના, નહીં સ્યામ ભૂલ જાના;
બંસીકી ધૂન સુનાના—જબ પ્રાણ૦
યહ [1]નેકસી અરજ હે, માનો તો કયા [2]હરજ હૈ;
કુછ આપકી ફરજ હૈ—જબ પ્રાણ૦
બ્રહ્માનંદકી યે અરજી, ખુદ ગર્જકી હૈ [3]ગરજી;
આગે તુમ્હારી મરજી—જબ પ્રાણ૦

આ પદ પાંચ સાતવાર ગાઓ. તમે આ છો તે મટીને નમ્રતાપૂર્વક ગાઓ. આંખો મીંચીને અને પ્રભુને સામા ઉભા રાખીને ગાઓ. કાંઇક અટપટો આનંદ ઉભરાશે.

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમ સ્કંધ પૂર્વાર્ધનો ૪૧ મો અધ્યાય સંપૂર્ણ. બોલીઓ હરિ. બોલો શ્રીરામચંદ્ર દેવકી જય. હરહર મહાદેવ હર. જ્યાં જ્યાં આ કથા વાંચો, ત્યાં આસપાસ બેઠેલાં હરિજનોને અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેજોજી.

અમદાવાદ મોક્ષમંદિર, ૧૯૮૭ માગશર શુદી ૫. } લી૦ રામશંકર મોનજી ભટ્ટ.

---

+ પગની આંટી. ત્રિભંગી મૂર્તિ. ૧ નાતાની. ૨ વાંધો. ૩ કાલાવાલા.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૪૨ મો.

વિષય—આ અધ્યાયમાં શ્રીકૃષ્ણ કુબ્જાને મળશે. તેણીનું ચંદન લઇને તેણીને સીધી બનાવશે. પછી ધનુષ્યનો ભંગ કરીને કંસને ત્રાસ પમાડશે, અને ભક્તોને ખાત્રી આપશે કે-'ભગવાનનો અવતાર થઇ ચૂક્યો છે.'

રસ્તામાં આગળ જતાં શ્રીકૃષ્ણ કુબ્જાને મળે છે—

**श्रीशुक उवाच ॥** રાગ-વંશસ્થ.

**अथ व्रजन् राजपथेन माधवः, स्त्रियं गृहीताङ्गविलेपभाजनाम् ॥**
**विलोक्य कुब्जां युवतीं वराननां, पप्रच्छ यान्तीं प्रहसन् रसप्रदः ॥१॥**

**का त्वं वरोर्वेतदुहानुलेपनं, कस्याङ्गने वा कथयस्व साधु नः ॥**
**देह्यावयोरङ्गविलेपमुत्तमं, श्रेयस्ततस्ते न चिराद्भविष्यति ॥२॥**

અર્થ—પછી રાજમાર્ગમાં આગળ ચાલ્યા જતાં, શ્રીકૃષ્ણે એક સુંદર મુખવાળી જુવાન કુબ્જાને દેખી. તેણીના હાથમાં લેપન કરવાના ચંદનનું પાત્ર હતું. તે ચાલી જતી સ્ત્રીને સુખ આપતા ભગવાને હસતાં હસતાં, પૂછયું કે-'હે સુંદરી! હે ઉત્તમ સાથળવાળી સ્ત્રી! તું કોણ છો? આ ચંદન કોને માટે છે? અમારી સાથે સારી રીતે વાત કર; અને અમને આ ઉત્તમ લેપન દે. એમ કરવાથી થોડીવારમાં તારૂં કલ્યાણ થશે. [૧-૨]

૧-૨ વિવેચન--

**આ કુબ્જા પૂર્વે કોણ હતી?**—શ્રી રામાવતારમાં દશરથના ભુવનમાં કૈકેઈની પાસે મંથરા નામની દાસી હતી. તે કુબડી હતી, તેથી તેણીનું નામ પણ કુબ્જા હતું. તે

---

૧ પદચ્છેદ—**अथ**-પછી. **राजपथेन व्रजन् माधवः**-રાજમાર્ગમાં આગળ ચાલ્યા જતા શ્રીકૃષ્ણે. **वरं आननं यस्याः सा वरानना तां**-સુંદર મુખવાળી. **युवतीं कुब्जां**-જુવાન કુબ્જાને. **गृहीतं अंगविलेपस्य भाजनं यया सा-गृही...जना, तां इति स्त्रियं**-જેણે શરીરમાં લેપન કરવાના ચંદનનું પાત્ર હાથમાં લીધું હતું તે સ્ત્રીને. **यांतीं**-ચાલી જતી **विलोक्य**-જોઈને-દેખીને. **रसं प्रददाति इति रसप्रदः**-સુખ આપનારા ભગવાને. **प्रहसन्**-હસતાં હસતાં. **पप्रच्छ**-પૂછયું.

૨ પદચ્છેદ--**अंगने**-હે સુંદરી! **वरौ उरू** (સાથળ) **यस्याः सा वरोरूः तत् संबुद्धौ हे वरोरु**-હે ઉત્તમ સાથળવાળી સ્ત્રી! **का त्वं**-તું કોણ છે? **एतद् अनुलेपनं कस्य**-આ ચંદન કોને માટે છે? **उह**-તર્ક કરતાં બોલાય છે. **नः साधु कथयस्व**-અમારી સાથે સારી રીતે વાત કર. **वा**-અને. **उत्तमं अंगविलेपनं आवयोः देहि**-અમને આ ઉત્તમ લેપન દે. **तत्**-તેથી. **ते श्रेयः**-તારૂં કલ્યાણ. **न चिरात् भविष्यति**-થોડીવારમાં થશે.

પૂર્વે પક્ષીણી હતી, તે પહેલાં ગંધર્વી હતી. રામના રાજ્યાભિષેકમાં ભંગ કરવા, દેવોએ આ કુબ્જાદ્વારા, કૈકેઈની મતિ ફેરવી હતી.

દોહરો—નામ મંથરા મંદ મતિ, [1]ચેરિ કૈકેયી કેરી;
[2]અયશ પિટારી તાહી કરી, ગઇ [3]નિરામતિ ફેરી. સીયાવર૦
(અયોધ્યાકાંડ દોહરો નં. ૨૨)

તેજ કાંડના ૧૭૨ દોહરામાં ભરતજીએ કૈકેઇને કહ્યું કે—

દોહરો--રામ વિરોધી હૃદયતે, પ્રગટ કીન્હ વિધિ મોહીં;
મો સમાન કો પાતકી, [4]વાદિ કહૌં કછુ તોહિં-સીયાવર૦

આ પ્રમાણે ભરતજી કૈકેઈને ઠપકો દેતા હતા; ત્યાં મંથરા આવી. તેને સઘળા કુકર્મની કરનારી માનીને, શત્રુઘ્ને બહુજ મારી. તેણીની ખુંધ તૂટી ગઇ; કપાળ ફૂટી ગયું, દાંત તૂટી ગયા, મોમાંથી રૂધિર ચાલ્યું. આ બધી તકલીફનો બદલો પ્રભુ પાસે લેવા, કુબ્જા કંસની દાસી થઇ. જુની ઓળખાણ યાદ કરીને શ્રીકૃષ્ણે કુબ્જાને બોલાવી, કુબ્જાએ ચંદન આપ્યું; અને શ્રીહરિએ તેણીને પોતાની કરી. યાદ રાખવું ઘટે છે કે--રસ્તામાં શ્રીકૃષ્ણે ઘણાને દેખ્યાં; પણ દરજી, માળી અને કુબ્જા-ત્રણનાં નામજ, શ્રીહરિએ શાસ્ત્રને પાને નોંધાવ્યાં. ચંદનને બ્હાને કુબ્જાનો ઉદ્ધાર કર્યો. આ અવતારમાં તેણીનું રૂપ સુંદર હતું, પણ મુસ્તક, છાતી અને પગ-એમ ત્રણ ભાગોમાં તે વાંકી હતી. તેથી તેણીનું નામ ત્રિવક્રા હતું. શ્રીકૃષ્ણ પણ ત્રિભંગી, ત્રણ ઠેકાણે ટહેડા રહીને મોરલી વગાડતા.

અધ્યાત્મદૃષ્ટિથી ટિકા કરનારા વિદ્વાનો કહે છે કે--'કુબ્જા એટલે ત્રણ ઠેકાણેથી વાંકું **મન.**' ત્રણ ઠેકાણાં કયાં?--મન, વાણી અને કાયા. અત્યારે પણ જે સ્ત્રિયો મન, વાણી અને કાયાથી અવળી-અવળચંડિ-હોય છે. તે સ્ત્રિયો રંગે રૂડી હોય, તોપણ કુબ્જા-કુભાર્યા-કભારજા-ગણાય છે. બ્હેનોએ યાદ રાખવું ઘટે છે કે-શ્રીકૃષ્ણને ચંદન આપીને રીજવનાર કુબ્જા તો, ભાગ્યશાળી હતી; પણ જે સ્ત્રીઓ મન, વાણી અને કાયાને વાંકા કરીને, કુબ્જા બને છે; તે સ્ત્રિયો આલોક અને પરલોક બગાડે છે. અવળ-ચંડી સ્ત્રિયો રાજમહેલમાં રહેતી હોય; તોપણ તેને માથેથી દુઃખનાં પોટલાં ઉતરતાં નથી.

કુબ્જા શ્રીકૃષ્ણને શું જવાબ આપે છે તે હવે સાંભળો--

॥ **सैरंध्र्युवाच** ॥

**दास्यस्म्यहं सुन्दर कंससंमता, त्रिवक्रनामा ह्यनुलेपकर्मणि ॥**
**मद्भावितं भोजपतेरतिप्रियं, विना युवां कोऽन्यतमस्तदर्हति ॥ ३ ॥**

---

૧ દાસી. ૨ અપયશની પેટી. ૩ સરસ્વતીદેવી. ૪ મિથ્યા.

૩ પદચ્છેદ--**हे सुंदर !**-હે સુંદર! **अहं**-હું. **तिस्त्र वक्राः इति नाम यस्याः सा त्रिवक्रनामा**-ત્રિવક્રા નામની. **दासी अस्मि**-દાસી છઉં. **हि**-અને. **अनुलेप कर्मणि**-લેપનના કામકાજમાં. **कंसस्य संमता**-કંસને પ્યારી છઉં. **मया भावितं मद्भावितं**-મારૂં ઘસેલું ચંદન. **भोजपतेः अतिप्रियं**-કંસને બહુ વ્હાલું છે. **युवां विना**-આપના વિના. **कः अन्यतमः तत् अर्हति**-બીજો કોણ તેને માટે યોગ્ય છે!

અર્થ—કુબ્જા કહે છે કે—' હું ત્રિવિક્રા (ત્રણે ઠેકાણે વાંકી) નામની (કંસની) દાસી છઉં; અને લેપનનું ચંદન તૈયાર કરવાના કામમાં, કંસને વ્હાલી છઉં. મારૂં ઘસેલું ચંદન કંસને ઘણુંજ વ્હાલું છે; તોપણ આપના વિના બીજો કોણ તેને માટે યોગ્ય છે? એટલે આપ આ ચંદનને માટે યોગ્ય છો. (૩)

૩ વિવેચન--

શ્રીકૃષ્ણને જોઈને કુબ્જા લલચાણી.

કુબ્જાની સાથે વાત કરતાં, પ્રભુ કેવા દેખાતા હતા, તે શ્રીશુકદેવજી કહે છે; સાંભળો-

**रूपपेशलमाधुर्य-हसितालापवीक्षितैः ॥**

**धर्षितात्मा ददौ सान्द्र-मुभयोरनुलेपनम् ॥ ४ ॥**

**ततस्तावंगरागेण, स्ववर्णेतरशोभिना ॥**

**संप्राप्तपरभागेन, शुशुभातेऽनुरञ्जितौ ॥ ५ ॥**

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-' રૂપ, સુકુમારપણું, રસીકપણું, હસવું, બોલવું, અને જોવું-તે તમામથી પરવશ થએલી તે કુબ્જાએ, તે બેઉ ભાઈઓને ઘાટું ચંદન આપ્યું. [૪] (રામ ધોળા, શ્રીકૃષ્ણ કાળા, અને ચંદન પીળું.) બે ભાઇઓના વર્ણના રંગથી, જેનો રંગ જુદો શોભી રહ્યો હતો તે ચંદનથી, જેમની શોભામાં વધારો થયો હતો એવા બે ભાઇઓ, આ ચંદનથી રંગાયા હતા, અને સુશોભીત દેખાતા હતા. [૫]

૪-૫ વિવેચન—

પહેલા શ્લોકમાં **रसप्रदः** શબ્દ શ્રીકૃષ્ણનું વિશેષણ છે. રસની લાલચ માટે વ્યભિચારી સ્ત્રિયો, પતિને તજીને પરપુરૂષને સેવે; તેમ મીરાંએ રસની લાલચથી પતિને તજીને રસપ્રદ શ્રીકૃષ્ણને સેવ્યા. મીરાંએ શ્રીકૃષ્ણને સેવીને પોતાના સ્ત્રીસમાજને વિદીત કર્યું કે તે સુંદરમાં સુંદર આ છે-સેવવા લાયક આ છે. એમ છતાં કદિ પતિપરાયણ રહેવા રાજી હો; તો પતિ તમારો રહે, ત્યાં સુધી તમે તેમને સેવજો; અને પતિ તમારો મટી જાય. તો 'હાર્યાને હરિ મળે,' એ ન્યાયે તમે શ્રીકૃષ્ણને સેવજો- વિધવાઓએ નાતરાની જાળમાં ન ફસાતાં, પ્રેમભક્તિથી કૃષ્ણને ફસાવવા-લલચાવવા.'

---

૪ પદચ્છેદ—**रूपं च पेशलं च माधुर्यं च हसितं च आलापश्च** (બોલવું) **वीक्षितं च तानि तैः रूप...क्षितैः**-રૂપ, સુકુમારપણું, રસિકપણું, હસવું, બોલવું, અને જોવું-તે તમામથી. **धर्षितः आत्मा** (ચિત્ત) **यस्याः सा धर्षितात्मा**-મોહ પામેલી કુબ્જાએ. **उभयोः**-તે બેઉને. **सांद्रं**-ઘાટું. **अनुलेपनं ददौ**-ચંદન આપ્યું.

૫ પદચ્છેદ—**ततः**-પછી. **स्वयोः रामकृष्णयोः वर्णाभ्यां इतरेण शोभते इति स्ववर्णेतरशोभी तेन स्ववर्णेतरशोभिना इति अंगरागेण**-રામકૃષ્ણના વર્ણથી જે જુદો રંગ શોભી રહ્યો હતો, તે રંગવાળા ચંદનથી. **संप्राप्तः परभागः** (શોભામાં વધારો) **येन सः तेन अंगरागेण**-જે ચંદનથી શોભામાં ઘણો વધારો થયો હતો તે ચંદનથી. **अनुरंजितौ**-રંગાએલા બે ભાઇઓ. **शुशुभाते**-શોભવા લાગ્યા.

હવે પ્રભુ કાંઇક ચમત્કાર કરે છે—

**प्रसन्नो भगवान् कुब्जां, त्रिवक्रां रुचिराननाम् ॥**
**ऋज्वीं कर्तुं मनश्चक्रे, दर्शयन् दर्शने फलम् ॥ ६ ॥**
**पद्भ्यामाक्रम्य प्रपदे, द्व्यङ्गुल्युत्तानपाणिना ॥**
**प्रगृह्य चुबुकेऽध्यात्म-मुदनीनमदच्युतः ॥ ७ ॥**
**सा तदर्जुसमानांगी, बृहच्छ्रोणिपयोधरा ॥**
**मुकुन्दस्पर्शनात्सद्यो, बभूव प्रमदोत्तमा ॥ ८ ॥**

અર્થ—પ્રસન્ન થએલા ભગવાને, પોતાના દર્શનનું ફળ દેખાડવા માટે, સુંદર મુખવાળી અને ત્રણ અંગે વાંકી તે કુબ્જાને, સીધી-સરલ-કરવાનો વિચાર કર્યો. [૬] તેણીના બે પગના આગલ્યા ભાગને, પોતાના બે પગથી દબાવી દઇને, (પછી) જેની બે આંગળીઓ ઉંચી કરી હતી એવા હાથથી, તેણીની દાઢી પકડીને, ભગવાને તેણીના શરીરને ઉંચું કર્યું. [૭] એમ કરવાથી તે સરલ અને સમાન અંગવાળી બની ગઈ. મોટા નિતંબ અને મોટા સ્તનવાળી તે સ્રી, શ્રીકૃષ્ણના સ્પર્શથી, તુરત સ્રીયોમાં શ્રેષ્ઠ બની ગઈ. [૮]

૬ થી ૮ વિવેચન—

ચોપાઇ—મમદર્શન ફલ પરમ અનુપા, જીવ પાવ નિજ સહજ સ્વરૂપા.
[ મોક્ષવાણી પાનુ ૩૭ A].

શવરીની ઝુંપડીમાં શ્રીરામ શવરીને કહે છે કે-'મારાં દરસનનું ફળ એજ કે, જીવને પોતાના સહજ સ્વરૂપનું ભાન થાય.'

લોઢાને પારસમણિ અડકતાં સોનું બની ગયું; તેમ કુબ્જાને શ્રીકૃષ્ણનો સ્પર્શ થયો; કુબજા મટીને રંભા બની ગઇ.

---

૬ પદચ્છેદ—**प्रसन्नः भगवान्**-પ્રસન્ન થએલા ભગવાને. **दर्शने फलं दर्शयन्**-પોતાના દર્શનનું ફળનું દેખાડવા માટે. **रुचिराननां त्रिवक्रां कुब्जां**-સુંદર મુખવાળી ત્રણ અંગે વાકી કુબ્જાને. **ऋज्वीं**-સીધી, સરલ. **कर्तुं मनः चक्रे**-કરવાનો વિચાર કર્યો.

૭ પદચ્છેદ—**प्रपदे पद्भ्यां आक्रम्य**-તેણીના બે પગના આગલ્યા ભાગને પોતાના બે પગથી દબાવી દઇને. **द्वे अंगल्यौ उत्ताने** (ઉંચી) **यस्मिन् सः पाणिः तेन द्व्यंगुल्युत्तानपाणिना**-જેની બે આંગળીઓ ઉંચી કરી હતી એવા હાથથી. **चुबुके प्रगृह्य**-દાઢી પકડીને. **अच्युतः**-ભગવાને. **अध्यात्मं**-(તેણીના) શરીરને. **उदनीनमत्**-ઉંચું કર્યું.

૮ પદચ્છેદ—**तदा**-એમ કરવાથી. **ऋजु** (સરલ) **समानं** (ઘટે એવું) **च अंगं यस्याः सा ऋजुसमानांगी**-સરલ અને સમાન અંગવાળી થઈ. **बृहत्यौ श्रोणी** (द्वि. व.) **पयोधरौ च यस्याः सा बृहच्छ्रोणिपयोधरा**-મોટા નિતંબ અને મોટા સ્તનવાળી. **इति सा**-એવી તે. **मुकुंदस्पर्शनात्**-શ્રીકૃષ્ણના સ્પર્શથી. **सद्यः प्रमदोत्तमा बभूव**-ત્વરાથી સ્રિયોમાં શ્રેષ્ઠ બની ગઈ.

રાજમાર્ગ ઉપર કોઇ સ્ત્રીના પગ આ પ્રમાણે દાબી શકાય ?-ડૉક્ટર અગર વૈદ્ય, ગમે તે સ્ત્રીને, તેણીના સંબંધીઓની સમક્ષ તપાસે છે-ચુંથે છે; છતાં તેમાં કોઇપણ પ્રકારનો વાંધો લેવામાં આવતો નથી; ત્યારે આ ડૉક્ટરોનો ડૉક્ટર જી. એ. ડી. વાંકી કુબ્જાને સીધી કરે; તેમાં વાંધા જેવું શું છે ! વૈદ્ય અને ડૉક્ટરોએ યાદ રાખવું ઘટે છે કે-**वैद्यो नारायणो हरिः** ! વૈદ્ય નારાયણરૂપ છે. માતાપિતા કરતાં પણ વૈદ્ય વધે છે. જો વૈદ્ય અગર ડૉક્ટર સ્ત્રીના હાડચામમાં લલચાય; તો તે ચમાર કરતાં વધારે અધમ છે. કારણકે-ચમાર તો ધંધાને અંગે ચામડાં ચુંથે છે; અને આ વૈદ્ય તો પાપબુદ્ધિથી ચામડાં ચુંથે છે.

હવે કુબ્જા કાંઇક માગે છે—

**ततो रूपगुणौदार्य-संपन्ना प्राह केशवम् ॥**
**उत्तरीयान्तमाकृष्य, स्मयन्ती जातहृच्छया ॥९॥**
**एहि वीर गृहं यामो, न त्वां त्य मिहोत्सहे ॥**
**त्वयोन्मथितचित्तायाः, प्रसीद पुरुषर्षभ ॥१०॥**

અર્થ—પછી રૂપ, ગુણ અને ઉદારતાથી ભરેલી, હસતી, અને જેને કામદેવ ઉત્પન્ન થયો હતો, એવી તે સ્ત્રીએ, શ્રીકૃષ્ણના વસ્ત્રનો છેડો પકડીને, શ્રીકૃષ્ણને કહ્યું કે-' હે વીર ! ચાલો, આપણે આપણે ઘેર જઈએ. આપને અહીં તજવાને હું ઇચ્છતી નથી. [એટલે આપનો વિયોગ મારાથી સહન નહીં થાય.] હે પુરૂષોમાં ઉત્તમ ! હું કે જેનું ચિત્ત આપનાથી પરવશ થયું છે, તેના ઉપર આપ કૃપા કરો. (તેને આપ અંગસંગ આપો, એવો ભાવ છે.) [૯-૧૦]

૯-૧૦ વિવેચન—

રાજા રીઝ્યો ત્યારે કુંભારે ગધેડું માગ્યું. માંતા પિતા રીઝ્યાં; ત્યારે બાળકે બે પૈસા માગ્યા; તેમનાં આશિર્વચનો ન માગ્યાં. પતિ રીઝ્યો, ત્યારે સ્ત્રીએ વસ્ત્રાદિક માગ્યાં; પણ તેમની કૃપા ન માગી. ખાતર પાડે, તે કોલસા ન ચોરે; પણ કલદાર [રૂપૈયા] ચોરે. લુંટારા સાધુના તુંબડા ન લૂંટે, પણ શેઠની પહોંચીઓ અને કડાં લૂંટે. તે પ્રમાણે પ્રાતઃકાળમાં ઘીના દીવા કરીને, બાપાજીની પ્રેમથી આરતિ ઉતારો, ત્યારે સંસારના સુખ ન

---

૯ પદચ્છેદ—**ततः**-પછી. **रूपं च गुणाश्च औदार्यं च तैः संपन्ना-रूपगुणौदार्यसंपन्ना**-રૂપ, ગુણ અને ઉદારતાથી ભરેલી. **स्मयंती**-હસતી. **जातः हृच्छयः यस्याः सा**-જેને કામદેવ ઉત્પન્ન થયો હતો તે. **उत्तरीयस्य अंतः** (છેડો) **तं आकृष्य**-ભગવાનના વસ્ત્રનો છેડો ખેંચીને **केशवं प्राह**-શ્રીકૃષ્ણને કહ્યું કે-

૧૦ પદચ્છેદ—**हे वीर** !-હે મરદ ! **एहि**-ચાલો. **गृहं यामः**-આપણે ઘેર જઇએ. **त्वां इह त्यक्तुं न उत्सहे**-આપને અહીં તજવાને હું ઇચ્છતી નથી. **पुरुषर्षभ**!-હે પુરૂષોમાં ઉત્તમ ! **त्वया उन्मथितं चित्तं यस्याः सा तस्याः**-આપનાથી જેનું ચિત્ત પરવશ થઈ ગયું છે. તેના ઉપર. **प्रसीद**-પ્રસન્ન થાઓ.

માગશો, પણ શ્રીહરિનું ચરણકમળ-કે જેમાં, અનેક વીતરાગી સંતો ભ્રમરની માફક લોભાઈ રહ્યા છે, તે માગજો. ભગવાનની માયા અટપટી છે-ભૂલ ખવરાવે એવી છે-સાવધાન રહેજો.

હવે શ્રીકૃષ્ણ કુબ્જાના મનનું સમાધાન કરે છે—

**एवं स्त्रिया याच्यमानः, कृष्णो रामस्य पश्यतः ॥**
**मुखं वीक्ष्यानुगोपानां, प्रहसंस्तामुवाच ह ॥११॥**

**एष्यामि ते गृहं सुभ्रूः, पुंसामाधिविकर्शनम् ॥**
**साधिताऽर्थोऽगृहाणां नः, पान्थानां त्वं परायणम् ॥१२॥**

અર્થ—બળભદ્રના દેખતાં ઉપર પ્રમાણે તે સ્ત્રીએ માગણી કરતાં, શ્રી કૃષ્ણે સાથે રહેલા ગોપોનાં મુખ જોઈને, હસતાં હસતાં તેણીને કહ્યું કે-'હે સુંદરી! પુરૂષોના મનની પીડાને શમાવનાર, એવું જે તારૂં ઘર-ત્યાં હું મારૂં કામ પતાવ્યા પછી આવીશ. અમે કે જેઓ ઘર વિનાના મુસાફરો છીએ, તેમને આશરો લેવાનું ઠેકાણું તુંજ છો.' [૧૧-૧૨]

૧૧-૧૨ વિવેચન—

'બળભદ્રના દેખતાં,' અને 'સાથે રહેલા ગોપોનું મુખ જોઈને હસવું,' એ તમામ પ્રાકૃત મનુષ્યનાં જેવી લીલાઓ છે.

**पुंसां** બહુવચન મૂકીને કુબ્જાના ચારિત્રની ન્યૂનતા સૂચવે છે.

**अगृहाणां पांथानां इति नः**-અમે કે જે ઘર વિનાના મુસાફર છીએ તેમને માટે. એટલે તારૂં હેત ઘણું હોવાથી, અમે બધા તારે ત્યાંજ ઉતરત. આવો સ્પષ્ટ અર્થ છે; તો પણ શૃંગારીક દૃષ્ટિથી **अगृहाणां** (ઘર વિનાના) નો અર્થ '**अकृतदाराणां**-અમે કે જેમણે હજી સ્ત્રી કરી નથી, એટલે વાંઢા છીએ.' એવો અર્થ થઈ શકે છે. **गृह**નો અર્થ **दारा** કરીએ, તો **पांथानां**-મુસાફરોનો અર્થ-'જન્મ મરણના રેંટમાં ફરનારા જીવો' કરવો જોઈએ.કારણ કે જેઓ પર દારામાં લલચાય છે, તેઓ જન્મ મરણની પરંપરા ઉભી કરે છે.

ગમે એવી કુબ્જા, તોપણ શ્રીકૃષ્ણે બોલાવી, તેથી તેણીના પુણ્યનો પાર નથી.

---

૧૧ પદચ્છેદ—**रामस्य पश्यतः**-બલભદ્રના દેખતાં **एवं स्त्रिया याच्यमानः कृष्णः**-એ પ્રમાણે સ્ત્રીએ માગણી કરતાં શ્રીકૃષ્ણે. **अनुगोपानां मुखं वीक्ष्य**-સાથે રહેલા ગોપોનાં મુખ જોઈને. **प्रहसन्**-હસતાં હસતાં **तां उवाच ह**-તેણીને કહ્યું—

૧૨ પદચ્છેદ—**हे सुभ्रूः**-હે સુંદરી! **पुंसां आधेः विकर्शनं** (શમન) **यस्मिन् सत् इति ते तव-गृहं**-પુરૂષોના મનની પીડાને શમાવનાર એવું તારૂં જે ઘર-ત્યાં **साधितः अर्थः येन सः इति अहं**-મારૂં કામ સાધ્યા પછી. **एष्यामि**-આવીશ. **अगृहाणां पांथानां इति नः**-અમે કે જેઓ ઘર વિનાના મુસાફરો છીએ તેને **त्वं परायणं**-[**परं अयनं** આશ્રય]-તું આશરો લેવાનું ઠેકાણું છો.

રાગ-ધનાશ્રી.

પુણ્ય વિના ન પમાય, [1]પરમસુખ, પુણ્ય વિના ન પમાય—ટેક.
પાપી પાપકર્મ કરનારા, કેવળ દુઃખ કમાય—પરમસુખ૦
જેવું અન્ન રાંધીએ જમવા, તેવું જમણુ જમાય—પરમસુખ૦
કડવાં વેણુ અન્યને કહેતાં, સુખકર કેમ સુવાય ?—પરમસુખ૦
શીતળ જળથી થવાય શીતળ, તડકે તન કરમાય—પરમસુખ૦
બાવળ નિંબખોરડી રોપી, કેમ ખજુર ખવાય ?—પરમસુખ૦
આંબાની ગોટલીએ આંબો; ટેટે વડ છવરાય—પરમસુખ૦
બહુધા બીજ વાવીએ જેવાં, તરૂવર તેવાં થાય—પરમસુખ૦
ઝેર ખાય ખાંતેથી ખળ જે, જમદ્વારે ઝટ જાય—પરમસુખ૦
પ્રીતે અમૃત પાન કર્યાથી, સત્વર અમર થવાય-પરમસુખ૦
વાવ્યાં જવાર બાજરી જોઈ, મુક્તા ફળ ન લણાય—પરમસુખ૦
કરતાં હરિ-હરની શુભ સેવા, સાધન સર્વ સજાય—પરમસુખ૦૦

હવે કુબ્જાને રીજવીને શ્રીકૃષ્ણ આગળ વધે છે—

**विसृज्य माध्व्या वाण्यातां, व्रजन्मार्गे वणिक्पथैः ॥**
**नानोपायनताम्बूल-स्रग्गन्धैः साग्रजोऽर्चितः ॥ १३ ॥**

અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે—મધુર વાણીથી તેણીને વિદાય કરીને, માર્ગમાં આગળ જતાં, વેપારીઓએ નાના પ્રકારની ભેટો, પાનબીડાં, માળાઓ અને સુગંધી પદાર્થોથી, શ્રીકૃષ્ણ તથા બલરામનો સત્કાર કર્યો. [૧૩]

૧૩ વિવેચન—

ઘરમાં ઘણું હોય; પ્રભુએ ઘણું આપ્યું હોય, પણ પુણ્ય હોય તોજ પ્રભુની ખાતર વાપરતાં આવડે; યાદ રાખવું કે સંતોની સેવામાં જે કાંઈ વપરાય, તે બેવડું-તેવડું-ચોવડું થઇને વાપરનારને પાછું મળે. 'વાપર્યું હતું તેથીજ મળ્યું છે, અને વાપરશે તો વધુ મળશે,' એમ શાસ્ત્રો પોકાર કરે છે. ઘણું સાંભળ્યું; તેમાંથી સાર એટલોજ કે—સત્કર્મ કરવાની તક મળે-પુણ્ય કરવાની તક મળે-પરમાર્થ સાધવાની તક મળે; ત્યારે જરાપણ પ્રમાદ કરવો નહીં. આ વાતમાં-વિદ્વાનો ચૂકયા; ધનવાનો ચૂકયા; સાધુસન્યાસીઓ પણ ચૂકયા; માત્ર જે પ્રમાદરહિત સાવધાન મનુષ્યો હતાં, તેજ ફાવ્યાં. શ્રીરામ શવરીને કહે છે કે-

ચોપાઇ—પ્રથમ ભક્તિ સંતનકર સેવા, દૂસર રત મમ કથા પ્રસંગા.

---

૧ આત્મસાક્ષાત્કાર.

૧૩ પદચ્છેદ—**माध्व्या वाण्या**-મધુર વાણીથી. **तां विसृज्य**-તેણીને વિદાય કરીને. **मार्गे व्रजन्**-માર્ગમાં આગળ જતાં. **नाना उपायनानि च तांबुलानि च स्रजश्च गंधाश्च तैः नानो... गंधैः**-નાના પ્રકારની ભેટો, પાનબીડાં, માળાઓ અને સુગંધી પદાર્થોથી. **वणिक्पथैः**-વણીકોથી. **साग्रजः अर्चितः**-બળરામ સાથે પૂજન થયું.

**ધન ન હોય તો કાંઇ નહીં; પણ–તનથી સંતોની સેવા કરજો. સંતને દેખીને નવરા થજો, અને આવ્યા અવસરને ઓળખી લેજો,**

**હવે મથુરાની સ્ત્રીઓની પરવશતાનું વર્ણન કરે છે.—**

**तद्[illegible]रक्षोभा-दात्मानं नाविदन् स्त्रियः ॥**
**विस्रस्तवासःकबर-वलया लेख्यमूर्तयः ॥ १४ ॥**

**અર્થ**—ભગવાનનાં દર્શનથી કામદેવ ઉત્પન્ન થવાને લીધે, ચિત્રમાં આળેખાએલી જેવી થઈ રહેલી, અને જેઓનાં વસ્ત્ર, કંકણ અને કેશ ખસી જતાં હતાં–એવી સ્ત્રિયોને, પોતાના શરીરનું ભાન પણ રહ્યું નહીં. (૧૪)

૧૪ વિવેચન—

ગોપિકાઓએ રાસ વખતે પ્રભુને દેખ્યા ત્યારે—

**પદ.**

રાગ–દેખતા તાલ દાદરા.

અયે કૃષ્ણ તેરે નામપે, કુર્બાન હો રહી;
સુરતકો તેરી દેખ, પરેશાન હો રહી—અયે૦ ટેક૦

સિરપર વો મોરકી મુગટ, કાનોંમેં હૈ કુંડલ;
વો અધર બંસરીકી મધુર, તાન હો રહી—અયે૦

ફુલોંકી માલ હૈ ગલેમેં, તિલકભાલ હૈ;
મુખચંદ મંદ હાસસેં, બેજાન હો રહી—અયે૦

નહીં ખાનપાનકી સુધી, ન લોકલાજ હૈ;
તેરે દેદારકે લીયે, હૈરાન હો રહી—અયે૦

ન ભૂલીયે મુઝે, દીનનકે નાથ તુમ સુને;
બ્રહ્માનંદ તેરે દરકી, મૈં દરવાન હો રહી--અયે૦

[ આ પદ ચાલુ સાલના ફાગણમાં છે ]

પ્રભુના અવતાર ઘણા થયા, પણ તેમાં શ્રીકૃષ્ણે તો હદ કરી. આ અવતારે સ્ત્રીઓને વિદીત કરી દીધું કે–'જોવા જેવો–અનુભવવા જેવો–ભોગવવા જેવો–હું એકલોજ છઉં. કોઈ રીતે મારામાં પ્રીતિ કરો. રાગ એ દુઃખનું મૂળ છે; તોપણ જેમને મારામાં રાગ થાય, તેમને સંસારમાં વૈરાગ્ય થાય; જેમને મારામાં રાગ થાય, તેમનાં સંસારનાં બંધનો તૂટી જાય.' ગીતામાં ગોવિંદ કહે છે કે—

---

૧૪ પદચ્છેદ—**तस्य दर्शनेन स्मरः तस्य क्षोभः तस्मात्**–ભગવાનના દર્શનથી (ઉત્પન્ન થએલા) કામદેવના વિકારથી **लेख्याः** (આળેખેલી) **इव मूर्तयः यासां ताः लेख्यमूर्तयः**–ચિત્રમાં આળેખેલી હોય તેવી થઇ રહેલી. **विस्रस्तानि** (ખસી ગયાં છે) **वासांसि च कबराश्च** (અંબોડા) **वलयानि** (કંકણો) **च यासां ताः विस्रस्तवासःक[illegible]ः इति स्त्रियः आत्मानं न अविदन्**–પોતાના દેહનું ભાન રહ્યું નહીં.

मां हि पार्थ व्यपाश्रित्य, येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्-तेऽपि यांति परां गतिं ॥ [અ. ૩૨.]

અર્થ—હે અર્જુન! સ્ત્રિયો, વૈશ્યો, શૂદ્રો અને બીજા નીચ જાતિમાં જન્મેલા, મારા આશ્રિત થવાથી-મારામાં પ્રેમ રાખનારા થવાથી, પરમ ગતિને પામે છે.

સ્ત્રીઓ અને ભક્તિ-પુરૂષોના કરતાં સ્ત્રીયોને ભક્તિ બહુજ ગમે છે; પણ અત્યારે ભયંકર પાખંડીઓ ભક્તિની ઓથે ઉભા છે. મોટી માળા અને લાંબાં ટીલાં. સાધુ-સન્યાસીઓ પણ મોટા ભક્ત બનીને બેઠા છે. જેમ રોગીને મીષ્ટાન ખાતાં, અજીરણનો વ્યાધી લાગુ પડે છે; તેમ ટુંકી બુદ્ધિ વાળી સ્ત્રીઓને, સોએ પંચાણુ ટકા, ભક્તિ કરતાં, પાખંડનો રોગ લાગુ પડે છે. સમજુ બ્હેનોએ યાદ રાખવું કે-જ્ઞાનવૈરાગ્ય વિનાની ભક્તિ, કાગળના નાવ જેવી છે. પતિ સિવાય અન્ય પુરૂષો-સાધુસંન્યાસી અગર ગુરૂઓ સાથેનો વધારે પડતો સંગ, મીઠા ઝેર જેવો ભયંકર કરે છે.

હવે વિષય બદલાય છે. જે કામ માટે પ્રભુ આવ્યા છે, તે કામની હવે સંભાળ લેછે—

ततः पौरान् पृच्छमानो, धनुषः स्थानमच्युतः ॥
तस्मिन्प्रविष्टो ददृशे, धनुरैन्द्रमिवाद्भुतम् ॥ १५ ॥
पुरुषैर्बहुभिर्गुप्त-मर्चितं परमर्द्धिमत् ॥
वार्यमाणो नृभिः कृष्णः, प्रसह्य धनुराददे ॥ १६ ॥

રાગ-વંશસ્થ.

करेण वामेन सलीलमुद्धृतं, सज्यं च कृत्वा निमिषेण पश्यताम् ॥
नृणां विकृष्य प्रबभञ्ज मध्यतो, यथेक्षुदण्डं मदकर्युरुक्रमः ॥ १७ ॥

અર્થ—પછી લોકોને ધનુષ્યનું સ્થાન પુછતા જતા શ્રીકૃષ્ણે, તે સ્થલમાં જઇને, જાણે ઇંદ્રનું મોટું અદ્ભુત ધનુષ્ય હોય, એવુ અદ્ભુત ધનુષ્ય દેખ્યું.

---

૧૫ પદચ્છેદ—ततः-પછી. पौरान्-લોકોને. धनुषः स्थानं पृच्छमानः अच्युतः-ધનુષ્યનું ઠેકાણું પુછતા શ્રીકૃષ્ણ. तस्मिन् प्रविष्टः-તે સ્થાનમાં જઇને. इंद्रस्य इदं ऐंद्रं इव-જાણે ઇંદ્રનું ધનુષ્ય હોય એવું. अद्भुतं धनुः ददृशे-અદ્ભુત ધનુષ્ય દેખ્યું.

૧૬ પદચ્છેદ—बहुभिः पुरुषैः गुप्तं-ઘણા પુરૂષોથી રક્ષાએલું. अर्चितं-પૂજાએલું. परमा ऋद्धिः (શોભા) अस्य अस्ति इति परमर्द्धिमत्-ઘણી શોભાવાળું. धनुः-ધનુષ્ય તેને. नृभिः वार्यमाणः (अपि)-લોકો તેને વારતા હતા (તોપણ) कृष्णः-શ્રીકૃષ્ણે. प्रसह्य आददे-બળાત્કારથી ઉપાડયું.

૧૭ પદચ્છેદ—नृणां पश्यतां-રક્ષકોના દેખતાં. सलीलं-લીલા માત્રમાં, જોતજોતાં. वामेन करेण उद्धृतं-ડાબા હાથથી ઉપાડેલું. च निमिषेण सज्यं कृत्वा-આંખ વીંચીને ઉઘાડે એટલીવારમાં સજ્જ કરીને. विकृष्य-ખેંચીને. यथा-જેમ मदेन युक्तः करी (હાથી) मदकरी-મદોન્મત્ત હાથી. इक्षुदंडं-શેરડીના સાંઠાને ભાંગી નાંખે તે પ્રમાણે उरुक्रमः-મહા બળવાન ભગવાને. मध्यतः प्रबभंज-મધ્યમાંથી ભાંગી નાંખ્યું.

**[૧૫]. ઘણા માણસોથી રક્ષણ કરાએલા, પૂજાએલા અને મોટી શોભાવાળા તે ધનુષ્યને, શ્રીકૃષ્ણે પોતાને ( તે ધનુષ્યના રક્ષકો અને બીજા ) લોકો વારતાં હતાં, તોપણ બળાત્કારથી ( તે ધનુષ્ય ) ઉપાડયું. [૧૬] માણસો ( તે ધનુષ્યના રક્ષકો અને બીજા લોકો ) જોતાં છતાં–તેમની હાજરીમાં, લીલામાત્રમાં, ડાબા હાથથી ઉપાડેલા તે ધનુષ્યને, આંખ વીંચીને ઉઘાડે એટલીવારમાં સજ્જ કરીને, અને ખેંચીને, જેમ મહોન્મત્ત હાથી શેરડીના સાંઠાને ભાંગી નાંખે, તેમ મહાબળવાન શ્રીકૃષ્ણે, તે ધનુષ્યને મધ્યમાંથી ભાંગી નાંખ્યું. [૧૭]**

૧૫ થી ૧૭ વિવેચન—

દેખતાને દેખાય—[૧] ધોબીને રસ્તા વચ્ચે માર્યો. [૨] કુબ્જાને રસ્તા વચ્ચે સીધી બનાવી દીધી. [૩] બળવાનો પણ ન ઉપાડે એવું ધનુષ્ય સહેજમાં ભાંગી નાંખ્યું. આ તમામ ચમત્કારો દેખતાને–દિવ્ય દૃષ્ટિવાળાને દેખાય; આંધળાને–સ્થૂલદૃષ્ટિવાળાને–દેખાય નહીં. જે સાણુસીની પકડ બરાબર ન હોય, તે સાણુસીથી ધગધગતી તપેલી ઉતારતાં, તપેલી છટકે, અને પગ બાળી નાંખે. તેમ જે મનુષ્યો સંતોની સેવાદ્વારા, અંતઃકરણને પવિત્ર કરતા નથી; અને શાસ્ત્રોનાં શ્રવણદ્વારા, પોતાની બુદ્ધિને કેળવતા નથી; તેઓ શ્રીહરિને નજરે દેખે; તોપણ શ્રીહરિમાં પ્રભુત્વને દેખે નહીં.

ધનુષ્યને મધ્યમાંથી ભાંગવાનું રહસ્ય—ઘણા બળવાળો પુરૂષજ મધ્યમાંથી ભાંગી શકે. મધ્યમાંથી ભાંગીને શ્રીકૃષ્ણે પોતાના બળનું ભાન કરાવ્યું; તથા હવે પછીના યુદ્ધમાં, તે બેઉ ભાઈઓને કામમાં આવે, એવા બે ટુકડા શ્રીકૃષ્ણે તૈયાર કરી રાખ્યા.

ભાંગેલા ધનુષ્યનો અવાજ અને કંસને ત્રાસ–તે સંબંધી હવે સાંભળો—

**धनुषो भज्यमानस्य, शब्दः खं रोदसी दिशः ॥**
**पूरयामास यं श्रुत्वा, कंसस्त्रासमुपागमत् ॥ १८ ॥**

**અર્થ—ભાંગેલા ધનુષ્યનો અવાજ, આકાશમાં, સ્વર્ગમાં, મૃત્યુલોકમાં અને (દશે) દિશાઓમાં ફેલાઇ ગયો–સંભળાયો. જેને સાંભળીને કંસ પણ ત્રાસ પામી ગયો. [૧૮]**

૧૮ વિવેચન—

ધનુષ્ય ભાંગ્યાના કડાકાના અવાજને ચારે તરફ ફેલાવીને, સુર અસુર કોટિના તમામ જીવોને પ્રભુએ જાગ્રત કર્યા. માણેકસ્થંભ રોપ્યો, અને ઢોલ વાગ્યા.

કંસ ત્રાસ પામ્યો, તોપણ હજી અંતરે અજવાળાં થયાં નહીં. નથુભાઇ ( સરકારી પેનશનર ) ભયંકર માંદા પડયા, ત્યારે કહેતા હતા કે—'હાય બાપ ! શું હું મરી જઈશ !

૧૮ પદચ્છેદ—**भज्यमानस्य धनुषः**-ભાંગેલા ધનુષ્યનો. **शब्दः**-અવાજ. **खं**-આકાશ. **रोदस्**-ન. લિંગ–સ્વર્ગ અને મૃત્યુ લોક. **रोदसी**-સ્વર્ગ અને મૃત્યુ લોકને. **दिशः**-દિશાઓને. **पूरयामास**-ભરી દીધી. **यं श्रुत्वा**-જેને સાંભળીને, **कंसः त्रासम् उपागमत्**-કંસ ત્રાસ પામી ગયો.

પ્રભુ જીવવા દે, તો હવે ગોવિંદ ગાઉં.' પ્રભુએ જીવવા દીધા; પણ તબીયત સારી થઇ, કે તુરત દેશીરાજમાં દીવાન નીમાયા. જીવતાં સુધી ખુશામત કરી; અને ઉપાધીનાં પોટલાં માથે મૂકી રાખ્યાં. પરિશ્રમને લીધે બે માસ પછી પાછા માંદા પડ્યા, અને હાથ ઘસતા ચાલ્યા ગયા. તેમની હૈયાતીમાં તેમનાં પત્નિ નથુભાઈને ઘણીવાર કહેતાં કે— 'હવે તો નિવૃત્ત થઇને બેસો. આપણા ઘરમાં જે જોઇએ તે છે. કોને માટે આ વૈતરાં કરો છો?' તેના જવાબમાં નથુભાઇ કહેતા કે—ગાંડી! હું તારા કરતાં વધારે ભણેલો છઉં. યોગવાસિષ્ટ હું પાંચવાર વાંચી ગયો; પંચદશી દસવાર સાંભળી ગયો. હું તો જનક જેવો વૈદેહી છઉં.' વિગેરે વિગેરે. આવા ડહાપણ ડાહ્યા અનેક નથુભાઈ, ભય આવે છે; ત્યારે 'હે રામ! હે કૃષ્ણ!' એમ પોકાર કરે છે; અને ભય જરા ખસે છે, ત્યારે-પાછા હતા એવા-પત્થરના કરતાં પણ કઠણ બની જાય છે. પ્રભુકૃપા કરે, અને અંતરે અજવાળાં થાય; તોજ જ્ઞાન, વૈરાગ્ય અને નિવૃત્તિની ભૂખ લાગે.

શ્રીકૃષ્ણ સામા પક્ષને મારીને પોતાનું પ્રભુત્વ વિદીત કરે છે—

**तद्रक्षिणः सानुचराः, कुपिता आततायिनः ॥**
**ग्रहीतुकामा आवव्रुर्-गृह्यतां बद्ध्यतामिति ॥ १९ ॥**
**अथ तान्दुरभिप्रायान्, विलोक्य बलकेशवौ ॥**
**क्रुद्धौ धन्वन आदाय, शकले तांश्च जघ्नतुः ॥ २० ॥**
**बलं च कंसप्रहितं, हत्वा शालामुखात्ततः ॥**
**निष्क्रम्य चेरतुर्हृष्टौ, निरीक्ष्य पुरसंपदः ॥ २१ ॥**

અર્થ—કોપ પામેલા ધનુષ્યના રક્ષકો, પોતાના અનુચરો સહિત, શસ્ત્રો ઉપાડીને, શ્રીકૃષ્ણને પકડી લેવાની કામનાવાળા-પકડી લેવાની કામનાથી, 'પકડી લ્યો '-'બાંધી લ્યો '-એમ બોલતા બોલતા, શ્રીકૃષ્ણને ઘેરી વળ્યા. (૧૯) આ પ્રમાણે તેમને દુઃષ્ટ અભિપ્રાય વાળા જાણીને, ક્રોધ પામેલા બલરામે તથા શ્રીકૃષ્ણે, ધનુષ્યના બે ટુકડા ઉપાડીને-હાથમાં લઇને, તેઓને મારી નાંખ્યા.

---

૧૯ પદચ્છેદ—**अनुचरैः सहिताः सानुचराः इति कुपिताः तस्य रक्षिणः**-કોપ પામેલા ધનુષ્યના રક્ષકો પોતાના અનુચરો સહિત. **आततायिनः**-શસ્ત્રધારીઓ. અહીં શસ્ત્રો ઉપાડીને. **गृहीतुं कामः येषां ते गृहीतुकामाः**-પકડી લેવાની કામનાવાળા. **गृह्यतां बद्ध्यतां इति**-પકડીલ્યો બાંધીલ્યો, એમ બોલતા. **आवव्रुः**-ઘેરી વળ્યા.

૨૦ પદચ્છેદ—**अथ**-આ પ્રમાણે. **दुष्टः अभिप्रायः येषां ते तान्-इति तान् विलोक्य**-તે દુષ્ટ અભિપ્રાય વાળા છે એમ જાણીને. **क्रुद्धौ बलकेशवौ**-ક્રોધ પામેલા બલરામ અને કેશવે. **धन्वनः शकले** ( ટુકડા ) **आदाय**-ધનુષ્યના બે ટુકડાને ઉપાડીને-હાથમાં લઇને. **तान् जघ्नतुः**-તેઓને મારી નાંખ્યા.

૨૧ પદચ્છેદ—**कंसेन प्रहितं बलं च**-કંસે મોકલેલા લશ્કરને પણ. **हत्वा** હણીને. **ततः**-પછી. **शालामुखात् निष्क्रम्य**-યજ્ઞશાળાના દ્વારમાંથી બહાર નીકળીને, **चेरतुः**-આમતેમ ફરવા લાગ્યા. **पुरसंपदः निरीक्ष्य**-મથુરાનગરીની શોભા જોઇને. **हृष्टौ**-રાજી થયા.

(૨૦) કંસે મોકલેલા લશ્કરનો પણ નાશ કરીને, પછી યજ્ઞશાળાના મુખદ્વારથી બહાર નીકળીને, પ્રભુ (નગરમાં) આમતેમ ફરવા લાગ્યા. મથુરાનગરીની શોભા જોઇને તેઓ રાજી થયા. (૨૧)

૧૯ થી ૨૧ વિવેચન—

જેમ શૃંગારરસમાં રસપ્રદ-રસીક-પ્રેમી-સામાનું મન હરનાર; તેમ જંગમાં જંગબહાદૂર. શ્રીકૃષ્ણ સૂચવે છે કે-માનવ જીવન અનેક પ્રકારની કેળવણીનું સ્થાન છે. જે લોઢાનો કડકો વપરાતો નથી; તે જેમ કટાઇને તુટી જાય છે; તેમ જે મનુષ્યોનાં તન મન વપરાતાં નથી-કેળવણી લેતાં નથી; તે તન મન કટાઇને ધીમે ધીમે તૂટી જાય છે.

દૃષ્ટાંત—નાથાશેઠ દ્વારકા ગયા. સાથે એક રસોઇઓ લીધો. રસોઇઓ રાજકોટમાં માંદો પડયો. નાથાશેઠને ચુલો સળગાવતાં આવડે નહી; ત્યારે રસોઇ તો ક્યાંથીજ આવડે! બે ત્રણ દિવસ ચણ્યામમરા ખાઇને પોતે પણ માંદા પડયા; નવમે દહાડે સૌ નગરથી પાછા ઘેર આવ્યા. નાથાશેઠને ખાત્રી થઇ કે-રસોઇનું થોડુંસરખું કામ અવશ્ય જાણવુંજ જોઇએ; કારણકે માનવજીવન અનેક પ્રકારની કેળવણીનું સ્થાન છે.

કહેવાનો ભાવ એ છે કે—તનને અને મનને બને તેટલી સારી તાલીમ આપવી; જેથી તે ગમેતેવા અટપટા સમયમાં, અમુક પ્રમાણમાં, પોતાનો બચાવ કરી શકે.

**शालामुखात् निष्क्रम्य**—પ્રભુ યજ્ઞશાળાના મુખ્ય દ્વારથી બહાર નીકળ્યા. એટલે એમને કોઈપણ પ્રકારનો ભય નહોતો. આટલા લોકોને માર્યા, તોપણ નિડરપણે પ્રભુ શહેરમાં ફરતા હતા.

ચમત્કાર વિના નમસ્કાર નહીં; તે હવે કહે છે—

**तयोस्तदद्भुतं वीर्यं, निशम्य पुरवासिनः ॥**
**तेजः प्रागल्भ्यरूपं च, मेनिरे विबुधोत्तमौ ॥ २२ ॥**

અર્થ—બે ભાઇઓનું ઉપર જણાવ્યું તે અદ્ભુત પરાક્રમ, પ્રભાવ, દ્રઢતા, અને રૂપ જોઇને, પુરવાસી લોકો, 'તે બે ભાઇઓ કોઈ મોટા દેવ છે,' એમ માનવા લાગ્યા. (૨૨)

૨૨ વિવેચન—

લોકોની આંખો કાંઇક ઉઘડી. કંસ અને કંસના અનુયાયીઓ અંધારામાં રહ્યા. અંધારૂં થઇ જવાથી પ્રભુ પોતાના મુકામ ઉપર પાછા વળે છે—

**तयोर्विचरतोः स्वैर-मादित्योऽस्तमुपेयिवान् ॥**
**कृष्णरामौ वृतौ गोपैः, पुराच्छकटमीयतुः ॥ २३ ॥**

---

૨૨ પદચ્છેદ—**तयोः तत् अद्भुतं वीर्यं तेजः** (પ્રભાવ), **प्रागल्भ्यं** (દ્રઢતા) **च रूपं च तयोः समाहारः**-તે બે ભાઈઓનું (ઉપર જણાવ્યું) તે અદ્ભુત પરાક્રમ, પ્રભાવ, દ્રઢતા અને રૂપ. **निशम्य**-જોઈને. **पुरवासिनः**-પુરવાસીઓ. **विबुधेषु उत्तमौ मेनिरे**-એ બે ભાઇઓ કોઇ ઉત્તમ દેવ છે એમ માનવા લાગ્યા.

૨૩ પદચ્છેદ—**तयोः स्वैरं विचरतोः**-તે બે ભાઇઓ સુખરૂપ ફરતા હતા ત્યાં

અર્થ—તે બે ભાઇઓ સ્વતંત્રપણે ફરતા હતા, ત્યાં સૂર્ય આથમી જતાં, ગોપોથીવિંટાએલા શ્રીકૃષ્ણ અને બલરામ, નગરમાંથી ઉતારે ગયા. (૨૩)

૨૩ વિવેચન—

જેમ વનરાજ (સિંહ) નિડરપણે વનમાં ફરે, તેમ વીરપુરૂષો નિડરપણે સંસારમાં ફરે. વળી આ તો વીરોના વીર.

મથુરામાં જઇને પ્રભુ શું શું કરશે; તેની જે જે કલ્પનાઓ ગોપીકાઓ કરી હતી, તે સાચી ઠરી, એમ શ્રીશુકદેવજી હવે કહે છે—

**वसंततिलका ॥**

**गोप्यो मुकुन्दविगमे, विरहातुरा या, आशासताऽशिष ऋता मधुपुर्यभूवन ॥**
**संपश्यतां पुरुषभूषणगात्रलक्ष्मीं, हित्वेतरान्नु भजतश्चकमेऽयनं श्रीः ॥ २४ ॥**

અર્થ—શ્રીકૃષ્ણ વ્રજમાંથી નીકળ્યા હતા, ત્યારે વિરહથી આતુર થએલી ગોપીઓએ, મથુરામાં જે જે થવાની કલ્પનાઓ કરી હતી, તે તમામ સાચી ઠરી. એટલે ભગવાનનું શરીર કે જેમાં લક્ષ્મીજી પોતાને ભજનારા બીજાઓને તજી દઇને નિવાસ કરે છે; તે શરીરની શોભાને જોનારા મથુરાના લોકોમાં સાચી પડી. તાત્પર્ય-જેઓએ શ્રીકૃષ્ણના શરીરની શોભા જોઈ, તેઓ તેમાં લલચાયા. [૨૪]

૨૪ વિવેચન— **વંશસ્થ.**

**सुखं प्रभाता रजनीयमाशिषः, सत्या बभूवुः पुरयोषितां ध्रुवम् ।**
**याः संप्रविष्टस्य मुखं व्रजस्पतेः, पास्यंत्यपांगोत्कलिता मतासवम् ॥२३॥**

[ દશમ સ્કંધ. અધ્યાય ૩૯]

શ્રીશુકદેવજી આ વચનોની પરીક્ષિતને યાદ આપે છે. કહેવાનો ભાવ એ છે કે-'શ્રીકૃષ્ણનું રૂપ ઘણુંજ આકર્ષક છે; તેને જોઇને કોણ ન લલચાય? લક્ષ્મીનો સ્વભાવ ચંચળ છે, તોપણ તે ત્યાં-શ્રીહરિના અંગમાં-વસી. આપણા મનનો સ્વભાવ ચંચળ છે; તોપણ તેને શ્રીહરિમાં વસાવવું, એ અંતીમ ભાવ છે.'

ગીતામાં ગોવિંદ કહે છે કે—

**यतो यतो निश्चरति, मनश्चंचलमस्थिरम् ॥**
**ततस्ततो नियम्यैत-दात्मन्येव वशं नयेत् ॥२६॥** [ગીતા અ. ૬.]

---

**आदित्यः अस्तं उपेयिवान्**-સૂર્ય આથમી ગયો. **गोपैः वृतौ कृष्णरामौ**-ગોપોથી વિંટાએલા શ્રીકૃષ્ણ અને બલરામ. **पुरात् शकटं ईयतुः**-નગરમાંથી ઉતારે ગયા.

૨૪ પદચ્છેદ—**मुकुंदविगमे**-ભગવાન્ વ્રજમાંથી નીકળ્યા ત્યારે. **विरहातुराः गोप्यः**-વિરહથી આતુર થએલી ગોપીઓએ. [મધુપુર્ શબ્દ] **मधुपुरि**-મથુરામાં. **याः आशिषः**-જે જે થવાની કલ્પનાઓ. **आशासत**-બાંધી હતી તે તમામ. **भजतः इतरान् हित्वा**-બીજા સેવનારાઓને તજીને. **श्रीः**-લક્ષ્મીજીએ. **अयनं चकमे**-જેને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું છે તે. **पुरुषभूषणगात्रं तस्य लक्ष्मीं**-સર્વોત્તમ પુરૂષના શરીરની શોભાને. **संपश्यतां**-જોનારાઓમાં. **ऋता अभूवन**-સત્ય ઠરી.

'આ ચંચળ અને અસ્થિર મન બીજા જે જે લૌકિક પદાર્થોમાં જાય, તે તે પદાર્થોમાંથી તેને (વિવેકબુદ્ધિથી) પાછું વાળીને, પરમાનંદમય પરમાત્મામાં જોડવું.'

ઉતારે જઇને પ્રભુએ શું કર્યું તે હવે કહે છે—

**अवनिक्तांघ्रि[illegible]गलौ, भुक्त्वा [illegible]चनम् ॥**
**ऊषतुस्तां सुखं रात्रिं, ज्ञात्वा कंसा[illegible]र्षितम् ॥२५॥**

અર્થ—(ઉતારે પહોંચ્યા પછી) શ્રીકૃષ્ણે અને બલભદ્રે પોતાના પગ ધોઈ નાંખીને, અને દુધવાળું અન્ન જમીને, તથા કંસે જે કરવા ધાર્યું હતું તે જાણી લઇને, તે રાત્રી ત્યાં ઉતારામાં જ સુખથી રહ્યા. [૨૫]

૨૫ વિવેચન—

વાળુ અને દુધ–શહેરના લોકો દાળના પાણીએ [ઓસામણથી] વાળુ કરે; અને ગામડાના લોકો દુધે વાળુ કરે. શહેરના લોકો વરસમાં બે ચાર વખત માંદા પડે; અને ગામડાના લોકો જીંદગીમાં કોઈ કોઈ વારજ માંદા પડે. તાત્પર્ય–વાળુમાં દુધ વાપરવું, એ આરોગ્ય દાતા છે.

**કર્તવ્ય**—કંસે શું ધાર્યું છે, તે તમામ પોતે જાણે છે; પોતે અંતર્યામી છે; પોતે સબળ છે–તોપણ–શ્રીકૃષ્ણ સૂચવે છે કે–'જે કામ હાથમાં લીધું હોય, તેની સિદ્ધિ માટે, પોતે ગમે એવા સમર્થ હોય, તો પણ તે સંબંધી તપાસ રાખવી, એ મનુષ્યનું કર્તવ્ય છે. સહેજ બેદરકારી કાર્ય સિદ્ધિને દૂર ફેંકી દે; એવું ઘણી વખત બને છે.

શ્રીશુકદેવજી હવે કંસની સ્થિતિનું વર્ણન કરે છે—

**कंसस्तु धनुषो भंगं, रक्षिणां स्वबलस्य च ॥**
**वधं निशम्य गोविन्द–रामविक्रीडितं परम् ॥२६॥**
**दीर्घप्रजागरो भीतो, दुर्निमित्तानि दुर्मतिः ॥**
**बहून्यचष्टोभयथा, मृत्योर्दौत्यकराणि च ॥२७॥**

---

૨૫ પદચ્છેદ—**अवनिक्तं** (ધોયું છે) **अंघ्रियुगलं ययोः तौ**–જેમણે પોતાના પગ ધોયા હતા એવા બે ભાઇઓ. **क्षीरं उपसेचनं** (ઉપર નાંખ્યું છે એવું). **यस्मिन् तत् इति क्षी[illegible]पसेचनं**–જેમાં દુધ ઉપર લેવામાં આવે એવું ભોજન. **भुक्त्वा**–જમીને. **कंसस्य चिकीर्षितम् ज्ञात्वा**–કંસ જે કરવા ધારે છે તે જાણી લઈને. **तां रात्रिं सुखं ऊषतुः**–તે રાત્રિ સુખ પૂર્વક ત્યાં રહ્યા.

૨૬–૨૭ પદચ્છેદ—**धनुषः भंगं**–ધનુષ્યોનો ભંગ. **च**–અને **रक्षिणां च स्वबलस्य वधं**–રક્ષકોના અને પોતાના સૈન્યનો નાશ કે જે. **गोविंदरामयोः विक्रीडितं परं**–શ્રીકૃષ્ણ અને બલરામે રમત માત્રમાં કર્યું **तत् निशम्य**–તે સાંભળીને. **दीर्घप्रजागरः**–લાંબા ઉજાગરાવાળો. **दुर्मतिः**–દુર્બુદ્ધિ **इति भीतः कंसः**–એવો ડરી ગએલો કંસ. **उभयथा**–સ્વપ્નામાં અને જાગ્રત અવસ્થામાં. **[दौत्यं कुर्वंति इति दौत्यकराणि.]** **मृत्योः [illegible]णि**–મૃત્યુને સુચવનારાં. **बहूनि**–ઘણાં **दुर्निमित्तानि**–દુષ્ટ નિમિત્તો. **अचष्ट**–દેખતો હતો.

અર્થ—ધનુષ્યનો ભંગ, તથા ધનુષ્યના રક્ષકોનો અને પોતાના સૈન્યનો નાશ, કે જે શ્રીકૃષ્ણે અને બલરામે રમતાં રમતાં કરી નાંખ્યો, તે સાંભળીને લાંબા ઉજાગરા વાળો દુર્બુદ્ધિ કંસ ડરી ગયો. (પછી) સ્વપ્નામાં અને જાગ્રત અવસ્થામાં, મૃત્યુને સુચવનારાં દુષ્ટ નિમિત્તો તે જોવા લાગ્યો. [૨૬-૨૭]

૨૬-૨૭ વિવેચન—

રાજગાદી ઉપર બેઠો છે; સેવામાં હજારો નોકરો છે; તો પણ ત્યાં ભય. ધનવાન્ હોય તો રખે કોઇ ધન લઇ જશે, તે ભય; વિદ્વાન્ હોય, તો-રખે કોઇ બીજો વિદ્વાન્ મને બેવકૂફ બનાવશે, તે ભય; ત્યારે સંસારમાં ભય વિનાનું સ્થાન કયું ?-વૈરાગ્ય; મારું તારું મટી જાય તે સ્થિતિનું નામ વૈરાગ્ય.

હવે કંસને અપશુકનો થાય છે તેની નોંધ આપે છે—

अदर्शनं स्वशिरसः, प्रतिरूपे च सत्यपि ॥
असत्यपि द्वितीये च, द्वैरूप्यं ज्योतिषां तथा ॥२८॥
छिद्रप्रतीतिश्छायायां, प्राणघोषानुपश्रुतिः ॥
स्वर्णप्रतीतिर्वृक्षेषु, स्वपदानामदर्शनम् ॥२९॥
स्वप्ने प्रेतपरिष्वंगः, खरयानं विषादनम् ॥
यायान्नलदमाल्येकस्-तैलाभ्यक्तो दिगम्बरः ॥३०॥
अन्यानि चेत्थंभूतानि, स्वप्नजागरितानि च ॥
पश्यन्मरणसंत्रस्तो, निद्रां लेभे न चिन्तया ॥३१॥

---

૨૮ પદચ્છેદ—**प्रतिरूपे सति अपि**-પડછાયામાં પણ. **स्वशिरसः अदर्शनं**-પોતાના મુસ્તકનું અદર્શન. **च**-અને. **तथा**-તે પ્રમાણે **ज्योतिषां च**-ચંદ્રાદિકમાં પણ. **द्वितीये असति अपि**-બીજો ચંદ્ર નથી તો પણ. **द्विरूपस्य भावः द्वैरूप्यं**-બેપણું

૨૯ પદચ્છેદ—**छायायां छिद्रप्रतीतिः**-પડછાયામાં છિદ્ર દેખતો હતો. **प्राणघोषस्य अनुपश्रुतिः**-(કાનને બંધ કરતાં અંદરનો જે ઘોષ સંભળાય છે) તે અવાજ તેને સંભળાતો નહોતો. **वृक्षेषु स्वर्णस्य प्रतीतिः**-વૃક્ષો સોનાનાં દેખાતાં હતાં. **स्वपदानां अदर्शनं**-(રજ અને કીચડમાં પણ) પોતાના પગલાં દેખતો નહીં.

૩૦ પદચ્છેદ—**स्वप्ने प्रेतस्य परिष्वंगः**-સ્વપ્નમાં પ્રેતની સાથે ભેટવું તે. **खरयानं**-ગધેડા જોડેલું વાહન. અથવા **खरं आरोह्य यानं खरयानं**-ગધેડા ઉપર ચડીને જતો હતો. **विषस्य अदनं**-ઝેરનું ભોજન. **नलदानां माला अस्ति अस्य नलदमाली**-જાસુદનાં પુષ્પની માળા પહેરેલો. **एकः**-એકલો. **तैलेन अभ्यक्तः** [अंज् ધાતુ.]-તેલથી ખરડાએલો. **दिगंबरः**-નગ્ન. **यायात्**-જતો હતો.

૩૧ પદચ્છેદ—**च**-વળી. **इत्थं भूतानि**-આવા પ્રકારના. **अन्यानि**-બીજાં. **स्वप्नानि च जागरितानि च स्व...नि**-સ્વપ્નમાં અને જાગ્રતમાં. **पश्यन्**-દેખતો. **मरणेन संत्रस्तः**-મરણથી બીનેલો. **चिंतया निद्रां न लेभे**-ચિંતાથી નિદ્રા લીધી નહીં.

અર્થ—પોતાના પડછાયામાં તે પોતાનું મુસ્તક દેખતો નહીં. તે પ્રમાણે ચંદ્રાદિકમાં પણ, બીજો ચંદ્ર નથી તો પણ, તે બે ચંદ્રને દેખતો હતો. [૨૮] તેને પડછાયામાં છિદ્ર દેખાતાં હતાં. કાનને બંધ કરતાં દેહની અંદરનો જે અવાજ સંભળાય છે, તે અવાજને તે સાંભળતો નહોતો. વૃક્ષોને તે સોનાનાં દેખતો હતો. રજ અને કીચડમાં તે પોતાનાં પગલાં દેખતો નહીં. [૨૯] સ્વપ્નમાં તે મુડદાને ભેટતો હતો; ગધેડા ઉપર બેસીને જતો હતો; તે ઝેર ખાતો હતો; જાસુદના પુષ્પની માળા પહેરીને તેલથી ખરડાએલો અને નાગો નાગો, તે એકલો એકલો જતો હતો. [૩૦] સ્વપ્નમાં અને જાગ્રત અવસ્થામાં આવા પ્રકારનાં બીજાં કેટલાંએક નિમિત્તો દેખીને, મરણથી ત્રાસ પામેલા કંસને, ચિંતાને લીધે નિદ્રા આવી નહીં. [૩૧]

૨૮ થી ૩૧ વિવેચન—

આ વાતો તો વીતી હોય તે જાણે. આ બાબતમાં સમજવા જેટલું એ છે કે-પાપીઓને હમેશાં ફડકો રહે છે. આવા સ્વપ્નાથી બચવું હોય, તો પાપકર્મથી બચવું.

હવે કંસ શ્રીકૃષ્ણના મોતની તૈયારી કરે છે—

**व्युष्टायां निशि कौरव्य, सूर्ये चाद्भ्यः समुत्थिते ॥**
**कारयामास वै कंसो, मल्लक्रीडामहोत्सवम् ॥ ३२ ॥**
**आनर्चुः पुरुषा रंगं, तूर्यभेर्यश्च जघ्निरे ॥**
**मञ्चाश्चालंकृताः स्रग्भिः, पताकाचैलतोरणैः ॥ ३३ ॥**
**तेषु पौरा जानपदा, ब्रह्मक्षत्रपुरोगमाः ॥**
**यथोपजोषं विविशू, राजानश्च कृतासनाः ॥ ३४ ॥**

અર્થ—હે પરીક્ષિતરાજા! રાત્રી પસાર થઈ જતાં-પ્રભાત થતાં, અને

---

૩૨ પદચ્છેદ—**कुरोः गोत्रापत्यं पुमान् कौरव्यः तत् सं.**-હે પરીક્ષિત રાજા! **निशि व्युष्टायां** ( **उष्** ધાતુ )-રાત્રી ગઈ એટલે પ્રભાત થતાં. **च**-અને. **सूर्ये अद्भ्यः समुत्थिते**-સૂર્ય જળમાંથી બહાર નીકળતાં. **वै**-તુરત. **कंसः**-કંસે, **मल्लक्रीडामहोत्सवम्**-મલ્લક્રીડાનો મહોત્સવ. **कारयामास**-કરાવ્યો.

૩૩ પદચ્છેદ—**पुरुषाः रंगं आनर्चुः**-લોકોએ અખાડાનું પૂજન કર્યું. **तूर्याणि च भेर्यश्च तूर्यभेर्यः**-તૂરી અને ભેરી. **जघ्निरे**-વાગવા લાગ્યાં. **च**-અને **स्रग्भिः**-માલાઓથી **पताकाश्च चैलानि च तोरणानि च तैः**-પતાકા અને વસ્ત્રોના તોરણોથી. **मंचाः-अलंकृताः**-મંચો શણગારવામાં આવ્યા હતા.

૩૪ પદચ્છેદ—**तेषु**-તે મંચો ઉપર. **ब्राह्मणाश्च क्षत्राश्च पुरोगमाः** (મૂખ્ય) **येषु ते ब्रह्मक्षत्रपुरोगमाः**-બ્રાહ્મણ અને ક્ષત્રિય આદિ. **पौराः**-મથુરા નગરીના લોકો. **जानपदाः**-આસપાસના ગામડાઓમાંથી આવેલા લોકો. **राजानश्च**-અને રાજાઓ પણ, **विविशुः**-પધાર્યા અને **यथा उपजोषं**-યથા યોગ્યરીતે. **कृतासनाः**-બેઠા.

સૂર્ય જળમાંથી બહાર નિકળતાં, કંસે ત્વરાથી મલ્લક્રીડાનો મહોત્સવ કરાવ્યો. [૩૨] લોકોએ અખાડાનું પૂજન કર્યું. તૂરી અને ભેરી વાગવા લાગ્યાં. માળા, પતાકા, વસ્ત્રો અને તોરણોથી મંચોને શણગારવામાં આવ્યા હતા. [૩૩] તે મંચો ઉપર બ્રાહ્મણ ક્ષત્રિયાદિ મથુરાનગરીના લોકો, તથા આસપાસના ગામડાંઓના લોકો, અને રાજાઓ પણ આવીને, યથાયોગ્ય રીતે બેઠા. [૩૪]

૩૨ થી ૩૪ વિવેચન—

અખાડા—અખાડા મથુરાની પ્રાચીન રમત છે. કેળવણીખાતાએ અખાડાનું નામ 'કસરતશાળા,' 'વ્યાયામશાળા' પાડ્યું. અંગ્રેજના રાજની સુખશાંતિમાં, અખાડાની રમત ભુંસાવા લાગી હતી; પણ પાંચ દસ વરસથી અખાડાનો પ્રચાર વધ્યો છે. દવાખાના કરતાં અખાડાની વધારે જરૂર છે; અને તે ગામેગામ થવા જોઇએ. ગામડાનાં લોકો બળવાન હોય; પણ તેઓ તાલીમબદ્ધ બળવાન હોતા નથી. અખાડા તેમને તાલીમબદ્ધ તૈયાર કરે છે. લડાઇમાં જોડાવું ન હોય, તેમને પણ, આરોગ્યની અને સ્વરક્ષણની જરૂર છે.

હવે અખાડાના મંડપમાં કંસ પધારે છે—

**कंसस्तु संवृतोऽमात्यै, राजमञ्च उपाविशत् ॥**
**मण्डलेश्वरमध्यस्थो, हृदयेन विदूयता ॥ ३५ ॥**

અર્થ—કારભારીઓથી વિંટાએલો કંસ પણ, પોતાના તાબાના રાજાઓના મધ્યમાં, રાજમંચ ઉપર, કચવાતા મનથી બેઠો. (૩૫)

૩૫ વિવેચન—

કચવાવાનું કારણ ?—કચવાવાનું કારણ પોતાનું પાપ છે. પોતાનું અજ્ઞાન છે. પોતાનું દેહાભિમાન છે. જે સ્ત્રી ધણીની સાથે વિરોધ કરે; જે પુત્રો માતાપિતા સાથે વિરોધ કરે; જે નોકર શેઠ સાથે વિરોધ કરે; એટલે તેમને અનુકુળ થઇને વર્તે નહી; એટલે તેમની સાથે નમ્રતા રાખે નહી; તેઓ સદા કચવાયાજ કરે છે. જીવને **શિવ** સાથે વિરોધ કરવો ઘટતો નથી. જે જે જીવો ઇશ્વર સાથે વિરોધ કરે છે, તેઓ કર્માનુસાર કદિ થોડાં સુખ ભોગવી લે; પણ અંતકાળ વખતે તેમને ભારે ગભરામણ થાય છે.

**विदूयता हृदयेन**—'કચવાતા હૃદયથી કંસ મંચ ઉપર બેઠો,' એમ કહ્યું. કંસ શા માટે કચવાતો હતો ? તે તો સમજ્યા હશો. આકાશવાણીએ કહ્યું હતું કે-'દેવકીનો આઠમો ગર્ભ તને મારશે.' અત્યારે રામકૃષ્ણનું પરાક્રમ સાંભળી, કંસને મૃત્યુનો ભય લાગ્યો. આજ મૃત્યુ સંબંધી થોડો વિચાર કરીએ—

મૃત્યુ—સંપ્રદાયોમાં, પંથોમાં અને દુનિયાના જુદા જુદા ધર્મોમાં, અનેક પ્રકારના મતમતાંતર છેઃ પણ-'પ્રાણી માત્રને માથે મૃત્યુ છે'-'પ્રાણી માત્રને મરવું છે,' તે બાબ-

---

૩૫ પદચ્છેદ—**अमात्यैः संवृतः कंसः तु**-કારભારીઓથી વિંટાએલો કંસ પણ. **मंडलेश्वराणां मध्ये तिष्ठति इति मंडलेश्वरमध्यस्थः**-પોતાના તાબાના રાજાઓના મધ્યમાં. **राजमंचे**-રાજમંચ ઉપર. **विदूयता हृदयेन**-કચવાતા મનથી. **उपाविशत्**-બેઠો.

તમાં સૌ એકમત છે. તેમાં મતભેદ નથી. 'जातस्य हि ध्रुवो मृत्युः' વિગેરે શબ્દોથી શાસ્ત્રો, અને રાજાઓની વંશાવળીથી જગતનો ઇતિહાસ પણ સૂચવે છે કે-' જન્મે છે તે મરે છે; ખાલે છે તે નાશ પામે છે.'

તાત્પર્ય—મૃત્યુ એ અનિવાર્ય પ્રસંગ છે. મૃત્યુના સંબંધમાં ઋષિરાજ કહે છે કે-

રાગ-લાવણી.

જબરો કાળ ઝપાટોરે, માથે મરણ બીક છે મોટી; જબરો. ટેક૦

જંતર જાણો, મંતર જાણો, તંતર જાણો ટાળા;
મોત બડો મરદાન મરદ જ્યાં, ધ્રુજી પડે ધારાળા—જબરો૦

વૈદ્ય બોલાવો સૈયદ બોલાવો, કરો ઉકાળા કૂટી;
ખૂટી તે તો જરૂરજ ખૂટી, ખૂટીની નહીં બૂટી—જબરો૦

ભુંઇફ઼ે ખોદો, શિખો સરોદો, તત્ત્વવિચારો તાજાં;
નાડી ભેદમાં દાડી રમો પણ, વગશે ઉંધાં વાજાં—જબરો૦

જોષ જુઓ નિર્દોષ ભણીને, કોશ શુકનના કાઢો;
જમકિંકરનો અજબ ઝપાટો, ગજબ કરી દે ગાઢો—જબરો૦

વેશ ઉતારો, કેશ ઉતારો; દેશ ઉતારો દૂજે;
પકડે આવી મોત પલકમાં, જીવડલો શું ઝુઝે—જબરો૦

રોટી બદલો, ચોટી બદલો, લોટી બદલો લાખો;
દરદ મરદને ગરદ કરી દે, મોત મરદ છે આખો—જબરો૦

ધરમ ધરો અધરમને મેલી, ખાંતેથી લ્યો ખેલી;
રૂષિરાજ રઘુનાથ વિના નહી, કોઈ બરાબર બેલી—જબરો૦

૨

નિશ્ચે રહેવું નથીરે, માથે મોત ઝપાટો મારે; નિશ્ચે. ટેક૦
ફાલ્યાફૂલ્યા શુંરે ફરો છો! જુઓ વિચારી જગમાં;
વણસતાં કાંઈ વાર ન લાગે, રોગ ભર્યો રગરગમાં—નિશ્ચે૦

× × × × ×

કાશી વાશી અતિ ઉદાસી, જંગલવાસી જોગી;
કાળઝપટમાં ચપટ થયા કેઈ, ભાત ભાતના ભોગી—નિશ્ચે૦

મીઠી વાણી પુરા પુરાણી, જાણી વાતો ઝાઝી;
કાળ કોળીયો કરી ગયો, કોણ કિતાબવાળા કાઝી—નિશ્ચે૦

× × × × ×

૩

પકડે કાળ પલકમાંરે, કાંઇ અઝબ ઝપાટો આ તો—પકડે૦ ટેક.
જીવ વિચારે અભયદાન દઇ, મેદાન કરીને મહાલું;
કાળ વિચારે ખેદાન કરવા, યોગ મળે તો ઝાલું—પકડે૦

ગડ્ ગડ્ ગડ્ ગડ્ નોબત ગાજે, જબરૂં લશ્કર જાતું;
કાળ હસે છે ખડ્ ખડ્ ખડ્ ખડ્, કોઈ ભાળો મારૂં ભાતું—પકડે૦

× × × × ×

જમાદાર સરદાર ત્યાર ત્યાં, છડીદાર નિત્ય બોલે;
અમલદાર બળદાર કાળ તો, ગણે તરખલા તોલે—પકડે૦

× × × × ×

દેહ આળ પંપાળ વાત છે, શિખામણ આ છેલ્લી;
ઋષિરાજ રઘુનાથ વિના, નથી કોઇ બરાબર બેલી—પકડે૦

આ ઉપરાંત બીજાં અનેક પદો, અનેક શાસ્ત્રો, અને આપણો પોતાનો અનુભવ કહે છે કે—'મૃત્યુ અનિવાર્ય છે.'

જે અનિવાર્ય હોય, તેને અટકાવી કેમ શકાય?—મરવું તે વાત નક્કી છે, તો પછી ઔષધની શી જરૂર છે? અનેક ઠેકાણે દવાખાના ખોલવાની, અને તેને ચાલુ રાખવાની શી જરૂર છે? અનેક કષ્ટ વેઠીને વૈદ્ય-ડોકટર થવાની શી જરૂર છે? એમ અનેક પ્રશ્ન ઉભા થાય. આ પ્રશ્નોનો જવાબ, આપણો પોતાનો અનુભવ આપે છે કે—જેમ મોત અનિવાર્ય છે, તેમ દવાખાના અને ડોકટરો પણ અનિવાર્ય છે. તેમના વિના પણ ચાલતું નથી. ત્યારે સાચું શું?—તે ભાવથી સાંભળો—વ્યાધિ અને વૃદ્ધાવસ્થા એ મોતના મૂખ્ય મદદગાર નોકરો છે. વ્યાધિ અને વૃદ્ધાવસ્થા અગર એકલો વ્યાધિ, મોતની અગાઉ શરીરમાં પ્રવેશ કરીને, મોતને શરીરમાં પેસવાની અને શરીરનો નાશ કરી દેવાની સગવડ કરી આપે છે; પણ આ પ્રમાણે હમેશાં બનતું નથી; કારણ કે ગમે એવો વ્યાધી અગર વૃદ્ધાવસ્થા, અમુક ઉપચારથી ઘણીવાર શમી જાય છે; અને શરીરનો નાશ કરવા તૈયાર થએલું મોત, નિરાશ થઈને દૂર ચાલ્યું જાય છે. તાત્પર્ય—મોત ચોક્કસ આવવાનું છે, પણ ક્યારે અને કેવા સંજોગોમાં મોત આવવાનું છે; તે વાતની કોઈને ખબર પડતી નથી. મોતની ચોક્કસ ખબર પડતી નથી, તેથીજ-જ્યારે જ્યારે વ્યાધિ અને વૃદ્ધાવસ્થા આવે છે; ત્યારે ત્યારે 'આ રોગની પાછળ મોત ચોક્કસ આવશે, માટે ઔષધની જરૂર નથી,' એમ માનીને, આપણે બેસી રહેતા નથી. એટલે રોગને અને વૃદ્ધાવસ્થાને અટકાવવા આપણે પ્રયત્ન કરીએ છીએ; અને તેમ કરવું પણ ઘટે છે. યાદ રાખવું કે-'સ્વચ્છંદમૃત્યુ' નામની સિદ્ધિથી યોગીઓ મોતને અટકાવે છે; તેમ આહારવિહારમાં કુદરતને અનુસરનાર મનુષ્ય, નિરોગ અને લાંબું આયુષ્ય ભોગવી શકે છે.

એવું કોઇ પણ પ્રાણી નથી; કે જેને વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુ પ્રિય હોય. અસહ્ય દુ:ખથી કંટાળલાં મનુષ્યો ઘણીવાર મૃત્યુને ઇચ્છે છે; તો પણ તેથી મૃત્યુ ઉપર તેમને પ્રેમ છે, એવું સિદ્ધ થઇ શકતું નથી. વ્યાધિ મટવાનો જરા સરખો સંભવ જણાતાં, મરવાને તૈયાર થએલો મનુષ્ય, જીવનની ઇચ્છા કરે છે. પશુ, પક્ષીઓ અને જંતુઓ પણ મરણથી પોતાનું રક્ષણ કરે છે; એટલું જ, નહીં પણ-'મોડું વહેલું સૌને મરવું છે; એમ હૃદયના ઉંડાણથી જાણનારા વિદ્વાનો, અને ડોકટરો પણ, શરીર પડવાના સર્વ સંભવો પ્રત્યક્ષ જણાતાં છતાં; થોડો સમય વધારે જીવાય તો સારૂં; એવી ઇચ્છા રાખે છે. તાત્પર્ય—મરવાની અનિચ્છા અને જીવવાની ઇચ્છા, એ પ્રાણી માત્રમાં સ્વાભાવિક છે.

શું દવા એકલી રોગનો નાશ કરે છે?—ના. શરીરમાં કોઇપણ જાતનો રોગ થતાં, તેને મટાડવા દવા કરો અગર ન કરો; તોપણ કુદરત રોગનો અને રોગનાં કારણોનો નાશ કરવા તત્પરજ રહે છે. ચપ્પુથી આંગળી કપાતાં, કુદરત પોતેજ તેને રૂજ આણવાનો પ્રયત્ન કરે છે. જેમ આવા નાના રોગોમાં કુદરત રીપેરીંગ કામ ઉપાડી લે છે; તેમ સાધ્ય અગર અસાધ્ય-ગમે તે રોગોમાં-કુદરત શરીરને નિરોગ કરવાનું કામ ઉપાડી લે છે.

ત્યારે શું ઔષધાદિ ઉપચારો નકામા છે? ના-તેની પણ જરૂર છે. કુદરતના આ પ્રયત્નને, બહારના ઔષધાદિ ઉપચારોનો ટેકો મળે, તો વ્યાધિ સત્ત્વર નાશ પામે છે. યાદ રાખવું ઘટે છે કે—જ્યારે કુદરત પોતેજ અશક્ત હોય છે; ત્યારે ઔષધાદિ બાહ્યઉપચારો ફાવી શકતા નથી. હજી આ વિષયના ઉંડાણમાં ઉતરીને જુઓ; તો જણાશે કે—મોત અનિવાર્ય છે, તોપણ કુદરત શરીરને આરોગ્ય રાખવા તત્પર રહે છે. વ્યાધિ શરીરને દુઃખ કરે છે; તોપણ કુદરતના નિયમો તોડીને, આહારવિહારમાં કરેલી ભૂલોને સુધારી લેવા, વ્યાધિ શરીરમાં આવે છે. શરીર સુવ્યવસ્થિત-કુદરતી-નોરમલ-થતાં વ્યાધિ ખસી જાય છે. મનુષ્યોને નિરંતર નિરોગ, નિરંતર યુવાન અને નિરંતર જીવનવાળા રાખવા, કુદરત નિરંતર તત્પર રહે છે; પરંતુ મનુષ્ય-પંચવિષયોમાં વધારે પડતો પ્યાર રાખીને, નિરંતર નિરોગ રહેવા, નિરંતર યુવાન રહેવા, અને નિરંતર જીવનવાળો રહેવા તત્પર નથી.

કુદરતની બાબતમાં હજી ઉંડા ઉતરીને નિહાળીએ, તો દેખાય છે કે-અણુઅણુને ઉત્તરોત્તર ઉંચી કળામાં લઈ જવા, કુદરત પ્રયત્ન કરી રહી છે. ખનીજના અણુઓને કુદરત વનસ્પતિમાં ગોઠવે છે. વનસ્પતીના અણુઓને પશુપક્ષીમાં તથા મનુષ્યોમાં ગોઠવે છે; અને મનુષ્યોનાં અણુઓને દેવત્વમાં ગોઠવે છે. એટલે-વનસ્પતિ પોતાના શરીરનો કેટલોએક ભાગ, ખનીજના શરીરમાંથી બાંધે છે. ઘાસમાંથી ઘોડો પોતાનું શરીર બાંધે છે; અને વનસ્પતિના શુદ્ધ ભાગમાંથી-ફળ અને અનાજમાંથી-મનુષ્ય પોતાનું શરીર બાંધે છે. મનુષ્ય પોતાના માનુષીક અણુઓમાંથી, યમનિયમાદિ સાધનોવડે, દૈવીશરીર બાંધે છે. કુદરતની પ્રત્યક્ષ કૃતિ જોઇને, આપણને અનુમાન કરવાને સબળ કારણ છે કે-નિરંતર આગળને આગળ પગલાં ભરતી કુદરત, માત્ર દેહજ ઘડી આપતી નથી; પણ મન અને બુદ્ધિનો પણ વિકાસ કરે છે. એક મજુરને અને એક વકીલ અગર ડૉકટરને, શરીરાદિ અવયવો સરખાંજ હોય છે; પણ મજુરના મગજમાં અશુદ્ધ અણુઓ છે, અને વકીલ અગર ડૉકટરના મગજમાં શુદ્ધ-સંસ્કાર પામેલા-અણુઓ છે.

અણુઓ અને કુદરત સંબંધી બીજી વાત કહું-નિરોગ શરીરમાંથી પ્રત્યેક ક્ષણે હજારો અણુઓ બહાર ચાલ્યા જાય છે; અને તેમને બદલે હજારો નવાં અણુઓ શરીરમાં પ્રવેશે છે. નિરોગી ફેફસાં દરેક પળે, હવામાંથી પ્રત્યેક શ્વાસમાં પ્રાણતત્ત્વને વિશેષ પ્રમાણમાં ખેંચે છે. નિરોગી શરીરના લોહીમાંથી નિઃસત્ત્વ થઇ ગએલાં હજારો મલીન અણુઓને કુદરત બહાર કાઢી નાંખે છે; અને નવીન પોષ્ટીક અણુઓને, તેમને બદલે ગોઠવે છે. નિરોગી શરીરની ચામડી પણ વાયુમાંથી નવાં પૌષ્ટિક અણુઓ ખેંચે છે, અને મલીન થએલા અણુઓને, પરસેવા દ્વારા બહાર ફેંકી દેછે. આ ઉપરાંત નિરોગ શરીરનો, અપાન વાયુ, શરીરમાં તૈયાર થએલા કચરાને, વાળી ઝાડીને મળમૂત્રના દ્વાર દ્વારા બહાર ફેંકી દેછે; અને પ્રાણવાયુ ભૂખ તરસ દ્વારા, નવાં અન્ન જળ ગ્રહણ કરે છે. નવાં અન્ન જળમાંથી કુદરત પોષક અણુઓ ગ્રહણ કરે છે.

ઘડપણ અને રોગ—આહાર વિહારની બેદરકારીથી, જ્યારે—શરીરમાંથી મલીન અણુઓ, બહાર નીકળી શકતાં નથી; અને ઠેકઠેકાણે શરીરમાં મળનો જથ્થો એકઠો થાય છે; ત્યારે ઘડપણ અને રોગ અગર એકલું ઘડપણ અથવા એકલો રોગ, શરીરમાં પોતાનો મુકામ નાંખે છે. આડા અવળા ઉપચારો કરવાથી, અને ચરી નહીં પાળવાથી, મનુષ્ય જ્યારે કુદરતને મુંજવે છે—એટલે તેનું પોતાનું કામ બરાબર કરવા દેતો નથી; ત્યારે કુદરત હારી જાય છે; અને દવાઓ લાગુ પડતી નથી. પરિણામે મોત આવીને ઉભું રહે છે.

ગેરસમજ—શરીરમાં ચાલતી અખંડ ક્રીયાથી, શરીર ઘસાય છે; અને પચાસ સાઠ વરસે માણસને વૃદ્ધ થવું જ પડે; એવું જે આપણે માનતા આવ્યા છઇએ; તેમાં કાંઇક ગેરસમજ છે. શરીરને હમેશાં ઘસારો લાગે છે; તે વાત સત્ય છે, પણ શરીરનો ઘસારો વસ્ત્રાદિ પદાર્થોના ઘસારા જેવો નથી. એટલે આપણા ઉપયોગમાં આવતી સેંકડો વસ્તુઓને, **ઉપયોગથી** ઘસારો લાગે છે; તેવો ઘસારો આપણા શરીર રૂપી નાજુક યંત્રને પહોંચતો હોય; તો એક આખા દિવસના કામથીજ આપણે મરણ શરણ થઇએ; પણ તેમ નથી. આપણા શરીરને એક બાજુથી જેવો ઘસારો પહોંચે છે; તેવો જ બીજી બાજુથી ખુટકો પૂરવામાં આવે છે. હમેશના દસ રૂપૈયા ખર્ચનારને, હમેશાં બાર રૂપૈયા મળતા હોય, તો તે ઘસારો ગણાય નહીં. આખો દિવસ સખત કામ કરનારને, ગરમ જળ સ્નાન કરવા મળે; રૂચે એવો સાત્ત્વિક ગરમ ખોરાક મળે, ઘરનાં માણસો અનુકુળ થઇને રહે; કલાક દોઢ કલાક મન અને બુદ્ધિ ખીલે એવું સારૂં વાંચન મળે; અને છ સાત કલાક સંપૂર્ણ શાંતિથી સુવાનું મળે; તો બીજે દિવસે બમણા બળથી કામ કરવા તે તૈયાર થાય. જે મકાનને દર સાલ સારી રીતે રીપેર કરવામાં આવે; તે મકાનને જુનું થતાં વાર લાગે; તેમ જે શરીરને સારી રીતે સંભાળવામાં આવે, તે શરીરને વૃદ્ધ થતાં વાર લાગે. જે યંત્રનાં અગર પદાર્થોનાં જીર્ણ થએલાં અણુઓને સ્થળે, નવાં અણુઓની યોજના કરવામાં આવતી નથી; તે યંત્ર અગર તે પદાર્થો, ઘસારાથી જુનાં થાય; અને નકામાં પડી જાય, તે યોગ્ય છે. શરીર ઘસારાથી મજબુત થાય છે; શરીર રાખી મુકવાથી બગડી જાય છે. જે હાથને ન વાપરો, તે હાથ ધીમે ધીમે નકામો પડી જાય છે. ડાબો હાથ બહુ વપરાતો નથી, તેથી તે નિર્બળ રહે છે; અને જમણો હાથ બહુ વપરાય છે, તે સબળ રહે છે. કુવામાંથી પાણી કાઢવામાં ન આવે, તો તેમાં નવું પાણી આવતું નથી; અને જે પાણી તેમાં હોય છે, તે ધીમે ધીમે ગંધાઈ ઉઠે છે. કામમાં ઉત્સાહ રાખનારી પચાસ સાઠ વરસની સ્ત્રી, સવારમાં ચાર પાંચ વાગે વહેલી ઉઠીને, ઘરનાં કામ કાજ પતાવીને, દેવદર્શન કરવા નીકળે છે; અને વીસ વરસની વહુ દીકરી, સાત વાગે રોતી રોતી ઉઠે છે. ડોશી ડૉક્ટરને પાઇએ ખટવતી નથી; અને વહુ બાર માસે, સો સવાસો રૂપૈયા ડૉક્ટરને ખટવે છે. નવા જમાનાની આળસુ સ્ત્રીઓ ત્રીસ ચાલીસ વરસે ડોસીઓ બની જાય, તેમાં નવાઈ જેવું કાંઇ નથી. કહેવાનો ભાવ એ છે કે—ઘસારાથી શરીર ઘરડું થતું નથી. શરીરને નવું નવું રાખવાનો કુદરતનો જે પ્રયત્ન છે, તે પ્રયત્નમે મનુષ્યોએ ટેકો આપવો; પણ અજ્ઞાનથી તેને પ્રતિકુળ થવું નહીં. ધનવાન હોય તે ધન ઉછાળે; તેમ જેમનું શરીર આરોગ્ય હોય; તે સ્વસ્વરૂપના દ્વારરૂપ પ્રયત્ન કરી શકે. મોક્ષને માટે પ્રયત્ન કરતાં મૃત્યુ આવે; તો તેથી ગભરાવાનું નથી.

**न हि कल्याणकृत कश्चिद्-दुर्गतिं तात गच्छति ॥४०॥**
**शुचीनां श्रीमतां गेहे, योगभ्रष्टोऽभिजायते ॥४१॥** [ગીતા. અ. ૬]

બીજે જન્મે-જ્યાં હોઇએ, ત્યાં-આ તૈયારી કામ આવે છે.

**देहिनोऽस्मिन् यथा देहे, कौमारं यौवनं जरा ॥**
**तथा देहांतरप्राप्तिर्-धीरस्तत्र न मुह्यति ॥१३॥** [ગીતા. અ. ૨.]

**દેહધારી જીવાત્માને આ દેહમાં,** જેમ બાલ્યાવસ્થા, **યુવાવસ્થા, અને** વૃદ્ધાવસ્થા **અવશ્ય** પ્રાપ્ત થાય છે; તેમ **આ** દેહનો નાશ [મૃત્યુ] અને બીજા દેહની પ્રાપ્તિ [જન્મ] અવશ્ય **થાય છે;** માટે વીર પુરૂષે આવી બાબતમાં મોહ કરવો ઘટતો નથી.

મુસાફરી કરનારને જેમ ઘોડો ઉપયોગી છે; તેમ આત્મવસ્તુ સાધનારને દેહ રૂપી ઘોડો ઉપયોગી છે. મુસાફર જેમ ઘોડાને ખડ, ખાણુ, અને આરામ આપે છે; તેમ માનવ મુસાફરે દેહને સારા આહારવિહાર આપીને, આરોગ્ય રાખવા સાવધ રહેવું.

ભયંકર અજ્ઞાન—રોગ આવ્યો અગર ઘડપણ આવ્યું, એટલે **હવે તો મરવાનાજ;** એવા કાયરના વિચાર કરીને, ચિંતામાં પડયા રહેવું, એ ભયંકર અજ્ઞાન છે. શરીરના આરોગ્ય સાથે મનને નીકટનો સંબંધ છે. સારી હવા, સારી દવા અને સારો ખોરાક છતાં; જો અત્યંત ચિંતા, ઉદ્વેગ, શોક અને ભય મનુષ્યને થયા કરે; તો તે જલદીથી માનવ મુસાફરી પૂરી કરે છે.

**શાસ્ત્રો અને સંતો** મરણુનો ભય બતાવે છે; તે-'હાય! **હું મરી જઈશ** તો આ બધું કોણુ ભોગવશે! મારા દિકરાનું શું થશે! મારી પાછળ નાત કોણુ કરશે!'-એવી લૌકિક ચિંતાઓ માટે નહીં; પણુ-જીવો છો તે દર્મીયાન લૌકીક ચિંતાઓથી, જેમ બને તેમ મુક્ત થઇને, સમયનો સદુપયોગ કરી લેવા માટે છે; રેલ્વે ગાડી આવ્યા પહેલાં ટીકીટ લઈ લેવી, અને પ્લૅટફૉર્મમાં દાખલ થઇ જવું, તે જેમ બહાર ગામ જનારને સુખકર છે; તેમ મોત આવ્યા પહેલાં, મોક્ષના અધિકારની ટીકીટ લઇ લેવી; અને હું અને મારૂં-તેની પેલીકોરની ભૂમિકારૂપી પ્લેટફૉર્મમાં દાખલ થઈ જવું, એ મરનારને સુખકર છે. આને માટેજ માનવદેહને માંગી લીધો હતો. લાખો કમાયા; બે પાંચ દિકરાને સારે ઠેકાણે પરણાવ્યા; અને નાત જાતમાં વાહ્ વાહ્ કહેવરાવીને, એક ડોસો કહે કે-'હવે હું મરી જાઉં, તો વાંધો નથી.' આમ કહેનારો ડોસો ભલે દેવદર્શન કરતો હોય, કથાવાર્તા સાંભળતો હોય; અગર સવારમાં ઉઠીને હમેશાં પાંચ પચાશનું દાન કરતો હોય; પણુ તે પશુ જીવનમાં રાચ્યો છે. તેને માનવ જીવનની કીંમત નથી.તે ડોસો માનવ નિશાળનો એકડીયો બાળક છે.

ચોપાઇ—ઇહ તનુ કર ફલ વિષય ન ભાઈ, સ્વર્ગહુ સ્વલ્પ અંત દુઃખદાઈ;
નર તનુ પાઈ વિષય મન દેહી, પલટી સુધા તે શઠ વિષ લેહી.
[ મોક્ષવાણી પાનુ ૬૮ A ]

જેમ કંસ મરણુના ભયથી થડકી ગયો: તેમ લૌકીક કામનાઓથી પ્રેરાએલા પ્રાણી માત્ર, મરણુથી થડકી જાય છે. યાદ રાખવું ઘટે છે કે-જીવીને માયાના ફંદમાંજ

રમવું હોય, તો તેના કરતાં મરવું તે સારૂં છે; અને જીવીને સત્કર્મ કરવાં હોય, સ્વધર્મનું પાલન કરવું હોય; જ્ઞાન વૈરાગ્યમાં આગળ વધવું હોય, તો મરવા કરતાં જીવવું તે સારૂં છે. પાપ કરવાની ટેવ વાળાએ, મરણને અને મરણના દુઃખને સદા યાદ રાખવું; અને સત્કર્મ કરનારે, જ્ઞાન વૈરાગના જીજ્ઞાસુએ, મરણને કદિ યાદ કરવું નહીં. અમારે અને તમારે હજી સમય છે, તે કાંઇ કરી લઇએ; વેળા વિત્યા પછી કાંઈ બને તેમ નથી.

૫૯.

રાગ—નારાયણનું નામ ઝપીલે, ગોવરધન ગિરિધારીરે;

વીતી વેળા ન મળે પાછી, ભૂલે તે ભવે ભટકેરે;
પરમપુરૂષ તો પૂણ્યામૃતને, ધટકે ધટકે ધટકેરે—વીતી વેળા૦

સદા શરીર કાચનો કૂપો, તડાક દઈને તટકેરે;
પાણીના પરપોટા સરખો, ફટક દઈને ફટકેરે—વીતી વેળા૦

કામ ક્રોધ ને લોભ અહર્નિશ, પાપકૂપમાં પટકેરે;
ભવસાગરથી પાર ઉતરતાં, અધવચ જાતાં અટકેરે—વીતી વેળા૦

મારા તારામાં શું મોહ્યો...............
હે-હાં-મારા તારામાં શું મોહ્યો ?.........
મારા તારામાં શું મોહ્યો, મરી જવું છે મટકેરે;
લલચાયો શું વગર વિચારે, લલનાને તું લટકેરે—વીતી વેળા૦

જીવ્યો ત્યાંસુધી ચુથ્યાં ચામડાં, ચતુરા કેરાં ચટકેરે;
ખરા લાભથી ખશી ગયો એ—હાં-હાં, થવાહો......
ખરા લાભથી ખશી ગયો એ, મૂરખ કેમ ન ખટકેરે—વીતી વેળા૦

ડહાપણમાં ડાહ્યો મન સમજી, ખરી વાતે તું વટકેરે;
માયાની આ ઈંદ્રિ જાળમાં, ફૂલી જઈ શું ફટકેરે—વીતી વેળા૦

કેશવ કામ કાંઇ નહીં આવે, જે માટે તું ઝટકે;
સગાસબંધી સહુએ સાથી, છેલ્લી વખતે છટકેરે—વીતી વેળા૦

હવે અખાડામાં મલ્લો આવે છે—

**वाद्यमानेषु तूर्येषु, मल्लतालोत्तरेषु च ॥**
**मल्लाः स्वलंकृता दृप्ताः, सोपाध्यायाः समागताः ॥ ३६ ॥**

---

૩૬ પદચ્છેદ—**मल्लानां तालः मल्लतालः, मल्लतालः उत्तरः** (ઉપર **उपरि, उच्चैः**) **श्रूयते-येषु तानि मल्लतालोत्तराणि, तेषु इति तूर्येषु**-જેમાં મલ્લતાલ વધારે વાગતો હતો એવી. **तूर्येषु** તુરીઓ. **वाद्यमानेषु**-વાગતાં. **सुअलंकृताः दृप्ताः मल्लाः**-શણગારેલા અને ગર્વવાળા મલ્લો. **उपाध्यायैः सहिताः-सोपाध्यायाः समागताः**-પોતપોતાના આચાર્યો સહિત આવ્યા.

**चाणूरो मुष्टिकः कूटः, शलस्तोशल एव च ॥**
**त आसेदुरुपस्थानं, वल्गुवाद्यप्रहर्षिताः ॥३७॥**

**અર્થ—જેમાં મલ્લતાલ વધારે વાગતો હતો એવી તૂરીઓ વાગતાં, શણુગારેલા અને ગર્વવાળા મલ્લો, પોતપોતાના આચાર્યો સહિત આવ્યા. [૩૬] સુંદર વાજીંત્રોથી રાજી થએલા ચાણૂર, મુષ્ટિક, કૂટ, શલ અને તોશલ નામના મલ્લો અખાડાના સ્થાનમાં આવી પહોંચ્યા. [૩૭]**

૩૬–૩૭ વિવેચન—

રણશીંગુ, બ્યુગલ વિગેરે વાજીંત્રો, અખાડાનાં શણગાર છે. રમનારાઓને ઉત્સાહ પૂરનારાં છે.

નંદાદિ ગોપો પણ હવે અખાડામાં આવે છે—

**नंदगोपादयो गोपा, भोजराजसमाहुताः ॥**
**निवेदितोपायनास्ते, एकस्मिन् मंच आविशन् ॥ ३८ ॥**

**અર્થ—કંસે બોલાવેલા નંદાદિ ગોપો (પણ), રાજાને ભેટ ધરીને, એક મંચ ઉપર બેઠા. [૩૮]**

૩૮ વિવેચન—

નંદાદિ ગોપો એટલે ઘરડેરા ગોવાળીયા. શ્રીકૃષ્ણ અને બલરામ આ મંડળમાં નથી. તેઓ પાછળ છે.

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમ સ્કંધ પૂર્વાર્ધનો ૪૨ મો અધ્યાય સંપૂર્ણ. બોલીયે હરિ. બોલો શ્રી રામચંદ્ર દેવકી જય. હર હર મહાદેવ હર. આસપાસ બેઠાં હોય તેમને અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ. હવે આવતા અધ્યાયમાં પ્રભુ કુવલીયાપીડ હાથીને, મલ્લોને અને કંસને મારશે. ભાગ્ય હોય તો, પરવા હોય તો–આ લીલામૃતનું પાન કરવા, વહેલા વહેલા પધારજો.

અમદાવાદ મોક્ષમંદિર, ૧૯૮૭ માગશર શુદી ૧૫. } **લી૦ રામશંકર મોનજી ભટ્ટ.**

---

**નવા ગ્રાહકોને—** દશમસ્કંધનાં પાછલાં પુસ્તકો જોઇએ, તો ઉઘરશો નહીં. ૮૩ ના મહાથી દશમસ્કંધ શરૂ થયો છે.

---

૩૭ પદચ્છેદ—**वल्गुवाद्यैः प्रहर्षिताः**-સુંદર વાજીંત્રોથી રાજી થએલા. **चाणूरः मुष्टिकः कूटः शलः तोशलः**-ચાણુર, મુષ્ટિક, કૂટ, શલ અને તોશલ. **एव च**—તે નામના મલ્લો. **उपस्थानं ते आसेदुः**-અખાડાના સ્થાનમાં આવી પહોંચ્યા.

૩૮ પદચ્છેદ—**भोजराजसमाहुताः**-કંસે બોલાવેલા **नंदगोपादयः गोपाः**-નંદાદિ ગોવાળીયાઓ. **निवेदितानि उपायनानि (ભેટ) यैः ते**-જેમણે રાજાને ભેટ ધરી દીધી હતી તેઓ. **एकस्मिन् मंचे आविशन्**-એક મંચ ઉપર બેઠા.